# 'ગુજરાત'ના લેખકો, ગ્રંથકારો, પ્રકાશકો ને ગ્રાહકોને

૧ 'ગુજરાત'માં પ્રસિદ્ધિ માટે મોકલવાના લેખો, 'તંત્રીમંડળ,' ગુજરાત, ૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબાઈ, ૧' એ સરનામે મોકલવા વીનંતી છે.

૨ વિનિમયનાં પત્રો તેમ જ અવલોકનાર્થે ગ્રંથો પણ 'તંત્રીમંડળ'ને જ સરનામે મોકલવાં; આદ્યતંત્રી કે બીજા કોઇને નહીં મોકલવાં.

૩ 'ગુજરાત'માં પ્રસિદ્ધિ માટે મોકલાયલા લેખો 'ગુજરાત'માં પ્રસિદ્ધ કરવા કે કેમ તે તંત્રીમંડળના નિર્ણય ઉપર આધાર રહેશે.

૪ પ્રત્યેક લેખકને તેના મોકલેલા લેખોની મળ્યાપહોંચ સામાન્ય રીતે અમે લખતા નથી. સ્વીકારાયલા લેખો 'ગુજરાત'માં અનુકૂળતાએ પ્રસિદ્ધ કરવામાં આવશે. નહીં સ્વીકારાયલા લેખો પાછા મંગાવવા ઇચ્છનારે પૂરતી ટપાલ માટેની ટિકિટો બીડી હશે તો જ પાછા મોકલવામાં આવશે. ટપાલમાં અથવા બીજી કોઇ પણ રીતે ગૂમ થયેલા લેખો અથવા કાગળ માટેની જવાબદારી 'તંત્રીમંડળ' કે 'ગુજરાત કાર્યાલય'ને શિર નથી. લેખકને પોતાના લેખની નકલ રાખવા અમારી વીનતી છે. સ્વીકારાયલા લેખોનું અસલ લખાણ પાછું મોકલી શકાશે નહીં.

૫ ભાષાન્તર, અનુવાદ કે સારરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રંથ કે લેખના કર્તાની પરવાનગી મેળવવી અને તે વિગત અમને જણાવવી. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની બધી યે જવાબદારી તે લેખ મોકલનારને શિર જ રહેશે.

૬ કોઇ પણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો હોય તો તેમ તથા બીજા કોઇ પત્રમાં પ્રસિદ્ધ કરવા મોકલ્યો હોય તે અમને લખી જણાવવું.

૭ ગ્રાહકોને સઘળા પ્રકારનો પત્રવ્યવહાર 'વ્યવસ્થાપક, ગુજરાત' ૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબાઈ નં. ૧' એ સરનામે કરવા વીનતી છે.

સાહિત્ય સંસદ તરફથી
તંત્રીમંડળ:
ધનસુખલાલ કૃ. મહેતા
રમણ ન. વકીલ
શંકરપ્રસાદ છ. રાવલ
ભાનુશંકર બા. વ્યાસ
યશવંત સ. પંડ્યા




નવું પુસ્તક ૪:
અંક ૧
માર્ચ, ૧૯૩૭

---

## સ્વ. નરસિંહરાવ સ્મારક અંક

# અનુક્રમણી

---

### શ્રી. નરસિંહરાવના સ્મારક

માટે

તમારો ફાળો નીચેને સરનામે મોકલી
આપવા વિનંતિ છે.

**શ્રી. મનસુખલાલ એ. માસ્તર**
પોસ્ટ ઓફિસ સામે,
સાંતાક્રુઝ.

# ગુજરાત



નવું પુસ્તક ૪ : : અંક ૧

માર્ચ ૧૯૩૭

સ્વ. નરસિંહરાવ સ્મારક અંક



ભાઈ મુનશી,

× × ×

સદ્‌ગત નરસિંહરાવના કુટુમ્બીજનને હું મારી શ્રદ્ધાંજલિ મોકલી ચૂક્યો છું. એમના પ્રત્યે મને ઘણું માન હતું. એ દિવસે દિવસે વધતું જતું હતું. ઈશ્વર પ્રત્યેની એમની શ્રદ્ધા મને બહુ ગમતી હતી. Lead Kindly Light નો બહુ મધુર અનુવાદ મારી વિનંતિ સ્વીકારી એમણે કરી આપ્યો હતો એ અમારી વચ્ચેની અંગત ગાંઠનું કારણ હતું.

બાપુના આશીર્વાદ.

સેગાંવ વર્ધા.

૨૭-૧-૩૭.

# સ્વ. નરસિંહરાવને

બાવનવર્ણવિલાસખેલ ખેલંદો દલપત
ધીર વીર ગમ્ભીર ઘુઘવતો સાગર નર્મદ
નવલ પરીક્ષક ગ્રંથદોષગુણને દેખંતો
સહુનો વારસ ખરો અધિક સહુથી શોભન્તો.

ચન્દ્રઘેલો બની ભમ્યો તું આભઅટારી
પ્રકૃતિતત્ત્વની નૃત્યલીલા તેં પેખી સારી;
જીવતમૃત્યુ તણે રમકડે રમતાં રમતાં
તેં ગાયાં તુજ ગીત કરુણરસથી ઓપંતાં.

ન્હાસે માનવ ડરી દુઃખથી ત્રાસી ત્રાસી
જંગ મચાવ્યો ખરો આત્મનિષ્ઠા તુજ સાચી.
વિજયગૌરવે અડગ ભર્યાં ડગ છેલ્લાં જ્યારે
માનવતાનું તેજ રહ્યો'તો નિરખી ત્યારે.

ઉજવશે ગુજરાત જ્ઞાનવિદ્યારસ પૂરો
થશે પ્રગટ તુજ ખરા વારસો જીવનવીરો.

ચંદ્રવદન મહેતા

---

(સામા પાનાનું ચાલુ)

તેજપથે તેજનાં ડગ ધારજે
કર્દમના ત્યાં કળણ નાડું;
ઉન્નત ઉજ્જવલ આભની પારે જે
દિવ્ય સનાતન ભોમ રહી
એ જ વિરામની ભોમ ખરી....ઓ ૨૦

बादरायण

# તેજને મારગ

એ રે પ્રવાસી! ઓ રે પ્રવાસી!
જ્યોતિપથ ત્હેં આદર્યો સહી
તેજને મારગ ચાલ્યો સહી.

સંસારને વન ઘોર અંધારાં ને
મગની કેડી જણાય નહિં;
દુઃખના કંટક ખૂંદતાં ખૂંદતા
જીવન રોજ ઘસાય અહિં....ઓ રે૦

જીવનમૃત્યુનું માનવ ભોમમાં
યુદ્ધ સનાતન ત્હેં નિરખ્યું;
જીવન સાચું અહિં, પરભોમમાં;
મૃત્યુને આળપંપાળ ગણ્યું....ઓ રે૦

પૂર્વે ઋષિજન કૈંક તપ્યા તપ
આતમની સિદ્ધિ સમૃદ્ધિ રચી;
ત્હેં તો રચી રચી જીવનનું ધન
રેલવ્યું, સંચ્યું ન લોભ ધરી....ઓ રે૦

વિશ્વમાં વ્હાલાં જનો ભગવાનને
તેની કસોટી જગે કપરી;
દુઃખદાવાનળ કૈંક ધખ્યા તો ય
આતમ આંચ અડી ન જરી....ઓ રે૦

જીવનની મીઠી જોઈ વસંત ત્હેં
ગ્રીષ્મના તાપ અથાગ સહ્યા,
આવી જસ ખર્યાં પાન ને પલ્લવ
ચેતન તો ય જરી ન સર્યાં....ઓ રે૦

(અનુસંધાન સામે પાને)

## ગાનવિરામ

એ ભવ્ય શું ગાન વિરામ પામે ?
વીણા હવે ના સ્વરમૂર્તિ યોજશે ?
શું વાદ્યના કોમલ સૂક્ષ્મ તારો
વિશ્વાનુકંપે ન કદાપિ ગૂંજશે ?
એ ગાનથી જીવનગાન ભવ્ય
શું મૌનના સાગરમાં શમી જશે ?

ના ગાન એ કોદિ વિરામ પામતું
અખંડ એ અક્ષય જીવને વહે,
અવ્યક્તના ગાન મહીં ભળી જતું
ન માનવી કાં સ્થિતિભેદ એ સહે ?

આ પૂર્વ આલાપ પૂરો થતાં હવે
અશબ્દ સંગીત અગાધ ઉદ્દ્ભવે,
અન્તઃશ્રુતિમાં સ્વરધાર એ સરે.
અનન્ત આકાશ પ્રસન્ન વિસ્તરે.

અમીદાસ કાણકિયા

( સામા પાનાનું ચાલુ )

શિખરિણીઃ— પરંતુ મ્હેં પેલાં તવ જરઠ દેહેથી દડડ્યાં-
મનોહારી કાંઠે, લલિત વહને, સ્વચ્છ સલિલે
સુહાતાં, ને ગાતાં કલકલરવે બેક ઝરણાં
નિહાળ્યાં, ને નાચ્યો, ઘણી ઘણી ભરી અંજલિ, અને
કિશોરી ચંદાનાં રમણ રઢીયાળાં નિરખતો,
વિદેહી વ્હાલાંના વિરહ મણુથી નિત્ય દ્રવતો,
દુખી દિવ્યસ્વપ્ને ક્ષણિક જગસ્વપ્નો વિસરતો,
વસ્યો હૈયે મ્હારે જનક ચિરદેહે નલિનનો.

રમણિક અરાલવાળા

# નરસિંહરાવને

પૃથ્વી:— અનેક શિખરે સુરંગ ગિરિરાજ ગંભીર હે!
અકંપ અણીશુદ્ધ. વ્યોમવિલસંત ત્હારે શિરે
પડી વીજળીઓ ઘણી, ઘન ઘણાય ગાજી ગયા,
ડગી ન તવ ટૂંક, આજનક શૃંગમાલા લસી
નભોન્મુખ થતી પ્રતિક્રમ રહંત અભ્યોજન.

વસંતતિલકા:— જે ડુંગરીને જન ઘણા અહીં કંપતા તે
ત્હેં તો ઝીલ્યું પુલસમું યમવજ્ર શીર્ષે,
ભાલે દીપ્યા તિલકશા કપરા ઘસારા,
ઓ ઉગ્ર ને અડગ! ઓ મૃદુ કાળજેતા!

પૃથ્વી:— વિલીન થઇ કાય કિન્તુ ઝરણાં દદયાં ને નદો
વહ્યા ગભીર તેહના સુભગ સંગમે પૃથ્વીપેં
રહ્યા અમર અબ્ધિ કાળતણી જ્વાળને ડારતો.

શિખરિણી:— અહો એ ઊંડેરા અણસીમ મહાસાગર તણી
નથી માણી મ્હેં તો સફર હજીયે, મુગ્ધ નયને
મહા ગાજવન્તા જલપટ નિહાળું તટપરે
વિરાજીને ન્હાના પગ છબછબાવંત જલમાં.
જતા ને આવંતા પથિક નિરખી પૌરુષભર્યા,
હું તો પ્રસ્થાનાર્થે પળ પળ બનું ઉગ્ર અધીરો,
તરંગોનાં એવે તુમુલ નિરખીને ભયભર્યાં,
ડુબી મૌને પેશું ગરજન શ્રવું વ્યોમ ભરતાં.

વસંતતિલકા:— ઊંડો ન્હતો ઉમળકો ઉરને છતાંયે
આવી શક્યો ન ચરણે ગિરિરાજ ત્હારે,
ત્હારા અનેક રસ-ભાજન શા વિશાળા
ઓ સિન્ધુની રમીશ હું અબ ઊર્મિમાલા.

( અનુસંધાન સામે પાને )

# વાદ્યનાશ

ચંદાયેલો એ હતો એક વાદી
ચંદાધોયાં વિશ્વનો હર્ષ પીતો
સ્વર્ગંગાને નીર અંઘોળનારો
ઘેરા ઘેર્યાં માણતો મેઘરંગો
તારાઓની ગેંદ ઊછાળતો કે
આ બ્રહ્માંડે મૂક સંગીત લ્હેરો
લ્હેરે તેના સૂરને આત્મવાદ્યે
ધીમી મીઠી છટાથી પ્રતિફલિત કરી ગૂઢ ઉલ્લાસતો એ

એ વાદીએ કૈંક ઉદ્યાન માણ્યાં
વેલે વેલે કૈંક જોયા વિલાસ
પુષ્પે પુષ્પે રમ્ય માણી સુગન્ધ
મોંઘાં મોંઘાં ફૂલની ગૂંથી માળ
ગાયાં રૂડાં પુષ્પઉલ્લાસગીત
ને ફૂલોનો પરિમલ સદા ફેલવ્યો રૂડી રીત

ચાલ્યો વાદી શાન્ત ઉદ્યાન છાંડી
આવ્યા એને દૂરના ગૂઢ સાદ .
આવ્યા શબ્દો શાન્ત કો નિર્ઝરોના
ને ખીણોની ગાજતી શબ્દમાળા
ને ધોધના ધીર ગંભીર ઘોષ
દૂરે રાજ્યાં શૃંગ ઉત્તુંગ ન્યાળ્યાં
મન ભરવા વાદ્યના તાર ઝાંખ્યા

ા વાદી શાન્ત ઉલ્લાસ છાંડી
ા એને સાદ કો જંગલોના
માગે ઘોર ગર્તો પડેલા

શા ત્યાં ગાજ્યા વિકટ પથના વાયરા ઘોર ઘેરા
જોયું એણે તિમિર જગનું વ્યાપિયું ઓતપ્રોત
વાધી એને યુગ યુગ જગી દિવ્ય જે જંબુજ્યોત

દૃષ્ટિ ઘેરે વિસ્તરેલા પહાડ
બીતિ પ્રેરે પર્વતોની કરાડ
ઊંડે શબ્દો પાથરી દિગ્દિગન્તે
જામ્યા મેઘો ખૂબ ઉત્તુંગ શીર્ષે
ખેલે ખેલો તાંડવી ગાજવીજ
એ સૌ વચ્ચે દૃઢગાઢ વધે એકલો એક વીર

આવ્યો એ તો ધીર ગમ્ભીર વીર
અંધારાને કાપતો ઊર્ધ્વ શીર્ષે
ખેડ્યાં યુદ્ધો કૌશલે કર્મનિષ્ઠે
ખેડ્યાં દ્વન્દ્વો ધર્મ શ્રદ્ધાસમર્થે
એનું સંગી એકલું એક વાદ્ય
ધીરું ધીરું વિકસિત મહાજ્યોતિનું ગાન ગાય

જોયા એણે સૂર્યરશ્મિ પ્રભાવ
જોયું એણે વ્યોમકેરે વિતાન
ધારી ધારી ઇન્દ્રકેરી કમાન
એના રંગો જીવને ગૂંથવાના
એણે બાંધ્યા કૈંક ઉન્મત્ત કોડ
કાપી કૈં કૈં કલ્પના કેરી દોડ
એને હૈયે કૈંક ઊઠયા તરંગો
દીઠ્યા જે બુદ્ધિસૌદામિનીએ
દેખાયા ત્યાં કૈં અતીક વિવર્તો
એની લીલા પ્રકટ કરવા ઉતર્યો જ્ઞાનબાલ
એ લીલાના ધીર ગંભીર ભાવ
એ લીલાના શાન્ત ને ગૂઢ નાદ
લીલા સંકેલી તેનાં કરુણ પ્રગટિયો તન્ત્રિનો ઝણઝણાટ

નિર્મેઘ વ્યોમે નવ ગીત ગાતી
અનન્ત નૃત્યે ઉડુમંડળી કંઈ

એકાન્ત ને શાન્ત સમુદ્ર આરે
અનન્તના ઉત્સવમાં ભળી જઈ
વાજન્ત કૈં નૂપુરઘૂઘરી સુણી
એને હૈયે કેંક ઝગી નવી દ્યુતિ

અરે નવો શો વસમો વિકાર
અદીઠ શા આ સઘળા પ્રકાર
તૂટે ફૂટે કેમ આ વાદ્ય તાર
આવા અરે કાં વિધિના વિહાર

"કુસુમો તો થયાં મ્લાન વીણાના તાર તૂટિયા,
નૂપુરે કિંકિણી સર્વે વાગે છે ખોખરી હવાં"

વીંધતા સાંઝની શાન્તિ કોના આ શબ્દ સંભવે
વાદ્ય વાદકનું શું આ આખરી વાણુ ઉચ્ચરે

પ્રગાઢ શાન્તિ જગ વિસ્તરેલી
અંદ્ય હતી વ્યોમ કંઠ નમેલી
અદીઠા અનિલે ઊઠી અસુણી વાણ કોઈની

"અનેક ઉરવાદ્યના સુભગ તાર તૂટી ગયા
પરંતુ રણકારશેષ નવ શૂન્યમાં ડૂબિયા
અખંડ અવશિષ્ટ તન્તુ તાણું ગાન જે ગુંજતું
સદાય ધ્વનિ મૂક એ કરુણના રહે ધારતું

"અનેક રજની વિશે પરમ શાંત એકાન્તમાં
ઊંડા હૃદયવાદ્યમાં ધ્વનિ નવા સ્વયં ઊઠતા
વિરાટ રવશૂન્યતામહિં સમત્વયોગે કરી
ધરે હૃદય મૂકતા અરવ ગાન વાધે ત્યહીં

"પરંતુ અણચિન્તવ્યું હૃદયવાદ્ય શું થંભિયું
ગયું કરુણ ગાનના ધ્વાન વિશે હવે રાચવું
રહેલ અવશિષ્ટ તન્તુ પણ ગૂઢ હસ્તે તૂટ્યો
નિગૂઢતર અશ્રુસ્રોત પણ નેત્રમાં ઊભર્યો

"સૂક્ષ્મ સંવાદી જે તંતુ આત્મવાદ્યતણો રહે
વિશ્વવાદ્યનાણું ગાન છિન્ન એ ન થશો અરે"

સુણીને શબ્દ આ ધીમા શબ્દ વાદક જો વદે

'આ વિશ્વના સર્જનથંભિણમાંથી
હું કેળું ક્યાં વિશ્વવિરાટ ગીત
ને ક્યાં અરે આ મુજ તન્તુવાદ્ય

'વિરાટ આ વિશ્વ સમસ્ત વિસ્તર્યાં
મહાન સંગીત સ્વરો ન જાણું
તો કેમ તેને મુજ વાદ્યતન્તુમાં
ભરી મહાકાશ પ્રભુત્વ પામું
અને મહાનન્દજલે હું માછલું
શી રીત ઉત્સાહ નવીન ઝીલી
અનન્તમાં આન્ત સદા હું મ્હાલું

હું તો મારા વાદ્યના તાર તૂટ્યા
તેના છેડા જે રણકાર ઝીલ્યા
ને જે ધારે આત્મઅંતર માંહે
તેના સ્મરણે સુપ્તપ્રસુપ્ત જાગું
ને ખોખરું મારું આ વાદ્ય ભાસું

શાને અરે હું મુજ વાદ્ય સાજું
શાને હવે શીર્ણવિશીર્ણું સાંધે
મિથ્યા બન્યું વાદ્ય વિશીર્ણ છો બને

અને મહાવાદકના સમર્થ
સર્જનના ગાને બની મૂક શાખે
એ એક ઇચ્છા
અભિલાષ એક એ
તૂટીફૂટી શીર્ણવિશીર્ણું એ બને
તેથી ન સંગીત વિરાટ આથમે'

તૂટ્યું ભલે ગરવું વાદ્ય ડૂબિયા સ્વર શાન્તિમાં
ગાજે છે ગરવા શબ્દો ઘેરા અનિરૂશાન્તિમાં

સુન્દરજી ગો. બેટાઈ

૨૬-૧-૩૭

# અંજલિ

---

ગુરો ! તમ સમીપમાં સહજ આવતાં જે કળ્યું
પડ્યું ઉરઊંડાણમાં નવલ રૂપ ધારે ત્યહિં
અને વિમલ જ્ઞાનની વધત જાય વેલો અહિં
હમેશ ઉર–વાડીમાં, અટલ આશ ધારી રહું.

અચાનક અજાણતાં મનુજ માત્ર ભૂલે કદા
કરી કદી જ ભૂલ મેં સ્મરણમાં ન કો' લાવતા.

સતેજ ઉર–જ્ઞાન-જ્યોત નિરખી લીધી ચેતના,
સદૈવ ઉર–મંદિરે પરમ પ્રેરણા-પાન દે.

પળેપળ સ્ફુરે ચગે સ્મરણ–સ્રોત હૈયે હજૂ–
રમે ઉર રમાડતાં ઝરણ ભાવ વાત્સલ્યનાં–
લહ્યા તમ કને થકી નત શિરે સદા શીખતો–

ભુલાવી જગતાપ એ અકથ શાન્તિ શી રેલતાં–
ગુરો ! કયમ ભુલાય એ વિરલ હૂંફ વાત્સલ્યની !
કહો કયમ મનાય એ ! ઋણ સ્વીકારી રાચી રહું.

હૂંફમાં ગીતડાં ગાતાં બાળુડાં આમ આપનાં
હવે ના હૂંફ કે ઊર્મિ, આંસુડાં માત્ર આંખમાં.

નથી અમ સમીપમાં વિરલ મૂર્તિ એ આપની
છતાં ઉર સમીપ છે સ્મરણ મૂર્તિ તો આપની
નથી અમ સમીપ તોય નવ ગુર્જરી વાણીમાં
અને, તમ સુપ્રેરણા અમ ઉરે ચિરંજીવ છે.

ગુરો ! આકરું નથી; હશો વિરલ પુણ્ય કો ભોમમાં
ત્યહિં રહી રહી જરા સ્મિત કરંત ત્યાં ન્યાળજો
સદા અમ શિશુ તણી સ્મરણ અંજલિ દીપશે.

- મુરલી ઠાકુર

# મૌન અંજલિ

(સ્વ. શ્રી. નરસિંહરાવને)

: વૈતાલીય :

જનમી નરસિંહભક્તથી,
છતી જે લાડિલી પ્રેમભટ્ટની,
લહી નર્મદથી રત્નપ્રભા,
ભરી કોટે દલપત્તસુતને.

ઘણુ ગુર્જરી એ અતંદ્રજા
બની તો તે બની ગાંધીને મુખે.
કોઈ આજ ચિરંજીવા ગિરા
થઈ તો તે નરસિંહરાવથી.

પરની સ્તુતિ એ વહાલી ન્યાં,
રચી દેવી નહીં મૌન અંજલિ.

૨૬-૨-૩૭ ઉમાશંકર જોષી

# જીવનધન્યતા

સંસારને અર્પંત દુઃખકેરા
તરંગની ઉદ્ભવતી પરમ્પરા;
ને સ્વસ્થ થૈ તે પર નૃત્યલીલા
તણી કલા દાખવવી અનેરી!

ના આદિનો અંક જણાય એકે,
ના અંક એકે વળી અન્ત કેરો;
મીંડાં મહા શૂન્ય રહ્યાં નિહાળવાં
ને ગણવું તે અહિં માનવીને!

છતાં અહીં જીવન સર્વ મૂકમાં
નીચોવતાં અમૃતબિન્દુ એક બે
પડે તદા મન્થન સિન્ધુકેરે
છે માનવી જીવન ધન્ય એટલું.

ભાનુ

# તરંગ લીલા*

નરસિંહરાવ ભોળાનાથ

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः ॥

આજ્યારે હું તટસ્થ રહેવા એ.ક્રિયાત વિદ્યાભ્યાસને ઊભેલો દેખુંછું. હેની સામે નંબર ૧૪૩ વાળો ઊભો છે ને કાલસમુદ્રના પ્રવાહમાં તણાઇ જતી તરંગોની લીલાના કેવળ પ્રેક્ષકરૂપે વિદ્યાભ્યાસંગ અકિંચિત્કર જોઉંછું. એ માત્ર સમુદ્રમાં આત્મવિસર્જન કરતી તરંગલીલા અત્યારે પ્રત્યક્ષ કરુંછું. વર્તમાન સુખદુઃખનું દર્શન ઇચ્છતો નથી. પરંતુ સ્મરણશક્તિજનિત તરંગલીલા વડે તે પ્રત્યક્ષ કરવાને મથુંછું અને કાલસિન્ધુના પ્રવાહમાં તરતી તરંગલીલા જોયા કરુંછું, તો ભૂતકાળનાં દશ્યો તરંગરૂપે, બુદ્બુદરૂપે પ્રગટ થતાં અને લુપ્ત થતાં જોઉંછું. વર્તમાન સુખદુઃખના અનુભવની ઇચ્છા હું રાખતો નથી એટલે ભૂતકાળની તરંગલીલાનું સ્મરણ માત્ર અવશિષ્ટ રહેછે.

ભૂતકાળનું કેટકેટલું સ્મરણ કરું! કાલ જતાં સ્મરણશક્તિ ઘસાતી જાયછે અને અને તેટલું બચાવી રાખવું એમ થાયછે.

"ક્વચિત્ પ્રેમવિલાસમાં, સુન્દરીભુજપાશમાં,
ઉગ્રવિરહઅંગારામાં યૌવન નમ્યું જે વર્ષ"

(કુસુમ, શ્લોક ૧૫)

તે સમયથી આરમ્ભ કરવા જઉં તો અત્યારે તાગ ના આવે છતાં એમ થાયછે કે આવા જૂના અનુભવો શી રીત્યે સંઘરી રાખવા તે સમજણ પડતી નથી. સ્મરણશક્તિ ઢીલી થતી જાયછે. તેથી કરીને વર્તમાનનાં ઝાંખરાંને વળગી રહેવા જઉં! કૃપણ માણસની પેઠે એમ કરવાનું મન થાયછે અને વિદ્યાભ્યાસંગની સમજ પૂતળાની પેઠે ઊભો રહુંછું; આખી ભૂતકાળમાંથી અનેકાનેક અનુભવો ખેંચી કઢાય. જે કોઇ જડી આવશે તે નોંધવાને વાંધો નહિં. તા. ૧૬-૨-૩૬.

---

* આ લેખ નરસિંહરાવભાઈએ ડાયરીમાં રૂપે રૂપે તેમની માંદગી દરમ્યાન લખાવેલ હતો. જાહેર રીતે એ પહેલી જ વાર અહીં પ્રગટ થાય છે.

શ્રીયુત વિદ્યાભ્યાસંગ! એ ત્રણ ક્રમભંગના પ્રકાર મૌનથી ખમીરહેજો. (૧) મ્હારી પુત્રી સ્વર્ગિકાના સ્મારકના કાગળો ઉપર હમે સહી કરી તે વખતે મ્હેં Principal ને કહ્યું આ ૪ તારીખે બે વર્ષ ઉપર હેનું અવસાન થયુંહતું. તે સાંભળીને Principal કહેછે, 'How strange! How strange!' એ શબ્દોમાં અજબ સહાનુભૂતિ દર્શાવી હેનો પ્રતિધ્વનિ મ્હારી એક પુત્રી સમોવડી શિષ્યાના હૃદયમાં પડ્યો. તે પ્રસંગ કાલક્રમ તોડીને સ્મરણમાં તરંગલીલાના બુદ્‌બુદ રૂપે આણુંછું. (૨) એજ વર્ષમાં કોલેજના વિદ્યાર્થીઓએ યોજેલો "૭૫ પગલાં" નો સમારંભ નજર આગળ આણુંછું. તે પ્રસગે વળી બે ત્રણ મધુર સ્મરણો પ્રગટ થાયછે. તે સમયના વિદ્યાર્થીઓનાં સહાનુભૂતિભરેલાં ભાષણો શ્રવણગોચર થાય છે. (એ ભાષણો કદી ભૂલાય એમ નથી). મ્હારી પુત્રીએ ગાયેલું ગીત હજી શ્રવણમાં ઝણઝણે છે. **बंसीकी घून सुनाना** શબ્દો એ ભૂલાય એમ નથી.[1].

(શ્રવણગોચર ગીતડાં,
મધુરતા રેડી રહે,
અધિક મધુરાં લાગતાં.
અણસાંભળ્યાં સંગીત તે.)

હવે શ્રીયુત વિદ્યાભ્યાસંગજી! આપણે અન્ય સ્થળે જઇયે, જે આ પ્રસંગોની નિયામક કુંચી પુરી પાડશે. **प्रलयपयोधिजले धृतवान् असि वेदम्**[2]
એ પંક્તિથી હમે અજાણ્યા નહિં હો. હેમાં वेद શબ્દ ઘણો સૂચક છે. કવિ વર્ડ્સ્વર્થના એક લાંબા કાવ્યમાં પ્રલયકાળથી ભાગી આવતો સાંઢણીસવાર વર્ણવ્યોછે તે પ્રલયજલમાંથી બે ગ્રન્થો બચાવી લાવેછે એ ક્રિયા તે અત્યારે યાદ આવતું નથી, પરન્તુ वेद શબ્દનો વ્યાપક અર્થ લઇને હેમા બે ગ્રન્થો બચાવી રાખેલા હું ઇષ્ટ ગણુંછું. (૧) કવિતા (૨) ગણિત.

અત્યાર સુધી ઉપર ગણાવેલા પ્રસંગોમાં કાલપ્રવાહમાં તરંગબિન્દુરૂપે તરતા મૂકેલા સર્વ પ્રકારો મ્હારે મન તરંગબિન્દુની દૃષ્ટિયે ગૌણ છે. એ બધાનું સમાવર્તન મહાકવિ વર્ડ્સ્વર્થની પંક્તિયોમાં હું કરી શકું છું. એ પંક્તિયો નીચે પ્રમાણે છેઃ—

And at length,
My sense yielding to the sultry air,
Sleep seized me, and I passed into a dream;
x x x
When close at my side, an uncouth shape appeared
Upon a dromedary, mounted high;

---

1 કવિ કીટ્સ કહેછે. Heard melodies are sweet,
But those unheard are sweeter. (Ode to a Grecian Urn.)

2 સ્વરાદ રૂપે પૃથ્વી લાવ્યા શંખાસુરને મારીને
વેદનારાયણ બેટમાં બિરાજ્યા વેદ લાવ્યા ચાર વાળીને.

He seemed an Arab of the Bedouin tribes:
A lance he bore, and underneath one arm
A stone, and in the opposite hand a shell
Of a surprising brightness.

x x x

An ode, in passion uttered, which foretold
Destruction to the children of the earth
By deluge, now at hand.

x x x

The Arab with calm look declared
That all would come to pass of which the voice
Had given forewarning, and that he himself
Was going then to bury those two books,
One that held acquaintance with stars,
The other that had voices more than
All the winds, with power
To exhilarate the spirit, and to soothe
Through every clime, the heart of Human kind.
(The Prelude: Wordsworth)

એ રીતે જોતાં જ્ઞાનદેવની પંક્તિ અને વર્ડ્સ્વર્થની પંક્તિઓનો સૂક્ષ્મ સંબન્ધ તમે જોઈ સકશો અને ઉપરના પ્રસંગોની ગૌણતા ખરી રીતે દૃષ્ટિગોચર થશે. કેમકે જીવનમાં બધાએ પ્રસંગો વિશાળ દૃષ્ટિએ જોતાં મુખ્ય બે તત્ત્વોને વશ છે; કવિતા અને ગણિત. તે બેને સ્પર્શ કરનારાં પુસ્તકોનો બચાવ પ્રલયપયોધિજલમાંથી કરવાને મથનાર સાંઢણીસવારને હું જગતનો કલ્યાણકારક માનું છું; હું બખત આવે તેમ તેમ બધા જીવન-પ્રસંગોને કાવ્યવાદની દૃષ્ટિએ તરંગબિન્દુ સમાન દેખું છું. આ વાતની સ્પષ્ટતા જેને થશે તેને હું ધન્ય ગણીશ.

તેમ છતાં હું કાવ્યસમુદ્રમાં નવો જ ખળભળાટ શો દેખું છું! જેને પેલા સાંઢણી-સવારવાળાં ઘોરણો ક્ષણ ભર ક્ષુબ્ધ કરી નાંખે છે. મ્હારાં પ્રિયજનો, પુત્ર અને પુત્રીઓની મૂર્તિઓ પ્રગટ થયા વિના રહેતી નથી. નલિનકાન્ત અને ઊર્મિલા એ નામો સ્મરણમુકુરમાંથી તો ચિરદિન છે જ; પરંતુ અત્યારે એ મૂર્તિઓ વિશેષ બળથી પ્રગટ થાય છે. વાંચવામાં એ મૂર્તિઓ નલિન તથા ઊર્મિલાની ઊભી રહી છે. બન્ને સાત વર્ષને અન્તરે જીવનપટમાંથી લુપ્ત થયાં; તે આ કાવ્યવાદમાં નવો ખળભળાટ ઉત્પન્ન કરે છે, મ્હારા હૃદયમાં તેમ જ વસ્તુસ્થિતિમાં. ભલે પછી સાંઢણીસવારવાળાં ઘોરણો ક્ષણભર આડે આવે; એ મ્હારા હૃદયના ખળભળાટને નડશે નહિં.

અન્ય કુટુમ્બીજનોને કેટકેટલાં પ્રત્યક્ષ કરું?

"કવિતસંગીતતણા એ ભક્ત
બન્ધુ હરિયા ત્હેં કરી દિલ સખ્ત.
કાળ ઓ!"

અન્ય મિત્રમંડળની અને કુટુમ્બીજનોની ગણના કરવી જ અશક્ય છે.

જીવનપ્રવાહમાં અનેક સૃષ્ટિસૌંદર્યનાં સ્થળો જોયેલાં ત્હેમાંથી ગણતર જ પ્રગટ કરુંછું. જેમાંનો મ્હોટો ભાગ ઉત્તર કાનડામાંથી લબ્ધ થશે. (૧) બેલીકેરીનો સમુદ્રકિનારો, જેને નારાયણ હેમચંદ્રે મોન્ટિકાર્લો જોડે સરખાવ્યો હતો તે, જ્યહાં મ્હારી પત્નીને મ્હેં ઘોડેસવારીનું શિક્ષણ આપ્યું અને લીધું હતું. આ કિનારાએ મ્હારાં અનેક કાવ્યોની પ્રેરણા કરી છે.

(૨) ઊળવીની ગુફા અપવાદરૂપે વર્ણવુંછું. એ સ્થળ ઉત્તર કાનડાના સુપાપેટામાં આવ્યુંછે. લિંગાયતોનો મેળો ત્યહાં વરસમાં એક વાર ભરાયછે. હું મેળો થઇ ગયા પછી ત્યહાં ગયેલો. ગામના પટેલ તથા ત્હેના સાથીઓએ મ્હારે માટે એ ગુફા ચઢવાની યોજના કરીહતી. ગુફા પત્થરના ઊંચા ખડક ઉપર હતી. એ ખડક ઉપર જવા માટે ત્રણ નીસરણીઓ એક બીજા સાથે સાંધીને ગોઠવી. ગુફાનો મુખભાગ ૧½ હાથ લાંબો પહોળો. ત્યહાં વિશ્રાન્તિ લેવાને ગુફા પાસેના ન્હાના ખડકીના માંચા ઉપર હમે બેઠા. મ્હને એક બે નાળિયેરનાં પાણી પાયાં તેથી શ્રમ હરાયો. ગુફામાં હમે પેઠા. પેટે ચાલી ચાલીને ગયા. ગુફામાંના પાણીથી હમારાં કપડાં પલળ્યાં. એ રીતે દસવીસ કદમ ગયા પછી માથા સુધી ઊભા રહી શક્યા. પણ એ દુઃખના બદલામાં અદ્ભુત સૃષ્ટિસૌંદર્યનું દર્શન મળ્યું. ગુફાની પેલી પાર પર્વતની ખીણો ઉપર ખીણો, અસંખ્ય પ્રગટ થઇ; જે સૌન્દર્ય કદિ પણ હું ભૂલી શકતો નથી. એ સૌન્દર્યનું પાન કરીને પાછા નીચે ઊતર્યા, પછી બીજાં છસાત નાળિયેર પીધાં. એ નાળિયેરના પાણીની મઝા ચઢે કે પેલા સૃષ્ટિસૌંદર્યની!

હવે મેળો થઇ ગયાને થોડા જ દહાડા થયા હતા. તેથી પડેલે ખાલી પડેલી દુકાનો વગેરે મ્હને બતાવ્યું.

અસલ પારખુમાં એક મજમુદાર કુટુમ્બના ગૃહસ્થ હતા તે આખો દહાડો ઊંઘે. રાત્રે મશાલો લેવડાવીને નીકળે. બધી રચાઈ ગયેલી ખાલી દુકાનોની શોભા જોતા જાય અને વખાણ કરતા જાય; "વાહ! વાહ! અહિંયાં બજારની દુકાન હતી? અહિં રમકડાંની દુકાન હતી? શોભા બહુ સરસ થઇ હશે!" એમ મેળાનાં ખડેરનાં વખાણ કરી કરીને આનન્દ પામે. એ જ પ્રમાણે પડેલે મેળાની ખાલી પડેલી દુકાનો મ્હને બતાવી. મ્હેં પણ એટલો તો નહિં પણ તેવો જ આનન્દ ભોગવ્યો.

ગેરસપ્પાના ધોધનું દર્શન કરવું રહી નહિં જાય. એક અંગ્રેજ મુસાફરે ત્યાંની Visitors Book'માં લખ્યું છે: "Would you have music? Then

listen to the falls The scale is infinite and God is the Organist." એવો સુન્દર જલધોધ જોઉં તો હું એ મહાન Organist (વાદનાયક) નો જ અપરાધી થાઉં.

એ જલધોધનો ઘુઘવાટ ગેરસપ્પાથી ત્રણ માઈલ છેટેથી જરૂર સાંભળ્યો ઘુ ઘુ ઘુ ઘુ ઘુ ઘુ ...શો મહાન નાદ!

ત્રૂટી પડતો જલધોધ મહાન
અબ્જનો અવિરત ઉજ્જ્વળ બાણ,
નચવતા અણુઅણુ જળકણ ન્યારિં
પરોવિ રવિ નિજ અંગુલિ ત્યારિં
તરંતા મૂકે ગૂંથી અનેક
ઈન્દ્રધનુ રમરમીતાં છેક,-
રેવા રને રંગિયા નાચે જળકણ જેમ–

(હૃદયવીણા: અર્પણ)

ગેરસપ્પાના ધોધ આગળ આવી પહોંચ્યા. મુસાફરી બંગલો ભરપૂર હતો તેથી હમારે તંબુમાં મુકામ કરવો પડ્યો. માણસોની ગફલતને લીધે બેશે દુઃખ ના દીધું. તે જ તારીકે મ્હારી ૭ વરસની પુત્રી ઊર્મિલા તંબુની બાથરૂમમાં ટબમાં બેસીને ન્હાતી હતી, આયા ન્હવરાવતી હતી. હેણે ટબમાંથી જ મ્હોટો સાપ દીઠો, માણસોએ મારીનાખ્યો. ઉપરાઉપરી એક પછી એક ચાર સાપ નીકળ્યા અને મારીનાખ્યા. હું ઉશ્કેરાયો, તંબુ બીજે સ્થળે લઈ જવાનો હુકમ કર્યો; ધોધે જતાં જતાં બહુ વાર થાય તેથી હું શરાવતી નદીને પેલે કિનારે ટૂંકે રસ્તે જવાને તૈયાર થયો. નદીનો પ્રવાહ ત્રણ ચાર ઠેકાણે કાચા પૂલ ઉપર થઈને ઓળંગાતો હતો. તે પૂલના દાંડા પકડીને ગાયની પેઠે જવું પડ્યું. નીચે નદીનો ધોધ ધમધમતો જતો હતો. આમ એ ત્રણ પૂલ વટાવીને સ્હામે કિનારે હું પ્હોંચ્યો. ત્યાં જઈને જોયું તો મ્હૈસુર સ્ટેટનો નવો બંગલો તૈયાર હતો. ત્યાં બધાં મુકામ કરીને રહ્યાં. છોકરાંને બંગલામાં રાખીને હું તથા મ્હારી પત્ની નીચે ઉતર્યાં. Raja, Roarer, અને La Dame Blanche એ ત્રણ ધોધ છે. હેમાંથી પ્રથમના ધોધ ઉપર પત્થરની ધાર હાથવડે પકડી ઊંધા સુઇ, ભોમિયાને પગ પકડાવી આગળ ખેંચાવું; ત્યાંથી ૮૦૦ ફીટ ઊંડાણમાં ધોધ જોયો. આમ કરવામાં એક રમૂજી બનાવ બન્યો. મ્હારો એક ભત્રીજો દશેક વરસનો હતો પણ ઊંધા સુવાને બદલે ચત્તો સુતો! આ ધોધનાં દર્શન પછી હમારા કુટુમ્બમંડળને બંગલામાં રાખ્યાં. હું અને મ્હારી પત્ની નીચે ખડકોમાં અથડાતાં કૂટાતાં છેક ધોધને તળિયે ગયાં. એ જગ્યા Pool નામથી ઓળખાય છે. આટલું સાહસ ખેડીને Pool ને કિનારે બેઠાં. ત્યાં હમારા માથા ઉપર થઈને જળધોધનાં બિન્દુઓનું બનેલું ઇન્દ્રધનુષ્ય રમતું હતું એવો દેખાવ. ગાળી પાછાં અથડાતાં કૂટાતાં ચઢ્યા ઉપર. બંગલાની ધારે છોકરાં બેઠાં બેઠાં ઇન્દ્રધનુષ્યની રચના જોતાં હતાં તેમાં હમે પણ શામિલ થયાં. એક પછી એક એમ ત્રણ ઇન્દ્રધનુષ્ય નીચેથી ઊંચે ચઢતે જતાં હતાં.

"તરતા મૂકે ગૂંથી અનેક
ઈન્દ્રધનુ રમરમીતાં છેક" તેમાં આ દૃશ્યનું વર્ણન છે.

હાવાં રમણીય દૃશ્યો જીવનમાં ધન્ય ક્ષણે જ જોવામાં આવેછે.

હાના પછી એક બીજું ન્હાનું પણ સુન્દર દૃશ્ય ભૂલાશે નહિં : દુધસાગરનો ન્હાનકડો જળધોધ. Castle Rock સ્ટેશનથી કાંઇક છેટે એ ધોધ આવેલો છે. એ ધોધની કમાન જેવી ધારા નીચે થઇને આગગાડી જતીહતી. એ ધોધને નિકટ રીત્યે જોવા માટે બે ભોમિયાની જોડે હું તથા મ્હારી પત્ની ગયાં. પગ સરકી ના જાય માટે બૂટ કાઢી નાંખ્યા. ભોમિયાઓએ હમારા હાથ પકડી નીચેની ખીણમાં ડોકિયું કરાવ્યું. જો પગ સરકયો તો સેંકડો ફૂટ નીચે પડીને મરી જવાનું જ થાય.

દૂધસાગરના સૌન્દર્યની એક ખાસ ખૂબી નોંધવાલાયક છે. દૂરથી ટ્રેન આવે છે ત્યારે અને ધોધની કમાનમાં થઇને પસાર થાય છે ત્યારે પણ ધોધના વળાંકમાં પ્રવેશ કરતી અને નીકળતી વાંકીચૂંકી ટ્રેન સ્વતંત્ર સૌન્દર્ય દર્શાવેછે. આ કારણથી આ જળધોધને હું ખાસ મહત્ત્વ આપુંછું. બાકી સરખામણીમાં ગેરસપ્પા કરતાં એ ધોધ બચુકડો જ છે, જો કે એ સૌન્દર્ય એ ધોધને કોઇક અપૂર્વ સુન્દરીનું સ્વરૂપ અર્પે છે, કોઇ લાજાળ સુન્દરી બનાવેછે.

સ્વ. ઉત્તમલાલ ત્રિવેદી વ્હેપારને પ્રસંગે આ બાજુ આવતા હતા. એ રસિક કવિ પણ હતા. ત્હેમને આ દૂધસાગરથી છૂટા પાડી સકાય એમ નથી. હેમની મૂર્તિ અત્યારે હું કલ્પનાદ્વારા આ સ્થળે પ્રત્યક્ષ કરુંછું. હેમણે આ સ્થળનું રસપાન કર્યું ના હોય એમ હું માની સકતો નથી. અનેક વર્ષના અનુભવ પછી હેમની સંગીતશક્તિ પણ મ્હેં જાણીહતી. તો આ સુંદર સ્થળથી હું હેમને વિચ્છિન્ન કેમ રાખું ?

પ્રકૃતિનું દર્શન કરનાર તટસ્થ ઉભેલા પુરુષસ્થાન લેનારા વિધા પાસગઇ ! કાલપ્રવાહમાં તરતું મૂકેલું એક અપૂર્વ દર્શન બતાવું ? હેમાં અપૂર્વ તરંગલીલા પ્રગટ થશે. એ લીલામાં અજબ જાદુઇ શક્તિ જોઉંછું. ત્યાં રંગબેરંગી લીલા ચમકેછે, તે જુવો.

[1]વિષમ પર્વતવાટે ચડતાં પર્વતના ઢોળાવ ઉપર યોજેલો પાન્થ ઉચ્ચ શૃંગ તરફ

દૂર દૂર અતિ દૂર ઝાંખતા દિગંતમાં તે ગામ !
ભવ્ય ગુલાબી ઉગ્ર સ્વરૂપે પ્રગટયા પ્રભુ એ ઠામ;
હામ પછી કયમ હું હારું ?

આ બધાં ચિત્રો પ્રલયપયોધિજલમાંથી બચાવેલા ચેદમાં હશે ?
દૃષ્ટિ કરીને પ્રશ્ન પૂછેછે-"કાંઇ આશાને સ્થાન છે ?" અને એ પ્રશ્નનો ઉત્તર ગમ્ભીર ઘોષથી કોઇ માનવથી ન સમજાય હેવી ભાષામાં, એ શૃંગ ઉપરથી ગાજેછે, તે આ પાન્થના હૃદયમાં ઊંડે ઊતરી જાયછે, અને દૂર દૂર નજર ફેંકી જુવેછે તો શું દેખાયછે !

---

1 Tennyson ની પંક્તિયોનું ભાષાન્તર છે.

# રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ

લેડી વિદ્યાગૌરી નીલકંઠ

આપણા જમાનાની પ્રખર વ્યક્તિઓ પૈકી એક રા. નરસિંહરાવ ભોળાનાથના અવસાનથી ગુજરાતે એક અસામાન્ય વિદ્વાન ગુમાવ્યો છે એ નિ:સંશય છે. અમદાવાદના સુપ્રસિદ્ધ સરદાર રા. બા. ભોળાનાથ સારાભાઈના એ ચોથા પુત્ર હતા. નાનપણથી જ તીવ્ર બુદ્ધિવાળા હોઈ કુટુંબમાં બહુ માન પામેલા હતા. મુંબઈ એલ્ફીન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરી બી. એ. ની ડીગ્રી તેમણે મેળવી હતી. તે વખતે બી. એ. ની ડીગ્રી મેળવનાર બહુ ઓછા ગુજરાતીઓ હતા. તેનું મુખ્ય એક કારણ ગુજરાતમાં એ શિક્ષણ મેળવવાની કૉલેજો નહોતી. રા. નરસિંહરાવ ગણિતના વિષય બહુ ઉચ્ચ માર્ક મેળવી પાસ થએલા. ગુજરાતીઓમાં યુનીવર્સીટીના અભ્યાસ કરનારની સંખ્યા થોડી હતી એટલું જ નહીં પરંતુ સંસ્કૃત ભાષામાં ગુજરાતી વિદ્યાર્થીઓની ગણના ઉતરતી ગણાતી. બી. એ. માં ભાઉ દાજી પ્રાઇઝ સંસ્કૃત ભાષામાં વધારેમાં વધારે માર્ક મેળવનારને આપવામાં આવતું તે તેની સ્થાપનાથી પ્રતિવર્ષ દક્ષિણી વિદ્યાર્થી જીતી જતો. નરસિંહરાવે એ 'રેકર્ડ' તોડ્યો અને એ ઇનામ મેળવવા ભાગ્યશાળી થયા. ડૉ. રામકૃષ્ણ ભાંડારકર તેમના અધ્યાપક હતા અને એમના એ અતિ પ્રિય શિષ્ય હતા. જેટલી સંસ્કૃતમાં પ્રવીણતા તેટલું જ ગણિતશાસ્ત્રમાં તેમનું ઊંડું જ્ઞાન હતું. આ બન્ને વિષયોના અભ્યાસ અને તે પરની તેમની પ્રીતિ એ વડે જીવનમાં એક મહાન સદ્ગુણ તેમણે પ્રાપ્ત કર્યો—અને તે એ કે પ્રત્યેક નાનામાં નાની બાબતની ચોકસાઈ. એ ચોકસાઇ ઘણીવાર પ્રમાણ અને હદ ઓળંગી જતી સામા માણસને લાગતી પણ એવા ચોકસ માણસો આપણને જવલ્લે જ મળે છે. એ ચોકસાઈની ચીવટમાં આળસ રાખવું પણ ન પરવડે એટલે લખી લેવું, નોંધી લેવું, જૂનાં પ્રમાણો શોધી કાઢવાં, શબ્દકોશો જોવા, તકરારી બાબત માટે તમામ પુરાવા મેળવવા વગેરે મહેનત કરવાની ટેવ તેમને હતી. બીજાં કંટાળીને મૂકી દે તે કામ પાછળ પડીને પૂરું કરે, આ એક સ્વભાવ થઈ પડ્યો. અને ચોકસાઈની ટેવ વખતે વખતે દરેક ઉપયોગી કાગળની પોતે જાતે નકલ કરી સામા માણસને લખે. અર્થાત મહત્ત્વનો પત્રવ્યવહાર આ રીતે જ કરે. હાલ પણ તેમના સંગ્રહમાં તેમણે લખેલા અનેક પત્રોની નકલો હશે.

એ જ સ્વભાવની સાથે જેવું તેવું નહીં લઈ શકાતું, દરેક વસ્તુ સંપૂર્ણતાની હદ

સુધી લઇ જવી એ એમના કાર્યનું ખાસ લક્ષણ થઇ પડયું. કોઇ પણ વિષયનો ઉપર-ચોટીઓ અભ્યાસ કરવો-ખપ પુરતી જ તેની ચોપડીઓ વાંચવી એમ નહીં પણ ઉંડામાં ઉંડો અભ્યાસ કરવો અને પછી તેમાં કેટલો લાભ તે ન જોવું એ એમના અભ્યાસની પદ્ધતિ થઇ પડી. Slipshod-પદ્ધતિના તેઓ અત્યંત વિરોધક હતા. આજના જમાનામાં આવા ઉંડા અભ્યાસીઓ મળવા વિરલ છે. દરેક જણ પોતાની જરૂરીઆત જેટલું વાંચી લે, જેનું તત્કાળ ફળ ન મળે તેવા અભ્યાસ તરફ દુર્લક્ષ કરે અને વાતચિત, ચર્ચાઓ, સભાચાતુરીમાં ચાલે તેટલું જ્ઞાન મેળવી લઇ આગળ વધે એવા ઘણા મળી આવશે, ઉંડા અભ્યાસનો સાચો પ્રેમ રાખવો એ સહેલું નથી. શુષ્ક, પરિશ્રમવાળું, પરિણામ પ્રમાણમાં અલ્પ લાવનાર કીંમતી વખતનો ભોગ લેનાર વાંચન, મનન કરનારને Stoic યાને સખત મનોવૃત્તિ કેળવવી પડે છે અને તેવી મનોવૃત્તિ હોય ત્યારે જ Thoroughness અર્થાત નિઃશેષતા પ્રત્યેક કાર્યમાં આવે છે. આ જાતની કાર્યપદ્ધતિ રા. નરસિંહરાવે ખીલવી હતી એ એમની સાથે અભ્યાસી તરીકે આવનાર તમામના અનુભવમાં આવ્યું હશે.

સત્ય તેમનો ખાસ ગુણ હતો અને કોઇ પણ ક્ષેત્રમાં નાનામાં નાની ખોટી બીના તેમને ઉશ્કેરી મુકતી. હકીકતમાં તથ્યની ખામી હોય, ભાષાની ભૂલ હોય, વાણીના પ્રયોગમાં જરા ફેરફાર હોય તો તે વસ્તુ તેમને અત્યંત સાલતી. વ્યાકરણના દોષો તેમને મન અક્ષમ્ય હતા. यथा वाग्रति ह्यार्थे એ ઉકિત કોઇએ જોડી કાઢેલી કે અતિશયોકિત ભરેલી નથી એમ એમના સંપર્કમાં આવનારને લાગ્યા વગર નહીં રહ્યું હોય. આ સર્વની નીચે રહેલું એક જ પ્રકારનું માનસ-કાચું પાકું, જેવું તેવું, ખાતરી કર્યા વગરનું જેમ તેમ ચલાવવું-જીવનના કોઇપણ ક્ષેત્રમાં તે એમને મન અત્યત અયુકત હતું. सत्य मेव जयति નહીં ને जयते કેમ એટલો નાનો પ્રશ્ન કોઇ પુછે તો અનેક પોથાં ઉથલાવી, કલાકોના કલાકો તે પાછળ કાઢી એનો ખુલાસો મેળવે ત્યારે જ જંપે.

નવા જમાનાની રોકની પ્રવૃત્તિઓ. જીંદગીની વધારે મહત્ત્વની જરૂરીઆતો તરફ વિશેષ લક્ષ આપવાનું વલણ રાજકીય પરિવર્તનો સાથે તેમના સપ્રમાણ ઘડતરવાળા માનસને અનેક અથડામણ થતી. છતાં અનેક યુવકો તેમને સંપૂર્ણ આદર આપતા; તેમના ગુણપૂજકોની એક નાનકડી ફોઝ તેમણે મુંબાઇમાં આવી વસ્યા પછી જમાવી છે. વિરોધી મત ધરાવનારના પણ ગુણ હોય ત્યાં સ્વીકારવાની ઉદારતા તેઓ ધરાવતા. એટલે યુવકવર્ગમાં પણ જ્યાં લાયકાત જુવે ત્યાં તેઓ આકર્ષાતા તેને ઉત્તેજન આપતા અને આગળ પડવા સહાયતા કરતા.

ગણિતશાસ્ત્રીની મક્કમતા અને વૈયાકરણની જડતા સરખી કડપ્પણ એ જ એમની પ્રકૃતિનું સ્વરૂપ નહોતું. પ્રખર બુધ્ધિમત્તા સાથે કોમળમાં કોમળ કવિ હ્રદય ધરાવનાર અદ્ભુત વ્યકિતત્ત્વ તેમનું હતું. 'કુસુમમાળા'ના લેખકનું ફુલ સરખું સુકુમાર હૈયું, નાચતી અને ગાન કરતી સૌન્દર્યસ્પર્શી મનોવૃત્તિ, સંગીતના લાલિત્યવાળી મનોહર, રસપૂર્ણ કલ્પનાશકિત ધરાવનાર અને સાહિત્યના ક્ષેત્રમાં તીક્ષ્ણ પ્રહારયુકત વિવેચક તે એ જ

# રા. રા. નરસિંહરાવ ભોળાનાથનો સ્વર્ગવાસ

આનન્દશંકર ધ્રુવ

રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ—આજ તા. ૧૪ મી જાન્યુઆરી મકર-સંક્રાન્તિને દિને સવારે દસ વાગ્યાને સુમારે સ્વર્ગસ્થ થયા. એમના જવાથી ગુજરાતે એક મહાન કવિ, સાહિત્યકાર, ભાષાશાસ્ત્રી, વિવેચક અને તત્ત્વજ્ઞ ખોયો છે; એટલું જ નહિ પણ એક અડગ સંસારસુધારક અને અવિચળ ભગવદ્‌ભક્ત પણ ખોયો છે. આમાંનાં ઘણાં રૂપમાં તો એ એક અદ્વિતીય વ્યક્તિ હતા. એમની સત્યનિષ્ઠા, બુદ્ધિની ચોકસાઇ, અને હૃદયનું મમતાળુપણું કદી ભૂલાશે નહિ. પ્રભુ એમને પોતાના અમર ધામમાં સદા રાખો! એ જ. ભાઇ નન્નુભાઈ સ્વર્ગસ્થ થયા સાંભળી મ્હારો પ્રથમ ઉદ્‌ગાર આ નીકળે છે.

રા. નન્નુભાઈ એમના વિદ્યાકાળથી જ વિદ્યાપ્રેમી અને એમના ગુરુજનના પ્રિયશિષ્ય હતા. અને એ ગુરુઓ પ્રત્યે એમની ગુરુભક્તિ પણ અન્તસુધી એક સંસ્કૃતજ્ઞને શોભે એવી હતી. એઓ સંસ્કૃત વિદ્યાના—ખાસ કરીને એના શિષ્ટ કાવ્યઅને નાટકસાહિત્યના—અત્યન્ત પ્રેમી હતા, અને એ સાહિત્યની સુન્દરતા એમનાં સઘળાં લખાણમાં જગમગતી સુવર્ણની દોરી પેઠે ગૂંથાએલી છે. એક શિષ્ટભાષાના અભ્યાસથી જે વિદ્યાની ચોકસાઈ આવવી જોઇએ તે એમના સારસ્વત જીવનનો તેમ જ નિત્યના સામાન્ય જીવનનો પ્રધાન સૂર હતો.) એમના સમયમાં એમના ગુરુ પ્રો. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરે 'વિલ્સન ફાઇલોલોજિકલ લેક્ચર્સ" તૈયાર કર્યાં હતાં અને તે સમયનો ગુરુનો ભાષાશાસ્ત્રનો પ્રેમ શિષ્યમાં સંક્રાન્ત થયો એમ કહી શકાય. રા. નરસિંહરાવે હેમચંદ્રાચાર્યના વ્યાકરણના 'અપભ્રંશ" અધ્યાયનો બહુ સારી રીતે અભ્યાસ કર્યો હતો, અને અપભ્રંશમાંથી ગુજરાતી ભાષાના ક્રમિક અવતારના વિષયમાં એમણે ગુજરાતી ભાષાશાસ્ત્રને જે સેવા કરી છે તેવી કોઇ વિદ્વાને કરી નથી. એ વિષયનાં મનન ટુકડે ટુકડે અનેક પ્રસંગે **વસન્ત** પત્રમાં પ્રગટ થયાં છે, અને **વસન્ત**ની જૂની ફાઇલનું એ એક અમૂલ્ય ભૂષણ છે. રા. નરસિંહરાવની એ વિદ્યાએ એનું પરિપક્વ વિસ્તૃત અને અન્તિમ રૂપ એમનાં "વિલ્સન ફાઇલોલોજિકલ લેક્ચર્સ"માં લીધું છે. એ અદ્વિતીય પુસ્તક એમની સ્મૃતિને ચિરકાળ—જ્યાં સુધી ગુજરાતીનો અભ્યાસ વિદ્વન્મંડળમાં થયા કરશે ત્યાં સુધી જાગતી રાખશે.

આ ભાષાશાસ્ત્રના અભ્યાસને અંગે એમને ગુજરાતી ભાષાની જોડણીનો પ્રશ્ન સ્ફુર્યો હતો. પણ તેમાં એમણે શબ્દની વ્યુત્પત્તિ કરતાં શબ્દના ઉચ્ચારને વિશેષ ગૌરવ આપ્યું છે અને એમાં ખાસ કરીને હોપ વાંચનમાળામાં જે સુરતના ઉચ્ચારની જોડણી દાખલ થઈ ગઈ હતી તે સામે સૂક્ષ્મ નિરીક્ષણથી ગુજરાતના શિષ્ટ મંડળના ઉચ્ચારને આધારે જોડણી નિર્ણીત કરવાનો આગ્રહ કર્યો હતો. અને એ દિશામાં છેવટ સુધી એ પોતાના આગ્રહને પોતાના લેખમાં વળગી રહ્યા હતા; એટલું જ નહિ પણ એમની જોડણી—'ય'કારના વિષયમાં નહિ તોપણ 'હ'કારના વિષયમાં ગુજરાતમાં ઘણે અંશે સ્વીકારાતી જોઈ એમને સંતોષ થતો હતો.

કવિ તરીકે કુસુમમાળા હૃદયવીણા નૂપુરઝંકાર જન્મજ્યોતિ (બુદ્ધચરિત) સ્મરણસંહિતા

આદિ કૃતિઓના કર્તાને કોણ ભૂલી શકે એમ છે? કુસુમમાળામાં પાર્કરની 'ગોલ્ડન ટ્રેઝરી'ના ઘણા ખંડના અનુસાર સંભળાય છે. પણ એનો ઉદ્દેશ પશ્ચિમની એ જાતની કવિતા તરફ ગુજરાતની કવિતાને વાળવાનો હતો એવું અને કલાપીઆદિએ મળીને ઉક્ત ઉદ્દેશ બહુ સારી રીતે પાર પાડ્યો છે. એમના પછી ગુજરાતના કેટલાએ કવિઓએ નરસિંહરાવે ચીંધેલા એ નવીન માર્ગનાં આદ્ય કાવ્યોમાંથી પ્રેરણા લીધી છે! પણ સ્વ. નરસિંહરાવની સુન્દર સંસ્કૃત ભાષાએ એ અને પછીનાં એમનાં સર્વ કાવ્યોને જે વિશિષ્ટતા અર્પી છે એ હજી પણ એ કાવ્યોને અન્ય કવિઓની કૃતિથી સ્પષ્ટ જુદી ભૂમિકાએ મૂકે છે. "ઉત્તરા અને અભિમન્યુ" વગેરે હૃદયવીણાનાં એમનાં રૂપકરૂપ ખંડકાવ્યો અને નૂપુરઝંકાર જગજ્જ્યોતિ (બુદ્ધચરિત) એ સર્વમાં પૂર્ણપણે આપણા દેશની જ સંસ્કૃતિ વિલસે છે. સ્મરણસંહિતા આકારે ટેનિસનના "ઈન મેમોરિયમ"નું અનુકરણ દેખાય છે. પણ અન્તરનાં ખરા ભાવથી પ્રેરિત હોઈ જીવન અને મૃત્યુના મહાપ્રશ્નો બહુ ઊંચી ભાવભરી દૃષ્ટિએ ચર્ચાય છે.

તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં "વિવર્ત લીલા" એ વિશિષ્ટ જાતિની તેમ "મનોમુકુર" અને "સ્મરણમુકુર" એક વિવિધ વિષય ઉપર મનનાત્મક અને બીજી વિવિધ વ્યક્તિઓનાં લાક્ષણિક ગુણોનાં સ્મરણરૂપ અપ્રતિમ શૈલીની ગદ્યાત્મક સાહિત્યકૃતિઓ છે. "કવિતા અને સંગીત" અને "અભિનયકલા" પણ સૂક્ષ્મ અવલોકન અને વિદ્વત્તાના નિબન્ધો છે, વિવેચનશાસ્ત્રમાં સ્વ. નરસિંહરાવ નવલરામના પ્રેમી હતા, જો કે એમણે કરેલાં વિવેચનો નવલરામનાં વિવેચનો કરતાં જુદી જ પદ્ધતિનાં અને વધારે વિસ્તૃત શૈલીનાં હતાં. વિવેચનમાં સ્વ. નરસિંહરાવ સંક્ષિપ્ત અને મર્મગ્રાહી નહિ, પણ વિસ્તૃત અને પરીક્ષણની શૈલી સ્વીકારતા. એમનું વિદ્યાબળ અસાધારણ હતું, અને એમાં પાંડિત્ય અને વિગતવાર સત્યવિષયક આગ્રહની બાબતમાં ગુજરાતમાં કોઈ જ એમની સામે ટક્કર ઝીલી શકતું નહિ. 'પ્રેમાનંદનાં નાટકો"ની સૂક્ષ્મ પરીક્ષા, એ સંબન્ધી એમણે બાંધેલો સિદ્ધાન્ત, અને એ સિદ્ધાન્તના સમર્થન અને રક્ષણમાં એમણે અથાક બળથી જે કાર્ય કર્યું છે એ સ્વ. નરસિંહરાવની સૂક્ષ્મદૃષ્ટિ, સત્યનિષ્ઠા અને દૃઢતાનો અદ્ભુત નમૂનો છે.

એમણે રચેલા વિશાળ સાહિત્યમાં એમનું વ્યક્તિત્વ પ્રકટ થઈ આવે છે. છતાં પણ એમનું ઉત્તમ અને પ્રેમી હૃદય જેવું એમની સાથે નિકટ સંબન્ધમાં આવનારા જાણે છે તેવું કોઈ જાણી શકશે નહિ. મુંબઈમાં એમના નિવૃત્તિનિવાસમાં એમની સાથે જે અસંખ્ય આબાલવૃદ્ધ વર્ગ, વિશેષે (એમનો વિદ્યાર્થી વર્ગ, એમના પિતાતુલ્ય પ્રેમનો સાક્ષી છે. એમની દૃઢતા અને ઉગ્રતા સત્યનિષ્ઠાની હતી; એમની કોમળતા એમના પ્રેમાળ કવિહૃદયમાંથી જન્મી હતી. )

જીવનના ઉત્તર ભાગમાં એમનાં વહાલાં સંતાનો, અને છેવટના એમના મંદવાડ દરમિયાન પ્રિયપત્ની સૌ. સુશીલા બહેન પણ ચાલ્યાં ગયાં! એ સર્વ દુઃખો જે ભગવદ્ભક્તિપરાયણ હૃદયે સ્વ. નરસિંહરાવે સહન કર્યાં એ હૃદયનો મહિમા કોણ કલ્પી શકે?

આજે તો એક વન્દ્ય જ્યેષ્ઠ બન્ધુ ગયા! પણ આશ્વાસ કરતાં પણ ગુજરાતને એમની ખોટ મોટી છે. આ જાણ્યું છું, તથાપિ મનુષ્યસ્વભાવસુલભ દુઃખ થયા વિના રહેતું નથી. સ્વ. નરસિંહરાવનું પ્રેમથી ઉભરાતું સસ્મિત વદન કદી ભૂલાશે નહિ. પ્રભુ એમને એમના અક્ષરધામમાં, અનન્ત ભક્તિના સુખમાં સ્વસમીપ રાખો!

# સદ્‌ગત નરસિંહરાવભાઇ

કનૈયાલાલ મુનશી

સ્વ. નરસિંહરાવભાઈમાં પૂર્વ અને પશ્ચિમના સાહિત્યાદર્શોનો સમન્વય સંપૂર્ણપણે થયો હતો. જેને મેં 'Sanskritic Revival' કહ્યું છે તેના એ દ્રષ્ટા હતા, અને પાશ્ચાત્ય વિચારો ને આદર્શોને પોતાનાં કરી એમણે ગુજરાતી સાહિત્યપુનર્ઘટનાના એક સ્રષ્ટા તરીકે આપણા સાહિત્યના ઇતિહાસમંદિરમાં અમર સ્થાન પ્રાપ્ત કર્યું છે.

માણસ તરીકે એમનું આલેખન કરવાનું આ સ્થાન નથી. મેં તો એક પૂજ્ય વડીલ ગુમાવ્યા છે, પણ મારા હૃદયના ભાવો તો કોઈ બીજા પ્રસંગે જ વ્યક્ત કરવા યોગ્ય થઈ પડશે.

## નરસિંહરાવ—અને મનોમુકુર

નવલરામ જયંતીને પ્રસંગે ગોવર્ધનયુગના વિવેચક તરીકે રા. રમણભાઈ વિશે મેં નીચેના શબ્દોમાં ઉલ્લેખ કર્યો હતો.

ગોવર્ધનયુગમાં જે શક્તિ બહાર પડી તે શક્તિનું સર્જનાત્મક અંગ જેમ 'સરસ્વતી ચંદ્ર'ના કર્તા છે, તેમ તેના અરધીઆરૂપ રમણભાઈનું 'કવિતા અને સાહિત્ય' છે.

ત્યારે રા. નરસિંહરાવનું 'મનોમુકુર' બહાર નહોતું પડ્યું. અને તેમના લેખસંગ્રહથી અપરિચિત હોવાથી વિવેચક તરીકે તેમનું સ્થાન હું જોઇ શક્યો નહોતો. આ પુસ્તક બહાર પડ્યા પછી હું તે જોઈ શકું છું; અને રા. રમણભાઈની સાથે તે પણ ગોવર્ધનયુગના વિવેચક તરીકે અગ્રસ્થાન ભોગવે છે એમ મને લાગે છે.

રા. નરસિંહરાવ માત્ર ગોવર્ધનયુગના વિવેચક નથી. તેમની પ્રવૃત્તિ તે યુગની પહેલાંથી માંડી અર્વાચીનયુગ સુધી વીસ્તરે છે. નર્મદયુગ, ગોવર્ધનયુગ, નાનાલાલયુગ ને અર્વાચીનયુગ એ ચારેમાં તેમણે સંગીન કામ કર્યું; ચારે યુગમાં પ્રગટેલું સાહિત્ય તેમણે જોયું છે, અને પારખ્યું છે; અને તેમની અદ્‌ભુત વિવેચકશક્તિ નવાં અંકુરો ને નવાં

લેખો પ્રગટ ન થાય ત્યાં સુધી તેમની વિવેચનકળાનાં ધોરણોનું સમગ્ર અવલોકન થઈ શકે નહીં. પણ આ પુસ્તક પરથી એમનું કંઈક દૃષ્ટિબિંદુ જોવાનો પ્રયત્ન થઈ શકે.

હ્યુગો, કાર્લાઇલ કે નીત્શે જેવા કવિ વિવેચકોની માફક એમની વિવેચનકળામાં સર્જકતા તે રેલાવતા નથી; સેંટ બવની માફક લેખકના વ્યક્તિત્વની રચના શોધી તેમાંનાં કયાં અંગો કૃતિમાં આવેલ છે તેનો નિર્ણય તે કરતા નથી; ટેઇનની માફક સાહિત્યની ઉત્ક્રાંતિની દિશા નક્કી કરી તેમાં એ કૃતિનું શું સ્થાન છે તે પણ નક્કી કરતા નથી; અને ફ્રાંસ જેવા અર્વાચીન વિવેચકની માફક માત્ર પોતાના પર પડેલી છાપને જ ગદ્યરૂપે ઉતાર પાડતા નથી. એમની કળા વિવેચનાત્મક છે—સર્જનાત્મક નથી. એ શિષ્ટ સાહિત્યનો ઊંડો અભ્યાસ કરી ધોરણો નક્કી કરે છે; અને પૂરાં પાડેલાં અંગોને લગાડે છે. થોડાંક અવતરણોથી સ. નરસિંહરાવનાં શાસ્ત્રીય દૃષ્ટિબિંદુઓ સમજી શકાશે.

કવિત્વને સંબંધે નવલરામનો આ પ્રસંગે મત કેંક એકપક્ષી જ જણાય છે. "જુસ્સો, સાચો અંતઃકરણનો જુસ્સો, ઉભરાતો ઉછળતો જુસ્સો + + + સ્વયંપ્રકાશક સાચા દીલનો જુસ્સો, એ કવિતાનો અને તેમાં વિશેષ કરીને સંગીતકવિતાનો તો અવશ્ય આત્મા જ છે."[2] એ એમનું સૂત્ર હતું.–આ સૂત્રમાં સત્ય રહેલું છે; પરંતુ [3]'રસ એટલે સાચો જુસ્સો"–એમ લક્ષણ કરવામાં અવ્યાપ્તિ દોષ આવે છે, તેમ જ જુસ્સો હોય તો પછી ગમે તેવા ને ગમે તેટલા દોષ હોય તોપણ કવિત્વ–મનોહર કવિત્વ–અવશ્યે જ રહે છે, એ મતમાં પણ જરાક અત્યુક્તિ જણાય છે.

સજીવતા, અને આનંદની પ્રાપ્તિ એટલે સચોટતા અને સરસતા એ બને કલાત્મક કૃતિનાં અંતિમ ધોરણ નક્કી કરે છે, એ સિદ્ધાંત વીશે મેં 'સાહિત્યઃ તેનાં સ્વરૂપ ને પ્રકાર' નામના લેખમાં ઉલ્લેખ કર્યો ત્યારે તેને આવા સમર્થ વિવેચકની પુષ્ટિ મળશે એમ મેં ભાગ્યે જ ધાર્યું હતું.

કવિતા વીશેનાં એમનાં ધોરણો કેટલાંક જુનાં છે, કેટલાંક વિશિષ્ટ છે ને બધાં જ મનનીય છે.

કવિત્વનાં અંગ બે–વિચાર અને વાણી; અથવા પ્રાચીન કાવ્યશાસ્ત્રકારોના મતોનો સાર લેતાં, અર્થ અને શબ્દ. પછી એમાં ઉપાંગ ઝીણાં ઝીણાં સંભવે; પણ એની અત્રે જરૂર નથી. વાણીના અંગમાં અલંકારનો સમાવેશ કરવો ઠીક લાગે છે. જો કે પ્રાચીનોએ શબ્દાલંકાર અને અર્થાલંકાર એમ વિભાગ પાડી વિચાર અને વાણી એ બે અંગને અલંકાર વહેંચી આપ્યાછે, તથાપિ વાણી તે અર્થથી છુટી સંભવતી જ નથી; તેમાં જ વિચારનો પ્રધાન ભાર રસના તત્ત્વ ઉપર છે; અને અલંકારનું પ્રથમ બળ વાણી ઉપર પડેછે (અર્થાલંકારનુ પણ);–એ જોતાં આ ચર્ચામાં સગવડ ખાતર–અલંકારની પરીક્ષા વાણી અંગેજ કરવાનું ઠીક લાગેછે.

આ પછી આપેલું 'વિલાસિકા' નું પૃથક્કરણ આપણી ભાષામાં આ પ્રકારની વિવેચનકલાની પરાકાષ્ઠા લાગે છે.

કાવ્યમાં આંદોલનનું સ્થાન વિવેચક નક્કી કરે છેઃ–

કાવ્યમાં ભાવ અને રસનું સ્વરૂપ શી રીતે બંધાયછે તે ભૂલી જવાથી આમ બીજા પ્રકારનો દુરાગ્રહ ઉત્પન્ન થાયછે. ભાવોર્મિ છુટક છુટક ભિન્નભિન્ન hysterical fitsની માફક પ્રગટ થઇ કાવ્યોનો ભાવ ઉત્પન્ન થતો નથી. પરંતુ ઝીણાં ઝીણાં ભાવનાં સ્રોત રસિક રીતે વહીને એક સમગ્ર રસમય ભાવમય મુખ્ય પ્રવાહમાં નિબદ્ધ થાયછે. આ કારણને લીધે મુખ્ય ભાવને પોષક આણુ ભાવનાં લઘુ સ્રોતને દરેકને ભિન્નભિન્ન આંદોલન આપવાથી ભાવના સમગ્ર સ્વરૂપ બાંધવામાં ક્ષતિ પહોંચી રસભંગ ઉત્પન્ન થાયછે. ખરું જોતાં ભાવ તેમ જ વિચારના છુટક તરંગનું પ્રતિબિંબ પાડનાર શબ્દનું આંદોલન તેવાં જ બીજાં આંદોલનની સાથે અન્યોન્યસંવાદી સ્વરૂપમાં જોડાયા વિના આંદોલનનું પણ પૂર્ણ સ્વરૂપ, રસમય કલાસ્વરૂપ બંધાતું નથી.

---

૨ નવલગ્રંથાવલી ભાગ–૨, પૃ. ૨૭૨.

૩ નવલગ્રંથાવલી ભાગ–૨, પૃ. ૨૭૧.

તે જ પ્રમાણે છંદ વિશે એમનો અભિપ્રાય જેટલો સત્ય છે તેટલો જ યાદ રાખવા જેવો છે.—

પરંતુ છંદ તે કવિતાને બંધનરૂપ નથી. કવિતાની ભાવોર્મિ મૂર્તરૂપ શબ્દોમાં ધારણ કરવાની ક્રિયાની સાથે જ, આપોઆપ, રસિકતાના તત્ત્વની સાથસાથે જ છંદનું રૂપ કવિતા ધારણ કરી લેછે. એ તત્ત્વ "છંદને પ્રાસ"ના વિષયમાં આપે સારી રીતે બતાવ્યુંછે. તેથી છંદ (અર્થાત્ કોઇ પણ પ્રકારની નિયમિત આંદોલનમય રચના) સ્વીકારતાં કવિતાને બેડી પહેરીને નાચવું નથી પડતું, પણ મંજુલ સુવર્ણમય ઘુઘરીઓનું ભૂષણ પહેરીને કવિતા નૃત્ય કરેછે. છંદનું આમ સ્વયંભૂ સ્વરૂપ હોવાને લીધે સમર્થ કાવ્યવિધાયકને મને છંદનો અયોગ્ય તિરસ્કાર તે શક્તિનું નહીં પણ અશક્તિનું ચિહ્ન છે.

•

આ વચનોમાં પ્રથમ રીતે મહાકાવ્યના ભિન્ન ભિન્ન અવયવોને સંશ્લિષ્ટ રાખનાર મહાહેતુ–આનન્દ–ને વિષે કહ્યું છે તે નાનાં મોટાં કાવ્યોને પણ યથાસંભવ લાગુ પડેછે અર્થાત્ તેવાં કાવ્યોના અવયવોને સંશ્લિષ્ટ રીતે ગુંથનાર એક રસાત્મક ભાવનારૂપે હોવું જ જોઈએ. આ તો કાવ્યના રસમય અંતઃસ્વરૂપને વિષે લાગુ પડેછે; પરંતુ એ જ નિયમનું પ્રતિબિંબ કાવ્યના અન્તઃસ્વરૂપના મૂર્તિરૂપ પદ્યબંધારણમાં પણ પડેછે, અને ત્યારે જ છંદરૂપ સુઘટિત મૂર્તિ ઉત્પન્ન થાયછે. તેથી કરીને છંદના મૂર્ત સ્વરૂપમાં અવયવોની અન્યોન્ય સંવાદિની સુશ્લિષ્ટતા ફલિત થાયછે એટલું જ નહીં, પરંતુ એ મૂર્તસ્વરૂપ અને કાવ્યના અન્તઃસ્વરૂપની વચ્ચે મધુર સંવાદિતા સ્થાપિત થાયછે.

•

મનુષ્યની ભાષામાં જ ભાવ અને વિચાર–વિશેષે કરીને કવિત્વનાં ઊંડાં ભાવ સમજાવવા–પ્રકટ કરવાની અશક્તિ સર્વે ચિન્તકોએ સ્વીકારીછે તે જ અશક્તિનું પ્રતિબિંબ આ છંદના બંધનની અશક્તિમાં પડેછે. ભાષાની અશક્તિ તો છે જ અને તેમાં વળી છંદજનિત અશક્તિ ઉમેરવી એ ઉચિત નથી એમ શંકા આણવી અયોગ્ય છે; કેમકે એ અશક્તિઓ પૃથક્ પૃથક્ રહીને સુંદર કાવ્યનિર્માણનું કારણ બનેછે તેથી એ બે એકઠી થવાથી એ નિર્માણમાં ઉલટું વિશેષ સૌંદર્ય ફુરાયછે. ભાષાની અશક્તિનો ટાળવાનો વૃથા પ્રયત્ન અથવા અતિ પ્રયત્ન કરીને છંદબંધનથી છૂટેલી ગદ્યરચના અનેકવાર અરસિક બને છે.

વધારે ઉતારાની અમને જરૂર લાગતી નથી. પણ આટલેથી એ તો સ્પષ્ટ થશે કે ઊંડો અભ્યાસ ને અચૂક રસિકતાએ દીધાં ને યુરોપીય સાહિત્યના સતત સાહચર્યથી આ ધોરણો ઉપજાવ્યાં છે; અને સ્વસાહિત્યની શ્લાઘાને પરસાહિત્યના અજ્ઞાન પર વિવેચનો રચનારા શોખીનોને આ ધોરણો–સાહિત્યના ભીષ્મપિતામહની ચેતવણી તરીકે–મનનીય થઇ પડવાનાં.

આ ધોરણોમાં એકતા નથી. તેની પાછળ એકતાનતા કે એક વ્યાપક ભાવના જણાતી નથી. જુદે જુદે સમયે જુદે જુદે ઠેકાણેથી લખાએલા આ લેખો છે તેથી પણ એમ માલુમ પડતું હોય; અને જે વૈજ્ઞાનિક શક્તિએ સને ૧૮૮૩ થી ૧૯૨૫ સુધીનું સાહિત્ય વાંચ્યું છે ને અવલોક્યું છે તે શક્તિ એ બધા સમયના સમગ્ર વિકાસમાં રહેલાં અમરતત્ત્વો, તેના ગતિ અને દિશા અને આં બધાંના મનનથી ઉદ્‌ભવેલી વિવેચનભાવનાને પ્રગટ કરી ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કરશે.[1]

૧ જૂના 'ગુજરાત'ના અંકમાંથી.

# ગુર્જરીનો અનન્ય સેવક

(મીઠાં સંસ્મરણો)

આચાર્ય કાકાસાહેબ કાલેલકર

શ્રી. નરસિંહરાવને ખોઈને આપણે એક અનન્ય નિષ્ઠાવાળો સાહિત્યસેવક ખોયો છે. એમનો જમાનો એમના પહેલાં જ ગયો હતો. એમણે સગાંવહાલાંના વિયોગની કૌટુંબિક આફતો ઘણી સહન કરી હતી. છેલ્લે છેલ્લે નિષ્ઠાવાન્ સહધર્મચારિણીને ખોઈને તેઓ છેક વૃદ્ધાવસ્થામાં એકાકી થયા હતા. બીમારીથી પીડાતા હતા. ઈશ્વરે એમને લઈ જઈ એમના ઉપર મહેર જ કરી છે. વન વટાવ્યા પછી એમણે દયામય પ્રભુની પ્રાર્થના કરી હતી કે એના મંદિરના દ્વાર ખુલે. એ પ્રાર્થનાએ અસંખ્ય ગુજરાતીઓને આશ્વાસન આપ્યું હતું. અનેક કંઠે એ શાંતકરુણ ભજન ગવાયું છે. એટલે અંતે ઈશ્વરે એ પ્રાર્થના કબૂલ રાખી અને ભોળા-શિશુને એણે ઉરમાં લઈ લીધો.

પ્રોટેસ્ટંટ લોકો વિશે કહેવાય છે કે કૅથોલિક સનાતની પંથ સામે તેમણે બળવો કર્યો ખરો પણ તેથી કાંઈ તેઓ આખર સુધી સુધારાપ્રિય રહ્યા નહીં. પોપનું પ્રામાણ્ય ફગાવી દીધું પણ બાયબલના શાસ્ત્રપ્રામાણ્યમાં તેઓ ખૂંચી જ રહ્યા. અને એમના કરતાં જેઓ આગળ વધ્યા તેમની સામે અધાર્મિકતાનો આરોપ મૂકવા લાગ્યા. બાયબલનો ગમે તે અર્થ કરો; તમને છૂટ છે; પણ બાયબલનું પ્રામાણ્ય તમારાથી તપાસાય નહીં.

આપણે ત્યાં આર્યસમાજીઓનું પણ એમ જ છે. વેદવાદના અક્ષરાર્થમાં એમના મુળિયાં એવા તો જડ ઘાલીને બેઠાં છે કે એમની સ્થિતિ સ્થાવર અને પાદપ ઝાડોની પેઠે થઈ છે.

પ્રાર્થનાસમાજીઓ શાસ્ત્રપ્રામાણ્યમાં માનતા નથી છતાં તેમનામાં પણ સ્થવિરતા આવી ગઈ છે. સ્થવિરતા એ સ્થિરતાનો અતિરેક છે. સ્થિરતા એ મોટો ગુણ છે, શક્તિ છે, મૂડી છે, પણ એમાંથી જ્યારે ચૈતન્ય ક્ષીણ થાય છે ત્યારે સ્થિરતા સ્થવિરતાનું રૂપ પકડે છે.

બે જમાના વચ્ચે હમેશ મતભેદ રહે છે. જૂનાઓને જેમાં સ્થિરતા જણાય છે તેમાંજ નવાઓને સ્થવિરતા દેખાય છે. એનો ઇલાજ શો!

નરસિંહરાવભાઇ પોતાના જમાનાના આદર્શને અને કાર્યક્રમને સ્થિરતાથી વળગી રહ્યા. એમને એમાંથી સામર્થ્ય મળ્યું, સમાધાન મળ્યું અને અન્તે આશ્વાસન પણ મળ્યું! સંસ્કારી મધ્યમ વર્ગનાં બધાં લક્ષણો અને સદ્ગુણો એમનામાં હતા. છતાં એમનામાં પ્રતિભાની અલ્પસ્વતા ન હતી એમ હું માનું છું. પોતાના આગ્રહમાં તેઓ જરૂર અજૂણા રહેશ પણ તેઓ દુષ્પ્રાપ્ય ન હતા. એનો ઉત્તમ પુરાવો એ છે કે એમના આગ્રહના વિષયોમાં ચર્ચા માટે ગમે તે માણસ એમને આહ્વાન કરે અથવા આહ્વાન કર્યા વગર પણ લખે તો નરસિંહરાવભાઇ એની સાથે બે હાથ કરવા અખાડામાં ઉતર્યા વગર રહે નહીં. આ એકજ વાત પુરવાર કરે છે કે તેઓ ચુસ્ત ડેમોક્રેટ હતા. સાહિત્યિક વિવેચનના ક્ષેત્રમાં તેમની અભિરુચિ સાતત્યમાં મળતી હતી. કોઇ જાગ્રત દેશભક્ત આંખે તેલ આંજીને દેશના હિતની ચોકી કરે તેમ નરસિંહરાવભાઇએ ગુજરાતી ભાષાની શુધ્ધિ માટે અખંડ ચોકી રાખી છે. જે ભાષાને આવો સેવક મળ્યો તે ભાષાને ઉન્નતિનો રસ્તો જડયો એમ સુખેથી કહેવાય.

નરસિંહરાવના સાહિત્યિક આદર્શ જુના ગુજરાતી સાહિત્યમાંથી આવ્યા ન હતા પણ કોલેજમાં મેળવેલા સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યમાંથી આવેલા હતા એવી છાપ મારા મનપર પડી છે. વ્યાકરણ, વ્યુત્પત્તિશાસ્ત્ર, છંદશાસ્ત્ર અને સંગીત આ સાધન ચતુષ્ટયીને આધારે એમણે ગુર્જરીગિરાની આરાધના કરી અને આવતી પેઢી માટે એક સુંદર આદર્શ પોતાની પાછળ તેઓ મૂકી ગયા છે.

૧૯૨૨ ની સાલમાં ભગિનીસમાજ આગળ મેં સ્વર્ગસ્થ ગોખલેજીને શ્રધ્ધાંજલિ અર્પી તે નરસિંહરાવભાઇને ખુબ ગમી હતી. જૂના અને નવા લોકો વચ્ચે હું અમુક અંશે અંકોડા રૂપ છું તેથી મારા કેટલાક લેખો નરસિંહરાવભાઇ, કેશવલાલભાઇ ધ્રુવ અને ઠાકર જેવા જોવાને પસંદ પડે છે. બીજે વર્ષે ગોખલેજીનું શ્રાધ્ધ ઉજવવાનો ભાર ભગિનીસમાજે નરસિંહરાવભાઇ ઉપર નાખ્યો ત્યારે એમણે મારા ભાષણ પ્રત્યેનો પોતાના સંતોષ જાહેર કરવા માટે પોતાના ભાષણમાં અને સાહિત્યના પાંજરામાં ઉલ્લેખ કર્યો હતો અને મારાં વચનો ટાંક્યાં હતાં.

રાષ્ટ્રભાષા વિષે ૧૯૧૭ માં મે લખ્યું હતું તેમાં નરસિંહરાવભાઇના એ વિષય પરના લેખનો મેં ઉલ્લેખ કર્યો હતો. રાષ્ટ્રભાષા વિષેની એમની માન્યતા એમના જમાનાને છાજે એવી જ હતી. સુશિક્ષિત લોકોની રાષ્ટ્રભાષા અંગ્રેજી થાય અને અશિક્ષિત લોકોની હિન્દી થાય એવી એમની ભૂમિકા હતી! એ રીતે દેશમાં જાણે ખુરશી અને પ્રોલિટેરિઅટ એવા બે રાષ્ટ્ર તેઓ કલ્પતા હતા. મેં એનો વિરોધ કર્યો હતો. મારો એ જવાબ એમની નજરે પડ્યો નહીં એમ હું માનું છું. નહી તો મારી સ્હેજ હાજરી લીધા વગર એ છોડત નહીં.

એમની સાથે મારો પ્રત્યક્ષ સંબંધ આવ્યો ગુજરાતીની જોડણી એકધારી કરવાનાં મારા પ્રયત્નમાં. મેં એમને કાગળ લખ્યો એના જવાબમાં એમણે એક લડાયક તીખો લખ્યો. હું તરત જોઇ શક્યો કે મને વિરોધી પક્ષનો માની તેઓ પેંત્રામાં ઉભા છે. મેં મારી સ્થિતિ અને ભૂમિકા સ્પષ્ટ કરતો એક જવાબ લખ્યો. તે તેમને એટલો તો ગમ્યો કે એમણે પોતાનો જવાબ પ્રેમ અને મીઠાશથી નીતરતો એક કાગળમાં વાળ્યો. એટલું જ નહીં, પણ એ પોસ્ટ મારફતે મોકલવાને બદલે હું તે અરસામાં મુંબઇમાં ગયો હતો તે પ્રસંગે ખાસ સેંડર્સ્ટ રોડ ઉપરની સભામાં આવી એમણે મને એ હાથોહાથ આપ્યો! ત્યાર પછી અનેકવાર હું એમને મળ્યો છું. પહેલી વાર મળતાં જ તેઓ કહે મારા વિરોધી હોવા છતાં તમે મને મળવા આવ્યા? મેં કહ્યું હું વિરોધી છું જ નહીં. આપે 'હ'શ્રુતિ અને 'ય'શ્રુતિ વિષે જે કહ્યું છે તેમાં તો હું માનું જ છું. પણ એ બંને શ્રુતિઓ જોડા-રોથી ન વ્યક્ત થવી જોઇએ એટલું જ મારું કહેવું છે. એને માટે લિપિમાં નવી ત્રા જોઇએ છે. એમ કહી મ્હ, ન્હ, વિગેરે અક્ષરો જોડાક્ષર નથી પણ 'મ' અને 'ન'ના હાપ્રાણ છે વિગેરેનો મારો સિદ્ધાન્ત મેં એમની આગળ રજુ કર્યો. તેઓ ખુબ રાજી યા અને કહે કે મારા જીવતાં લિપિમાં આટલો સુધારો કરી નાંખો ને. જોડાક્ષરમાં બીજો અવયવ ય આવે ત્યારે બંગાળી લોકો જેમ એ લખે છે તે જ પ્રમાણે અક્ષરનો કાનો વાંકો રીને 'ય' શ્રુતિ બનાવાય એ મારી કલ્પના એમને બહુ જ ગમી!

અને પછી મેં ઉમેર્યું કે ધારો કે જોડણીની બાબતમાં હું આપનો વિરોધી હોત તોયે શું આપના પ્રત્યે મારો આદર ઓછો રહેત અને સ્હેજસાજ મતભેદના કારણે હું આપને મળવાનું પણ ટાળત?

બીજી એકવાર મળવા ગયો ત્યારે તેઓ કહે કે મેં મારી ડાયરીમાં લખ્યું છે કે મારામાં એવું તે શું હશે કે કાકા કાલેલકર જેવા ભિન્ન મતના માણસ મને હેતથી મળવા આવે છે?

અને પછી મારી વાતો કોરે મકી ચિ. શંકર એલ્ફિન્સ્ટન કૉલેજમાં એમના હાથ તળે ભણતો એટલે એનીજ વાતો કરવા લાગ્યા. શંકરે પોતાની એકાદ ગુજરાતી કવિતામાં 'મધ્યાન્હ રાત્ર' એવો શબ્દપ્રયોગ કર્યો હતો, એ કાંઈ નરસિંહરાવ જેવા ચોકીદાર સહન કરે! જવાબમાંમે એમને કહ્યું કે મહારાષ્ટ્રમાં એવો શિથિલ પ્રયોગ મધ્યરાત્રને બદલે ચાલે છે. એ છોકરો ગુજરાતમાં ભલે ઉછરેલો હોય પણ એનું મહારાષ્ટ્રીપણું શી રીતે જાય? પછી નરસિંહરાવ કહે છોકરો છે હોંશિયાર પણ એણે મને દગો દીધો. બી. એ. માં એણે ગુજરાતી છોડી સંસ્કૃત લીધું! મેં કહ્યું કે પરીક્ષા માટે એણે સંસ્કૃત લીધું હશે પણ એનું ગુજરાતી લેખન તો ચાલુ જ છે અને આપના હાથ તળે ભણનારની. સંસ્કૃત પ્રત્યેની ભક્તિ ઓછી થાય ખરી?

ગાંધીજીનો હીરક મહોત્સવ અમે ઉજવતા હતા. ચિ. ઉમાશંકર જોશીએ 'વિશ્વ-

શાંતિ' નામનું એક મજાનું કાવ્ય લખ્યું. પ્રસ્તાવના તો મારી જ હોય. ઉમાશંકરનું કાવ્ય અને મારી પ્રસ્તાવના બન્ને સંસ્કૃતપ્રચુર શૈલીમાં હતાં. નરસિંહરાવના હર્ષનો પાર ન રહ્યો. જૂની સાક્ષરી શૈલી અને નવી ગાંધીયુગની શૈલી વચ્ચેનો તફાવત આગળ કરી સાક્ષર લેખકોને ઉતારી પાડનાર લોકોનું મોઢું બંધ કરવા માટે આ એક સરસ સાધન હાથમાં આવ્યું એમ જોઈ એમણે 'વસંત'માં એક લેખ લખ્યો, અને સાક્ષર વર્ગનો ગૌરવપૂર્વક બચાવ કર્યો. એ લેખ છપાયો ત્યારે હું જેલમાં હઈશ. જ્યારે મોડેમોડે એ લેખ મારા હાથમાં આવ્યો ત્યારે નરસિંહરાવભાઈને મેં એક લાંબો કાગળ લખ્યો અને ગાંધીયુગ અને સાક્ષરયુગ એવા બે યુગ શૈલી-પરત્વે હું કલ્પતો નથી પણ જીવનદૃષ્ટિ પરત્વે 'ગાંધીયુગ' અને તે પહેલાંનું 'અનુસરણ કે અનુકરણ યુગ' વચ્ચે ભેદ કરું છું એમ જણાવ્યું. ત્યારપછી હું એમને જ્યારે મળ્યો ત્યારે મેં આશા રાખેલી કે કવિશ્રી હવે અખાડામાં ઉતરશે. પણ તેઓ ખૂબ થાકેલા હતા અને કાંઈ બહાર જવાની તૈયારીમાં પણ હતા એટલે એ ઉતરણી તો રહી ગઈ.

હું એમને છેલ્લે મળ્યો તે મુંબઈ કોંગ્રેસ પછી. મેં સ્પષ્ટ જોયું કે આ દીવામાં હવે તેલ ખૂટતું આવ્યું છે. સાત્વિક રહેણીને કારણે હાડ મજબૂત છે, એટલે શરીર ટકી રહ્યું છે એટલું જ. હવે એમની સાથે આ લોકની વાતો કરવામાં ઔચિત્ય નથી એટલે પ્રસન્નતાનાં બેચાર વાક્યો બોલી એમનો આશીર્વાદ લઈ હું પાછો આવ્યો.

સરકારી અમલદાર તરીકે તેઓ ન્યાયનિષ્ઠ હશે એ હું માનું છું, સંસાર સુધારક તરીકે એમણે કૌટુંબિક વાતાવરણ નમૂનારૂપ રાખ્યું હતું. પણ એમનો જીવનરસ તો કાવ્ય અને સાહિત્ય સેવા જ હતાં. પોતાનો પત્રવ્યવહાર પોતાના કાગળિયાં બધું વ્યવસ્થિત રાખવાનો એમનો આગ્રહ હતો. હું માનું છું કે પોતાની વાસરી રોજની રોજ લખવામાં તેઓ બહુ જ ચોકસ હોવા જોઈએ. એમની એ વાસરીમાંથી જો જાહેર ઉપયોગી થાય એવા અંશો પ્રસિદ્ધ થાય તો ગુજરાતી ભાષાની અને ગુજરાતી સમાજની કીમતી સેવા થશે.

ભાષાભક્તિ અને ભાષાસેવાનો એમનો આદર્શ ગુજરાતમાં અખંડ ચાલે, એ જ નરસિંહરાવભાઈનું ઉત્તમ શ્રાદ્ધ છે.

# શ્રી. નરસિંહરાવભાઈ—પ્રાણવાન ગદ્યના લેખક

હિ. ગ. અંજારિય

સ્વ શ્રી. નરસિંહરાવભાઈ માટે વાજબી રીતે જ આખા ગુજરાતમાં શોકદર્શ સભાઓ ભરાઇ, અને તેમને માટે કેટલું ઉંચું માન ગુજરાતના વિદ્યાપ્રેમીઓ ધરાવે છે તે પ્રગટ થયું. રમૂજ વાતચીતમાં વિનોદ, આનંદ, ઉત્સાહ, પ્રેમ અને સદ્ભાવ તેમનામાં કેટલ સારા પ્રમાણમાં હતાં એ તેમના સહવાસમાં આવેલાથી અજાણ્યું નથી. તેમજ કોઈ પુસ્તક પ્રસંગ કે વ્યક્તિને વિષે લખતાં તેમની કલમ કેટલી કદરદાની હતી એ પણ વાચકો અનુભવની વાત છે. શ્રી. ન્હાનાલાલ કવિની ડોલનશૈલી માટે તેમને સમભાવ કે સદ્ભા ન હોવા છતાં, તે શૈલીમાં લખાયેલાં કેટલાંય લખાણોનો પરિચય શ્રી. નરસિંહરાવભાઇએ કરાવેલો જ છે. 'મણિમય સેંથી' કાવ્યમાં આપણને પ્રત્યક્ષ થતું ઉંચું કાવ્યત્વ શ્રી. નર સિંહરાવભાઇએ સુંદર રીતે પારખ્યું હતું અને વખાણ્યું હતું. ત્યાર પછી લગભગ એ જમાનો વીત્યા બાદ એક બીજા જુવાન લેખક તરફથી 'વિશ્વશાન્તિ' કાવ્ય બહાર પડયુ અને ગુજરાતના બીજા સાક્ષરો અને વિવેચકો તો હજી વાંચી જ રહ્યા હતા તેટલામાં વૃ વિવેચક શ્રી. નરસિંહરાવે તે કાવ્યની કદર કરી તેના જુવાન લેખકને ગુજરાતી વાચકો પ્રશંસા માટે બહાર પાડયો. આવાં આવાં સાહિત્યસેવાનાં. અને ખરા પરીક્ષક તરીકે લેખ કોને ઉત્સાહભર્યા ઉત્તેજનનાં કામ તેમને હાથે ઘણાં થયાં છે. હવે એ ગુરુજન એવી કદ કરવા આહિં નથી. તે વખતે ગુજરાતના સાહિત્યભક્તોની ફરજ છે કે દરેકે દરેક જણે ગુરુજનના સ્મરણલેખનથી પાવન થવું. એટલું જ નહિં પણ અમુક ભક્તવર્ગે તો તેમ જીવનકવનની ઝીણામાં ઝીણી બાબતોની પણ નોંધ લઇ, તેમના ઉદ્યોગભર્યા જીવનનો પરિ ચય ગુજરાતને કરાવવો. સ્વ. નરસિંહરાવભાઇ રોજે રોજનો અહેવાલ—સારી વિગતવાર અહેવાલ-લખવાના આગ્રહી હતા. અને તેમની રોજનિશીની મદદથી તેમના સમસ્ત જીવનને ગુજરાત આગળ એક જ્વલંત નમુના તરીકે મૂકી શકાય એવી સગવડ છે.

આ સગવડનો ગુજરાત કેટલો લાભ લઈ શકશે એ કહેવું સાહસભર્યું ગણાય. ગુજરાતને જીવનચરિત્રોની બહુ પરવા હોય એમ લાગતું નથી. શ્રી. ગોવર્દ્ધનરામ જેવાનું સંક્ષિપ્ત જીવનચરિત્ર ગુજરાતે વખાણેલું હોવા છતાં, વધાવ્યું તો નથી જ. પુસ્તકમાં પૈસા ખર્ચ વાનો શોખ ન લાગે, ત્યાં સુધી જુદી જુદી જાતનાં પુસ્તકો લખવામાં આવી શિથિલતા રહે. એટલે શ્રી. નરસિંહરાવભાઇના જીવનચરિત્ર માટે જો કોઇ આંબની લેખક તૈયાર થા તો પણ ભવિષ્યનો વિચાર તેના આગ્રહને ટાઢો પાડી દે એવું તો અવશ્ય છે જ. છતાં પ

( અનુસંધાન પૃ. ૭૨૫ )

તેજમાં લઈ જા એમ આપણે પ્રાર્થના કરીએ છીએ, અને આપણી સ્થૂલ આંખોએ અને સાધારણ મનુષ્યોની દૃષ્ટિએ અંધકાર માનીએ છીએ. જીવનને તેજ માનીએ છીએ અને મૃત્યુને અંધકાર માનીએ છીએ. પણ એક કવિએ લખેલું છે એમ કેમ ન બને કે રાત્રિ પણ—

"અનન્ત દ્યુતિ અન્તરાલમય નેહભીનું ગગન"

હોઇ દિવસ કરતાં પણ વધુ આકર્ષક બને-અને
'દિન પછી નિશા હાવીજે—
ગણો દુઃખદ મૃત્યુ, જીવન વહું ન તે કેમ તો!"
પ્રભુ! આ પ્રશ્નો ઉકેલવાને અમને સામર્થ્ય આપ—

સ્વર્ગસ્થ નરસિંહરાવભાઇની "વિવર્તલીલા"માં કહેલી એક વાતનો ઇસારો આવે છે. એ વાત એમ છે કે બાવાઓ હંમેશ ભજનો શરૂ કરતાં પહેલાં એક દુહો ગાય છે.

સાંજ પડે દીન આથમે ચકવી બૈઠી રોય,
ચકવા ચલો, વહાં જાઇએ જીહાં રૈન ન હોય.

માનવ જાતિની દુઃખ અને મૃત્યુની નૈસર્ગિકભીતિ આ સાદા ચરણમાં જણાઇ આવે છે. પરાપૂર્વથી સૂર્ય અસ્ત પામીને રાત્રી થાય, અથવા તો દરેક મહિનામાં આવતો શુક્લ પક્ષ મરી કૃષ્ણ પક્ષ થાય કે તોફાન અને વાદળાંને લીધે સૂર્યનું તેજ બંધ થાય ત્યારે મનુષ્યહૃદયમાં ક્ષોભ થાય છે, અને અંધકારથી ભય ઉત્પન્ન થાય છે. એ જ પ્રમાણે જીવનયાત્રા પૂરી કરી અને સામે આવતો કાળો પડદો તેની પાછળ શું હશે એ વિષે બધાંને સંદેહ અને સંશય રહ્યાં કરે છે. પ્રભુ ખ્રિસ્ત જેવાને પણ એમ બોલવું પડયું હતું કે "પિતાશ્રી, હજુપણ આ કટોરો પાછો લઈ લેવાનો હોય તો લઇ લો."

ઘણાં વર્ષ ઉપર, લગભગ પા સદી ઉપર સ્વ. નરસિંહરાવભાઇનું હરિકીર્તન સાંભળ્યું હતું જેમાં એક ભજન આવતું હતું કે:

"મૃત્યુ મરી ગયું રે લોલ"

પ્રભુમાં શ્રદ્ધાથી અને આત્મબળથી મૃત્યુનો ડર નિકળી જાય છે અને એથી મૃત્યુ મરી જાય છે એવું બહુ હાર્દિક કથન આ ભજનમાં આપેલું છે. એ જ પ્રમાણે એમના એક બીજા કીર્તનમાં શ્રી બુદ્ધદેવ પાસે એક માતા જેણે પોતાનો પુત્ર ખોયો હતો તે ગઈ અને બુદ્ધદેવને વિનંતિ કરી કે મારા પુત્રને સજીવન કરો. બુદ્ધદેવનો જવાબ સહુને વિદિત છે. એ બાઇને એવું કોઇ પણ ઘર ન મળ્યું કે જ્યાં મૃત્યુનો પડછાયો કોઇ પણ દિવસ પડયો ન હોય. તાત્પર્ય એ હતું કે શારીરિક મૃત્યુ તો જગતમાં પહેલેથી જ જોડાયલું છે અને તેને જીતનાર પ્રભુશ્રદ્ધા અને આત્મબળ સિવાય બીજું કાંઇ નથી. "સ્મરણ-સંહિતા"માં સ્વ. નરસિંહરાવભાઇએ આ જ બાબત લખ્યું હતું :

"તું દયામય છે છતાં મૃત્યુ પ્રભુ તેં શીદ રચ્યું?
વિશ્વમાં સુખદુઃખનું શોર યુદ્ધ શાને તું મચ્યું?"

અને પોતે જ એનો જવાબ આપે છે

"તે સનાતનના તણું
પૂર વ્યાપ્યું સહુ સ્થળે
મૃત્યુ ત્યાં કુસુમ જ થયું
જીવન વિના ન બીજું મળે"

ખ્રિસ્તનો બોધ આ સિદ્ધાંત ઉપર જ રચાયલો છે. તે પ્રભુ એક નાના ગામડામાં શિષ્યો સાથે ગયા અને શિષ્યો ખાવાનું લેવા ગયા ત્યારે એક બાઈ જે કૂવેથી પાણી ભરતી હતી તેની પાસે પાણી માંગ્યું ને કહ્યું કે જે પાણી તેં આપ્યું છે તે પાણી પીવા છતાં તરસ છીપતી નથી, પણ જે જળ હું આપીશ તેનાથી તરસ હમેશની છીપાશે– એટલે કે આત્માની શાન્તિ મળે છે. મૃત્યુને બદલે જીવન આપવાનો એમનો પેગામ હતો અને ભાવના હતી.

સ્વ. શ્રી. નરસિંહરાવભાઈના આખા જીવનમાં ભક્તિ અને શ્રદ્ધા સૌથી બહાર તરી આવે છે. ગીતાના પાઠમાં જેને સ્થિતપ્રજ્ઞ કહેલ છે એ પ્રમાણે દુઃખ અને મૃત્યુથી થતા વિયોગમાં શાન્તિ રાખવાનો એમનો સતત પ્રયાસ હતો અને તે શાન્તિ તે મેળવી શક્યા હતા. જે અનંત તેજ આ વિશ્વની પાછળ રહેલ છે તે તેજના સાથે જેમ વધારે સામ્ય સધાય તેમ વધારે શાન્તિ અને વધારે Repose–સ્વાસ્થ્ય મળી શકે છે.

નરસિંહરાવભાઈએ બાંધેલા ગૃહકુટુમ્બરૂપી ઘરમાંથી એક પછી એક ખંડ ખરવા માંડ્યા અને છેવટે આખુંયે ઘર પડી ગયું. આ જાતના દુઃખ જગતમાં અસાધારણ નથી. પણ તે છતાં સાધારણ પણ નથી. અને એમનું જીવન એ પ્રમાણે જોઈએ તો એક પછી એક દુઃખદ બનાવના ઇતિહાસ રૂપ જ હતું.

સાધારણ મનુષ્યોની પ્રકૃતિ છે. ક્રૂસ આગળ આવીને પ્રભુ ખ્રિસ્તે પ્રાર્થના કરી હતી કે "પિતા મેં તને જાણેલ છે તેને માટે હું તારો ઉપકાર માનું છું" એટલે કે આ જીવનને માટે એ એમના ઋણી હતા. જેમના ઘા ઊંડા નથી તેઓ જીવનને દોષ દે છે અને ગાળ દે છે. પણ શ્રી નરસિંહરાવભાઈએ જીવનને ગાળ દીધી નથી કે દોષ દીધા નથી. એમના સોંપાયલા કામમાંથી કદી ફારેગ થયા નહોતા અને સતત અભ્યાસથી પોતાના ભાઈબેનોની ને દેશની મોટી સેવા પોતાની પાછળ મૂકી ગયા છે. જરૂર તેમની પાસે કીમિયો હોવો જોઈએ. એ કીમિયો કયો તે એમના જ નામે અને એ જ જ્ઞાતિના ભક્ત કવિ લખી ગયા છે. એમનો ઇસારો પોતે વિવર્તલીલામાં કરેલો છે. પોતે સવાલ પૂછે છે કે પ્રભુનું આ અગ્રાહ્ય, અગમ્ય સ્વરૂપ શી રીતે પકડાય?

"નરસૈંયાનો સ્વામિ સકલ વ્યાપી રહ્યો"

તેને કોણ શી રીતે, શા સાધન વડે સાધે? અને લખે છે કે નરસિંહ મહેતા જ ઉપાય બતાવે છે કે

"પ્રેમના તંતમાં સંત ઝાલે"

એટલે પોતાના પ્રેમથી પ્રભુને પોતાના હૃદયમાં સ્થાન આપી શક્યા હશે એમ લાગે છે.

એ પ્રેમને જ સંબોધીને तद् दूरे तद् उ अंतिके । એમણે લખ્યું છે. આ જીવનમાં અનેક અનપેક્ષિત સ્થળે, પ્રસંગે, સ્વર્ગ પ્રત્યક્ષવત થાય છે તે ઉદ્દેશીને એવું છું, ભક્તો ગાય છે,

વૈકુંઠ ઢુંકડું રે પ્રેમીજનને ઢુંકડું રે
દુર્જનને મન દૂર,
અવિચલને મન મનસા વાચા
ભક્તિથી ભરપૂર વૈકુંઠ ઢુંકડુ રે.

સંત પોલ પાસે એક વખત તેના કેટલાક શિષ્યો જુદી જુદી ફરિયાદો અને દુઃખની કહાણીઓ લઈ આવ્યા હતા. એમને એણે સવાલ કર્યો કે તમે દુઃખ કેમ ખમી શકતા નથી? જે પ્રમાણે કોઈ એક ભાઈએ આપણું અપમાન કર્યું હોય કે આપણું નુકશાન કર્યું હોય તેની સામે વેર લેવાનો પ્રતિબંધ છે તેમ જીવને આપણને દુઃખ આપ્યું હોય તો તે જીવનની સામે પણ આપણે રોષ કરવો જોઈએ નહિ. કોઈ કહેશે કે આ મુશ્કેલીભર્યું છે. મુશ્કેલી તો છે પણ શ્રદ્ધા પણ એટલી જ તીવ્ર રીતે મુશ્કેલ છે. પોતાનો જમણો હાથ પોતાના ડાબા હાથથી કાપી નાખવા જેટલું જ મુશ્કેલ છે. જે પ્રમાણે જે માણસે આપણને અપમાન કરેલ હોય કે નુકશાન કરેલ હોય તેને નુકશાન ન કરતાં કાંઈ સારો બદલો આપવાનો બોધ કરવામાં આવે છે તેજ પ્રમાણે જીવન દુઃખમય બન્યું તો પણ જીવનની અંદર સત્ય, ન્યાય, પવિત્રતા વગેરે જોવાનો આગ્રહ કરવામાં આવે છે. જીવનને જીવન તરીકે જ લેખશું તો હરકોઈ કંટાળશે; પણ જીવનની પાછળ સત્ય તત્ત્વો છે

અને સત્ય વગેરે અંશ છે એમ માનીશું તો શ્રી. નરસિંહરાવભાઈએ પોતાનું જીવન બનાવ્યું હતું એમને અર્પણ અને સારાં કર્મોથી જગતમાં રહી શકીશું. સંત પોલે કહ્યું હતું કે.

Finally brethren, whatsoever things are true, whatsoever things are honest, whatsoever things are just, whatsoever things are pure, whatsoever things are lovely, whatsoever things are of good report——if there be any virtue and any praise think of these things and the God of Peace Shall be with you.

*"છેવટે બંધુઓ જે જે ચીજો સત્ય છે, જે જે ચીજો પ્રામાણિક છે, જે જે ચીજો પવિત્ર છે, જે જે ચીજો સુંદર છે જે જે ચીજો શુદ્ધ છે,—આ બધા ઉપર વિચાર કરો અને વિચાર ચાલુ રાખો અને શાન્તિમય પ્રભુ તમારી પાસે જ રહેશે."

કોઈ પણ મનુષ્ય સર્વગુણસંપન્ન હોતો નથી. અને જે Pisgah heights એટલે કે સર્વથી ઊંચી ટોચ તે પર પહોંચી શકેલો હોતો નથી. પણ ઉપર જણાવેલી ભાવનાને સ્વ. નરસિંહરાવભાઈએ પોતાના જીવનમાં મોટે અંશે ઉતારી હતી. ફળપ્રાપ્તિની આશા વગર કે ફળપ્રાપ્તિની વાંછના વગર કે એનાથી મોહિત થયા વગર દુનિયાના જે સ્થિતપ્રજ્ઞો કામ કરે છે તેવા સ્થિતપ્રજ્ઞ પણ વિરલા ને માણસોમાં જોવામાં આવે છે. ગુજરાતી ભાષા માટે સ્વ. નરસિંહરાવભાઈએ લીધેલો ભેખ એની કદર કે પિછાન કેટલાએ કરી હશે. પણ એ જ ભાષાની પાછળ એમણે વર્ષો સુધી સતત મહેનત અને ટીકાની ખત ગાળ્યાં હતાં. જેને પ્રભુના તેજનો એક વખત પણ ચમકારો થયો હશે તેને તે તેજ મૂકીને જગતમાં અંધારાં નહિ ગમે. માઉંટ એવરેસ્ટ ઉપર ચડવાનો પ્રયત્ન કરનાર એક યુરોપિયન મુસાફર એના બે સાથીઓ પાછા ન આવી શક્યા તેનું કારણ આપતાં કહે છે કે કદાચ એમ હશે કે તેની ટોચ ઉપર રહેલાં તેજ અને સૌંદર્યથી પોતે જેમ મુગ્ધ થયો એમ તેઓ પણ મુગ્ધ થયા હોય અને એમને એમ લાગ્યું હોય કે આવા દિવ્ય દેખાવ પછી જગતમાં પાછાં શું કામ જવું?

૮ સનાતન પ્રાર્થના છે કે **तमसो मा ज्योतिर्गमय।** અંધારામાંથી તેજમાં લઈ જા. એ જ પ્રમાણે બૌદ્ધ પ્રાર્થના છે. એડ્વીન આર્નોલ્ડના Light of Asia મા નીચેનું વચન છે.

While life is good to give I
give and go,
To seek deliverance and
that unknown light.

* સ્વ. નરસિંહરાવભાઈએ આ ભાગને કાંઈક ફેરફાર કરીને નીચેની કડીમાં મૂક્યો છે.

"ચાલ્યો શ્યામ રજનીમાં ચાલ્યો માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો."

મુ. નરસિંહરાવભાઈ આ પ્રમાણે રજનીમાં ચાલી નિકળ્યા છે પણ તે પરમ જ્યોતિનો પંથ ઝાલવાને. અંધકારમાંથી તેજમાં એ મહાનુભાવ સિધાવેલ છે અને એમની સ્મરણસંહિતામાંથી આપણે જોઇએ છીએ કે,

"તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો

* * * *

દયામય મંગલ મંદિર ખોલો."

ઓમ્—શાંતિઃ શાંતિઃ શાંતિઃ

# સ્વ. શ્રી નરસિંહરાવભાઈ

(એક અંજલિ)

તું ગયો ગીત પણ મૂકી ગયો છે કેવાં ?
જે જશે જમાના પણ નવ ભૂલીએ એવાં.
નાનામોટાને કંઠે સદાય રમશે
મંગલમંદિરિયે હયાં સૌનાં નમશે.
ને પ્રેમળ જ્યોતિ દાખવ એ ગીત ગાઇ
ઉર ઉમળકે કૈં ધન્ય થશે ઉભરાઇ
માનવ કોમળ કંઠેથી ઝરશે વાણી
પ્રીતિનાં પૂરનાં ત્યારે ચઢશે પાણી.

જ્યારે ગુજરાતે કવનકળી ઉઘડી'તી
ત્યારે તુજ કવિતા પ્રગટીને ફોરી'તી
એ કળીઓની મોહકતામાં અણદીઠી
કંઈ હશે છુપી હજી યે અણસ્પરશી મીઠી,
જેમાંથી હજી યે કૈં કૈં નવલું મળશે,
ગુજરાત તને ત્યારે સાચે ઓળખશે.

સોમાભાઈ ભાવસાર

૧

# નરસિંહરાવ

નન્દનાથ દીક્ષિત

આપણી શારદાપીઠમાંથી ઉત્તીર્ણ થઈને જે વિદ્વાન ગુજરાતી મંડળ પ્રસિદ્ધિમાં આવ્યું તેમાં નરસિંહરાવ બહુ ઊંચે પદે વિરાજે છે. એમના અવસાનથી ગુર્જર ગિરાને ભારે નુકસાન થયું છે. કવિ નર્મદને સ્વર્ગસ્થ થયાને આજે પચ્ચાસ વર્ષ ઉપરનો સમય વીતી ગયો. એ સમયમાં એટલે જેમની વય વર્ષ વટાવવાની તૈયારીમાં છે તેમની આગલી પેઢીના ગદ્યલેખકોમાં, વિવેચકોમાં તથા કાવ્યકારોમાં નરસિંહરાવ અગ્રસ્થાન દીપાવે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ગોવર્ધનરામ, હરિહર્ષદ ધ્રુવ, મણિલાલ નભુભાઇ, કમળાશંકર ત્રિવેદી, છગનલાલ હરિલાલ, રમણભાઇ તથા મણિશંકર ભટ્ટ એમના સ્વર્ગવાસ પછી તો એ જમાનાના બે જ સાક્ષરો નરસિંહરાવ તથા કેશવલાલ ધ્રુવ પોતાની સાહિત્યસેવાના તેજથી ગુજરાતને શોભાવી રહ્યા હતા, તેમાંથી પણ એક તારો ખરી ગયો. હવે નમીને હજી કેશવતેજ ગુર્જર સાહિત્ય મંડળને નિસ્તેજ થવા દેતા નથી.

નરસિંહરાવની વિદ્વતા સર્વમાન્ય હતી. સંસ્કૃતનો એમનો ઊંડો અભ્યાસ અંગ્રેજ કવિઓના કવનનો અનુવાદ કરવામાં એમને ઉપકારક થયો એ નિર્વિવાદ. આપણી ભાષામાં પહેલાં સંગીતકાવ્યો કે ઊર્મિકાવ્યોનું અસ્તિત્વ ન હતું એમ તો કહેવાનો ઇરાદો નથી જ, પણ એટલું તો સત્ય છે કે આંગ્લ કવિઓની કૃતિમાંથી વિચારો તથા ભાવનાઓ લઈ તેમને સુંદર પદપંક્તિઓમાં ગુજરાતીમાં ઉતારવાનું અપૂર્વ માન નરસિંહરાવને ઘટે છે. કુસુમમાળામાં જે ધ્યાનાત્મક તથા રસાત્મક સંગીતકાવ્યો છે તે જાતનાં કાવ્યો ગુજરાતીમાં પહેલાં ન હતાં એટલું જ નહીં પણ નરસિંહરાવના સમકાલીન કવિઓએ એ દિશામાં કરેલો પ્રથમ સર્જનના પ્રયાસ જેટલો યશસ્વી કે સફળ થયો નથી એમ માનું છું.

મણિલાલ નભુભાઈનો તત્ત્વજ્ઞાનનો અભ્યાસ એમનાં કાવ્યોમાં એક પ્રકારનું અર્થગાંભીર્ય રેડે છે, પરંતુ તેથી તે કંઇ વધારે કવિત્વમય કે રસાત્મક બન્યાં છે એમ કહી શકાય નહીં. કવનમાં વિચારની કે અર્થગૌરવની છાપ બહાર પડતી લાગે તેથી તે વધારે આનંદપ્રદ બનતું નથી તેમજ એવો કવિ કંઈ મહાકવિ છે એમ પણ સિદ્ધ થતું નથી. 'વિજય વાણી'માં અનેક પદો લેખકની ટીકા વગર ન સમજાય એવાં છે પણ તે કારણે એ પદોના લેખકને ભાગ્યે જ કોઇ અગ્રસ્થાન આપશે. તે જ રીતે કાવ્યમાં સરળતા હોય

અને તે બોધપ્રદ હોય તો તેથી પણ તે કાવ્ય ઊંચી પ્રતિનું મનાતું નથી.' 'સવિતા કૃત કવિતા"માં પ્રત્યક્ષ કિંવા પરોક્ષ ઉપદેશ આપનારી કૃતિ નજરે પડે છે પરંતુ તેને લીધે સવિતાનારાયણની કવિ તરીકેની કીર્તિ કંઇ વધુ તેજોમય બનતી નથી. દૃષ્ટાંત તરીકે "જુઠો છે જરવિણ આ સંસાર, મોટું જગતમાં જર છે સહુથી, જર છે જગદાધાર." એ કૃતિમાં કેટલીક રમુજ તથા બોધદાયક પંક્તિઓ છે તેમ છતાં ભાગ્યે જ આપણે તેને મામુલી કવન કરતાં વધારે પ્રશંસનીય ગણીશું. આ રહી સ્મરણમાં રમતી એ લાવણીમાંની થોડી લીટીઓ:

જરથી મુનિવર ચળે ચુકે છે સતી પતિનું ધ્યાન,<br>
જરથી દાનો મનાય સઘળે, હોય કદિ નાદાન–જુઓ છે જરની એ<br>
બલિહાર; મોટું જગતમાં જર છે સહુથી જર છે જગદાધાર !<br>
જરથી રાજા, નવાબ જરથી, જરથી શેઠ ગણાય,<br>
જરવિણ ડાહ્યા નર જો ભટકે, લાત બધે તે ખાય–જુઓ છે જરની એ<br>
બલિહાર; મોટું જગતમાં જર છે સહુથી જર છે જગદાધાર !

ભાષા સરળ છે, વિચાર અને અર્થ સ્પષ્ટ છે તથા રમુજ અને મજા પડે એવી એ આખી લાવણી છે; પણ તેની તુલના નરસિંહરાવના "સંસ્કારોદ્બોધન" કે "સરોવરમાં ઊભેલો બગ" જેવાં કાવ્યની સાથે કરવાની ધૃષ્ટતા કોઇ નહીં જ કરે.

બાળાશંકરના "ક્લાન્ત કવિ" જેવું કે દેશસરીના "ગુલગુલ" જેવું નરસિંહરાવે ન લખ્યું એ એમની લાગણીઓને સંયમમાં રાખવાની શક્તિને પરિણામે હોવું જોઇએ એમ હું માનું છું. કદાચ બાલાશંકર જેટલી તીવ્ર લાગણી એમની ના પણ હોય એ સંભવિત છે. મણિશંકરની કાવ્યપ્રતિભા બેલાશક ઉચ્ચા પ્રકારની એમ સહુ નહીં તો ઘણા સ્વીકારશે. પ્રકૃતિસૌંદર્ય માટે બન્ને કવિઓને પક્ષપાત ખરો; પણ કુદરતનાં સુંદર દૃશ્યો જોઈ માનવ જીવનને લાગુ થઈ શકે તેવો અર્થ કાઢવામાં મણિશંકર નરસિંહરાવના જેટલા સફળ પ્રયત્નો યશસ્વી રીતે કરી શક્યા નથી એવું ઘણા માને છે એમાં શંકા નથી. એ પણ નરસિંહરાવની જેમ કોઈ કોઇવાર લલિત પદ પંક્તિઓ લખે છે; તથાપિ એમનું કવન પણ નરસિંહરાવની રમતીઆળ ચંદાની તેમજ બીજી સુંદર કૃતિ આગળ ઝાંખું લાગે છે. નરસિંહરાવની કાવ્યપ્રતિભાની મોહિની ઓર છે. જુઓ આ લીટીઓ:

લલિત વસંતાનિલનાગા ચુંબન અનુભવી જેમ<br>
લતા માંડવી કુસુમે હસતી લસતી કવિતા તેમ<br>
પ્રેમમય નવલ મેઘ સીંચાઈ; નઈ જુઇ ખીલી ખીલી હસતી કાંઈ.

સારીએ કુદરતને આપણી સાથે રમતી, હસતી અને અપૂર્વ આનંદ આપતી કરી આપવાની એની કળા વિસ્મય પમાડે તેવી છે. પ્રકૃતિસૌંદર્યની જે સ્ટ્રેન્જ ગુંજારવને

કુપ્રથાને સાધારણ ન લાગુ પડે એવી રીતે રૂઢિને ખરી રીતે વગોવતાં આ સુધારક પ્રાર્થના-સમાજી કવિ લખે છે કેઃ—

એ રૂઢિ રાક્ષસી તણી કરી સેવ નિંદ્ય,
ઊંડી ડુબી અધમ કર્દમ માંહિ અંધ;
કન્યા અનાથ સુકુમાર અનેક હોમી,
એ રાક્ષસી મુખ વિષે જઠર આર્યભૂમિ.
તે કન્યકા સહુ શિખા બની એક એક,
થાશે સહસ્રશિખ અગ્નિ પ્રદીપ્ત છેક;
દેશે પ્રજાળી સહુ આર્ય પ્રજાની વાડી
ફેંકશે પછી અધમતા તણી ઊંડી ખાડી
ને આ પુરાણ રૂડી ભારતભૂમિ અંતે,
થાશે વિલુપ્ત ઈતિહાસ પટેથી સત્યે.

એવું ભયંકર ભવિષ્ય ભાખીને કવિરાજ મુંગા રહ્યા નથી એટલું આપણું નસીબઃ આર્ય ભૂમિ બચાવી લેવા માટે એમણે કરેલી પ્રાર્થના માટે એમનો ઉપકાર. અંતિમ પંક્તિઓમાં નરસિંહરાવ વિનવે છેઃ

ક્ષમા દેવી ક્ષમા દેવી સ્થાપો હે મુજ મસ્તકે;
આર્યભૂમિ બચાવી લે, પાપી હું પાપી હું ખરે.

બીજું કશું નહીં તો માતૃભૂમિને બચાવી લેવા માટેની એમની વિનતિ કૈલાસવાસીના આત્માને શાન્તિ આપશે એમ ગુજરાત જરૂર ઇચ્છે જીંદગીના છેવટના ભાગમાં આધિ વ્યાધિ ને ઉપાધિએ એમને એવા તો સતાવ્યા હતા કે એમનો સંસ્કારી આત્મા પરમ શાંતિ માટે ઝંખતો હશે. 'અહિં જ દુઃખ આવું નમ તજે.' એમ કકળીને પરમ ધામમાં પહોંચેલો એ આત્મા ચિરશાંતિ ભોગવે એ જ અંતરની પ્રાર્થના છે.

ત્હારે તું ગાન કંઇ શોકભરેલ ગાતો
રૂડુંજે ભલે જ જળધોધ! ન મૂક થાતો;
ગમ્ભીર આ હૃદયવાદ્ય ભલે જગાવે
આ વાદ્યને કરુણ ગાન વિશેષ ભાવે.

નરસિંહરાવ

# સાહિત્યનો સિંહ નરસિંહ

અતિસુખશંકર ત્રિવેદી

**સા**હિત્યને ખોટ:—શ્રી નરસિંહરાવ દીવેટીઆના અવસાનથી ગુજરાતને પરિપક્વ ભાષાશાસ્ત્રી, સમર્થ વિવેચક ને સંસ્કૃતિસંપન્ન કવિની ખોટ પડી છે.

તેમની ઉત્તમ માનવતા:—નરસિંહરાવભાઈના સ્વર્ગવાસ પામ્યાના સમાચાર આપતાં અનેક વર્તમાનપત્રોમાં તેમને વિષે સાહિત્યના ભીષ્મપિતામહની કલ્પના કરવામાં આવી હતી. ભીષ્મપિતામહ ઉત્તરાયણ થતાં સુધી બાણશૈયા પર પડ્યા હતા ને તે થતાં તેમનું અવસાન થયું હતું તેમ નરસિંહરાવભાઈ પણ લાંબો સમય સુધી મંદવાડની બાણશૈયા પર દુઃખ ભોગવતા હતા અને ઉત્તરાયણ થતાં તેમનું મૃત્યુ થયું એ સામ્ય અવશ્ય ધ્યાન ખેંચે એવું છે. એ સામ્ય ચિત્તાકર્ષક છે એ ખરી વાત છે પણ આપણે તેના કરતાં આગળ જઈશું. ભીષ્મપિતામહના વ્યક્તિત્વ તરફ આપણે માનથી જોઈશું એ ખરું છે, પણ તેથી આગળ જઈને નરસિંહરાવભાઈના વ્યક્તિત્વ તરફ આપણે પ્રેમથી આકર્ષાઈશું; કારણ તેમનામાં ઉત્તમ માનવતા હતી. આપણે બધા માનવીઓ છીએ, ને માનવતાથી ઈતર જીવન આપણને અસાધ્ય છે, તેથી આપણામાંનો મોટો ભાગ માનવતા તરફ ભાવભીનાં હૃદય સાથે આકર્ષાય છે. સહૃદયતા, દુઃખી જનો માટે સમભાવ, મોટા સાથે મોટા ને નાના સાથે નાના થવાની શક્તિ, અને તેના આવિર્ભાવરૂપ સાહિત્ય ઉત્પન્ન કરવાની શક્તિ નરસિંહરાવભાઈમાં હતી ને એમની અસાધારણ માનવતા હતી, અને તે માનવતા તેમના તરફ અનેકને સ્નેહથી આકર્ષતી હતી.

તેમની કોમળતા:—તેમનામાં કોમળતાના ઉત્તમ ગુણ હતા. તેઓ વજ્રથી પણ કઠોર થઈ શકતા ને કુસુમોના કરતાં પણ વધુ મૃદુ થઈ શકતા. તેમના આખા સાહિત્યિક જીવનમાં કઠોરતા ને મૃદુતાનો વિરોધી સંગમ જોવામાં આવશે. વિવેચક તરીકે, સ્થૂળ રીતે કહીએ તો, જે કોઈ હાથમાં આવે તેનાં છોડીયાં ફાડવામાં તેઓ જરા પણ સંકોચ રાખતા નહોતા. હું જ્યારે કૉલેજમાં હતો ત્યારે ચંદ્ર ને કલાપીના એમના આગ્રહ ને દુરાગ્રહ વિષેની ચર્ચાઓ અનહદ વિખવાદ પેદા થાય ત્યાં સુધી આગળ વધતી જોતો, અને તેમાંની કઠોરતાને પરિણામે એક પ્રસંગે સ્વ. તનસુખરામ ત્રિપાઠીને "મીનાષ્ટક" રચવું પડેલું તે મેં જોયું હતું. પણ તેમ છતાં આ કઠોરતાની પાછળ તેમના હૃદયમાં માનવતાની ઉષ્મામાં જન્મેલ મૃદુતા ને માનવ સમભાવોની ઉષ્મા હમેશ વ્યાપ્ત રહેતી. તેમનાં કાવ્યોમાં જ્યાં જ્યાં

સંસારસુધારાનો પ્રશ્ન આપણે જોઈએ છીએ ત્યાં ત્યાં પીડિતોના પ્રતિ સમભાવ ને તેમના પોતાના હૃદયની મૃદુતા જ તેમને તેમનાં ગીતોના સૂર પૂરા પાડે છે. તેમજ પ્રખ્યાત કરુણ-પ્રશસ્તિ પણ તેમની ઉત્તમ માનવતા, હૃદયની મૃદુતાનું જ પરિણામ છે.

ગુર્જર સાહિત્યનો સિંહ:-તેમના વ્યક્તિત્વના એક ઘણા આગળ પડતા ગુણને લક્ષમાં કોઈ પણ ન રાખે તો તે તેમનું વ્યક્તિત્વ બરાબર સમજતો નથી એમ હું માનું છું. તેવો ગુણ ધ્યાનમાં રાખી હું તેમને ગુર્જર સાહિત્યનો સિંહ કહેવાનું પસંદ કરીશ. વનમાં જ્યારે સિંહની ગર્જના થાય ત્યારે અન્ય પ્રાણીઓ નાસભાગ કરી છૂટે તેવી રીતે નરસિંહરાવભાઈ સાહિત્યક્ષેત્રમાં કોઈ પણ વિષયમાં ગર્જના કરે ત્યારે બીજાઓએ મૌન સેવવું જ જોઈએ; ખુશીથી તેઓ તેમ ન કરે તો કંટાળીને પણ તેમણે તેમ કરવું જ જોઈએ. સિંહની પેઠે ગર્જનાઓ કરવાની તેમની અચૂક વૃત્તિ હતી, અને વાદવિવાદમાં તેઓ "છેલ્લો બોલ તો મારો જ" એ ન્યાયમાં માનતા હતા.

સત્યનો અભિનિવેશ:—આ તેમની ગર્જનાઓની પાછળ પ્રેરક બળ તેમનો સત્યનો અભિનિવેશ હતો. સાહિત્યમાં તેઓ સત્યના ગાંભીર્યની હમેશ આશા રાખતા, અને તે ગાંભીર્યનો કોઈ પણ અનાદર દર્શાવે તો તેઓ છેડાઈ જતા. મોટાઈનું એક ચિન્હ એ છે કે તેના સંબંધમાં ગેરસમજુતીઓ પેદા થાય છે. તેમના સત્યના અભિનિવેશને લીધે ઘણાના મનમાં એ વિચાર ઉદ્ભવ્યો છે કે નરસિંહરાવભાઈ કલહપ્રિય હતા. પરંતુ મારા માનવા પ્રમાણે તેમ નહોતું. અલબત તેઓ આવેશી હતા, અને તેથી જે દૃષ્ટિબિન્દુ તેમને સ્વીકાર્ય લાગે તે અન્યને તેમ ન લાગે તો તેઓ એકદમ વિરોધ પર આવી જતા ને તે વિરોધનો પ્રબળ આવિર્ભાવ કરવા એકદમ પ્રવૃત્ત થતા; પણ તે આવિર્ભાવના પાછળનું પ્રેરક બળ સત્ય વિષે તેમનો અભિનિવેશ હતો.

સ્વપ્રકાશ:—પણ સત્યની શોધ વિકટ છે. તે શોધ કેટલાક સ્વપ્રકાશથી કરે છે. કેટલાક વિશ્વપ્રકાશથી કરે છે, કેટલાક અન્યપ્રકાશથી કરે છે, કેટલાક વળી મિશ્રપ્રકાશથી કરે છે. નરસિંહરાવભાઈ તેમનાં ભાષાશાસ્ત્રનાં વ્યાખ્યાનોમાં તેમ જ જોડણીના આગ્રહોમાં ને ઇતર સર્વ બાબતોમાં સ્વપ્રકાશદ્વારા સત્યાન્વેષણપરાયણ હતા.

સંસ્કારી મધુરતા:—એમનાં કાવ્યોમાં એક પ્રકારની અસાધારણ સંસ્કારી મધુરતા તરવરી આવતી હતી. સંસ્કૃતનું ને સંગીતનું તેમને ઉચ્ચ જ્ઞાન હતું, ને સંસ્કૃતિપ્રિયતાનું તેમને ઉચ્ચ ભાન હતું. તેને લીધે તેમનાં કાવ્યોમાં શબ્દોની પસંદગીમાં, ભાવનાઓના પ્રવાહમાં, ને છન્દોના પરના કાબુમાં ઉત્તમતા જોવામાં આવે છે. તેઓ આદર્શવાદી હતા, વાસ્તવતાવાદી નહોતા, ને તેમના જીવનને આધુનિક ધડમથલના વાસ્તવતાના અનેક પ્રશ્નો સ્પર્શી શક્યા નહોતા. તેને લીધે નવજવાન કવિઓનાં કાવ્યોના જે અનેક આધુનિક વિષયો આપણે અનુભવીએ છીએ તે એમનાં કાવ્યોમાં આપણે અનુભવી શકતા નથી. આર્થિક ને સામાજિકથી અંતર વિષયો તેમના કાવ્યપ્રવાહમાં વહી શક્યા નથી. પણ એટલું

સ્પષ્ટ છે કે જે વિષયો તેમના કાવ્યક્ષેત્રમાં પ્રવેશ્યા છે તે વિષયોને તેમણે સુંદર ન્યાય આપ્યો છે.

સંગીતપ્રિયતા:—તેમનાં કાવ્યોના માધુર્યની પાછળ તેમની સંગીતપ્રિયતાનું બળ હતું. એ કાવ્યોમાં કોઈ પણ સ્થળે કોઈ પણ એક શબ્દ ખસેડી બીજો શબ્દ મૂકવો અશક્ય છે. તેમની સંગીતની પ્રવીણતાનો અચ્છો ખ્યાલ મેળવવાનો મને એક પ્રસંગ પ્રાપ્ત થયો હતો. ઘણાં વર્ષ પહેલાં, અમદાવાદમાં તેમના ભાઈ સ્વ. મનુભાઈ દીવેટીઆના બંગલામાં એક વાર એક નાનકડું સ્નેહસંમેલન હતું, ને વખતે હું હાજર હતો. સંગીતની રમતો ચાલી રહી હતી ને વખતે આનંદ ખાતર સંગીતશાસ્ત્રી ગર્વે ને નરસિંહરાવ આમસામી કસોટીઓમાં ઊતર્યા હતા. કોઈ કોઈથી ગાંજ્યા ન ગયા ને નરસિંહરાવભાઈના સંગીતપ્રાવિણ્યનો સુંદર અનુભવ મેળવવાનો તે પ્રસંગ આજે પણ આનંદથી સ્મરણમાં રમી રહ્યો છે.

એક સુંદર કાવ્યનું સ્મરણ.—વડોદરાના સાહિત્યના મુખપત્ર 'સાહિત્યકાર'ના પ્રથમ અંકમાં એક કાવ્ય મોકલવા મેં તેમને વિનંતી કરી હતી. તે તેમણે સહર્ષ તરત સ્વીકારી હતી, અને "સ્મરણકુસુમોનો વિલય." એ મથાળા નીચે તેમણે કાવ્ય મોકલ્યું હતું. તે કાવ્ય "સાહિત્યકાર"ના પ્રથમ અંકની શોભારૂપ હતું. તે પછી તે કાવ્યના જેટલું મધુર ને ભાવપૂર્ણ કાવ્ય તેમણે રચ્યું ને અન્યત્ર પ્રકટ કર્યું ભાગ્યે જ જાણવામાં નથી. એ કાવ્યના વાચનના રણકા મારા કાનમાં આજે પણ હજી ચાલુ છે. તેમની "મધ્ય રાત્રિએ કોયલ." ની છેલ્લી પંક્તિ તેમનું ઉક્ત કાવ્ય હમેશ મને યાદ કરાવે છેઃ—

"ફરી એક વેળા, એક વેળા, બોલ્ય બીજી ! કુહૂ. કુહૂ."

કવિના કુહૂકારના માધુર્યનો ફરી લાભ મેળવવા, ને કુહૂકારનું ફરી શ્રવણ કરવાની લાલસા

જોઈએ. એ રીતના આગલા અનુભવો તેમને કદાચ ફાવ્યા હશે. મેં એમ પણ સાંભળેલું કે એક ૭૮ પ્રશ્નપત્રોના બે વિભાગ કરી સરકારી છાપખાનામાં પ્રુફ તપાસવાના કામમાં પણ તમામ પ્રશ્નપત્રોના પ્રત્યેક વિભાગના પ્રુફ તપાસવાનું કામ દરેક જણે જૂદું જૂદું કરવું એવો તેઓ આગ્રહ લેતા ને તેમ તેમણે ભૂતમાં કરેલું પણ ખરૂં. મેં તેમના આગળ મારૂં દૃષ્ટિબિન્દુ રજુ કર્યું કે જ્યારે ઘણા પ્રશ્નપત્રો કાઢવાના હોય ત્યારે દરેક જણે અમુક અમુક આખા પ્રશ્નપત્ર કાઢવા એ પદ્ધતિ વધારે સરળ ને વધારે અનુકૂળ છે. પરીક્ષાના મૂલ્યાંકનમાં પણ તેથી વધારે ન્યાય ને ઉદારતા દર્શાવી શકાય. તે વાત તેમને ગળે તરત ઊતરી અને મારા પર તેમના વ્યક્તિત્વની સરળતાની શુદ્ધ છાપ પડી તેમની સાથેના સમાગમનો મારો એ છેલ્લો પ્રસંગ હતો. તે પ્રસંગની મધુર વાતો, હસતો ચહેરો ને સામાન્ય ઊહાપોહોની ન ભૂંસાય તેવી મધુર છાપો—એ તેમના વિષેનું મારૂં છેલ્લું સંસ્મરણ છે.

તેમની કૃતિઓનું વિવેચન ને મૂલ્યાંકન કરવાના મુદ્દાથી મેં આ લેખ લખ્યો નથી. મારા મિત્ર ભાઈ પ્રોફેસર ભાનુશંકરના આમન્ત્રણને માન આપી તેમને મારા તરફની અંજલિ આપવા ખાતર આ લેખ લખ્યો છે.

પ્રભુના "મંગલ મંદિર"માં એ સરસ્વતીપૂજકનું સ્થાન આનન્દમય હો !

વડોદરા, ૨૨-૧-૩૭.

## એ

મૌનમાંથી મહાશબ્દ જન્મીને મૌનમાં મળ્યો;
અનન્તને સાગર ઉદ્ભવીને
વિવર્તની અદ્ભુત રમ્યતા ધરી,
પ્રકાશ ને પૌરુષરંગ દાખવી
અનન્તને સાગર એ ગયો ભળી.
મૃત્યુને જીવને જીતી, મૃત્યુમાં જીતી જીવન,
ચાંકડી સીમ તોડીને, સ્વયં શાશ્વત એ થયો.

મનઃસુખલાલ ઝવેરી

# સાક્ષર શ્રી નરસિંહરાવ.

મોહનલાલ પાર્વતીશંકર દવે

સદ્‌ગત સાક્ષરશ્રીને અંજલિ અર્પતાં જો હું ઉપેક્ષાવૃત્તિ રાખું તો મ્હારા આત્માના ઘડતરમાં જેમણે કીમતી સાહાય્ય આપ્યું છે, મ્હારા આનન્દને વિશેષ સંસ્કારી અને સમૃદ્ધ કરવામાં જેમનો સબળ હાથ રહ્યો છે, મ્હારા દુઃખને ભીંજાવવામાં, મ્હારા ચિત્તને શાન્તિ અર્પવામાં જેમણે મંગળ ફાળો આપ્યો છે એવા કવિવર પ્રત્યે મ્હારી ફરજ બજાવવામાં હું ચૂક્યો છું અને કૃતઘ્ન થયો છું એ વિચારે મ્હારો આત્મા મ્હને ડંખ્યા વિના રહે નહી. આજથી આશરે વીસ વર્ષ ઉપર જ્યારે હું કૉલેજનો વિદ્યાર્થી હતો ત્યારે સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી સાહિત્યની અનેક સુન્દર કાવ્યકૃતિઓનો મુખપાઠ કરવાની મ્હને ટેવ હતી. એ કૃતિઓ ફરી ફરીને ઉચ્ચારવામાં મ્હને આનન્દ મળતો. એ કવિતાઓ મ્હારી કલ્પનાને નચિંત કરતી, મ્હારા જીવનમાં રસ ભરતી, મ્હારા ચિત્તને શાન્તિ અને સુખ અર્પતી. તે વખતના મ્હારા પ્રિય કવિઓમાં ગુજરાતના આધુનિક કવિઓના પ્રતિનિધિ તરીકે હું એક જ કવિને ઓળખતો હતો. અને તે સદ્‌ગત સાક્ષર શ્રી નરસિંહરાવ. એમના બે જ કાવ્યગ્રન્થો તે વખતે પ્રસિદ્ધ થયા હતાઃ કુસુમમાળા અને હૃદયવીણાઃ પણ એ બન્ને ગ્રન્થની કવિતાઓ મ્હેં અનેક વાર વાંચી હતી. આમાંની ઘણી તે વખતે મ્હને મોઢે થઇ ગઇ હતી, અને હજી પણ તે મોઢે છે. હજી પણ એ કવિતાઓ હું અનેક વાર ગાઉં છું અને આનન્દ મેળવું છું, શાન્તિ પામું છું, આશ્વાસન પ્રાપ્ત કરૂં છું. નૂપુર ઝંકારને છેડે 'અવસાન' એ કાવ્યમાં જ્યારે કવિ કહે છે કે—

"તેં એક અશ્રુ મુજ ન્હેં કદી હોય લ્હોયું,
એનાં અશ્રુનું દાન જ થાય તો શું"

ત્યારે મ્હારા જીવાને તો એમ જ કહેવું પ્રાપ્ત થાય છે કે એ કવિએ મ્હારાં અનેક અશ્રુ લ્હોયાં છે, એક બે કોઇક દિવસ નહી, પણ અનેક વખત. એ અનન્ત ઉપકારના બદલામાં કવિના મોક્ષજનક અવસાનને પ્રસંગે કવિને હું મ્હારા હૃદયનાં અશ્રુની અંજલિ સમર્પું છું.

કવિના બે કાવ્યગ્રન્થોમાં એવું શું મ્હને જણાયું કે મ્હારા બાળપણમાં જ એમના કાવ્યોની આવી અજબ મોહની મ્હને લાગી? અન્યત્ર ન જોવામાં આવતાં એવાં કયાં

અંગ્રેજી સાહિત્યમાં પણ વર્ડ્ઝવર્થ પહેલાં કુદરતની કવિતાઓ રચાઈ હતી; પણ કુદરતને નિહાળવાની જે દૃષ્ટિ વર્ડ્ઝવર્થમાં હતી તે એના પુરોગામીઓમાં નહોતી. કુદરતનું પણ નિરાળું જીવન છે, તે જીવનમાં મીઠાશ છે, સુન્દરતા છે, સરળતા છે, સાધુતા છે, મનુષ્ય તેના સંપર્કમાં આવવાથી વધારે મધુર, વધારે નિર્દોષ, વધારે નિર્મળ જીવન જીવી શકે છે, અને સઘળા ફીલસુફો મનુષ્ય વિષે તથા તેના નૈતિક ઉત્કર્ષ કે અપકર્ષ વિષે જેટલું જ્ઞાન આપી શકે તેના કરતાં વસન્તની વનઘટાની એક પ્રેરણા વિશેષ જ્ઞાન આપી શકે છે એમ એ માનતો હતો:

'One impulse from a vernal wood,
May teach you more of man,
Of moral evil and of good,
Than all the sages can."

વિકસતા પુષ્પમાંથી ઊંડા ઉપદેશ એને લાધતા હતા—

"To me the meanest flower that blows can give
Thoughts that do often lie too deep for tears."

દરેક પુષ્પ પોતાનો જે પરિમલ વહાવે છે તેનો આનન્દ તે પોતે પણ મેળવે છે. દરેક પક્ષી પોતાનું જે સંગીત સર્જે છે તેનો આનન્દ તે પોતે મેળવે છે એમ એ માનતો હતો—

"And 'tis my faith that every flower
"Enjoys the air it breathes".

પક્ષીઓ પણ મહાન ઉપદેશકો છે. કુદરતને જ મહાન શિક્ષક તરીકે સ્થાપો— "Let Nature be your teacher"—એવી ઘોષણા એણે કરી હતી. કુદરત પ્રત્યેની આ મમતા, કુદરત સાથેની આ તન્મયતા, કુદરત તરફની આ અભિરુચિ, કુદરત અને માનવહૃદયના આ ગાઢ સમ્બન્ધનું ભાન—એ સર્વને લીધે વર્ડ્ઝવર્થ, શેલી, કીટ્સ વગેરેએ 'કુદરતની કવિતાનો' એક નવો યુગ પ્રવર્તાવ્યો એમ કહીએ તો ચાલે. એ નવા યુગની કવિતાનો ઊંડો અભ્યાસ નરસિંહરાવે કર્યો હતો, એ નવા યુગની કવિતાની સચોટ છાપ એમના હૃદય ઉપર પડી હતી; એ નવા યુગની કવિતાનું કુદરત પ્રત્યેનું વલણ એમનું પોતાનું બની ગયું હતું. પરિણામે નવી લાધેલી કવિદૃષ્ટિથી પોતાની આસપાસનાં રમણીય કુદરતી દૃશ્યો કવિએ નિહાળ્યાં અને એ દર્શનથી જાગેલા હૃદયના ભાવો પોતાની માર્મિક, શિષ્ટ અને સંસ્કારી વાણીમાં કવિએ ગુજરાતની જનતા આગળ રજૂ કર્યા.

એ કુદરતનાં કાવ્યો પશ્ચિમનાં કાવ્યોનાં માત્ર અનુકરણરૂપે છે એમ જેઓ કહે છે તેઓ ભયંકર ભૂલ કરે છે એમ હું માનું છું. 'ફુલની સાથે રમત', 'મધ્યરાત્રિયે કોયલ', એવાં એવાં અનેક કાવ્યોમાં કવિ પોતાના ભાવ વ્યક્ત કરે છે, પોતે અનુભવેલી લાગણીઓ પ્રકટ કરે છે એમ હું નિઃશંકપણે માનું છું. અને સાદી, સરળ, તથા સચોટ અસર કરનારી શૈલીમાં એ ભાવો તથા લાગણીઓ પ્રદર્શિત કરવામાં આવ્યાં હોવાથી વાચક-હૃદય ઉપર એ કાવ્યો ઊંડી અસર કરનારાં છે એવું મ્હને લાગે છે. ગુજરાતનાં ઊર્મિ-કાવ્યોમાં આ કાવ્યોને જે ઊંચુ સ્થાન મળ્યું છે તે તેના ઊંચા કાવ્યગુણોને લીધે એ વાતની મ્હને સ્પષ્ટ પ્રતીતિ થાય છે.

'કુસુમમાળા'માં 'મેઘ'નું જે કાવ્ય છે તે અંગ્રેજ કવિ શેલીના કાવ્ય ઉપરથી લખાયલું છે એમ કવિ પોતે જ કહે છે પણ એમનું 'ચંદા'નું કાવ્ય વિશેષ મનોહર છે. કવિ પોતે એને 'મેઘ' કાવ્યની નકલ તરીકે ઓળખાવે છે. અસલ હો કે નકલ હો, પણ કવિ કલ્પનાની મધુરી રમતે એમાં એવું વ્યાપક સ્વરૂપ લીધું છે કે એ કાવ્ય ફરી ફરી વાંચવાને તે વાચકને પ્રેરે છે. સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીનું એ પ્રિય કાવ્ય હતું તે ગુજરાતને અજાણ્યું નથી. 'ચંદ્ર' ને 'ચંદા' એ નામ આપવું અને એના વિષે કુમારિકાભાવનું આરોપણ કરવું એમાં જ જેને એતદ્દેશીય ભાવનાનો ધ્વંસ થતો જણાતો હોય તેને તો એ કાવ્ય ન જ રુચે એ સ્વાભાવિક છે. મ્હને પોતાને તો એ ઘણું ગમે છે.

કુદરતના સૌન્દર્યનું તીવ્ર ભાન કવિને કોઇ માનવ પ્રસંગના નિરૂપણ સમયે ક્વચિત્ ક્વચિત્ કુદરતમાંથી તેનું સામ્ય શોધવાને પ્રેરે છે. 'મત્સ્યગન્ધા અને શાન્તનુ'ના કાવ્યમાં કાવ્યની નાયિકા મીઠું ગાની ગાતી અને નાવડું નચાવતી આવતી હોય છે, એના કોકિલ-કંઠમાંથી સંગીતનું માધુર્ય અવિરામ વર્ષી રહ્યું હોય છે, શાન્તનુ તીરકુંજમાં છુપાઇ રહીને એ માધુર્યનું પાન કરતો હોય છે, અન્તે નાવડું તટને સ્પર્શે છે, તીરકુંજમાં છુપાઈ રહેલો રાજા સહસા પાસે ધશી આવે છે, મુગ્ધા તરત જ ગુંજતી બંધ પડે છે અને તેના મુખ ઉપર લજ્જાના રંગ છવાઇ જાય છે એ પ્રસંગનું વર્ણન આપતાં કવિ કહે છેઃ—

"લજ્જાએ રંગ ધરીને ગુલાબી મદુ ગાલમાં
સન્ધ્યાના મુખની શોભા હરી જે ક્ષણવારમાં".

દુઃસ્વપ્નના દર્શનથી ઝબકી ઊઠેલી અને આંસુ ઢાળતી ઉત્તરાને આશ્વાસન આપતાં અભિમન્યુ તેના ધબકતા ઉરને પોતાના ઉર સાથે દાબે છે અને તેના કપોલ પરથી આંસુ લોહ છે એ પ્રસંગ વર્ણવતાં કવિ કહે છેઃ—

"ખીલી ગુલાબકળી ઝાકળબિન્દુ ધારે,
દેવા કપોલપર આંસુ ધીરે સમારે."

એથી ઉલટું, કુદરતનું સૌન્દર્ય નિરખતાં ક્વચિત્ માનવ સૌન્દર્યની સાથે તેના

સરખામણી કરતા કવિ જણાય છે, 'સાગર જેવી ઊંડી વખતની રચના' એ કાવ્યમાં વાત કરે છે:—

"જોઈ તો મુગ્ધ સુન્દરી રુદન કરતી જાય,
'મહિં' વેરે વિમલ નજાકતાં,—જેવી રચના આ રમ્ય જણાય।"

આ બન્ને પ્રકારના કરતાં વિશેષ ધ્યાન ખેંચે એવો કુદરતના નિરૂપણનો પ્રકાર એ છે કે જે આન્તર પ્રસંગનું નિરૂપણ કરવાનું હોય છે તેની પશ્ચાદ્ભૂમિ તરીકે કુદરતનું ચિત્ર કવિકલમથી ચીતરવામાં આવે છે તે કવિતાના વિષયને બરાબર બંધ બેસતું હોય છે એટલું જ નહીં પણ બનનાર બનાવની પૂર્વેથી આગાહી આપનારું, વાચનારની કલ્પનાને સતેજ કરનારું, આવનારા આખ્યાનને માટે સહૃદય વાચકને તૈયાર કરનાર હોય છે. એવાં ચિત્રો નરસિંહરાવની કવિતામાં સ્થળે સ્થળે નજરે પડે છે. એમાંનું એક, જે મ્હને ઉત્તમ જણાયું છે તેનો નિર્દેશ કરવાની આ સ્થળે મ્હને જરૂર જણાય છે. 'ચિત્રવિલોપન' કાવ્યનો આરંભ કવિ નીચે પ્રમાણે કરે છે:—

"સન્ધ્યા રમાડે ધરીને ઉછંગે
"આ શુક્ર તારા કણીને શી રંગે !
"ને સિન્ધુમાં ગૂઢ થઈ ગયેલો
"જોતી રહી રમ્ય થકી રવિનાથ પેલો.

"પ્રીતેથી પીતી સુખ વર્તમાન,
"ને ભાવિનાં રમ્ય સુણંતી ગાન,
"રહ્યો ન જોતી અતિ ગૂઢ ઘેરું
"એ ચિત્ર દૂર વસતું ભયકાળ કેરું."

આ કાવ્યની નાયિકા ૨૧ વર્ષની યુવતિ છે તેના ઉછંગમાં ૩૨ દિવસનું બાળક રમી રહ્યું હોય છે. એ બન્ને નાવમાં બેસીને આવતાં હોય છે. સાવિત્રીના મુખ આગળ ઠેઠ સમુદ્રકિનારે બાનકોટનો કિલ્લો પર્વત ઉપર છે. એનો પતિ કિલ્લામાં હતો અને સમય સૂર્યાસ્ત પછી તરતનો હતો એવી કલ્પના કવિની પોતાની છે. એ નાયિકા તથા બાળકી જે હોડીમાં આવતાં હતાં તે હોડી ડૂબી ગઈ. એ સત્ય હકીકતની પશ્ચાદ્ભૂમિ તરીકે કવિએ ઉપર્યું વર્ણન મૂક્યું છે. એમાં સન્ધ્યાને શુક્ર તારાની કણીને ઉછંગમાં લઈને રમાડતી વર્ણવી છે, અને એ સન્ધ્યા સમુદ્રમાં ગૂઢ થઈ ગયેલા રવિનાથને રમ્ય થકી જોઈ રહી છે. એમાં બાલિકાને રમાડતી નાયિકાનું તથા કિલ્લામાં એના આવવાની વાટ જોઈ રહેલા પતિનું તેમ જ એ પતિને મળવાની તીવ્ર ઇચ્છા ધરાવતી નાયિકાનું આબાદ રીતે સૂચન કર્યું છે. બીજો શ્લોક પણ સન્ધ્યાનું જ વર્ણન આગળ લંબાવે છે વર્તમાનનું સુખ જ એ અનુભવી રહી છે, ભાવિનાં (નજદીકના ભાવિનાં) રમ્ય ગાન એ સાંભળી રહી છે, પણ ભય-

ચિત્ર તે જોઇ શકતી નથી. આ વચનોથી સન્ધ્યાનું વર્ણન આપવાની સાથે નાયિકાની માનસિક સ્થિતિનું કવિ આપણને અચ્છું ભાન કરાવે છે. વર્તમાન સુખમાં–પોતાના ઉછંગમાં રમી રહેલી બાળકીના સહવાસ સુખમાં જ એ મગ્ન છે. પતિ તરફથી પોતાને તથા પોતાની લાડકી બાળાને કેવો ભાવભીનો સત્કાર મળશે તેનાં રમ્ય ચિત્રો એ ચીતરી રહી હોય છે, પણ લયકાળનું (બન્નેના હોડીની સાથે સમુદ્રમાં ડુબી જવાનું) ચિત્ર અતિગૂઢ હોવાથી તેનો લેશ પણ ખ્યાલ તેને હોતો નથી.

સાવિત્રી નદી સિન્ધુમાં વહી રહી છે, તેના તરંગો ઉછળી રહ્યા છે, એ નદીમાં નાચતું નાવડું આગળ વધતું દેખાય છે, યુવતી એ નાવડામાં પોતાની બાળકીને છાતી સરસી રાખીને બેઠી છે અને કવિ ઉમેરે છેઃ—

'પ્રેમ વાત્સલ્યના મ્હાના અમોલા શા વહ્યા ઝરી.'

વ્હાલ ભરી નાયિકાના હૃદયમાંથી નીકળતા આનન્દ તથા રમ્ય આશાઓના પ્રેમલ, મધુરા, સુકોમળ ભાવ કવિ અત્યન્ત સાદી, સ્વાભાવિક, મનોહર, અને મૃદુલ વાણી વડે વ્યક્ત કરે છે, અને અન્તે નાયિકાની પાસે કવિ નીચેના ઉદ્‌ગાર કઢાવે છેઃ—

"ભૂત ભાવિ ભૂલતી,
"સુખ હિંદોળે ઝૂલતી,
"સંગ લઈ મુજ પૂતળી,
"આનન્દ સિન્ધુ હું બૂડી."

'હું બૂડી' એમ એ કહે છે છતાં એને ખબર નથી કે ખરેખર બૂડવાનું જ એને માટે નિર્માણ થયેલું છે. સિન્ધુમાં 'હું બૂડી' એમ એ કહે છેઃ સિન્ધુમાં જ એને બૂડવાનું હતું પણ તે આનન્દ સિન્ધુમાં નહીં. ત્યાર પછીનું કારમું ચિત્ર કવિ થોડી જ પંક્તિઓમાં અસરકારક શબ્દો વડે, છન્દના પ્રસંગને ઉચિત પલટાઓ સાથે પોતાના સ્વાભાવિક કૌશલથી આપણી આગળ રજુ કરે છે. નિમિષ માત્રમાં તો નાવડું સમુદ્રમાં ડુબી ગયું, એ મધુરી સુખછબીઓ ભૂંસાઇ ગઇ, ચિત્રનું વિલોપન થયું, અને કવિ ઉમેરે છે કેઃ—

"ઉદધિ-ઉદર સન્ધ્યા શુક્ર બને સમાયાંઃ
"તિમિર મહિં જ ગર્દાં સિન્ધુએ ગાન ગાયાં."

સન્ધ્યા અને શુક્ર-યુવતિ અને બાલિકાની પેઠે-ઉદધિના ઉદરમાં સમાઇ ગયાં, અંધકાર છવાઈ રહ્યો, અને એ અંધકારમાં સમુદ્રે ગર્દા-"આ કરુણ બનાવનું ગૂઢ ધ્વનન કરતાં" ગાન ગાયાં.

અહીં આરંભમાં તથા અન્તમાં કુદરતનું વર્ણન છે, પણ તે કાવ્યના કરુણ પ્રસંગની પશ્ચાદ્‌ભૂમિ તરીકે રહેલું હોવાથી કાવ્યના ભાવને પોષે છે અને એના કાવ્યત્વમાં અદ્‌ભુત ઉમેરો કરે છે.

નરસિંહરાવના કુદરતનિરૂપણ વિષે આટલું જ કહીને કવિ તરીકેની એમની અન્ય કલાકૃતિઓ તરફ આપણે વળીશું. આચાર્યશ્રી આનન્દશંકર એ કૃતિઓને 'દૃશ્યકલ્પ ખંડકાવ્યો' તરીકે ઓળખાવે છે. એ કાવ્યો વિવિધ વૃત્તમાં લખાયલાં છે. સંસ્કૃત સાહિત્યની અસર એ કાવ્યોની ભાષા ઉપર સ્પષ્ટ જણાઈ આવે છે. એ ભાષાનો પ્રવાહ અસ્ખલિત વહે છે અને કવિએ પ્રકટ કરવા ધારેલા ભાવોનું સમર્થ વાહન બની રહે છે. કવિના કેળવાયલા શ્રવણને ઔચિત્યવાળા પદોની કે ભાવને અનુકૂળ છન્દની પસંદગી કરવામાં લેશ પણ મુશ્કેલી નડતી નથી. પલટાતા ભાવોને અનુરૂપ છન્દોના ફેરફારને લીધે એમની કાવ્યરચનામાં વૈવિધ્ય આવે છે, એટલું જ નહીં પણ એ પદ્ધતિ આખી રચનાની અસરને વધારે પ્રબળ બનાવે છે. આબેહૂબ ચિતાર ખડો કરવામાં એમની પૂર્વના કવિઓએ જેવી તેવી સફળતા નહોતી મેળવી. 'નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ' અથવા 'મામેરૂં'—એવાં કાવ્યોમાં આબેહૂબ ચિત્ર આપવાનો ઉદ્દેશ કવિવર પ્રેમાનંદે પૂરેપૂરો સાધ્યો છે, પણ એ કાવ્યોમાં કવિની વર્ણન આપવાની છટાને લીધે જ એ ઉદ્દેશ સધાયલો આપણે જોઈએ છિયે, ત્યારે અહીં એ ઉપરાંત ન્હાનકડાં કાવ્યોની ખુબી વધારનારી કળાની બીજી અનેક સામગ્રીનો ઉપયોગ કર્યો છે તે કવિના કાવ્યરચનાવ્યાપારને નવીનતા અર્પે છે અને વાચકના હૃદય ઉપર મોહક અસર ઉત્પન્ન કરે છે. દાખલા તરીકે 'વિધવા બાલાશ્રમની પાસે' એ કાવ્ય કવિ નીચેની પંક્તિઓથી શરૂ કરે છેઃ—

"છાનું રૂવે, છાનું રૂવે, મ્હારા હૈયાના હીર બાળુડા !
રખે કો સાંભળે સાદ ! જગના લોક છે ભૂંડા."

અને પછી ઉમેરે છેઃ—

"ધીરો અને મધુર આ ધ્વનિ ક્યહાંથી આવ્યો ?
જે ઉપજ્યો તિમિરમાં, તિમિરે સમાયો."

અહીં વિધવાના ઉદ્ગાર સૌથી પ્રથમ મૂકાયલા હોવાથી વિધવાને બાલાશ્રમ આગળ આવતી આપણે જાણે પ્રત્યક્ષ જોઈએ છિયે, અને એનું રડતું બાળક, એ બાળક પ્રત્યેનું માતાનું વાત્સલ્ય, જગતના લોકની ક્રૂરતા, તે ક્રૂરતાને પરિણામે બાળકના રડવાનો અવાજ પણ કોઈ સાંભળે નહીં તે વિષેની એની ચિન્તા એ સર્વ સ્વાભાવિક વસ્તુસ્થિતિનો ચમત્કારિક રીતે આપણને સાક્ષાત્કાર કરાવાય છે. અને ત્યાર પછીનો 'એ ધીર અને મધુર ધ્વનિ ક્યાંથી આવ્યો ?' એ વિભાગ આપણું લક્ષ ધ્વનિના ઉત્પત્તિસ્થાન તરફ—તે અનાથ વિધવા તરફ તથા આસપાસના વાતાવરણમાં જ નહીં પણ વિધવાના હૃદયમાં પણ વ્યાપી રહેલા ગાઢ અંધકાર તરફ સચોટ રીતે ખેંચે છે.

'ઉત્તરા અને અભિમન્યુ'માં પણ દુઃસ્વપ્નના દર્શનના પરિણામ રૂપે નીકળતા ઉત્તરાના ઉદ્ગારથી કાવ્યનો આરંભ થાય છે.—

"ધાઓ, ધાઓ, અરે નાથ ! ઉગારો અગ્નિઝાળથી."
ઝબકી જાગી બની નવોઢા આંસુ ઢાળતી.

અને પછી અભિમન્યુ બોલે છે એમ કહેવાને ન થોભતાં અભિમન્યુના નીચલા ઉદ્‌ગાર એમ ને એમ જ કવિ આપણને સંભળાવે છેઃ—

"મોંઘી કળી હૃદયની સુકુમાર મ્હારી!
કોણે ત્હને મધુર નીંદરમાંહિં હારી?
સૂતો સમીપ અભિમન્યુ પતિ પ્રચંડ
તે ભૂલી કોણ રમતો અહિં મૃત્યુસંગ?"

એ પ્રમાણે કાવ્યના નાયકનો પોતાની નવોઢા વધુ પ્રત્યેનો પ્રેમ, તેના રક્ષણ માટેની કાળજી, તેની વીરતા વગેરેનું એક સામટું ભાન કરાવીને કાવ્ય આગળ વધે છે.

'મહાભિનિષ્ક્રમણ'માંની નીચલી પંક્તિઓ તદ્દન સાદી અને સરળ હોવા છતાં અત્યન્ત ભાવવાહી અને હૃદયસ્પર્શી છેઃ-

જોરી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણીઃ-
"ફરી આ રમ્ય શય્યા માંહિં, કરું શયન કદી હું નાંહિં."
ત્રણ વેળા ગયો રાજન, પાછો આવ્યો વળી વેળ ત્રણ;
હેવું રાણીનું સૌન્દર્યપૂર, હેવો પ્રેમ હેનો ભરપૂર;
અન્તે બળ કરી છૂટ્યો શયનથી, ધાર્યો શોક પછી નવ મનથી;
ચાલ્યો, શ્યામ રજનિમાં ચાલ્યો, માર્ગે જ્યોતિ અનુપનો ઝાલ્યો.

સિદ્ધાર્થ ચાલ્યો-શ્યામ રજનીમાં ચાલ્યો. અંધારી રાત્રિમાં આગળ વધતો એને 'ચાલ્યો' એ ઓકારાંત શબ્દની દ્વિરુક્તિના બળ વડે આપણે પ્રત્યક્ષ જોઇએ છિયે, પણ એ એનું અંધારે માર્ગે જવાનું અંધારામાં વિલીન થવાને માટે ન્હોતું. અનુપમ જ્યોતિ એને પ્રાપ્ત થવાની હતી, તેથી કવિ છેવટે કહે છેઃ-

'માર્ગે જ્યોતિ અનુપનો ઝાલ્યો'

વૈધવ્યનાં કરુણ ચિત્રો સુધારક નર્મદની પેઠે સુધારક નરસિંહરાવે અનેક ચીતર્યાં છે. પણ એ ચિત્રોમાં નરસિંહરાવે વિશેષ કલાવિધાન તથા બુદ્ધિચાતુર્ય દાખવ્યું છે અને વિધવાના માનસની ગૂઢ વ્યથાઓ વધારે સચોટપણે અને વધારે અસરકારક રીતે એમણે પ્રકટ કરી છે. એ વિષયનાં એમનાં અનેક કાવ્યોમાં કુસુમમાળાનું 'વિધવાનો વિલાપ' નામનું કાવ્ય અગ્રસ્થાને મૂકાય એવું છે. ઊંડી મનોવેદનાને લીધે સતેજ બનેલી કલ્પનાને બળે વિધવાના મુખમાંથી જે ઉદ્‌ગારો નીકળે છે તે કરુણ રસથી ભરપૂર છેઃ-

ઓ ઊંચા, ઊંચા, આકાશ! તું કાં મ્હને
ઉંચકી લઈને નવ રાખે નિજ અંગમાં?
છૂટું ક્રૂર જગતના જનથી હું, અને
વસું સુખે આ તારલિયાની સંગમાં.

તરુણ વયના પતિના મૃત્યુથી ત્રાસ પામેલી યુવતિનો છેવટનો સંકલ્પ તો કરુણતાની અવધિ આણે છે:—

ને મુજ લાકડી જ્યહારે મ્હોટી થશે,
જગત ભર્યું ફૂપીશ ત્હારે નિજ જનક હું,
ફરી મરે નહિં હેતો નર પણ ત્હાં ફરી,
પરણાવીશ મુજ લાકડીને તે સાથ હું.

કપટીજનોના વિષ વિલોભનથી ફસાયલી બાળવિધવા તરફ એમના કેટલાક કાવ્યોમાં અનુકંપા દર્શાવવામાં આવી છે અને તેથી એવા કાવ્યો આડકતરી રીતે અનીતિનાં પ્રેરક બને છે એવો આક્ષેપ એમના ઉપર કરવામાં આવેલો તેનો સમર્થ ઉત્તર 'દયાવતી વિધવાનો ન્યાય' એ નામના લેખમાં એમણે કર્યો છે. એ ઉત્તર સત્યના પાયા ઉપર રચાયલો છે એટલું જ માત્ર દર્શાવવાને 'કારાગૃહમાંની વિધવા'માંથી કેટલીક પંક્તિઓ અત્રે ટાંકવામાં આવે તો તે ક્ષમ્ય ગણાશે. એ કાવ્યમાં કવિએ વિધવાના મુખમાં નીચે પ્રમાણેનાં વચનો મૂક્યાં છે:—

હાય ! તો પણ, યદપિ કર મુજ રુધિરથી છે અશુચિ,
પાપ રુધિરથી તદપિ છે મુજ હૃદય ભિન્ન કદાપિ આ.

કાવ્યના છેવટમાં કવિ નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢે છે—

છૂટીશ કારાગૃહથી તોય,
હૃદયતણે કારાગૃહ તોય
રહીશ પુરાઈ તું આ ભવે,—
દયાસિંધુ ત્હારી છોડવે'

મ્હારું હૃદય કલંકી છે અને તે પાપ રુધિરથી ભિન્ન છે એવું જ્યારે યુવતિ કહે છે, ત્હારા હૃદયના કારાગૃહમાં તો તું આખા ભવ સુધી પુરાઈ રહીશ એવું જ્યારે કવિ કહે છે, એ હૃદયના કારાગૃહમાંથી તો દયાસાગર પ્રભુ ત્હને છોડવે એવી જ્યારે કવિ પ્રાર્થના કરે છે ત્યારે શું આમાનું નૈતિક અધઃપતન એ એક તુચ્છ વસ્તુ છે એવું કવિ મનતા હોય એમ આપણને લાગે છે ? એથી ઉલટો જ ભાવ કવિએ એ પંક્તિઓદ્વારા પ્રકટ કર્યો છે એવી કોઈ પણ વાંચકને સ્પષ્ટ પ્રતીતિ થયા વિના રહેશે નહિ.

હવે એક બીજા મુદ્દા ઉપર આવીએ. 'કારાગૃહમાંની વિધવા' એ જ કાવ્યમાં આરંભની પંક્તિઓ નીચે પ્રમાણે છે—

આ કારાગૃહની મોઝાર
યુવતી રૂપવતી આ કોણ
ક્યહાં થકી એ આવી અહિં ?
મુખપર મુદ્રા દુઃખની ધરી.

સહસ્રશિખ અગ્નિ પ્રદીપ્ત થશે, અને તે અગ્નિ

દેશે પ્રજાળી સહુ આર્ય પ્રજાની વાડી;
રહેશે પછી અધમતાતણી ઊંડી ખાડી;
ને આ પુરાણ રુડી ભારતભૂમિ અંતે
થાશે વિલુપ્ત ઈતિહાસપટેથી સત્યે,

આ શાપનાં વચનો સાંભળીને ફુલમણિ દાસીનો પતિ પોકારી ઉઠે છે કે—

ક્ષમા દેવી! ક્ષમા દેવી! શાપો દે મુજ મસ્તકે;
આર્યભૂમિ બચાવી દે; પાપી હું, પાપી હું ખરે.

'આર્યભૂમિ બચાવી દે' એ વચનો ફુલમણિ દાસીનો પતિ બોલે છે છતાં તેની પાછળ કવિનું હૃદય બોલતું આપણને સ્પષ્ટ સંભળાય છે.

આ કાવ્ય હૃદયવીણાનું છે. મ્હને એ ગમે છે. એની તરત જ આગળ નિર્દિષ્ટ કરેલાં કાવ્ય મ્હને એટલાં નથી ગમતાં. પણ નરસિંહરાવની "કવિત્વશક્તિ ક્ષીણ થઇ વદાય લેવા તૈયાર થઈ છે." એમ ગર્ભિત આરોપ મૂકનારમાંનો એક હું છું એમ જો કોઈ માનતું હોય તો તે ગંભીર ભૂલ છે એમ મ્હારે કહેવું જોઇએ. 'નૂપુરઝંકાર'માં સંગ્રહાયલાં અનેક 'વસન્ત'માં જેમ જેમ પ્રસિદ્ધ થતાં હતાં તેમ તેમ હું વાંચતો હતો, ઘણીવાર ફરી ફરીને વાંચવા પ્રેરાતો હતો, તેમાંથી રસાસ્વાદ મેળવતો હતો, તેની મઝાહ માણતો હતો. 'મ્હારાં રમકડાં,' 'વિરાગિણીની વીણા,' 'અગ્નિહોત્ર,' 'ધુવડ,' 'ત્યારે અને હવે,' 'મહાભિનિષ્ક્રમણ' અને બીજાં અનેક કાવ્યો મ્હને આનંદ આપતાં. એ કવિતાઓમાં નરસિંહરાવની કવિત્વશક્તિ ક્ષીણ થયાનો ભ્રમ મ્હને કદી થયો નથી. એટલું જ નહીં પણ એમની કસાયલી કલમ, પરિણત પ્રજ્ઞા, વિકસેલી કલાદૃષ્ટિ, સમર્થ કલાવ્યાપાર એ સર્વ એમનાં એ પાછલાં કાવ્યોમાં મ્હને જણાયાં છે, અને 'સ્મરણસંહિતા'ની એમની તત્ત્વચિન્તન પ્રધાન કરુણપ્રશસ્તિ તો કોલેજમાં મ્હેં શીખવી છે. 'વસંત'માં એ વિષે લખ્યું પણ છે, તો અત્રે વિશેષ વિસ્તાર શાને કરું? એટલું જ કહીશ કે નરસિંહરાવના પહેલાં હતો તેના કરતાં કાવ્યકળાનો આપણો હમણાંનો આદર્શ જો વધારે ઉંચો થયો હોય, આપણી કલાભાવના જો વિશેષ વિકાસ પામી હોય, કાવ્યપરીક્ષાનું આપણું ધોરણ જો વધારે ઉંચું થયું હોય તો એ ઉંચા આદર્શના ઘડતરમાં કવિ શ્રી નરસિંહરાવનાં કાવ્યોનો ફાળો કંઈ જેવો તેવો નથી.

વિવેચક નરસિંહરાવને સાહિત્યસમરાંગણના શૂરવીર લડવૈયા તરીકે ઓળખાવી શકાય. 'કવિતા અને સંગીત' વિષેના કવિશ્રી ન્હાનાલાલભાઈના ભાષણ ઉપરે શીર્ષકથી માંડીને એમાં દર્શાવેલા તમામ વિચારોને અનુલક્ષીને નરસિંહરાવે આકરી ટીકા કરી હતી. જોડણી ઉચ્ચારને અનુસરનારી હોવી જોઇએ એ મતનું પ્રતિપાદન કરીને એ વિષયમાં એમણે ખૂબ ઊહાપોહ કર્યો હતો. હકાર માટેના આગ્રહને લીધે એમને તથા એમના મતના

સુધારાવાળાઓને 'હડારિયા સાક્ષર'નું ઉપનામ મળ્યું હતું. 'પ્રેમાનંદનાં નાટકો' વિશે એમણે ઉઠાવેલી શંકાઓ અને તેના સમર્થનમાં રજૂ કરેલા અનેક મુદ્દાઓ ખૂબ ચર્ચા પામ્યા હતા. એમની કેટલીક દલીલો વજુદ વગરની ઠરાવવાને સબળ પ્રયત્નો થયા હતા. ત્યાં એ બાબતમાં પોતાના મતને એ મક્કમ વળગી રહ્યા હતા અને એ મતના સમર્થનમાં જૂની દલીલોની એ પુનરુક્તિ કરતા એટલું જ નહીં પણ નવા તર્ક પણ ઉઠાવતા. જોડણીના સમ્બન્ધમાં તથા વ્યાકરણને લગતા કેટલાક પ્રશ્નના સમ્બન્ધમાં ('ઉ. ઉદ્દેશ્ય અને વિધેય') એમની અને રા. બ. કમળાશંકરની વિરે જે તુમુલ વાગ્યુદ્ધ ચાલેલું તેણે તે વખતની કલારસિક સાક્ષરી જનતાનું ખાસ લક્ષ ખેંચ્યું હતું. એ યુદ્ધમાં પાછળથી એક બીજા સાક્ષર—સ્વ. તનસુખરામ ત્રિપાઠી પણ ઊતર્યા હતા. પણ બેચાર દાવ ખેલીને એ થાક્યા, એમણે શસ્ત્રત્યાગ કર્યો અને 'શાન્ત્યષ્ટક' લખીને વિરમ્યા. પ્રેમાનંદનાં નાટકોને અંગે સ્વ. મગનલાલ કાંટાવાળાની સાથે પણ એમને દીર્ઘકાળ સુધી વાદવિવાદ ચાલ્યો હતો. એ પોતાના મતના પ્રતિપાદનમાં અને તેનું પુનઃ પુનઃ સમર્થન કરવામાં અસાધારણ ખંત અને આગ્રહ રાખતા, એમના આક્ષેપોમાં ઘણીવાર કઠોરતાનું તત્ત્વ આવી જતું. એ તત્ત્વ જો કંઈક ઓછું હોત તો તે જરૂર એમના સૌજન્યને તથા વિવેચક તરીકેના એમના ઉચ્ચ પદને વિશેષ શોભત.

સાહિત્યક્ષેત્રના જાગતા જોધ એ પહેરેગીરની તીક્ષ્ણ દૃષ્ટિ આગળથી જોડણી કે વ્યાકરણના કોઈ પણ દોષો છટકી જવા પામતા નહીં. એમની સતત દેખરેખ હેઠળ ભાષાનું વાતાવરણ વિશુદ્ધ બન્યું. જોડણી કે ભાષાશુદ્ધિની બાબત જાણે કંઈ જ મહત્ત્વની ન હોય તેમ એ તરફ દુર્લક્ષ રાખતા તરુણ લેખકોને કાન ચીમળીને એમણે જાગ્રત્ કર્યા. એમણે અને પછી બીજા વિદ્વાનોએ જોડણી સમ્બન્ધે જે ઊહાપોહ કર્યો તેને અન્તે એ વિષયમાં પ્રવર્તી રહેલી અરાજકતા દૂર થવી જોઈએ એમ સર્વને સમજાયું અને પરિણામે જોડણીના નિયમો ઘડાયા.

સાહિત્યગ્રન્થો વિશેનાં એમનાં વિવેચનો ઉપલકિયાં નહીં પણ વિસ્તારવાળાં થતાં, ગ્રન્થના દોષોનું એ ઝીણવટથી નિરૂપણ કરતા. તેની જ સાથે ગુણપરીક્ષા પણ એ ઉદારતાથી કરતા. ગ્રંથનું તાત્ત્વિક સ્વરૂપ એ ઝીણવટથી તપાસતા, કવિ કે સાહિત્યકારના આશય અતિ સ્ફુટ સ્વરૂપે એ બહાર લાવતા, ગ્રંથની ખૂબીઓ રસિક કલાકારની દૃષ્ટિથી પરખી તેનું સૂક્ષ્મ પૃથક્કરણ કરતા. એમનાં એ સર્વ પ્રકારનાં વિવેચનો વડે આપણું વિવેચન-સાહિત્ય સમૃદ્ધ થયું છે. એ વિવેચનોએ આપણા ઇતર પ્રકારના સાહિત્યને ચેતનવન્તું બનાવ્યું છે, એને નવા પ્રાણ અર્પ્યા છે. એ વિવેચનો વગર આપણું સાહિત્ય એટલે અંશે નિષ્પ્રાણ, નિર્બળ અને પાંગળું રહ્યું હોત.

કવિશ્રી ન્હાનાલાલનું 'ફૂલડાં કટોરી'નું કાવ્ય પ્રથમ મેં વાંચેલું ત્યારે તે સારું લાગેલું પણ નરસિંહરાવનું એ ઉપરનું વિવેચન વાંચ્યું ત્યાર પછી એ કાવ્યની ગૂઢ ખૂબીઓ ઘણી વિશેષ સમજાઈ. 'જયા અને જયન્ત' એ અપૂર્વ નાટકની અને તેમાં રજૂ કરેલા ભક્ત-

ચર્યના ભવ્ય-આદર્શોની તાત્ત્વિક સમીક્ષા એમણે કરી છે. કવિ ખબરદારની 'વિલાસિકા' ઉપર એમણે અતિ વિસ્તૃત વિવેચન કર્યું છે તેના આરમ્ભમાં સંગૃહીત કાવ્યોના દોષો એમણે ઝીણવટથી તપાસ્યા છે, એમાંના કેટલાક દોષો આપણને નજીવા જેવા અને ઉપેક્ષા કરવા યોગ્ય લાગે, કેટલાક દોષો દોષરૂપે લાગે જ નહિં એ સંભવિત છે, પણ એ દોષો કોઇ અંગત લાગણીને પ્રભાવે કે ન્યાયબુદ્ધિને અભાવે દર્શાવવામાં આવ્યા હોય તેના કરતાં વિવેચકની ઝીણવટ ભરેલી બુદ્ધિ અને સ્વભાવની ચોકસાઇનું જ એ પરિણામ હોય એમ માનવું મ્હને વધારે વાસ્તવિક લાગે છે. વિવેચનના પાછલા ભાગમાં ગુણદર્શન કરવામાં આવ્યું છે તે ભાગ 'વિલાસિકા'માં સંગ્રહાયલાં કાવ્યોનો મર્મ પકડવામાં, તેની ખુબીઓ સમજવામાં, તેનો આનન્દ માણવામાં અત્યન્ત ઉપયોગી છે; એટલાં ઉપયોગી છે કે તેને અભાવે આપણા વિવેચન સાહિત્યમાં જે ઉણપ રહેત તે આપણને સાલ્યા વગર રહેત નહીં એમ મ્હને લાગે છે. બોટાદકરનાં કાવ્યોને મોડો મોડો પણ નરસિંહરાવની કલાદૃષ્ટિએ યોગ્ય ન્યાય આપ્યો છે. સાક્ષરશ્રી નવલરામની અનેક પ્રકારની સાહિત્યસેવાનું વિસ્તૃત, ઝીણવટ ભર્યું, અને દિલસોજી સાથેનું નિરૂપણ એમણે જેવું કીધું છે તેવું સાંપ્રત સમયમાં બીજા કોઇએ કરેલું મ્હારા જાણ્યામાં નથી. રા. કનૈયાલાલ મુનશીની નવલકથાઓ તથા રા. બટુભાઇ ઉમરવાડિયાનાં નાટકોની પ્રતિષ્ઠા જેટલી તેના અંતસ્તત્વને આભારી છે તેટલી જ નરસિંહરાવની સમર્થ ગુણપરીક્ષાને પણ આભારી છે એવું મ્હને લાગે છે. ટુંકામાં, રસિક અને સંસ્કારી વિવેચકનું વિવેચનકાર્ય સાહિત્યને કેટલું ઉપકારક થઈ પડે તેનું યશસ્વી ઉદાહરણ નરસિંહરાવની વિવેચનપ્રવૃત્તિ આપણને પૂરું પાડે છે એટલું જ કહીને હું વિરમીશ.

મુંબાઇની યુનિવર્સિટિ તરફથી અપાયલાં ગુજરાતી ભાષા અને સાહિત્ય વિષેનાં એમનાં વ્યાખ્યાનો (Wilson Philological Lectures) સમર્થ ભાષા શાસ્ત્રી તરીકેનું એમનું ઉચ્ચ પદ સ્થાપિત કરે છે. હેમચન્દ્રના અપભ્રંશ વ્યાકરણનો એમણે ઊંડો અભ્યાસ કર્યો હતો, અને અપભ્રંશમાંથી ક્રમિક વિકાસ પામીને ગુજરાતી ભાષાનું ઘડતર કેવી રીતે થયું તે એ વ્યાખ્યાનોમાં એમણે વિસ્તારથી સમજાવ્યું છે. એ વ્યાખ્યાનોમાં એમણે આપેલી માહિતી ભાષાશાસ્ત્રના અભ્યાસને માટે ઉપયોગી છે, અને તેની ઉપયોગિતા ચિર કાળ સુધી રહેશે.

'અભિનયકળા'નો લેખ એમણે મુંબાઇમાં રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપદે ભરાયેલી ગુજરાતી સાહિત્ય પરિષદ્ માટે લખેલો. જે વિષય હાથમાં લીધો હોય તેને પૂરતો ન્યાય આપવાની એમની ચોકસાઇને પરિણામે નિબંધ તરીકે લખવા ધારેલો લેખ ગ્રંથના સ્વરૂપમાં પરિણમ્યો.

રા. મુનશીના સૂચનથી 'ગુજરાત'ને માટે એમણે લખેલી લેખમાળા 'સ્મરણમુકુર'ના નામથી સુવિખ્યાત થયેલી છે. નરસિંહરાવ જેમના પરિચયમાં આવેલા તેમાંથી કેટલાકની એમના સ્મરણપટ ઉપર જે વિશિષ્ટ છાપ પડેલી તે આ મુકુરમાં પ્રતિબિમ્બિત થયેલી છે. એ લેખમાળા પરલક્ષી છે છતાં અમુક અર્થમાં એને આત્મલક્ષી પણ કહી શકાય એમ

છે. એમાં જે ચિત્ર ચીતરવામાં આવ્યાં છે તે લેખકના હૃદયના રંગથી રંગાયલાં છે; એમાં લેખકની વિશિષ્ટ દૃષ્ટિએ જેવું દર્શન થયું તેવું એણે વાચકને કરાવ્યું છે. એ ચિત્રોમાં વસ્તુનું યથાર્થ સ્વરૂપ ક્વચિત્ ન દીઠું હોય તો તેનું કારણ લેખકને થયેલું વિશિષ્ટ પ્રકારનું દર્શન, લેખકના હૃદયપટ પર રહેલી અમુક પ્રકારની છાપ, લેખકના સ્મરણપટ પર પડેલા અમુક વિશિષ્ટ પ્રકારના સંસ્કાર. નરસિંહરાવના વ્યક્તિત્વને માટે જેમને માન હોય તેને તો એ ચિત્રો જેવાં હોય તેવાં આનંદદાયક લાગ્યા વિના રહેશે નહીં.

નરસિંહરાવની 'વિવર્તલીલા' માં તત્ત્વચિન્તક તરીકે એમનું વિશિષ્ટ ઓળખાણ આપણને થાય છે. એમની 'સ્મરણસંહિતા' માં પણ એ જ તત્ત્વચિન્તનશીલતા વિશેષ મોહક સ્વરૂપમાં આપણે જોઈએ છિયે. એમનું 'મનોમુકુર' એ તત્ત્વચિન્તન ઉપરાંત એમના નિબંધોની સંસ્કૃત સાહિત્યના અભ્યાસની સચોટ છાપવાળી, સૂક્ષ્મ અર્થભેદને પ્રકટ કરવાને અનુરૂપ શબ્દોની યોજનાવાળી, ઉગ્ર ભાવોને વ્યક્ત કરવાના વાણીના સામર્થ્યવાળી, અસ્ખલિત પ્રવાહવાળી, આડંબર વિનાની જોરાભરી ગદ્યશૈલીના સુંદર નમુનાઓ આપણને પૂરા પાડે છે.

હાસ્યરસવાળી રચના રચવાનો પ્રયત્ન એમણે 'ઉત્તર ભદંભદ' માં કર્યો છે તેમાં તુલનાની દૃષ્ટિથી જોતાં સર રમણભાઈની હળવે હાથે હાસ્યરસ જમાવવાની શક્તિની ઉણપ જણાય છે. 'સર્જતરાવની સુષુપ્તિ' એ છન્દોબદ્ધ રચનામાં હાસ્ય રસની જમાવટ એ વધારે સફળ રીતે કરી શક્યા છે એમ મ્હને લાગે છે.

વિદ્વત્તા, સંગીતપ્રેમ તથા પ્રભુભક્તિના ગુણ વડે કરીને પ્રાર્થનાસમાજને અંગે એમણે કરેલાં કીર્તન ઘણી સુન્દર અસર કરતાં હતાં અને વ્હોળા જનમંડળને આકર્ષતાં હતાં.

'હૃદયવીણા' ના એક કાવ્યમાં કવિ કહે છે:—

"છે માનવી જીવનની ઘટમાળ હેવી,
દુઃખ પ્રધાન, સુખ અલ્પ થકી ભરેલી."

એમના જીવનમાં ઉત્તરાવસ્થાએ દુઃખનું તત્ત્વ વિશેષ ને વિશેષ ઉમેરાતું ગયું. પ્રિયજનો એમણે એકેક પછી એકેક ગુમાવ્યાં. જે સ્વજનો એમના હૃદયમાં વસી રહેલાં, જેઓ એમના હર્ષ અને શોકમાં ભાગ લેતાં, જેઓ એમની સાથે હસતાં અને રમતાં તે ક્રૂર કાળના મ્હોંમાં ઝડપાયા પછી ફરી પાછાં કદી પણ મળી શકશે! એ પ્રશ્ન કોઈ વખતે એમને નિરાશામાં ગરકાવ કરી દેતો. બીજી વખતે એમને આશા પ્રકટતી કે નિષ્ઠુર બની જે પ્રિયજનો એમને મૂકીને ચાલ્યાં ગયાં છે, અને જેના વિયોગના ઘણ હજી રૂઝાયા નથી,

તે દિવ્ય લોકમાં ફરી પાછાં મળશે અને એમના હૃદયના વ્રણ રૂઝાશે. 'ધુંધેડ'માં કવિ પૂછે છેઃ—

"પ્રિય જનો હૃદયે વસ્યાં,
સંગ રહિયાં ને હસ્યાં,
ક્રૂર કાળે એ ગ્રસ્યાં,
ફરી ભેટ એવું કો સમે?"

અને ઉત્તરમાં એમને સંભળાય છે કેઃ

"કદી નહિં! એ કદી નહિં."

'ગૂઢ કોકિલા'માં એવા જ પ્રશ્નનો ઉત્તર કંઇક આશા ઉત્પન્ન કરાવનારો મળે છેઃ

"પ્રિય જનો મુજને તજી
ચાલિયાં નિષ્ઠુર બની,
વ્રણ રૂઝાયા નવ હજી,
એ રૂઝશે, કહો, કયમ કરી!"
"દિવ્ય લોકે જઇ રહી."—
કોકિલા વાણી વદી.

'સ્મરણસંહિતા'માં કવિ શૃગાલશાના વૃત્તાન્તનો ઉલ્લેખ કરે છે. પ્રભુએ એના ભક્તની કસોટી કરવાના હેતુથી અઘોરીનું રૂપ લીધું અને શૃગાલશા પાસે આવીને માંસ-ભક્ષણાર્થે એના પુત્રની માંગણી કરી. હૃદયની વ્યથા હૃદયમાંજ શમાવીને શૃગાલશાએ એ માંગણી કબૂલ રાખી અને પુત્રને અર્પણ કર્યો. પ્રભુ એની ભક્તિ જોઇ પ્રસન્ન થયા અને એને વરદાન માંગવા કહ્યું. શૃગાલશાએ વરદાન માંગ્યું કે "પ્રભુ! ત્હમે મ્હારી જેવી આકરી કસોટી કરી તેવી બીજા કોઈ ત્હમારા ભક્તની કરશો નહીં." કવિ પૂછે છે કે પ્રભુ! એ વરદાન ત્હમે આપ્યું હોવા છતાં મ્હારી કસોટી ત્હમે શાને કરી?—

પ્રભો! તથાપિ મુજને કસ્યો કાં?
બે બાલકો હરી લઈ ઉર-રત્ન મોંઘાં!

એ બે બાળકો સિવાય ત્રીજું પણ બાળક એમણે ગુમાવ્યું. અને એમની બાલિકાના બાલકને પણ ક્રૂર કાળે ઝડપી લીધો. એટલેથી જ એમની કસોટી પૂરી ન થઈ એમનાં જીવનસખી—સુશીલાબ્હેન—જેમને સંબોધીને તરુણ વયમાં એમણે ગાયેલું કે—

અરે વ્હાલી! હાવાં વળગી વળગી આપણ સદા
રહીએ ભેટેલાં નવ કદી પડીએ જ અળગાં.'—

અને જેમને ઉદ્દેશીને પ્રૌઢ વયમાં એમણે કહેલું કે—

# સ્વ. નરસિંહરાવ દીવેટીઆ

: શિખરિણી :

ગયો અંતે ચાલી નરસિંહ સમો વીર જગથી,
ઝૂઝયો મૃત્યુ સામે બહુ વરસ એ ધીર ડગથી;
ખરે ભોળો ભોળાસુત, હૃદય તો બાળક સમું:
બહુ મીઠી વાતો કરી રીઝવતો ઉર સહુનું.

સહ્યા ઘાવો કારી પણ અનમ યોદ્ધો નવ ડર્યો,
કસોટીઓ દૈવી વિરલ બળથી પાર ઉતર્યો:

હતાં જે જે વ્હાલાં સ્વજન પરવાર્યાં મરી ઘણાં,
પ્રભુના બંદાની પરખ કરવા શું જઈ રહ્યાં ?

તૂટ્યા તારે તારો, અમ હૃદયવીણા સૂની પડી,
ચૂંથાઈ ચગદાઈ ગઈ કુસુમમાળા તણી કળી:

વધુ કયાં ઝંકારો મૃદુ નૂપુર કેરા જ સુણશું ?
ગઈ ઉસ્તાદી અંગુલી, નીરસ એ વાદ્ય બનતું;

હતો ભાષાશાસ્ત્રી, પ્રખર કવિ, વિવેચક વળી,
ખરે ભારી સાલે ઉણપ ભડ વૈયાકરણીની:

"જગા એની ખાલી!" સહુ જ વદશે મુક્ત મનથી,
ઉંચી વિદ્વત્તાનાં સ્મરણમુકુરે સ્મૃતિ જીવતી.

પડ્યાં કૈં દુ:ખાબ્ધિ, મયુર શી કળા દાખી વધતી,
હતી શ્રદ્ધા એની પ્રભુ ઉપર તે ન્યૂન ન થતી:

રડી થાક્યું જ્યારે કુમળું શિશુ સ્વપ્ને સરી ગયું—
દીવેટીઆદ્યુતિ સુરસદનમાં સ્થિર ઝળકે !

જેહાંગીર દેશાઈ

હમેશાં પ્રશંસા કરવા જેવું લાગે ત્યાં પ્રોત્સાહન આપવા તૈયાર જ રહેતા તેવું ઓછુ કહેવાયું છે.

નારાયણ હેમચંદ્ર એટલે ભાષાન્તરનું કારખાનું. એનાં લખાણોમાં ભાષાનું કે શૈલીનું કાંઇ જ ઠેકાણું નહિ. છતાં તેણે સન્યાસીનું ભાષાન્તર કર્યું તેનું લંબાણ વિવેચન નરસિંહરાવે કર્યું. આ "મહાશય" ની અંગાળી-મરાઠી ગુજરાતી શૈલી સ્હામે સખ્ત વાંધો હોવા છતાં નરસિંહરાવે ઉદારતાથી તેના આ ગ્રંથનું વિવેચન કર્યું છે. તેજ પ્રમાણે સુધારાના વિરોધી મનાયેલા મણિલાલના "ઉત્તરરામચરિત" ની પ્રશંસા પણ તેમણે દોષ-દર્શના જેટલી જ કાળજીથી કરી છે. ખબરદારે "વિલાસિકા" લખી ત્યારે હજુ તે ઊગતા કવિ હતા. છતાં નરસિંહરાવે 'વસંત'ના કેટલાયે અંકો સુધી તેમના આ પુસ્તકનું અવલોકન ચલાવ્યું. એથી ખબરદારની કવિત્વશક્તિ દબાઇ ગઈ, મરી ગઇ, એવા આક્ષેપો પણ થયા હતા. પરંતુ "સંદેશિકા" "કલિકા" "દર્શનિકા" વગેરે ઉત્તરોત્તર વિકાસ દર્શાવતા કાવ્યગ્રંથો તે વખતે નરસિંહરાવ પર મુકાયેલો ઉતાવળો આક્ષેપ કેવો ખોટો હતો તે બતાવે છે. ખબરદારે નરસિંહરાવ પાસે માર્ગદર્શનની માંગણી કરી હતી અને નરસિંહરાવે તે પ્રમાણે અનેક ઉપયોગી સૂચનાઓ "વિલાસિકા"ના વિવેચનમાં કરી, તેથી ખબરદારની કવિતાને પરિણામે લાભ જ થયો. મુન્શીએ "ગુજરાતનો નાથ" લખી અને નરસિંહરાવે તેને "સરસ્વતીચંદ્ર" કરતાં પણ ચઢીયાતી નવલકથા કહી; ન્હાનાલાલના 'વસંતોત્સવ"ની અપદ્યાગદ્ય શૈલીની કડક સમીક્ષાની સાથે નરસિંહરાવે "મણિમય સેંથી," "ફૂલડાં કટોરી" વગેરેનાં તથા "જયાજયન્ત" નાં વખાણ કરેલાં તેની ગણના કરવી જોઇએ. પણ દોષદર્શનનું સ્મરણ રહી જાય છે અને ગુણદર્શન વિસરાઇ જાય છે. માનવીની એ પ્રકૃતિ જ છે કે હજાર પ્રશંસા વાક્યો પછી પણ તેનાથી એક દોષદર્શન સહન થતું નથી. બકુ. ઊમરવાડીયા કૃત "લોમહર્ષિણી" કે ઉમાશંકર જોષી રચિત 'વિશ્વશાન્તિ" પ્રકટ થયાં કે તુરત જ તેના ઉપર ગુજરાતી સાહિત્યના આ ભીષ્મપિતામહે પ્રશંસાનાં પુષ્પો વેર્યાં. સુંદરજી ગો. બેટાઈ, હરિહર ભટ્ટ, અરે, અત્યારે નિંદા માટે સર્વને સુલભ થઇ પડેલા ચંદ્રશંકર પંડ્યા પણ નરસિંહરાવની પ્રશંસાથી વંચિત રહ્યા નથી. કાંઈક પણ સારૂં દીઠ્યું ત્યાં નરસિંહરાવનું કવિહૃદય ઉમળકાથી ઉછળી આવ્યું છે.

નરસિંહરાવના વિવેચનોમાં પાંડિત્યની અંદર કવિત્વ વારંવાર ડોકીયાં કરે છે. "વિલ્સન વ્યાખ્યાનો" જેવાં વ્યુત્પત્તિના શુષ્ક ક્ષેત્રમાં પણ નરસિંહરાવની કવિપ્રતિભા ઝબકી ઉઠે છે, અને પછી તે રસિક દુહા અને ટુચકા ટપકાવે છે. "શું જમ્યો?" "લાડુ ને માથે દુધપાક." આ પ્રશ્નોત્તર સ્હમજાવતાં નરસિંહરાવ કહે છે કે પેટમાં લાડુ નાંખ્યા અને માથાપર દુધપાક રેડ્યો એમ નહિ, પણ માથે એટલે at the top of it.

આ હાસ્યરસની શક્તિ જ જેમ વાંચકોને રુચિકર થઇ પડે તેમ જેના ભોગે હાસ્ય ઉત્પન્ન થયું હોય તેમને માઠું લગાડે. નરસિંહરાવે જ્યાં કડક ટીકા કરી છે ત્યાં હાસ્યનો પણ ઉપયોગ કર્યો છે, તેમનામાં તેમણે 'વિવર્તલીલા"માં લખ્યું છે તેવી "હાસ્યરસેન્દ્રિય"

હતી. આ પ્રકારના લેખકોના ગાંભીર્ય નીચે દબાયેલા ગુજરાતીઓમાં દુર્લભ છે. એટલે તટસ્થ રીતે તેનું આસ્વાદન કરવાને બદલે ઘણી વખત તેમાંથી આક્ષેપપૂર્વક ચર્ચા જાગે છે. નરસિંહરાવને આવી ટીકાનો કે વિવેકનો બીલકુલ ભય ન હતો.

તેમના નામ પ્રમાણે જ નરસિંહરાવ ખરેખર નરોમાં-સિંહ હતા. તેમને સત્યનું ઉચ્ચારણ કરવામાં કે આચરણમાં કોઈપણ પ્રકારનો ભય નડતો નહિ. નિસ્પૃહીને જગત તૃણ છે. પણ જમાનાની કે એની કૃતિથી આકર્ષાઈ સૌને જ સારાને બદલે સારૂં કહેવાની ટેવ ગુજરાતી વિવેચકોમાં વધતી જાય છે, પરિણામે સત્યના ભોગે અન્યોન્ય શ્લાઘા જેવા લખાણો આપણા પત્રોમાં ઉભરાય છે.

અન્ય વિવેચકો સાથે નરસિંહરાવના વિવેચનો સરખાવતાં એક બાબત ખાસ ધ્યાન ખેંચે છે. નરસિંહરાવે વિવેચનો લખ્યાં છે, પુસ્તકપરિચય, સ્વીકાર કે નોંધ જેવું લખ્યું નથી. નવલરામને ગુજરાત શાળાપત્રના તંત્રી તરીકે પુસ્તકોનાં અવલોકનો ફરજીઆત લખવાં પડતાં એટલે તેમણે ઘણાં પુસ્તકો વિષે ટુંકી ટુંકી નોંધો લખી છે. તે જ પ્રમાણે મણિલાલે પ્રિયંવદા અને સુદર્શનના તંત્રી તરીકે અને રમણભાઈએ જ્ઞાનસુધાના તંત્રીપદેથી નવાં પ્રકટ થતાં પુસ્તકો ઉપર પ્રાસંગિક નોંધો લખી છે. આવી નોંધોને લીધે જ આ ત્રણ વિવેચકો વિવેચક તરીકે જનસમક્ષ વધારે પ્રમાણમાં દેખાયા. મણિલાલ અને નવલરામના લેખસંગ્રહોમાંથી આવાં ન્હાનાં લખાણો બાદ કરીએ તો સારું જેટલા પ્રમાણમાં રહે તેના કરતાં નરસિંહરાવના વિવેચન લખાણોનો જથ્થો વધી જાય તેટલો છે. નરસિંહરાવ પોતાની અનુકૂળતાએ વિવેચન કરે છે. અને તે સમયે તંત્રીઓને નડતો સ્થળ સંકોચ કદિએ અનુભવતા નથી. કેટલીક વખત નરસિંહરાવ વધારે પડતો વિસ્તાર કરે છે એમ લાગે છે. તેમની શૈલી, બાલશૈલી છે, તેમાં વાંચકો માટે અને બોધ લેવાનું કાંઈ ઓછું જ નથી. ભીમરાવે "પૃથુરાજરાસો"માં "મધ્યરાત્રીએ એક સેનાપતિનું ચિંતન" નામના કાવ્યમાં આવો જ વિચાર દર્શાવ્યો છે એમ કહી નરસિંહરાવ એ આખું જ કાવ્ય ફુટનોટમાં નહિ પણ લખાણની અંદર જ આપી દે છે. "જયાજયન્ત"માં કુસુમસંગીતનો પ્રસંગ આવે છે. તે વિષે નરસિંહરાવ કહે છે કે જેવી રીતે કામદેવ અહિં બાણ મારે છે તેવું જ વર્ણન "શેક્સપીયરના મીડ સમર નાઈટ્સ ડ્રીમ"માં એક જગાએ આવે છે. આટલું કહીને ન અટકતા નથી પણ પછી એ આખો જ લાંબો સંવાદ અંગ્રેજીમાં ઉતારી દે છે. આવી લાંબી અવતરણો આપવાની પ્રવૃત્તિ એ પહેલા યુગમાં સામાન્ય હતી અને અંગ્રેજી ભણેલા નથી તો ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રને સંસ્કૃત અંગ્રેજી સુભાષિતોનો સંગ્રહ પણ બનાવ્યું.

પુસ્તકો અને લેખકોના ઉપર વિવેચનો લખવા ઉપરાંત નરસિંહરાવે સાહિત્ય અને કલાનાં સિદ્ધાન્તોની વિશદ, તલસ્પર્શી અને રસિક ચર્ચા કરતા કેટલાક લેખો લખ્યા છે. કાવ્ય, પદ્ય અને સંગીત એ ત્રણ વસ્તુનાં સ્વરૂપ અને તેમના પરસ્પર સંબંધ વિષેનો ગોટાળો હજુએ ગુજરાતના શિક્ષિત વર્ગના મનમાંથી સંપૂર્ણ રીતે ગયો નથી. ત્યાં તે જે કેટલેક અંશે

દૂર થયો છે, તે માટે નરસિંહરાવની જવાબદારી ઘણી ભારે છે. તેમણે છંદ અને રાગ કવિતા અને પદ્ય એક નથી એવું વારંવાર થાક્યા વિના બતાવ્યા કર્યું. તેજ પ્રમાણે "બ્લેન્કવર્સ" અને "સોનેટ" વિષે તેમણે ચર્ચા શરૂ કરી હતી, જે પછીથી ઘણી વિદ્વતા-ભરેલી રીતે ખબરદાર, ઠાકોર વગેરેએ આગળ ચલાવી છે.

નરસિંહરાવની સૌથી વધારે કીર્તિ કદાચ પંડિત તરીકે જળવાઈ રહેશે. ગુજરાતી સાહિત્યના સદ્ભાગ્યે તેમને લાંબુ જીવન મળ્યું હતું અને તેમાં ઉત્તરાર્ધમાં તેમને અભ્યાસ માટે સંપૂર્ણ અવકાશ અને અનુકૂળતા મળી. એસિસ્ટન્ટ કલેક્ટર અને જજ તરીકે હતા ત્યારે પણ તે પોતાનો નવરાશનો સમય સાહિત્ય અને ભાષાના અભ્યાસમાં ગાળતા. પણ પછીથી નિવૃત્ત થઈને તે મુંબાઈ રહ્યા અને કેટલાંક વર્ષ પછી એલ્ફીન્સ્ટન કાલેજના ગુજરાતીના પ્રથમ અધ્યાપક નીમાયા. તે આખા સમય દરમીયાન તેમણે પોતાના અભ્યાસમાં વૃદ્ધિ કરી અને તે અગાધ પાંડિત્યનો લાભ ગુજરાતને આપ્યો. તેમના 'વિલ્સન ફાઇલોલોજીકલ લેક્ચર્સ" ઘણાં વર્ષો સુધી અદ્વિતીય રહે તેવાં છે. આ વ્યાખ્યાનોમાં તેમણે સાહિત્યનું વિવેચન કર્યું છે તે ભાષાની ચર્ચા જેટલું તલસ્પર્શી નથી. પણ "મનોમુકુર" ના અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલ બે ભાગોમાં અને "સ્મરણમુકુર" માં પ્રસિદ્ધ થયેલા તથા માસિકોમાં છપાયેલા તેમના વિવેચનલેખો તેમને ગુજરાતી સાહિત્યના વિવેચકોની પ્રથમ શ્રેણીમાં સહેલાઈથી સ્થાન અપાવે તેવાં છે. અત્યારે તેમના મૃત્યુથી તેમના તરફ ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓનું ધ્યાન ખાસ દોરાયું છે. અને તેમના સ્મરણ માટે કાંઇક સ્મારક કરવું જોઇએ એવા વિચારો થાય છે. તેનું પરિણામ ગમે તે આવો. ગોવર્ધનરામના મૃત્યુ પછી સ્મારકની મ્હોટી યોજના થઇ હતી પણ પરિણામ શૂન્ય. મ્હોટા મ્હોટા નામોવાળી સ્મારક કમીટીઓ આઘાતના ક્ષણિક આવેશમાં રચાય છે પણ છેવટે તે કાગળ ઉપર યોજનાઓ કરીને જ પોતાનું આયુષ્ય ખતમ કરી દેતી લાગે છે. આપણે ઇચ્છીએ કે આ દષ્ટાંતમાં એકવાર ફરીથી એવું ન થાય. પરંતુ નરસિંહરાવનું ખરું સ્મારક તો તેમનું પાંડિત્ય ગુજરાતના નવ શિક્ષિતો અપનાવે તેમાં જ રહેલું છે.

# સદ્ગત નરસિંહરાવભાઈ

રામનારાયણ વિશ્વનાથ પાઠક

સદ્ગત નરસિંહરાવભાઈ એક પ્રખર સાક્ષર હતા, એક વિદ્વાન ભાષાશાસ્ત્રી હતા, આધુનિક ગુજરાતી કાવ્યના એક પ્રસ્થાનકાર હતા, એક ચુસ્ત ઈશ્વરવાદી હતા, એક શ્રદ્ધાળુ ભક્ત હતા, વગેરે ઘણું હતા. પણ આપણને, જેમણે એમને સદેહે આપણામાં હરતા ફરતા જોયેલા, અને જેમણે એમનું અવસાન પણ તાજું જ જોયું કે સાંભળ્યું છે, તે આપણને તો એમનું જીવન જ અત્યારે વધારે સાંભરે. અને એના વિશે જ વધારે વિચાર આવે. એમની બધી પ્રવૃત્તિનું એ જીવન જ અધિષ્ઠાન હતું, પ્રવર્તક હતું ને કારણ હતું એ જીવન એ સર્વ પ્રવૃત્તિઓથી કશુંક વિશેષ હતું જો કે એ પ્રવૃત્તિ કરતાં એ જીવન વર્ણવવાની આપણી શક્તિ ઘણી ઓછી!

એમના જીવનની એક પ્રબળ લાગણી અમને જે ઘણાને તેમના પરિચયમાં જણાતી, અને માટે જ ઘણા એમને જુદી જુદી લાગણીથી સંભારતા હતા અને હજી સંભારતા હશે. દરેક જમાનાને પોતપોતાના અરમાનો હોય છે. તેમનો અરમાન, તેઓ જે જમાનામાં ઊછર્યા તે જમાનાના આપણા લોકસમાજની જે વખતની સ્થિતિમાંથી જ ઉત્પન્ન થયેલો. એ સ્થિતિની જડતા, પામરતા, પરતંત્રતા અપમાનિતતાના સનેપાતમાંથી નર્મદના પ્રેમશૌર્યનાં ગાનો ઉદ્ભવ્યાં. એ સ્થિતિની વિચારહીનતા અને અંધાગ્રહથી પશ્ચિમની રુઢિઓ પકડી લેતા અંધ્યેયગમના પ્રત્યાઘાતથી ગોવર્ધનરામના વિચારની વિશાલતા અને ઘનતા ઉદ્ભવી; તેમ એ જમાનાના રૂઢિપારતંત્ર્ય, રૂઢિજડતા, વિચારની અવિશદતા, ભાષાની અવ્યવસ્થા, બુદ્ધિજડતા, સ્ત્રીઓને માટે વપરાતો શબ્દ વાપરીએ તો વિચાર અને ભાષાનું એક પ્રકારનું ફુવડપણું, એના અભાવમાંથી ઘણીખરી સદ્ગત નરસિંહરાવભાઈની પ્રવૃત્તિઓ પ્રેરાયેલી. અને અહીં કહીને, હું, એમનામાં કશા પ્રત્યે રાગ કે પ્રેમ નહોતો એમ કહેવા માગતો નથી. એમનામાં પ્રેમ હતો. એમના કુટુંબીઓ પ્રત્યેનો પ્રેમ આપણે એમની સ્મરણસંહિતામાં જોઈએ છીએ, એમનો સમાજ પ્રત્યેનો પ્રેમ એમના દેશગીતોમાં અને વિધવાના સમભાવનાં ગીતોમાં જોઈએ છીએ. એમનો સત્ય માટેનો પ્રેમ આગ્રહ, એમની ભાષાની ભક્તિ એમના અનેક લેખોમાં જોઈએ છીએ. દેશોદ્ધારના કાર્યક્રમમાં પૂજ્ય ગાંધીજી અને તેઓ એક બીજાથી ઘણા દૂર. છતાં એ બેને આદરનો મેળ. એનું એક કારણ બન્નેનો પોતપોતાની રીતનો, આ ફુવડપણાનો અભાવ, સત્ય માટેનો પ્રેમ અને આગ્રહ અને ઈશ્વર તરફની ભક્તિ એ ગણું છું. અને તેમ છતાં તેમનામાં મુખ્ય પ્રવર્તક ભાગ

આ અમર્ષનું !

આ અમર્ષને લીધે અનેકને તેમને વિષે કોઇ કોઇ વાર માઠું લાગ્યું હશે. એમનુ 'સ્મરણમુકુર' બતાવે છે કે આ બાબત તેઓ પોતે પણ જાણતા, એકાદ પ્રસંગે એમ માઠું લગાડવાથી તેમને પોતાને પણ દુઃખ થયેલું. છતાં મિત્ર, પરિચિત, અને સંબંધીઓના મોટા વર્ગે તેમના તરફ આદર રાખેલો તેનું કારણ જેટલે અંશે એ વર્ગની ઉદારતા, તેટલે જ અંશે શ્રી નરસિંહરાવભાઇની ચારિત્ર્યની ઉન્નતિ, તેમના જીવનની એકનિષ્ઠા, અને તેમણે ઉચ્ચ આગ્રહથી કરેલી સાહિત્યસેવા.

તેમનો મિત્રવર્ગ, માત્ર તેમના સમકાલીન સમપ્રતિષ્ઠિત, સમસ્થિત, સમસાહિત્ય-સેવક શ્રી આનંદશંકરભાઇ, દિ. બા. કૃષ્ણલાલ મો. ઝવેરી, સદ્‌ગત ગોવર્ધનરામ, સદ્‌ગત ઉત્તમલાલ કે. ત્રિવેદી જેવાનો જ નહિ પણ તેમનાથી સાહિત્યસેવામાં, પ્રતિષ્ઠામાં, ઉમ્મરમાં, એમ અનેક રીતે નાના એવાઓનો પણ ખરો. તેમાં પણ તેઓ અધ્યાપક થયા પછી તેઓ મોટા જુવાન વિદ્યાર્થી વર્ગના સંસર્ગમાં આવ્યા અને એમાંથી ઘણા તેમને મમતથી સંભારે છે એ એમના પ્રેમાળ સ્વભાવનું એક ચિન્હ છે.

મને પોતાને તેમનાં મીઠાં સંસ્મરણો છે. હમેશાં તેમની પ્રેમબાજુ જોવાને હું સદ્‌ભાગી થયો છું. તેઓ બહુ રસપૂર્વક વાતો કરતા, તેમની પ્રકૃતિ જોતાં ઘણા તેમની સામી મશ્કરી કરવી એ અનાવશ્યક સાહસ ગણે, પણ તેમની પોતાની વાતચીત અનેક ટુચકા મશ્કરી વિનોદ વગેરેથી હમેશાં રસમય રહેતી. તેમની સાથે વાતો કરતાં એકમાંથી બીજી વાત નીકળ્યા જ કરતી. તેમાં ઘણીવાર ભાષા, વ્યાકરણ, શબ્દશુદ્ધિ, કાવ્યની પાઠ શુદ્ધિ, પુરાતત્ત્વ સંશોધનના પ્રશ્નો વગેરે એમના પ્રિય વિષયોમાં વાતચીત સરી પડતી. એક વાર વ્યાકરણની ચર્ચા દરમિયાન મેં કહેલું કે આપના અંતેવાસી થઇ થોડો વખત રહેવાની ઇચ્છા છે. મને મુંબઇ રહેવાનો અવસર મળ્યો પણ ખરો. પણ તે પહેલાં થોડા સમય-થી એ એવી બિમારીમાં આવી ગયાં કે મારે જ મળવા જવું ત્યારે શ્રમ પડે એવી બાબતમાં વાત જતી અટકાવવી પડે. છતાં એમની ચીવટ રાખવાની ટેવ, ચોકસાઇ, આગ્રહ, વિદ્યાપ્રેમ, જિજ્ઞાસા એ બધાં એટલાં પ્રબળ કે ગમે તેવી સંભાળ છતાં આવા વિષયોમાં સરી ગયા વિના તેઓ રહેતા નહિ અને પરિણામે તેમને શ્રમ પડતો. તેમના સ્વભાવમાં ઘણાં મોટાં માણસોમાં એક પ્રકારની બાલપ્રકૃતિ હોય છે તેવી હતી. જેને લીધે દુનિયાની વિષમ પરિસ્થિતિ, અટપટા વ્યવહાર, લોકસ્વભાવવૈચિત્ર્યની સાથે તેમના મનને મેળ બેસતો નહિ, જેને લીધે, વિવેચનમાં જે સ્વાસ્થ્યથી તેઓ વ્યવહારની આ સ્થિતિ સમજી સમજાવી શકતા તે સ્વાસ્થ્ય તેઓ પોતે વ્યવહારમાં દાખવી શકતા નહિ, અને તેમાંથી તેમને ઘણો ક્લેશ થતો એ ક્લેશ છતાં, 'કોઇ દુશ્મનને પણ ન પડજો' એમ સાધારણ માણસ કહે એવી અને એટલી વિપત્તિઓ તેમના કુટુંબ પર વારંવાર પડયા છતાં, એમણે હંમેશાં પોતાનું ધ્યેય ધ્યાન આગળ રાખ્યું છે, અને નમ્યા વિના, ભાંગ્યા વિના સ્થિર રહેવાનો જે આગ્રહ બતાવ્યો છે, તે તેમનામાં રહેલી ઊંડી આત્મનિષ્ઠા બતાવે છે, જે જોતાં માન થયા વિના રહે નહિ.

ગુજરાત તેમને માટે મગરૂર રહેશે ને તેમની સેવા ભૂલી નહિ શકે. અને એમના જીવનની છાપ જે જે એમના પ્રસંગમાં આવ્યા હશે તે સર્વ ઉપર, ચિરકાળ રહેશે.

રહેતી નથી. તેમ નહીં તો-આપણા શિષ્ટ અને વિશેષ સંસ્કારી પદ્યસાહિત્ય કરતાં-માત્ર નવલકથા જેવી પ્રવાહી સર્જનાત્મક સૃષ્ટિઓના કડૂખલાઓ રચીરચી એમણે 'આપણી ગદ્યસાહિત્યસૃષ્ટિ જ રચી હોત તો તે પણ ગુણ તેમ જ સંખ્યામાં કેટલી બધી થઇ હોત! પણ નરસિંહરાવભાઇ કવિ હતા, છતાં વિશેષ ગદ્યકાર હતા, સર્જનાત્મક ગદ્યકાર કરતાં પણ વિશેષ સંગીન ચિન્તનશીલ પંડિત હતા આ પંડિતગદ્યકારે એમની ચિરંતન અમરતાને ઓજસ્વી રાખે એવાં કલા, વિવેચન, શબ્દસિદ્ધિ અને ભાષાશાસ્ત્ર જેવાં ગહન વિષયોનાં રસાસ્વાદન કરવામાં અને એમના પ્રિય ગુજરાતના સાહિત્યરસિક જનોને કરાવવામાં જ અંતરના ઊંડા આનંદ ને ધર્મ માન્યા. કવિજીવનની કલાની અને પંડિતના રસજ્ઞાનની ગંગાને એકમેક સાથે વહેવડાવતાં આ કવિવર કવિ મટી ફિલ્સુફ બને છે, પંડિત બને છે કે શાસ્ત્રોનાં કાલેકાલનાં અટપટિયાં શાસનો ઊકેલીઊકેલી તેમાં રસમસ્ત બની પંડિત થાય છે. આપણા સાહિત્યે સાધેલા આજ સુધીના વિકાસ તરફ જોતાં જણાય છે કે ગુર્જરતનો ગુજરાતી આત્મા જેમાં પ્રતિબિમ્બિત થતો તેવી આદીપાતળી જુની ગુજરાતી કવિતા તો કાલબલવશાત્ અદૃશ્ય થઇ છે. પણ અંગ્રેજી યુગના આગમન પછી પશ્ચિમ અને પૂર્વના સુભગ સંમિશ્રણને પરિણામે જે નવીન કાવ્યાદર્શને સાહિત્યાદર્શ જન્મ પામ્યા તેમાં પણ ગુજરાતનો લાક્ષણિક ગુજરાતી આત્મા સભર, સમર્થ કે સમર્પક આત્મારૂપે પ્રતિબિમ્બિત નથી થયો; જો કે એમાં નવીનના ક્રાંતિની ઝંખના, સ્વાતંત્ર્ય પહેલાંના ગર્ભવશ આત્માના જન્મકાલની વેદનાના સૂરો, કહીંક અસ્પષ્ટ તો કહીંક સ્પષ્ટ, સંભળાયા છે જ. હિન્દ કે તેના અંગભૂત આપણા ગુજરાતના પૂર્ણ સ્વાતંત્ર્યની નિર્ભય શાંતિ અનુભવતા ને અનુભાવતા ઉન્નત સાહિત્યસૂરો તો આપણા નવીન કવિઓ હજી હવે પછી આપણને સંભળાવશે. પણ આ પહેલાં જે કવિકોવિદો, સાહિત્યાત્માઓ કે સાહિત્યસ્વામીઓ આપણે ત્યાં આવ્યા છે અને ગયા છે તેમને તો વિકટ દેશકાલની પાયા અને ચણતરની વેદિઓ ઉપર હોમાવું જ પડ્યું છે. દેશકાલને આવશ્યક એવી યજ્ઞભૂમિઓના કુંડમાં નર્મદો કે ગોવર્ધનરામો, મણિલાલો કે કલાપીઓ, નરસિંહરાવો કે નાનાલાલોને માતૃભૂમિ અર્થે કાલધર્મવશ થઇ બલિદાન રૂપે હોમાવું પડ્યું છે અને હજી એ બીજા કેટલા બધા હોમાય છે ને હોમાશે? આવાં બલિદાનો આપતાં આપતાં પણ આ સાહિત્યસ્વામીઓએ પ્રજાજીવનના મંદિરને બાંધવામાં જે ભારે અને મોંઘું દ્રવ્ય એમના દેહાત્માઓમાંથી યથેચ્છ અને આનંદપૂર્વક કાઢી આપ્યું છે તેથી આપણા નવીન ગુજરાતના પ્રજાજીવનના, તેના સાહિત્યાદર્શોના અને તેના ભાવિ જીવનને જોઇના અન્ય જીવન-સર્જનના અસંખ્ય લાભ તેમણે આપણને આપ્યા છે. ગુજરાતી ભાષા અને સાહિત્યના આવા વિરલ લાભોમાં પંડિત નરસિંહરાવભાઇએ આપણને આપ્યા છે અને એકલવીર નર્મદે 'નર્મકોશ'નું ગુજરાતી શબ્દધન દિશ દિશથી ભેગું કરી સંગ્રહવામાં જે બલિદાન આપ્યું હતું તેવું જ દીર્ઘ જીવનનું શાંત ને ધૈર્યશીલ બલિદાન નરસિંહરાવભાઇએ તે શબ્દધનના ઇતિહાસને, તેના આત્માને તેની દેહશુદ્ધિને અર્થે આપ્યું છે એ નિર્વિવાદ છે.

( અનુસંધાન પૃ. ૭૧૧ )

# સ્વ. નરસિંહરાવની વિવેચનપ્રવૃત્તિ

ડોલરરાય રંગીલદાસ માંકડ

સામાન્ય રીતે એમ મનાય છે કે વિવેચક લોકોપકારક કામ ન કરી શકે; અને જેને લોકજીવનની આર્થિક કે પાર્થિવ બાજુ કહીએ તેને ઉપકારક થાય તેવું વાઙ્મયવિવેચક ખાસ કશું જ ન કરી શકે એમ આપણે સ્વીકારી પણ લઈએ. છતાં સત્ત્વશીલ વિવેચકની અસર સમાજનાં સંસ્કારજીવનમાં પ્રવર્તતાં વિવિધ બળો ઉપર, સામાન્ય જનને માલુમ હોય છે તેના કરતાં, ઘણાં વધારે વ્યાપક પ્રમાણમાં થાય છે તે નિર્વિવાદ છે. હજી કેટલોક કાળ સુધી એમનું ખરું મૂલ્યાંકન કરવાનું કદાચ શક્ય નહીં બને, છતાં સ્વ. નરસિંહરાવની વિવેચક તરીકે આપણાં સંસ્કારજીવન ઉપર થએલી અસરની, બને તો, મૂર્ત (Concrete) વિચારણા કરવાનું અહીં ધાર્યું છે. આથી હું એમની વિવેચનપ્રવૃત્તિનાં શૈલી, અન્તસ્તત્ત્વાદિ તત્ત્વોની વિચારણામાં અહીં નહીં ઊતરું, પણ એમની વિવેચનપ્રવૃત્તિમાંથી કેટલીક, જેની મૂર્ત અસર, જોવા માગીએ તો આજે પણ આપણે જોઈ શકીએ એમ છીએ, તેને ઉપરના મુદ્દાના ઉદાહરણાર્થે અહીં તપાસીશ.

ઓગણીસમી સદીના ઉપાન્ત્ય અને અન્ત્ય દાયકામાં ગુજરાતમાં પ્રાચીન સાહિત્યપ્રકાશનપ્રવૃત્તિ ઠીક ઠીક જોરમાં ઉપડી હતી. આ પ્રવૃત્તિમાં ભાગ લેનારાઓમાં મુખ્ય સ્વ. ઇચ્છારામ દેસાઈ અને સ્વ. હરગોવિન્દદાસ કાંટાવાળા હતા. સ્વ. હરગોવિન્દદાસ, પોતાની બહુશ્રુતતાને પરિણામે તેમ જ પોતાની વડોદરામાં હતી તે લાગવગને પરિણામે એ કાળમાં બહુ માનાર્હ પુરુષ હતા. તેઓ તે વખતે પ્રાચીનકાવ્યમાળા નામે માળામાં પ્રાચીન સાહિત્યના ગ્રંથો પ્રસિદ્ધ કરતા, તેમાં તેમણે પ્રેમાનન્દને નામે ત્રણ નાટકો પણ પ્રસિદ્ધ કર્યાં. સામાન્ય રીતે એમના જેવા પ્રતિષ્ઠિત પુરુષે પ્રસિદ્ધ કરેલાં સાહિત્યમાં શંકાને સ્થાન હોય નહીં અને હોય તો પણ એને વ્યક્ત કરવાની હિંમત બહુ ઓછામાં હોય. એવે સમયે સ્વ. નરસિંહરાવે એ નાટકો પ્રેમાનન્દે લખેલાં ન હોય એમ બેધડક હિંમતથી ગુજરાતને જણાવી દીધું. તે પછી તો આજે વર્ષો વહી ગયાં છે અને એ નાટકો તેમ જ બીજાં કેટલાંક પ્રાચીન પ્રકાશનો વિશે આજનો વિદ્વદ્વર્ગ સારી પેઠે સાવચેત બની ગયો છે. અને સ્વ. નરસિંહરાવે બતાવેલી હિંમતનું પરિણામ એ આવ્યું કે પ્રાચીન સાહિત્યને નામે જે કંઈ અપાય તે મૂલ્યવાન્ જ હોય, શંકાસ્પદ હોય જ નહીં એ મન્તવ્ય ગુજરાતી

સાહિત્યસમાજમાંથી નષ્ટ થયું. પ્રાચીન સાહિત્યની પ્રસિદ્ધિમાં પણ વિવેક દૃષ્ટિને સ્થાન છે એમ ત્યારથી ગુજરાત સ્વીકારવા મંડ્યું. આ એમની વિવેચનપ્રવૃત્તિનો એક પ્રસંગ.

વીસમી સદીની શરુવાત પછી બે વર્ષે ગુજરાતમાં એક અપૂર્વ પ્રતિભાવન્ત કવિનો ઉદય થયો. એ કવિએ ગુજરાતને કાવ્યની નવ ઉષા બતાવી; ગુજરાતી કવિતામાં પણ વિશ્વ-સાહિત્યની કવિતા જેવું સામર્થ્ય આવવુ શક્ય છે એમ એણે ગુજરાતને સિદ્ધ કરી બતાવ્યું, અને એ અપૂર્વ પ્રતિભાનાં સર્જનને એણે એક નવીન શૈલીમાં વ્યક્ત કર્યું આ શૈલીમાં ઇન્દ્રધનુની ઝળક હતી, સામાન્ય જનની બુદ્ધિશક્તિને મૂર્છિત કરી દે એવી મોહકતા હતી. પણ પોતાની સ્થિતપ્રજ્ઞાના પ્રભાવે સ્વ. નરસિંહરાવે એક વિસ્તૃત વિવેચનથી એ ઝળક અને મોહકતાની પાછળની ભૂમિકાનું સ્પષ્ટ દર્શન ગુજરાતને કરાવ્યું. ત્યારે ગુજરાતે જાણ્યું કે આ નવી શૈલી એના ઉત્પાદકના હાથમાં ગમે એટલી મોહકતા ધારણ કરી શકતી હોય છતાં એમાં કાલક્ષમ તત્ત્વ ઓછું છે, એમાં વાગ્વૈચિત્ર્ય છે, પણ ચિરંજીવ સ્થિરતા નથી. અને જે નરસિંહરાવે આ શૈલીના દોષ સ્પષ્ટ કર્યા તે જ નરસિંહરાવે આ કવિવરની પહેલી પિછાણ ગુજરાતને આપી. સવાસો પાનાનું 'જયા અને જયન્ત'નું માનસશાસ્ત્રની સ્થિર ભૂમિકા ઉપર સ્થાયલું અવલોકન એની જ્વલન્ત સાક્ષી પૂરે છે. ગુજરાતને નરસિંહરાવે કહ્યું, 'માત્ર અવમાનનાં ન શીખશો, આવકારતાં પણ શીખજો."[1]

૧૯૧૫-૧૬ ની આસપાસ 'ગુજરાતી' અઠવાડિકમાં 'વેરની વસુલાત' નામે નવલ પ્રસિદ્ધ થઇ. તે પછી એની ભેરૂપે 'પાટણની પ્રભુતા' નામે બીજી નવલ પ્રસિદ્ધ થઇ. છતાં ગુજરાતને ખબર ન્હોતી કે પોતાને આંગણે એક પ્રથમ પંક્તિનો નવલકાર અવતર્યો છે, પણ ઇ. સ ૧૯૧૯ માં 'ગુજરાતનો નાથ' નામે કૃતિ બહાર પડી અને એમાં નર-સિંહરાવ ભોળાનાથે લખેલો એક લાંબો ઉપોદ્‌ઘાત છપાયો. ત્યારે ગુજરાતે જાણ્યું કે કનૈયાલાલ મુનશી ઘણી ઉંચી કોટિના નવલકાર છે.

સ્વ. નરસિંહરાવની વિવેચનપ્રવૃત્તિના આ ત્રણ પ્રસંગોનાં બલાબલ તપાસો. એ બલાબલને વિધ્યાત્મક (positive) દૃષ્ટિએ જોવા કરતાં નિષેધાત્મક (negative) દૃષ્ટિએ જોવાથી જ એની અસર સ્પષ્ટ માલુમ પડશે. 'નરસિંહરાવે આમ કર્યું તેથી આમ થયું' તેને બદલે 'જો એણે એ સમયે એમ ન કર્યું હોત તો આપણાં સાહિત્યવહેણ કઇ દિશાએ વહ્યાં હોત' એ પ્રશ્નનો જે ઉત્તર મળે તે ઉપરની સ્થિતિને પૂરી સ્પષ્ટ કરે. આ નિષેધાત્મક દૃષ્ટિએ જોતાં સહુ કોઇને સ્પષ્ટ થશે કે ઉપરના ત્રણ પ્રસંગો ન બન્યા હોત તો, કદાચ ગુજરાતને પ્રાચીન સાહિત્યપ્રસિદ્ધિમાં ખબરદારી રાખવાનું સૂઝ્યું ન હોત, કદાચ ગુજરાત આજ સુધી પણ એક અણઘડી થવાને જ સરજાયલી શૈલીના મોહપાશમાંથી સ્પષ્ટપણે

૧ 'અનુભવ સૈંયી'નાં એમને મુક્તકંઠે વખાણ કર્યાં હતાં તે પણ આજ મુદ્દાને સ્પષ્ટ કરે છે, પણ એવા પ્રમાણમાં ઘણા અને નાના મુદ્દાને અહીં સ્પર્શતો નથી. એમ તો રાઇનો પર્વત, બટુભાઈ ઉમરવાડિયા, ચન્દ્રવદન મહેતા, મીરાં, વિશ્વશાન્તિ આદિ કૃતિઓ તથા કર્તાને પણ એમણે યોગ્ય રીતે આવકાર્યાં હતાં.

છટકી શક્યું નહોત. અને કદાચ એક સમર્થ નવલકારની પ્રવૃત્તિ યોગ્ય પ્રોત્સાહનને અભાવે પૂર્ણપણે વિકસી નહોત. અલબત, તે તે કિસ્સામાં નરસિંહરાવે નહીં તો કોઇ બીજા યોગ્ય વિવેચકે, તે કાળે નહીં તો થોડુંઘણું આગળપાછળ પણ આપણી દૃષ્ટિને ઉઘાડી હોત એમ કહી શકાય; અને એ ખોટું પણ નથી, છતાં જે કોઇ વિવેચકને સુભાગ્યે એમ કરવાનો અવસર સાંપડે તેણે તેટલે અંશે લોકોપકાર કર્યો એમ તો આપણે સ્વીકારવું જ જોઇએ. આ ત્રણ કિસ્સાઓમાં સ્વ. નરસિંહરાવને એ અવસર સાંપડ્યો તેથી એ માન એમને મળે છે એટલું જ બતાવવાનો અહીં હેતુ છે. આવી બાબતોમાં વ્યક્તિ નિમિત્ત માત્ર હોય છે માટે નિમિત્ત બનનાર વ્યક્તિનું મહત્ત્વ ઘટી જાય છે એમ સમજવું ભૂલભરેલું છે. અને આ ત્રણે કિસ્સાઓમાં સ્વ. નરસિંહરાવ નિમિત્ત બન્યા તેથી જો આપણે પ્રાચીન સાહિત્ય વિશે ખબરદાર બનતાં થોડાંક વર્ષ પણ વહેલું શીખ્યા હોઇએ, મોહક પણ અલ્પજીવી શૈલીના પાશમાંથી કેટલાંક વર્ષ વહેલા છૂટવા પામ્યા હોઇએ અને સત્ત્વશીલ કવિને અને નવલકારને થોડાંક પણ વહેલા પીછાનતા થયા હોઇએ તો આપણાં સાહિત્યજીવનના વિકાસમાં થએલો એટલા કાળનો બચાવ ન્હાનોસૂનો ન ગણાય. લોકજીવનને અનિવાર્ય એવી કોઇ પણ પ્રવૃત્તિના વિકાસને એક વર્ષ પણ આગળ ધપાવનાર હરકોઇ વ્યક્તિ લોકોપકાર કરે છે એમાં શંકા નથી. સ્વ. નરસિંહરાવની વિવેચન-પ્રવૃત્તિ, આ દૃષ્ટિએ, લોકોપકારક હતી જ.

---

સત્ય રહેવાનું કે નરસિંહરાવ કવિ હતા, અને તે પણ ઉતરતી કક્ષાના હરગીઝ નહિ.

કવિ તરીકે નરસિંહરાવનું મહત્ત્વ સમજવા માટે ઐતિહાસિક દૃષ્ટિને કામે લગાડવી પડશે. જે અર્વાચીન ગુજરાતી કવિતાનો લાલિત્યભર વિકાસ અત્યારે આપણે જોઈને રાચીએ છીએ એ કાવ્યકલાનું આદ્ય ગંગોત્રી છે નરસિંહરાવની કવિતા. અર્વાચીન ગુજરાતી સાહિત્ય તેમ જ કવિતા પર તેમનાં બાહ્ય અને આંતર બંને સ્વરૂપો પરત્વે અંગ્રેજી સાહિત્યની ઘણી અસર છે એ વાત હવે તો જૂની અને જાણીતી છે. આપણે ત્યાં અંગ્રેજી કાવ્યકલા તથા કવિતગંગા આણનાર ભગીરથ તરીકે નરસિંહરાવને ગણ્યા સિવાય ચાલે તેમ નથી. દયારામના અવસાન પછી જાણે પ્રાચીન ગુજરાતી કવિતા પર સદાને માટે એક પડદો પડી ગયો અને જીવન તેમ જ સાહિત્ય પર અંગ્રેજી સંસ્કૃતિ અને સાહિત્યે નવી અસર કરવા માંડી. યુનિવર્સિટીની સ્થાપના થતા સાથે અંગ્રેજી સાહિત્યનો પરિચય તથા અભ્યાસ તે વખતના એલ્ફીન્સ્ટન જેવી કોલેજના અંગ્રેજ પ્રોફેસરોનાં સુંદર પ્રેરક શિક્ષણ મારફત વધવા ને કેળવાવા લાગ્યો. એનું એક રૂડું પરિણામ એ આવ્યું કે કોલેજમાં કેળવણી પામીને નીકળતા તેજસ્વી જુવાનો પોતે મેળવેલ જ્ઞાન લોકોને કવિતા કે ગદ્યલખાણ દ્વારા આપવાના કોડ સેવતા થયા. મણિલાલ, રમણભાઇ, નરસિંહરાવ, કાન્ત, બલવંતરાય ઠાકોર આદિ આ રીતે જ પ્રથમ સાહિત્ય તરફ વળેલા. નરસિંહરાવને પણ અંગ્રેજી કવિતા જેવી ગુજરાતી કવિતા રચવાનો અભિલાષ જાગ્યો તેનું પ્રથમ પહેલું મૂર્ત પરિણામ તે ઇ. સ. ૧૮૮૭ માં પ્રગટ થએલો 'કુસુમમાળા' નામે એમનો કાવ્યસંગ્રહ. અંગ્રેજી કવિતામાં છે તેવાં આપણી કવિતાને તે વખતે નવાં લાગે તેવાં કેટલાંક તત્ત્વો તો નર્મદમાં પણ છે. પ્રકૃતિકવિતા, આત્મલક્ષી કવિતા, આત્મલક્ષી પ્રણયોદ્ગાર, વિચારપ્રધાન-પ્રેરક કવિતા, રાષ્ટ્રપ્રેમની કવિતા ઇ. અંગ્રેજી કવિતાનાં કેટલાંક વિશિષ્ટ તત્ત્વોવાળી કવિતા લખવાનો પ્રથમ પ્રયાસ નર્મદે કર્યો તેની ના પડાય તેમ નથી. પણ નર્મદ જેવા ઉત્સાહશૂરા અનેક પ્રવૃત્તિપરાયણ પુરુષને કવિતા તો ઘણામાંનું એક કાર્ય હતું. આ નવાં તત્ત્વોને સુંદર ટકાઉ કલાસ્વરૂપ આપી અર્વાચીન ગુજરાતી કવિતાનું સ્વરૂપ બાંધી જવા જેટલી સમતુલા કે મનઃસ્વાસ્થ્ય તેની પાસે નહિ હતાં. પોતાને જે પળે જે 'જોસ્સો' આવ્યો તેને ફાવે તેવા શબ્દોમાં અને ગમે તેવા કલાસ્વરૂપમાં કાગળ પર ટપકાવી લેવામાં જ આથી તેણે કૃતાર્થતા અનુભવેલી. આમ હોવાથી નર્મદની કવિતામાં અર્વાચીન કવિતાનાં ઘણાં બીજ છે છતાં તેનું સ્થાન એ દિશામાં અગ્રણી (Pioneer)થી વિશેષ નથી. અર્વાચીન ગુજરાતી કવિતાના પિતા કહેવાવાને પાત્ર તથા હકદાર તો નરસિંહરાવ જ. આત્મલક્ષિત્વ, પ્રણયકવિતા, પ્રકૃતિદર્શન, ચિંતનગૌરવ વગેરે તત્ત્વો ગુજરાતી કવિતામાં એ લાવ્યા એટલું જ નહિ પણ નર્મદમાં ન હતાં તે ભાષાગૌરવ, ભાવોની શિષ્ટતા અને કવિતાનું બાહ્ય કલાસ્વરૂપ આપણે ત્યાં પ્રથમ લાવનાર પણ એઓ જ છે. કવિતા પણ કલા છે, માત્ર 'જોસ્સો' અને તેનું મનસ્વી નિરૂપણ જ તેમાં બસ નથી, પ્રમાણવિવેક અને અંગોપાંગની સુરેખ કલાઘટના વિનાનું એકલું કથન જ તેમાં બસ નથી, પણ જીવન કે જગતના કોઇ અનુભવ કે દૃશ્યને લીધે કવિહૃદયમાં ઉપજતું ભાવસંચલન કે અંતઃક્ષોભ એ કાવ્યનો પ્રાણ છે, તેમજ અંતઃક્ષોભ ઉપરાંત કલ્પના તેમજ વિચાર પણ તેટલાં જ આવશ્યક તત્ત્વો છે એ સર્વ તેમણે 'કુસુમમાળા'નાં કાવ્યોથી બતાવ્યું. ભાષા

અને ભાવની—કે શબ્દ અને અર્થની પરસ્પરાનુકૂલ યોજના, ભાવને ઉચિત છંદની વરણી, કવિહૃદયના મંથનમાંથી નિપજ થતા કોઇ વિચારની કલાત્મક રજુઆત, આકર્ષક કલ્પના-તરંગો, કાવ્યનું બાહ્ય કલાસ્વરૂપ ઇ. અર્વાચીન કવિતાની વિશિષ્ટ સામગ્રીનું પ્રથમ મનહર દર્શન એમણે જ કરાવ્યું.

એ દર્શને એમના જમાનામાં કાંઇ ઓછાને આંજ્યા નથી. ગોવર્ધનરામે 'ચંદ્ર' કાવ્યથી મુગ્ધ બની 'સરસ્વતીચંદ્ર'ના પ્રથમ ભાગમાં તેને સ્થાન આપ્યું. હરિલાલ ધ્રુવે 'વતનવાણી' અને કલાપીએ 'કમલિની' એ કાવ્યોમાં 'ચંદ્ર'થી આકર્ષાઇ તેનું અનુસરણ કર્યું: કાન્તે ટૂંકાં સંગીતકાવ્યો માટે નરસિંહરાવની કવિતામાંથી પ્રેરણા લીધી: આ ઉપરાંત કલાપી, ખબરદાર, બોટાદકર, પ્રેમભક્તિ આદિ કવિઓ ઉપર પણ 'કુસુમમાળા'ની થએલી ઓછીવત્તી અસર કવિતાભોગી અભ્યાસીઓથી અજાણી નહિં જ હોય અને આ બધા ઉપર મણિલાલ દ્વિવેદીની વિરોધી ટીકા છતાં થએલો તે વધુ નોંધપાત્ર બિના છે. આ પૂં નરસિંહરાવને અર્વાચીન ગુજરાતી કવિતાના પિતા તરીકે પૂરવાર કરવા બસ નથી? કુસુમમાળા'ની કાવ્યશૈલીની અસર દાયકા દોઢ દાયકા સુધી તો એ જમાનામાં ખૂબ જ હતી. નરસિંહરાવના પુરોગામીઓમાં દલપતરામ અને નર્મદાશંકરની કવિતા હોંમેશ ચાલી ને વખણાતી. તેમાં દલપતશૈલીનું અનુકરણ નર્મદ કરતાં વધુ થએલું અને નર્મદની શૈલી સહેજ ક્લિષ્ટ હોવાથી તેનો સંપ્રદાય બંધાય કે તેનું વ્યાપક અનુકરણ થાય એમ હતું નહિં. એટલે 'કુસુમમાળા'ના પ્રકાશનકાળ વેળા તેમજ ત્યાર પછી દોઢેક દાયકા સુધી દલપતશૈલી તેમજ કુસુમમાળાની કાવ્યકલા એ બે મુખ્ય કવિતાશૈલીઓનું ચલણ હતું. તેમાં દલપતશૈલી અંગ્રેજી કાવ્યકલાથી સાવ અલિપ્ત હોઇ કેળવાએલા વર્ગમાં નરસિંહરાવની કાવ્યરીતિ જ વધુ આકર્ષણ જમાવે એ સ્વાભાવિક છે. એ આકર્ષણ ચાલ્યું છેક 'કલાપીના કેકારવ' તથા 'કેટલાક કાવ્યો'ના પ્રકાશન સમય સુધી. ત્યાર પછી કલાપીની સરળ, મીઠી, ઊર્મિપ્રધાન, હૃદયસ્પર્શી કવિતાએ થોડો વખત પ્રચંડ લોકપ્રિયતા મેળવી. પછી આવ્યો કવિ ન્હાનાલાલની કવિતાની વ્યાપક અસર અને લોકપ્રિયતાનો યુગ જે પહોંચ્યો તેમના સુવર્ણમહોત્સવના વર્ષ સુધી. અને ત્યાર બાદ આદમાં પરત્વે અત્યારનાં યુગમંત્રોની અને બાહ્ય કલેવર તથા કથન પરત્વે બ. બલવંતરાય ઠાકોરની અસરવાળી કવિતાનો જમાનો આવ્યો છે. એટલે નરસિંહરાવની કવિતા હવે કોઇને કલાપી કે ન્હાનાલાલ કે સુંદરમની કવિતા જેવો રસાનુભવ કરાવી ન શકે. કે રીઝી પણ ભેળી લાગે કદાચ, પણ એ જમાનાની પહેલાં એક પેઢી સુધીની ગુજરાતી કવિતાની આદ્યપ્રેરક તરીકે તેમણે મહાન પદ ભોગવ્યું છે એ બિના કવિકર્મજ્ઞ બન્યા વિના ભૂલાય તેમ નથી. નવા ભાવો, નવી કાવ્યભાષા, નવી જ નિરૂપણશૈલી, નવું જ કાવ્યકલાવિધાન નરસિંહરાવને આમ કવિતાના વિષયમાં સઘળી બાબતમાં નવું જ પ્રસ્થાન કરવાનું હતું અને તે તેઓ આજથી બરાબર અર્ધી સદી પૂર્વે એટલી સફળતાથી સાધી શક્યા તે એમની કવિતાનો નાનોસૂનો વિજય નથી. એમની એ સિદ્ધિ એ અત્યારની વિકસિત ગુજરાતી કવિતાનાં પાયારૂપ છે.)

'પછી તો ભવ્યાદૃષ્ટિએ એમનો ફાળો વધતો જાય છે. ઈ. સ. ૧૮૮૭ થી ૧૯૩૭

સુધીમાં એમણે પાંચ કાવ્યસંગ્રહો નામે અનુક્રમે 'કુસુમમાળા,' 'હૃદયવીણા,' 'નૂપુરઝંકાર,' 'સ્મરણસંહિતા' અને 'બુદ્ધચરિત' પ્રગટ કર્યા છે. 'નૂપુરઝંકાર'ના પ્રકાશન વેળા એક ટીકાકારના મત જોડે સંમત થઈ નરસિંહરાવે લગભગ જાહેર કરેલું કે પોતાની કવિતાદેવીના વિસર્જન કાળના જ એ ઝંકાર છે. પણ એમના દુર્દૈવે એક એવો દુઃખદ પ્રસંગ બન્યો કે તેમના કવિહૃદયમાંથી અમર શોકધારા રૂપે 'સ્મરણસંહિતા' કાવ્ય ફુટી નીકળ્યું, અને ત્યાર પછી તો 'બુદ્ધચરિત' પણ છપાયું. 'બુદ્ધચરિત'માં ઈ. સ. ૧૯૨૪ સુધીમાં લખેલાં કાવ્યો જ છે એટલે ત્યાર પછીનાં પ્રસંગોપાત લખાતાં ગએલાં એવાં ઘણાં કાવ્યો હજુ અપ્રસિદ્ધ છે એમ 'નૂપુરઝંકાર'ની બીજી આવૃત્તિની પ્રસ્તાવના કહે છે. કવિના મૃત્યુબાદ હવે એક છઠ્ઠો કાવ્યસંગ્રહ છપાય તેટલી સામગ્રી હજુ પડી હશે એમ આ પરથી મનાય છે. જથ્થાદૃષ્ટિએ કાન્ત કે ઠાકોર કે લલિત કરતાં નરસિંહરાવનો કાવ્યજથ્થો વિપુલ છે એ ચોકખું છે.

આ પાંચે કાવ્યસંગ્રહોને ઝડપથી જોઈ જતાં એવી સ્પષ્ટ પ્રતીતિ અવશ્ય થાય છે કે કવિની 'વહેતી સ્વચ્છન્દે હૃદયગિરિથી કાવ્યસરિતા' ક્રમે ક્રમે પોતાનો પટ ઉત્તરોત્તર વધુ વધુ વિસ્તારતી ગઈ છે. 'કુસુમમાળા'માં પ્રકૃતિ અને પ્રેમ એ બે જ કેન્દ્રસ્થ વિષયની એવડી દોરીમાં કાવ્યકુસુમો પરોવાયાં છે અને કવિનો પ્રધાન મનોભાવ મુગ્ધ ઉલ્લાસનો ને યૌવનની તાઝગીનો છે. એ કાવ્ય લખાયેલું પણ એ ઉંમરે જ્યારે પ્રણયનો પ્રથમ પુનિત આસ્વાદ આત્માને આહ્લાદનો હોય છે, અને જ્યારે ફુટવા માંડેલી સુપુષ્ટ સૌંદર્યદૃષ્ટિ ચોફાટ પથરાઈ રહેલ પ્રકૃતિલીલાનું આંતરબાહ્ય સૌંદર્ય નિરખીને મુગ્ધ બનતી હોય છે. 'મેઘ' ને 'ચંદ્ર' આદ કરતાં તેમાંનાં બધાં કાવ્યો ટૂંકાં સંગીતકાવ્યો છે. દરેક કાવ્યની પીઠમાં કવિનો અંતઃક્ષોભ તથા કેન્દ્રમાં કોઈ ચિન્તનપ્રેરક વિચાર વણેલો હોય છે એ આ કાવ્યોની વિશિષ્ટતા છે. બીજા સંગ્રહ 'હૃદયવીણા'માં એથી ઉલટું કેટલાંક જુજ કાવ્યોના અપવાદ સિવાય બધાં લાંબાં કાવ્યો છે, અને કવિનો પ્રધાન મનોભાવ શોકપ્રેરી ગંભીરતા ધારણ કરે છે. કવિના શબ્દોમાં

> 'ઉલ્લાસકાળ સમિયો ન શમ્યો જ જ્યારે
> વીણાતણા ધ્વનો થયા હૃદયે જ ભારે'

એ રીતે કવિની વીણાના સૂર કરુણગાન છેડવા લાગે છે અને 'આ વાદ્યને કરુણ ગાન વિશેષ ભાવે' એવી જ એની સ્થિતિ રહે છે. 'કુસુમમાળા'માંનો ઉલ્લાસ ગયો તે સદાને માટે જ, કારણ ત્યાર પછી તો 'સ્મરણસંહિતા'માં કવિને રુદન ગાવું પડે છે. 'હૃદયવીણા'માં પ્રકૃતિ ઉપરાંત માનવજીવન અને માનવહૃદય તરફ પણ પોતાની દૃષ્ટિને કવિ વાળે છે. આથી વિષયવૈવિધ્ય પણ વધે છે. પ્રકૃતિનિરૂપણ ઉપરાંત વૈધવ્યકાવ્યો, આખ્યાનકાવ્યો, ખંડકાવ્યો વગેરે નવા પ્રકારો પણ ત્યાં જોવામાં આવે છે. પ્રકૃતિના દર્શનથી માત્ર મુગ્ધ બની બેસી ન રહેતાં તેની પાર રહેલું અદીઠ ગૂઢ કંઈ રહસ્ય ખોજવાની ગંભીરવૃત્તિ પણ આ સંગ્રહનાં ઘણાં કાવ્યોમાં પ્રવર્તતી દેખાય છે. ત્રીજા સંગ્રહ 'નૂપુર ઝંકાર'માં આ પ્રકારો

ઉપરાંત 'ચૂડક,' 'ભાવનાસૃષ્ટિ,' 'ગુરુ કોકિલા' ને 'દિવ્યયોગિની' જેવાં વિચારલક્ષી કાવ્યો તેમજ ભાષાંતરિત બૌદ્ધ કાવ્યો પણ ઉમેરાય છે. પછીનું કાવ્ય 'સ્મરણસંહિતા' એ પોતાના જુવાન આશાસ્પદ પુત્રના અવસાનનિમિત્ત વહી ચાલેલી કવિની શોકધારા અને તેની શામક તત્ત્વજ્ઞાન ને ભક્તિની મધુર મેળના મનોહર મિશ્રણ રૂપ કરુણપ્રશસ્તિ (elegy) છે. 'કાર્યસવિરહ,' 'સ્નેહમુદ્રા' 'કલાપીનો વિરહ' આદિ આપણાં વિરહ કાવ્યોમાં અગ્રસ્થાને આવે તેવી આ નરસિંહરાવની કલાકૃતિ [masterpiece] છે. એમાં નિરૂપિત થયેલ કવિહૃદયની વેદના તથા રુદન ખૂબ સંયમિત અને તેથી કલામય પણ છે અને એમાં ઊર્મિ અને આશ્વાસક ચિન્તનનો સુંદર સમન્વય થયો છે. કવિના છેલ્લા 'બુદ્ધચરિત' એ સંગ્રહમાં સર એડ્વિન આર્નોલ્ડના 'લાઇટ ઓફ એશિયા'માંથી કેટલાક ભાગોનાં ભાષાંતરો છપાયાં છે. કવિને બુદ્ધના ચરિતે ખૂબ આકર્ષ્યા હોય અને બૌદ્ધ સાહિત્ય તથા તત્ત્વજ્ઞાન એમણે શ્રમપૂર્વક વાંચી કાઢ્યું હોય એમ એમનાં ટિપ્પણો પરથી માલૂમ પડે છે.

કવિ તરીકેની નરસિંહરાવની સૌથી વધુ ધ્યાન ખેંચે એવી વિશિષ્ટતા છે પ્રકૃતિકવિ તરીકેની. પ્રકૃતિકવિતા એ અંગ્રેજી કવિતાનું એક મુખ્ય લક્ષણ છે; એ આપણે ત્યાં પ્રથમ નરસિંહરાવ લાવ્યા. આપણી પ્રાચીન ગુજરાતી કવિતામાં પ્રકૃતિકવિતા કહી શકાય એવી કવિતા નથી; ભાલણ, પ્રેમાનંદ કે શામળ જેવાને વનનું કે જંગલનું વર્ણન કરવું હોય ત્યારે 'ખીલી વનસ્પતિ ભાર અઢાર' કહી તાલતમાલકદલીકેળ....એમ પચાસ સો વૃક્ષોની યાદી ગણાવી જાય. પ્રકૃતિને પ્રકૃતિ લેખે જ નિહાળવી, તેનાં સૌંદર્યથી મુગ્ધ થઈ ઉલ્લસિત કે કાવ્યોન્મત્ત બની તેને સુભગ સુરેખ વાણીમાં કાવ્યમાં આલેખવું અથવા આંગ્લકવિ વર્ડ્ઝવર્થની માફક તેનું રહસ્ય શોધવા મથવું એ મનોવ્યાપાર આપણા જૂના કવિઓને અજાણ્યો હતો. નર્મદમાં કુદરતપ્રેમ દેખાય છે પણ નરસિંહરાવના જેવી સૌંદર્યદૃષ્ટિ તેમજ કલામય તેનું પ્રકૃતિનિરૂપણ ઇ. તેની પાસે નહિ અને વધુમાં તેનો હમેશાં સુરુચિયુક્ત નહિ એવો શૃંગાર એનાં અનુવર્ણનોમાં ઘુસી જતો. આથી તેની કુદરતકવિતા વર્ડ્ઝવર્થ કે નરસિંહરાવની કુદરતકવિતા જેવો રસાનુભવ કરાવી શકતી નથી. નરસિંહરાવને વર્ડ્ઝવર્થ પાસેથી કુદરતપ્રેમ મળ્યો કહીએ તો ખોટું નથી. પ્રકૃતિનિરૂપણ પરત્વે વર્ડ્ઝવર્થમાં મુખ્ય બે રીતિ જોવામાં આવે છે: એક તો પ્રકૃતિદર્શનથી મુગ્ધ બની

My heart leaps up when I behold
A Rainbow in the sky

એમ હર્ષોલ્લાસ અનુભવવો, બીજી પ્રકૃતિની પાછળ તેમાં અન્તર્ગૂઢ રહેલું રહસ્ય કે સત્ય શોધવા, પીછાનવા, ઉકેલવા મથવું તે. નરસિંહરાવે પણ આ બન્ને રીતિનું અનુસરણ કર્યું છે.

'ઊંચા આકાશમાં કરી મિચકારો નિરખું
સ્વચ્છન્દ તારો, કે તરત આ દેહમાંથી હું કૂદું'

પ

એવી પંક્તિઓમાં તેમજ 'એક નદી પર અજવાળી મધ્યરાત્રિ' કે 'લાગટ હેલી ઉઘડતી વખતની રચના' જેવાં કાવ્યોમાં સુંદર પ્રકૃતિદૃશ્યોનાં તાદૃશ શબ્દચિત્ર આલેખાયાં છે. 'ચંદ્ર' કાવ્યમાં પણ રમતીયાળ કલ્પનાતરંગોનો આશ્રય લઈ કવિએ ઉલ્લાસભેર તેની લીલાનું વર્ણન કર્યું છે./પ્રકૃતિદર્શનથી કવિચિત્તમાં જાગતું મંથન ને ચિન્તન તો નૃસિંહરાવનાં અનેક કાવ્યોમાં એકતાનતાનો આરોપ માથે લાવે તેવી એકધારી રીતે વ્યક્ત થતું હોય છે, કેટલીક વાર કાવ્યપ્રતિપાદ્ય ભાવને અનુકૂળ પાર્શ્વભૂમિકા તરીકે પ્રકૃતિનો વિનિયોગ કવિ કરે છે/(દા. ત. 'વાટ્ય જોતી.' 'ફસી પડેલી બાળવિધવા,' 'તદ્ગુણ' વગેરેમાં). 'સ્મરણસંહિતા'ના આરમ્ભમાં પ્રકૃતિદૃશ્યનો ઉપયોગ કવિના હૃદયના શોકભારને વધુ ગાઢો બનાવવા માટે કર્યો છે તે પણ કલાત્મક છે. આ સાથે પ્રકૃતિમાં ઘણું ઘણું અદીઠ, ગૂઢ, સુંદર તત્ત્વ ભર્યું છે ને રસિકોને જાણે 'કનક અંગુલિથી નિમંત્રે' છે, તેનું રહસ્ય કોઈ ધન્ય કવિજનો કે વિરલા જ કોઈ દિવ્ય સુભગ પળે ક્ષણેકવાર પામી શકશે, અન્ય નહિં, એવાં સૂચનો પણ તેમનાં ઘણાં આ પ્રકારનાં કાવ્યોમાં વેરાયલાં માલુમ પડે છે. આ જાતની અગમ્યવાદી (mystic) છાયા પ્રકૃતિમાં કવિ વારંવાર આરોપતા જણાય છે.

કુદરતની વિલાસશોભા તો સઘળે વ્યાપ્ત છે. જોઇએ માત્ર, તેને નિહાળી શકવાની સૌન્દર્યદૃષ્ટિ. આપણા કવિમાં રહેલી રસદૃષ્ટિએ ને સૌન્દર્યપિપાસાએ એમને પ્રકૃતિ તરફ વાળ્યા. જેવી જેવી ભાવના તેવી તેને સિદ્ધિ એ ન્યાયે એમના આ શોખને પોષે એવી અનુકૂળતા પ્રભુએ એમને જીવનમાં કરી આપેલી. સરકારી નોકરીને અંગે તેમને જે જુદા જુદા જીલ્લાઓમાં કામ કરવાનું મળેલું તેમાં ખાસ કરીને રત્નાગિરિ, કાનડા વગેરે પ્રદેશમાં ઝાઝો સમય રહેવાનુ થએલું. દક્ષિણમાં પશ્ચિમ કિનારા પરના એ પ્રદેશમાં પ્રકૃતિ ખૂબ મધુર છે. નાળિએરીનાં ઊંચાં ઝાડનાં વન, સાગરકિનારાનું સદૈવ સાન્નિધ્ય, પશ્ચિમ ઘાટની ગિરિમાળા, જળઘોષ, ત્યાંની રમણીય સંધ્યા ને ઉષા વગેરે સુભવ્ય પ્રકૃતિશોભાનું તેમણે આકંઠ પાન કર્યું હશે અને તે એટલું બધું કે એના સંસ્કારો કવિના મનમાં કાયમ માટે વસી ગયા અને એ જાણે એમની મૂડી થઇ પડી એમ લાગે છે./સુંદર શબ્દચિત્રોમાં, ભૂમિકા તરીકે, ઉપમાદિ અલંકારોમાં, તેમજ ચિન્તનમનનની પીઠિકા તરીકે, ટૂંકમાં કાવ્યમાં જ્યાં બની શકે ત્યાં કવિને આમાંનું કંઈ તરત જ યાદ આવી જાય છે ને તેઓ તેનો યથેષ્ટ ઉપયોગ કરવામાં ચૂકતા નથી. એટલે તેમનાં કાવ્યોમાં વારંવાર આવતાં કેટલાંક પ્રકૃતિદૃશ્યો કેટલાક કવિઓની માફક ખુરશીમાં બેઠાં બેઠાં કલ્પેલાં કે ઘડેલાં નહિ, પણ તેમણે સગી આંખે દીઠેલાં, માણેલાં અને તેથી સ્વાનુભવમૂલક છે/ એની સાક્ષી ઘણાં કાવ્યો પાછળનાં ટિપ્પણો પૂરશે એથી તેનું વર્ણન કરતાં તેમને લલિતમાંથી આપો આપ આવી મળે છે. એમની પ્રકૃતિ બોટાદકરની કે ન્હાનાલાલના 'વસન્તોત્સવ'માંની જેવી તો દક્ષિણનાં પશ્ચિમ કિનારાના પ્રદેશની છે. દાર્જિલિંગ પોતે એક વાર ગએલા ત્યાંથી હિમાલય પ્રદેશનું આકર્ષણ પણ કવિ લેતા આવ્યા છે જે 'નૂપુરઝંકાર'નાં ઘણાં 'અવતરણ', 'ભારતજનનીની અશ્રુમાળા', દિવ્યયોગિની' જેવાં કલ્પનામંડિત કાવ્યોમાં દેખાયા વિના નથી રહેતું. વળી મધ્યરાત્રિએ નદી પરની અજવાળી રાત્રિનાં તેમજ સંધ્યા, ઉષા, પ્રભાત, કૌમુદી આદિનાં સુંદર વર્ણનો અવારનવાર એમનાં કાવ્યોમાં જણાતાં હોવાથી આ પણ

આછા શશિ વ્યોમની ટોચ ઢૂકીને
દીપાવતો ધુમ્મસઝૂકળાં નીચે;
અનન્ત તારા નિજ નિત્યકર્મમાં
નિમગ્ન, દીપે તહિં વ્યોમમાર્ગમાં.

(ભાવનાસૃષ્ટિ)

પ્રકૃતિવર્ણન માટે તો કવિની મનોભાવના

'જે જે રમે અનુપ રૂપ જ સૃષ્ટિ મધ્ય
હેતુ થજો વિમળ દર્પણ હૈડું સદ્ય'

એવી જ હતી. અને તેમનું હૈયું તેમણે આતૃપ્તિ પાન કરેલ પ્રકૃતિસૌંદર્યનું વિમળ દર્પણ નિવડ્યું છે એમાં, ઘણાંમાંથી માત્ર જેમ તેમ ચૂંટી કાઢેલાં ઉપલાં ચિત્રો જોતાં, જરા પ શક ખરો ?

પ્રકૃતિને નિરખવાની તેમની દૃષ્ટિ કાળક્રમે બદલાતી ગઈ તેનું સુંદર નિરૂપણ 'મ્હારાં રમકડાં' એ કાવ્યમાં છે. શિશુવયમાં એટલે પોતાના કવનકાળના આરંભમાં કવિ સર્વ પ્રકૃતિ-દૃશ્યો-ચંદ્ર, ઉષા, સાગર, ધૂમકેતુ વગેરે-ને પોતાનાં રમકડાં માની તે વડે રમે છે. એનો અર્થ એ કે 'કુસુમમાળા'ના કવનકાળમાં પ્રકૃતિ પરત્વે 'અહા, કેવું સરસ' એવો મુગ્ધ અહોભાવ અને તજ્જન્ય ઉલ્લાસની અવસ્થા નિરૂપિત થએલી છે. પછી મૃત્યુ અને જીવનક્ષોભે એ રમકડાંની સમગ્ર છાયા પલટી નાખી.[૧]

હૃદયવીણાના કવિને રમણીયતાના દર્શનથી પણ શોકનું સંવેદન થાય છે અને સિંધુ પણ શોકઘેરું ગાન ગાતો હોય તેમ તેને લાગે છે. પ્રકૃતિના સ્થૂળ સૌંદર્યની ભીતરમાં ડોકિયું કરી અણુદીઠને દેખવાની વૃત્તિ પણ આવે છે. 'સ્મરણસંહિતા'માં તો

'સિન્ધુતરંગો બંધુ મુજ, કરજો ક્ષમા ઉર ના ઠરે'

એમ કહી શોકસંતપ્ત કવિ સિંધુતરંગોની લ્હેરમાં ભળવા ના પાડે છે.

એમનું પ્રકૃતિવર્ણન અહુ મર્યાદિત છે. એ એની મોટી મર્યાદા છે. ચંદ્ર, શુક્ર, તારા, ઉષા, સિન્ધુ, નદી, ગિરિમાળ અને મેઘ એટલી સામગ્રી એમની કવિતામાં વારંવાર આવ્યે ચડે છે. એથી અત્યારના વાચકને અંશીરાઈમાં કદાચ એમ જરૂર લાગી જાય કે નરસિંહરાવને પ્રકૃતિદૃશ્યો માટે કંઇ નવું કહેવાનું છે કે બસ તેમણે અટલું જ એઇ દુરી જાણ્યું છે ? પણ ખરી રીતે જોતાં આ મર્યાદા એ દોષ નથી. એમણે બીજું વધારે કેમ જોયું કે આલેખ્યું નહિ એ પ્રશ્ન પૂછનાર બીજા કોણ ? કવિએ જે કંઈ જોયું ને નિરૂપ્યું છે તે કેવી રીતે નિરૂપ્યું છે તે જ તપાસવાનો આપણો અધિકાર. પણ્ પરદેશી કવિઓને

પ્રકૃતિનો અમુક અંશ પ્રિય હોય છે, એટલો બધો પ્રિય કે તેની અંદર પોતાની આખી જીવનભાવના સમાવી દેવાનો એ હમેશ પ્રયાસ કરે. દાખલાતરીકે સ્વીન્બર્નને સમુદ્ર જ હૈયે વસી ગએલો તે જ્યાં ત્યાં એનાં કાવ્યોમાં એ કોઈને કોઈ સ્વરૂપે આવ્યા વિના ન જ રહે. પછી તો સ્વાતંત્ર્ય (Liberty)ની પોતાની ઉગ્ર ભાવનાના દ્યોતક તરીકે એનો એ ઉપયોગ કરતો. સ્વીન્બર્નને જેમ સાગરનો કવિ કહેવાય તેમ નરસિંહરાવને પણ તે જ રીતે આપણે ચંદ્ર શુક્ર સિન્ધુ આદિના કવિ ખુશીથી કહીએ. નરસિંહરાવે પણ દિવ્ય ગૂઢ ચેતન એંધાણ પોતાની ભાવનાં આ બધી પ્રકૃતિ સામગ્રીમાં જોઈ અને તેને તેની જોડે એક કરી દીધી છે એ એમનાં અનેક કાવ્યો આપણને કહે છે. આ રીતે તપાસતાં ગુજરાતી કવિતામાં એમનો અનેરો સંગીન ફાળો જો કોઈ હોય તો તે આ જ છે, બીજો ઓછો.

એમની કવિતામાં આલેખાયેલો બીજો પ્રધાનભાવ છે પ્રેમ. આપણી પ્રાચીન કવિતાને આ પ્રકાર લગભગ અજાણ્યો હતો. શ્રી. મુનશીને મતે દયારામ જેવા રસિક પ્રણયકવિને પોતાના એ ભાવો ગાવા માટે રાધાકૃષ્ણના ઓઠાનો આશ્રય લેવો પડેલો. કવિતા જો માનવહૃદયનાં ભાવસ્નિગ્ધ સંચલનોને લલિત વાણીમાં મૂર્ત કરનારી કલા, તો માનવહૃદયમાં ભાવની ભરતી કરી તેને ડોલાવનારો જે પ્રણયભાવ તે તેનો પ્રથમ વિષય બનવો જોઈએ. નર્મદે પ્રથમ આ પ્રકારનાં સ્વાનુભવરસિક પ્રેમકાવ્યો લખવાની શરૂઆત કરેલી પણ તેમાં ફૂટી નીકળ્યા નર્મદના ઇશ્કીલાલાવેડા. નર્મદની મસ્ત ઇશ્કી પ્રેમકવિતાને સ્થાને પ્રેમનું અવિકારી નિર્મળ ઉલ્લસિત સ્વરૂપ, રસિક દાંપત્યભાવનાનું દર્શન તથા તેના નિરૂપણમાં સંસ્કારી સંયમ અને સ્વચ્છ ઉલ્લાસ પ્રથમ નરસિંહરાવના 'પ્રેમ,' 'પ્રેમી જનનો મંડપ,' 'ગાનસરિત,' 'તારો અંત નથી,' જેવાં કાવ્યોમાં વ્યક્ત થાય છે, પ્રેમનો મહિમા પણ 'પ્રેમના સ્વરૂપ' જેવાં કાવ્યોમાં ગાવામાં આવ્યો છે. 'કુસુમમાળા'માંનાં ઘણાં કાવ્યો આ પ્રકારનાં છે. પછી તો કવિ પ્રેમનું નિર્મળ સ્વરૂપ કલ્પતાં તેને પ્રકૃતિનાં ઉદાત્ત સૌંદર્યતત્ત્વો જોડે સરખાવી તેનો સમાનકક્ષ તેને બનાવે છે (જુઓ 'હૃદયવીણા'માંનું 'પ્રેમ' કાવ્ય). 'પ્રેમના સંદેશ કયહીં' એ કાવ્યમાં પ્રકૃતિની મનોહારી લીલા ઉપરાંત માનવજીવનની કેટલીક નાજુક ઉદાત્ત પળોમાં પણ પ્રેમનો નિવાસ કલ્પી પ્રેમની ભાવનાને કવિ વિશાળ બનાવે છે. વિશુદ્ધ દાંપત્યભાવના માટે તો 'અબુકરમાણાં ફૂલ' અને 'અગ્નિહોત્ર' એ કાવ્યો જોવાં જોઈએ. આમાંના બીજા કાવ્યમાં પ્રેમને સહધર્મચરણના અગ્નિહોત્રના અગ્નિ તરીકે નિરૂપી એ અગ્નિને 'દિન દિન નવી દીપ્તિ જ' સજતો કલ્પી ભવભૂતિના પેલા સુવિખ્યાત **अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यत्** એ શ્લોકમાંની દાંપત્યભાવનાની કક્ષાએ બેસાડે છે. એની નીચેની પંક્તિઓ

જલી સદા એ સહધર્મચારે
આ વિશ્વયાત્રા મહીં અદ્વિતભારે,
શકોરી સજાવી જ દિન વહ્નિ.
અપૂર્વ એ આપણું અગ્નિહોત્ર.

(અગ્નિહોત્ર)

તેમજ

> 'જૂથ્યું હૈરે હૈડું, સાગર જેવરો જીવશું જારો,
> હમે હેવાં બેઠયાં રહીશું, સુખ કે દુઃખ જ પડો'
> (પ્રેમીજનનો મંડપ)

અચ્છી રીતે આ ભાવનાને વાણીમાં મૂર્ત કરે છે.

કેટલાકને નરસિંહરાવની કવિતામાં અનેકવાર વ્યક્ત થતો ભક્તિભાવ, પ્રભુ અને શ્રદ્ધા ગમી ગયાં છે. ભોળાનાથ જેવા ભક્તપિતાનો વારસો તથા પ્રાર્થનાસમાજ રૂઢ સંસ્કારોનું એ પરિણામ છે એમાં શંકા નથી. 'સહસ્રલિંગ તળાવ' પરથી પાટ કાવ્યમાં સરસ્વતી નદીને માટે કવિ કહે છેઃ 'ઈશ્વરકરુણા ખરે વહી આ નદીસ્વરૂ પ્રકૃતિની સર્વત્ર વિલસતી ભવ્ય મનોહર વિલાસશોભા એક પુરુષ મહાનની જ ગુણગૌરવગ રૂપ છે એમ પણ કવિનો ભક્તિભાવ બોલે છે (જુઓ 'દિવ્ય મંદિર' તથા લેખ પોતાના પિતાને અંજલિ આપતાં તાત મહાનનું કવિને તરત જ સ્મરણ થઈ જાય (જુઓ 'અભિનંદનાષ્ટક'), તેમજ સિન્ધુ, ઉષા, ચંદ્રિકા, રવિ, ધૂમકેતુ આદિ ( ગાયકગણને પરમપુરુષનું જ સુમધુર સ્તુતિગાન મચાવતો કલ્પ્યો છે એ હકીકત, પ્રકૃતિતત્ત્વોને પરમાત્માની પ્રસાદી કે વિભૂતિ લેખે માને છે એ વાતની સ્પષ્ટ નિદર્શક 'દીનબાળક', 'આર્તનો પુકાર', 'પ્રભાતમાં પ્રાર્થન' જેવી ભક્તિભાવનિતરતી પ્રાર્થનાઓ પ્રાર્થનાસમાજી ભક્તકવિની જ કૃતિ છે. 'મંગલ મંદિર ખોલો' જેવું સુંદર ગીત ( કાર્ડિનલ ન્યૂમેનનો ઋજુ ભક્તિભાવ ગુજરાતીમાં આબાદ રીતે ઉતારતું 'પ્રેમળજ્યોતિ પ્રાર્થના' એ કાવ્ય નરસિંહરાવની પ્રભુશ્રદ્ધા વિના સંભવી જ ન શકે. 'સ્મરણસંહિતા' ઘડીભર પ્રભુનાં શાસન સામે અશ્રદ્ધા અને નાસ્તિકતાનો વંટોળ કવિહૃદયમાં ચડે છે તે અકળાઈ કવિ ધર્મબળ અને પ્રભુશ્રદ્ધાને પોતાની વ્હારે બોલાવે છે ત્યાં કવિનો શ્રદ્ધાપરાયણ આત્મા પારદર્શક રીતે જોઈ શકાય છે. પ્રભુની પરમ દયાનો મહિમા ગાઈ, મૃત્યુ એ અધિકતર વિકાસની એક અવાન્તરભૂમિકા છે એમ બતાવી, કવિ પ્રભુની ઈચ્છામાં હ માનવીને પોતાની ઈચ્છા ભેળવી દેવાનો ભદ્ર બોધ આપે છે. 'દિવ્ય' શબ્દનો આંખે ગ તેટલો બધો વાપર પણ, દુનિયામાં જે કંઈ શ્રીમત્ કે ઊર્જિત હોય તે બધું દિવ્ય અ પ્રભુની કૃપાલીલારૂપ એવી એમની માન્યતાનો દ્યોતક હશે કદાચ.

કવિની આ ભક્તિભાવના તથા શ્રદ્ધા પરલોક અને પરલોક તરફ તેમને હરદમે નજર કરવા પ્રેરતાં હોય એમ તેમનાં અનેક કાવ્યોમાં ચિરજીવનના, અમૃતત્વના અ પરલોકના ઉલ્લેખો તથા ધ્વનિ દેખાય છે તે પરથી લાગે છે. 'આમોદી' પછી તેમ મૃત્યુવિષયક ફિલસૂફી સાચી રીતે ફલિત થાય છે. મૃત્યુ એ કંઈ આત્યંતિક વિનાશ ના પણ અખંડ ચિરજીવનમાં લઈ જનાર આરામ છે એ એમનું તત્ત્વજ્ઞાન 'મૃત્યુ મરી મ રે લોલ' એ સુંદર ગરબીમાં રજુ થયું છે. 'સ્મરણસંહિતા'ને આ કાવ્યનું ભાષ્ય એક રીતે કહી શકાય. પ્રભુનું શાસન કલ્યાણકારી અને ન્યાયી તથા દયામય છે એ દૃઢ

પ્રતીતિ આના મૂળમાં છે. આ શ્રદ્ધાને બળે જ કવિએ પોતાના જીવનકાળમાં અનેક વહાલાં સ્વજનોના મૃત્યુના આઘાત અપૂર્વ ધૈર્યથી સહન કર્યા હતા.

પ્રાર્થનાસમાજના સંસ્કારોમાંથી આ ઉપરાંત નરસિંહરાવની સુધારકવૃત્તિ પણ આવી જે એમનાં પાંચ વૈધવ્યકાવ્યો અને 'ફૂલમણી દાસીનો શાપ' જેવાં કાવ્યો માટે જવાબદાર છે. વૈધવ્યદુઃખ દલપતરામે અને નર્મદાશંકરે ગાએલું પણ નર્મદમાં જે સુરુચિ તથા કલાનો અભાવ તે મુખ્ય ખામી છે. સ્વ. નરસિંહરાવનાં વૈધવ્યકાવ્યો પાછળ વિધવાનાં વીતકો, તેમના પતનનો સંભવ, સમાજનો ત્રાસ તથા નિષ્ઠુરતા ઇ. મુદ્દાઓને સમુચિત કલાથી નિરૂપતી સુધારકની દૃષ્ટિ છે. આ જૂથમાં સૌથી સરસ કાવ્ય છે 'ફૂલી પડેલી બાળવિધવા.' એ ફસાએલી ને પડી સમાજત્રાસના ભયે અકળાતી 'નિર્દોષ દોષિત' 'મલિન નિર્મલ' બાળવિધવાને આત્મહત્યાનો આશરો શોધવો પડે છે તે સર્વ પાપ રૂઢિને શિરે છે એમ કવિ બતાવે છે. પ્રકૃતિની નિરૂપિત બાહ્યને અનુકૂલ બીહામણી ભૂમિકા, પાપ માટે કોણ જવાબદાર એમની આસપાસ ઘૂમતું વિધવાનું મનોમંથન, અને કાવ્યનો કલાપૂર્ણ, સુંદર, અન્ત આ કાવ્યને અસરપ્રેરક બનાવે છે. આ કાવ્યોની મર્યાદા એ છે કે વિધવાજીવનનો એકાંગી વિચાર જ—પતનસંભવ ને સમાજત્રાસ—એક યા બીજા સ્વરૂપે કવિએ આપ્યો છે. 'ફૂલમણિ દાસીનો શાપ' એ કાવ્યમાં બાળલગ્ન—દ્વારા ફૂલમણિ જેવી કળીઓ મહોર્યા વિના જાય એવી પરિસ્થિતિ ઊભી કરતી રૂઢિરાક્ષસી સામે કવિની ઉગ્ર જેહાદ મૂર્ત થાય છે. 'ઉદ્બોધન' નામક કાવ્યજોડીમાં પણ સામાજિક સુધારા કરવાનો સંદેશો કવિ આપે છે.

બીજી રીતે વૈધવ્યકાવ્યો ને ખંડકાવ્યોના વર્ગમાં પણ મૂકી શકાય. 'કુસુમમાળા'ના પ્રકાશન પછીનાં ત્રણ વર્ષમાં કાન્તે વસંતવિજય, ચક્રવાકમિથુન, દેવયાની જેવી પોતાની મશહૂર કાવ્યત્રિપુટિ લખી ખંડકાવ્યો માટે ઉત્તમ પ્રતિનો આદર્શ રજુ કર્યો. ટૂંકા સંગીત કાવ્યો માટેની પ્રેરણા કાન્તે નરસિંહરાવમાંથી લીધી કહેવાય છે તેમ ખંડકાવ્યોની શૈલી તથા પ્રેરણા ઘણા મોટા પ્રમાણમાં નરસિંહરાવને કાન્ત પાસેથી મળેલી એ ચોક્કસ છે. 'હૃદયવીણા'નાં ચાર વૈધવ્યકાવ્યો, 'ઉત્તરા ને અભિમન્યુ,' 'મત્સ્યગંધા ને શાન્તનુ,' 'ચિત્રવિલોપન' જેવાં ખંડકાવ્યોમાં કાન્તશૈલીનુ જેમાં સફળ અનુસરણ થયું છે તે 'ઉત્તરા ને અભિમન્યુ' એ એમનું શ્રેષ્ઠ ખંડકાવ્ય છે. પણ એકંદર જોતાં નરસિંહરાવની કાવ્યપ્રતિભાને નાનાં સંગીતકાવ્યો જેટલાં અનુકૂળ છે તેટલાં ખંડકાવ્યો નથી લાગતાં. કાન્તના જેવી ભાવનિરૂપણરીતિ, નાટ્યતત્ત્વ, પ્રકૃતિની પશ્ચાદ્ભૂ, આકર્ષક ઉપાડ ને અન્ત તથા વિરલ કલાસંયમથી ઓપતી કાવ્યનાં અંગોપાંગની સુરેખ સુશ્લિષ્ટ ઘટના 'ઉત્તરા ને અભિમન્યુ' 'ચિત્રવિલોપન' ને 'ફૂલી પડેલી બાળવિધવા' સિવાય બીજાં કાવ્યોમાં નરસિંહરાવ નથી દર્શાવી શક્યા. ને તેમાંયે બે કાવ્યોમાં પ્રથમમાં ગૌરી માતાની સ્વગતોક્તિ તથા બીજામાં વિધવાનું મનોમંથન જરૂર કરતાં વધુ પડતાં લાંબાં થઈ જાય છે એમ લાગ્યા વિના રહેતું નથી.

એમનાં બોધકાવ્યો પણ ખંડકાવ્યોના વર્ગમાં ગણવાં હોય તો ગણી શકાય તેવાં છે. પણ તે બધાં બાહ્યવિધાન રૂપે તેમાંના વસ્તુની આયોજના માટે કવિ જવાબદાર નથી.

કવિએ ભાષાન્તર માટે સર એડ્વિન આર્નોલ્ડના 'લાઇટ ઑફ એશિયા' પર પોતાની પસંદગી ઉતારી તેનું સળંગ આખું ભાષાંતર 'જંબૂજ્યોતિ' નામે પ્રગટ કરવા ધારેલું પણ તે ધારણા પૂરી બર આવી નહિ. 'બુદ્ધચરિત' એ નામથી તે અંગ્રેજી કાવ્યના કેટલાક ભાગોનાં ભાષાંતરોનો નાનકડો સંગ્રહ એના બદલામાં કવિ આપણને આપતા ગયા છે. તેમાંથી 'મહાભિનિષ્ક્રમણ' તો સુંદર અનુવાદ લેખે ગલિઆરાપારિતોષિકને પાત્ર ગણાએલું એ જાણીતી બિના છે. આ ભાષાંતરોમાં કવિએ આપણી મધ્યકાલીન ગુજરાતી આખ્યાનશૈલીનું અનુસરણ કર્યું હોઇ તેમાં ઢાળ, દેશી, વલણ, ચોપાઇ, કટાવ, ગીતિ, સાખી–દુહા આદિનો છૂટે હાથે ઉપયોગ કર્યો છે. 'લાઇટ ઑફ એશિયા' સંસ્કૃત મહાકાવ્યના પ્રકારનું લાંબા વૃત્તાંત પ્રવાહવાળું આખ્યાનશૈલીનું કાવ્ય હોવાથી નરસિંહરાવે વૃત્તપસંદગી આ પ્રકારની કરી તે સહેતુક તેમજ સમુચિત પણ છે, છતાં મૂળ કાવ્ય કરતાં આ ભાષાંતરો કોઇને સહેજ મોળાં લાગવાનો જે સંભવ છે તેમાં આ આખ્યાનશૈલીનો પણ હિસ્સો હોય.

આ ઉપરાંત વર્ડ્ઝવર્થ, શેલી, ટાગોર, કીટ્સ, સરોજીની નાયડુ અને કાર્ડિનલ ન્યૂમેનનાં કેટલાંક કાવ્યોનાં ભાષાંતરો પણ એમણે કરેલાં છે. શેલીનાં 'Cloud' નું 'મેઘ' નામે તથા ન્યૂમેનના 'Lead Kindly Light' નું 'પ્રેમળ જ્યોતિ તારો દાખવી મુજ જીવન પંથ ઉજાળ' એ નામે એ બે ભાષાંતરો સર્વોત્કૃષ્ટ કહી શકાય. 'મેઘે' તો 'ચંદ્ર'ને પ્રેરેલ છે. અને 'પ્રેમળ જ્યોતિ' તો એના મૂળ કાવ્યના આપણે ત્યાં થએલાં એક બે બીજાં ભાષાંતરો કરતાં ઘણું ચઢિઆતું છે એટલું જ કહેવું બસ થશે. ઉપનિષત્કાલીન ઋષિવરની અજ્ઞાનાંધકારથી અકળામણ ને જ્ઞાનપ્રકાશ માટેનો તીવ્ર આર્તપુકાર જે **तमसो मा ज्योतिर्गमय** એ પ્રાર્થનામાં વ્યક્ત થાય છે તેવો જ આંતરપોકાર 'પ્રેમળજ્યોતિ' એ કાવ્યમાં ગંભીરઘેરી પ્રલંબસુરીલા ભાટ રાગમાં મૂળ અંગ્રેજી કવિના જેવી જ વેદના અને આર્તિથી મૂર્ત થયો છે એ ગુજરાતી કવિની અનુપમ સિદ્ધિ ગણાવી ઘટે.

કાવ્યકલાની બાબતમાં એકંદરે નરસિંહરાવને સ્વસ્થ (classical) કહેવાય, કારણ કાવ્યના બાહ્ય આકારની સુરેખતા, લક્ષ્યવર્તી વિચાર અને તેની રજુઆતમાં સાવધાનીપૂર્વક રચનાકૌશલ અને કેટલેક અંશે બોધપરાયણતા ઇત્યાદિ વિશિષ્ટતાઓ જે તેમની કાવ્યકલામાં દેખાય છે તે સ્વસ્થ પ્રકૃતિના લેખકમાં જ હોય છે. એમનું છંદોનૈપુણ્ય ખાસ ધ્યાન ખેંચે તેવું છે. હરિગીત, શિખરિણી, દ્રુતવિલંબિત, ગીતિ, વસંતતિલકા આદિ સંસ્કૃત વૃત્તો પર, ગરબીના અનેક ઢાળો પર, રોળા, ચોપાઇ, ઉધોર, રેખતો ઇ. દેશી છંદો પર એમનો સરખો કાબુ દેખાઇ આવે છે. ભાષાશાસ્ત્ર ને છંદઃશાસ્ત્રના નિષ્ણાત નરસિંહરાવ ભાષા તથા છંદની શુદ્ધિ જાળવવામાં અતિ ચોકસાઇ રાખે તે સાવ સ્વાભાવિક છે. એમની કવિતાનું બીજું એક લક્ષણ છે ગેયતા. અત્યારે અગેય કવિતા તરફનું વલણ જામતું જાય છે પણ નરસિંહરાવના કવનકાળના મોટા ભાગના સમયમાં કવિતા અને સંગીતનો વિચ્છેદ નહી પણ સમન્વય કરવો એ સર્વત્ર પ્રચલિત હતો. અનેક સુંદર ગરબીઓ તથા સોરઠા, ભાટ, ભૈરવી વગેરે રાગોમાં સુગેય મધુર ગીતો એ તેમની કવિતાની એક અગત્યની વિશિષ્ટતા લેખાવી જોઇએ. 'દિવ્યસુંદરીઓનો ગરબો', 'ગાનનું મરણ', 'કુંજમાં શાને રમત',

તા (Monotony)થી અકળાઈ એમજ માની બેસવા સંભવ છે કે કવિને કંઇ આથી વિશેષ કહેવા જેવું લાગતું નથી.

વળી એમનો અંતઃક્ષોભ પણ હંમેશ સાચ્ચો, સચેત કે સહૃદયને પણ એવું જ સંવેદન કરાવી શકે તેવો પ્રબળ નથી લાગતો. એમની અંદરના ભાષાશાસ્ત્રી પંડિત વિવેચકે કવિને દાબી દીધા છે એ આનું મુખ્ય કારણ છે. કલાપી જેવા નિખાલસ ધોધમાર ઊર્મિપ્રવાહમાં ઘસડાતાં કે ન્હાનાલાલ જેવા મુક્ત ઉલ્લાસ (extasy) ને વિમાને ચઢી કાવ્યાકાશમાં નિરંકુશ વિહાર કરતાં એમને ફાવ્યું નહિ કારણ એ જાતને ભૂલી શકતા નથી. પરિણામે એ કાવ્ય લખતી વેળા ભાષા, વિચાર, છંદ, નિરૂપણ, મંડન આદિ પરત્વે બહુ સાવધાન કે સભાન (Conscious) રહ્યા. ઊર્મિ સીધી નહિ પણ વિચારો કે મગજમાંથી ગળાઇને આવે છે એવું પણ ઘણાને એમનાં કાવ્યો વાંચતાં લાગે તે સ્વાભાવિક છે. એમનાં ટીપ્પણ * પણ એક રીતે આ વાતની સાક્ષી પૂરશે. આ ઉપરાંત કાવ્યોમાં એમની કલ્પના જાણે એમની પોતાની જ હોય અને સહૃદયો બધા તેને માણી કેમે કરી તેને પોતાની ન કરી શકે એવી ઘણીવાર હોય છે. અલબત્ત કોઇ કોઈવાર તેમની કલ્પના સ્વતંત્ર ને ઉચ્ચારોહણ કરવાવાળી હોય છે, ને 'દિવ્યગાયકગણ,' 'ભાવનાસૃષ્ટિ,' 'વીણાનું સ્વરમેલન' જેવાં કાવ્યોમાં તેના અચ્છા નમુના છે એની ના નહિ. પણ મોટે ભાગે તો કલ્પનાપ્રભાવ (Imagination) કરતાં કલ્પનાલાલિત્ય (Fancy) ના અંશો એમની કવિતામાં વધુ છે એવો રા. ઠાકોરનો મત એમનાં ઘણાં કાવ્યો માટે સાચો છે. રણજીતરામે વધુ પડતા સખત થઇ વૃથા તર્કતરંગ, કલ્પનાની પંગુતા, દૂરાન્વયી કે ક્લિષ્ટ કલ્પના ઇ. દોષો તેમની કવિતાના ગણાવ્યા હતા તેમાં કેટલુંક તથ્ય છે એમ કેટલીક વાર લાગ્યા વિના રહેતું નથી. એમના કેટલાક કલ્પનાતરંગો બધાને આકર્ષી શકે તેવું નથી હોતું.

---

* નર્મદે પોતાની કવિતાની પ્રથમ ટિપ્પણરૂપે સમજૂતિ આપવાની પ્રથા દાખલ કરી. ત્યાર પછી નરસિંહરાવે પણ પોતાના કાવ્યસંગ્રહોની પાછળ અર્થ ગ્રન્થ ને વિશદ કરવા માટે તેમજ કાવ્યની પ્રેરણાનાં મૂળ તથા તે લખતી વેળા કવિનો પ્રધાન મનોભાવ વાંચકોને સમજવવા માટે આવી ટીકા આપવાનું ચાલુ રાખ્યું. એમનાં ઘણાં કાવ્યોની ભોંય, ઉગમ, પ્રેરણા તથા ધ્વનિ એમાંથી આપણને સ્પષ્ટપણે સમજાય છે એ લાભ જેવોતેવો નથી. પણ ઘણીવાર કાવ્યમાં નિરૂપાયેલા વિચારનું એવું સૂક્ષ્મ વીગતવાર પૃથક્કરણ કવિએ ટીકામાં કર્યું દેખાય છે કે કાવ્યમાં એટલો બધો વિચાર સુશ્લિષ્ટરૂપે સમાયેલો વાચકોને પ્રથમ પ્રતીતિએ લાગ્યો ન જ હોય. આથી કોઇ વક્રદર્શી એવું અનુમાન બાંધવા પ્રેરાવાનો સંભવ રહે છે કે નરસિંહરાવનાં કાવ્યોના સર્જન વ્યાપારમાં પ્રથમ કોઈ આકર્ષક વિચાર અને પછી તેને અનુકૂળ પ્રસંગ કલ્પનાતરંગ ને અંતઃક્ષોભની ગોઠવણ એવો ક્રમ હશે. પોતાની કવિતા લેડે સામ્ય ધરાવતી અન્ય કોઈ દેશી કે પરદેશી કવિની કાવ્યપંક્તિઓ ટાંકી પોતે તેમાંથી કેટલું સૂચન લીધું છે યા પોતાની કૃતિ તેનાથી કેવી સાવ સ્વતંત્ર રીતે તેને મળતી આવે છે તે કહી, 'પણ તે તો હો, મેં તેમાંથી કશું લીધું નથી' તેવી તકેદારીપૂર્વક નોંધ કરવાની રસ નરસિંહરાવભાઈની રીત પણ જાણીતી છે. એમની કેટલીક લાક્ષણિકતાઓની રા. ખબરદારે 'ધુવર' એ 'ધુવડ'ના પ્રતિકાવ્યની સાથે જોડેલ ટિપ્પણમાં પ્રતિકૃતિ કરીને થોડી ખબર લીધી છે.

કાવ્યકલામાં છુપી અગત્યની પણ અસ્ફુટ ઉક્તિઓ કરતી વ્યંજના કે સૂચકતા એ એક મોટું કલાતત્ત્વ મનાયું છે. આપણા સંસ્કૃત કાવ્યમાં તેમજ પાશ્ચાત્ય સાહિત્યવિવેચનમાં. અને સ્થળે ઘણી વાર આપણને એવી પણ પ્રતીતિ થાય છે કે સ્વ. નરસિંહરાવની કવિતામાં ધ્વનિને સ્ફુટ કરી બધું કહી બતાવવાનો કલાને હાનિકર પ્રયાસ કેટલીક વાર થયેલો માલુમ પડે છે. આ અને ઉપર જણાવી તે બધી એમની કવિતાની મર્યાદાઓ અભ્યાસીઓને અજાણી નહિ હોય. વિરોધી ટીકાઓનું કારણ એમાંથી જડે એમ છે.

આ ઉપરાંત અત્યારના વાચકોને કે કૉલેજોના વિદ્યાર્થીઓને એમની કવિતા બહુ અપીલ ન કરે કે ફીકી લાગે તેનાં બીજાં પણ કારણો છે. એ કવિતાએ અમુક અમીરી ભૂમિકાથી નીચી ઉતરી બહોળા જનસમૂહનાં સુખદુઃખ, આશાઅભિલાષો, મથનો તથા પુરુષાર્થને સ્પર્શવા ઓછો જ પ્રયત્ન કર્યો છે. આથી અમુક કેળવાયેલા સંસ્કારીજનો જ જે સમજી માણી શકે તેવી આ કવિતા રહી. માનવજીવનના અનેક સંક્ષોભજનક સંઘર્ષણો ને અનુભવોમાંથી અતિઓછાનું તેમાં નિરૂપણ છે, વળી જાગૃત થતી જતી અને પોતાની અસ્મિતા કેળવતી જતી પ્રજા નવું . નર્મદ ને ગોવર્ધનરામે આપ્યું તેવું, સાહિત્ય માગતી હતી તે નરસિંહરાવ ન આપી શક્યા, એ તો એમનાં કોકિલા, ચંદ્ર, સિન્ધુ તારાનાં ગાણાંમાં મસ્ત રહ્યા અને 'તારે હાથ રે હાથ, કવિ! તને સંધ્યા ને સાગરનાં ગીત શીદ ગમે!' એવો મૃદુ ઉપાલંભ આપનાર નવી વિચારસરણી કે દૃષ્ટિ ત્યારે મોજુદ હતી નહિ એટલે બીજાનું જીવનવિગ્રહ તરફ સીધી મીટ માંડી નિરૂપવાનું એમની કવિતાને સૂઝ્યું નહિ. જન્મથી જ સુખચેનમાં ઉછરેલા અને જુવાન વયે ઊંચી સરકારી નોકરી પર ચડેલા અમીરી અમલદારને જીવનવિગ્રહનો અનુભવ શો હોય કે તે તેને નિરૂપે! એમને જગતનાં દુઃખોનો આછો ખ્યાલ તો બાળાપણે વિધવા થયેલી અને હાડે બાળીને પછી તજેલી યુવતીઓની વિટંબણામાં, મરણપ્રસંગે આવેલા અનર્થમાં, પ્રિયજનોના વિરહમાં વિષયી પતિએ તજેલી સતી સુન્દરીના દુઃખની કલ્પનામાં, અને હૅમ્લેટની પેલી મશહૂર સ્વગતોક્તિમાંની જગતના અન્યાયોથી ભરેલી યાદ આપે તેવા

જુલમ ક્રૂર, ને કઠણ દુઃખ
જગતમાં અરે! જરા સુખ;
દીઠી ઈર્ષ્યા વિરોધી અતિ,
અને અકૃતજ્ઞતા ભારી—

એવા 'નિષ્ઠુર જગતના અન્યાય'ની કલ્પનામાં જ પરિસમાપ્ત થઈ જાય છે. વળી દેશાભિમાન જન્મથી નરસિંહરાવને ભડકતા લાગે છે એમ [illegible]રામે કહેલું તેનો જવાબ કે ઉત્તર 'કુસુમમાળા'ની ચોથી આવૃત્તિની પ્રસ્તાવનામાં નરસિંહરાવે આપી એ વૃત્તિને માતૃપ્રેમની તથા વિશ્વપ્રેમની ઉદાર ભાવનાને પડખે સંકુચિત ગણી કવિતાનો એ વિષય

નથી એવો પોતાનો અભિપ્રાય આપ્યો છે એટલે લાચાર. પણ એમ તો લાગ્યા વગર રહેતું નથી કે કવિ પણ સામાજીક પ્રાણી હોઇ રાષ્ટ્રવ્યાપી જાગૃતિનાં સ્પંદનો તેના સંસ્કારશાહી હૃદયની અંદર પણ અનુભવાવાં જોઇએ અને કંઇ નહિ તો લોકપ્રિય બનવા ખાતર પણ સ્વદેશપ્રેમનું ગીત તેણે ગાવું જોઇએ. એટલે નર્મદ, હરિલાલ ધ્રુવ. ન્હાનાલાલ, ખબરદાર આદિની કવિતામાં છે તેવું આ પ્રકારનું તત્ત્વ આપણા કવિની કવિતામાં નહિ હોવાથી પણ પાછળની પેઢીના વાંચકોને તેમાં ઝાઝું આકર્ષણ કદાચ ન લાગે તો સ્વાભાવિક છે. વળી નરસિંહરાવભાઇનો ચિન્તનવિભવ પણ ઊંડાણુ, વૈવિધ્ય, અને જીવનવિચારણા (Criticism of life) ની દૃષ્ટિએ તેમના જમતા પછીની ઉત્સાહ અધીરી પેઢીને બહુ સંતોષી ન શકે તો કંઈ ખોટું છે ? મૃત્યુનો ભય ટાળવાના અને પ્રભુની વિભૂતિ કે લીલા જેવા પ્રકૃતિસૌંદર્યને જોઇ રાચવાનો ને મનોભાવોને પોતાની જેમ સંસ્કારી ને ઉન્નત બનાવવાના સંદેશ સિવાય બીજો કવિસંદેશ એમનો કેટલો એમ પણ ઉત્સાહશૂરા અત્યારના જુવાનિયા પૂછે ખરા. એમની કવિતા હવે અપીલ કરતી અટકી ગઈ, એનો વખત તો ગયો, એવા અભિપ્રાયો કેટલાક ખૂણામાંથી ઉચ્ચારાયા છે તેનાં કારણો આ.

પણ આ બધી ખામીઓ નથી પણ મર્યાદાઓ છે એ ભૂલવું ન જોઇએ. ઉગ્રતાથી નિંદતાં પહેલાં આટલું તો હમેશ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે + વિવેચકનું પ્રથમ ને ખરૂ કર્તવ્ય તો એ કે કવિની સાચ્ચી નેમ શી હતી અને તેણે પોતાનું કર્તવ્ય પોતાને મળી તેટલી સામગ્રી ને સંજોગોમાં કેવી રીતે બજાવ્યું છે તે જ ભારપૂર્વક તપાસવું, એ દૃષ્ટિથી જોતાં સ્વ. નરસિંહરાવે જીવનવિગ્રહ કેમ ન નિરૂપ્યો, દેશાભિમાનની કવિતા કેમ ન લખી વગેરે પૂછવાનો આપણો જરાય અધિકાર નહિ, એ એમની રુચિ કે માન્યતાઓની વાત હતી. એમણે કવિતા માટે કયું વિશિષ્ટ ધ્યેય નક્કી કરી રાખ્યું હતું, તેમને એમાં શી અને કેટલી સફલતા સાંપડી એ તેમના દેશકાલસંજોગો ઈ. લક્ષમાં રાખી તપાસવાનું જ કામ આપણું. એ દૃષ્ટિએ જોતાં આપણને જરાય નિરાશ થવાનું કારણ એમની કવિતાએ આપ્યું નથી એમ હરકોઇ પ્રામાણિક અભ્યાસીએ કબુલવું જ પડશે. એમની મુરાદ હતી, અંગ્રેજી કાવ્યકલાને ગુજરાતીમાં લાવવાની. અને પોતાને પ્રકૃતિલીલાનું જે મનોહારી સૌંદર્ય પ્રત્યક્ષ કરવાની તકો સાંપડી હતી, પોતે જેના દર્શનથી જીવનમાં તેટલીવાર દર્પોલ્લાસ કે ચિન્તનમનનની પળો અનુભવી હતી તેને રસિક ગુજરાતી બંધુઓ માટે કવિતામાં સુભગ વાણીમાં સાકાર કરવાની. અત્યારસુધીનું ઉપરનું સમગ્ર વિવેચન ધ્યાનમાં લેતાં, એમનો જમાનો, તે વખતનું ગુજરાતીનું બાળાભરોળ, તે સમયની કવિતા વગેરે જોતાં. નથી લાગતું કે એમનું 'મિશન' એમણે અપૂર્વ સફળતાથી બજાવ્યું છે? ઘણી વેળા પ્રથમ ખેડાણ કામ કરનાર અગ્રગીઓ (Pioneers)ની સેવા વિસરાઈ

+ જુઓ " The Critic's first and foremost duty is to make plain to himself what the poet's aim really and truly was, how the task he had to do stood before his eyes, and how far with such materials as were afforded him he has fulfilled it. " ( Carlyle )

કવિઉક્તિ અનુસાર એમની દૈવવાણી ને પ્રતિભાવિશેષે ચમકતી એવી કેટલીક કવિતા તો જરૂર ટકવાની અને કાળનો ઘસારો ખમી શકવાની. આ બધું જોતાં 'નૂપુર ઝંકાર'ના 'અવસાન' કાવ્યમાં એમણે કરેલી યાચના—

"જો એક અશ્રુ તુજ મ્હેં કદી હોય લોહ્યું,
એકાદ અશ્રુનણું દાન જ યાચું તો હું"—

હવે જ્યારે એ પંચત્વને પામ્યા છે ત્યારે ગુજરાતના સૌ સમભાવી અભ્યાસી સાહિત્યસેવકો ને કવિતાભક્તો પૂરી પાડશે જ એમાં શંકા નથી.

---

## અંજલિ અષ્ટક

નરસિંહ નામ ધારી, કાવ્ય ઊર્મિના આંદોલને નરસૈંયાનું, કુદરતના ગેબી મારને 'માથે પડી વિશ્વદેવા' વૃત્તિના ધૈર્યશૌર્યે નર–સિંહનું અને અયોગ્ય અથવા અસત્ય માટે યોગ્ય સાચો રોષ આણી 'હુંકાર' કરી દાનવારિ નરસિંહનુ બિરુદ સાર્થ કરનાર;

રક્ષે તેને રિદ્ધિસિદ્ધિ અર્પનાર કાવ્યદેવીને 'કુસુમમાળા' આરોપી આવકાર દઇ, 'હૃદય-વીણા'ની તંત્રીએ રીઝવી, 'નૂપુરઝંકારે' લાસ્યવંતી બનાવી 'સંહિતા' અને 'મુકુર'ના સ્મિત પરાગો વેરનાર;

સિંધુસમ વિશાળ હૃદયે વિશ્વસેવાની ભાવના રાખી હોવા છતાં જરૂર પડે સ્વ કે પરને 'ટીકા'રૂપી સાચા શસ્ત્રે અંકુશમાં આણનાર અને પાત્રને અર્પેલા 'આમુખ'ને આજીવન જાળવનાર;

હજારે એક એવા અનામિકા યોગ્ય દુર્મિલ અજોડ વિદ્વાન–માનસશાસ્ત્રી–શાંત સેવાપરાયણ અને વર્ણપ્રભુ સાક્ષર કવીશ;

પ્રભુને પ્રાર્થનાથી સમાજને સાક્ષાત્કાર કરાવવાની માન્યતાના ચુસ્ત વ્યાવહારિક પૂજક;

શરદની 'ચાંદની', સાગરની 'ઊર્મિ' અને વસંતની 'કોયલ'ને કાવ્યોમાં પ્રાણ પૂરી વાચાલ બનાવનાર કુદરતપ્રેમી;

સ્તિવાદે સચ્ચિદાનંદ સેવી, 'સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઈશિત્ર' નાદે સત્ય, સુંદર ને શુભની ત્રિપુટીનો સમન્વય સફળ સાધનાર, શ્રીનગરના યથાનામ નાગરને, શિશુસમ સ્વજ્ઞાતીય તરફથી, આ નરસિંહ પ્રશસ્તિ અંજલિ અષ્ટક અર્પતાં, ઈશને પ્રાર્થના કે જીવન વિગ્રહ જીતનાર એ અજર આત્મા માટે 'મંગલ મંદિર ખોલો.' — અસ્તુ.

અગ્નિકુમાર

# નરસિંહરાવ—ભાષાશાસ્ત્રી

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

Leave him—still loftier than the world suspects,
Living and dying. — Browning.

યુરોપ અને હિંદુસ્તાનને વ્યાપારવિષયક અને રાજકીય સંબંધ થયો તેનાં અનેક પરિણામોમાં તુલનાત્મક ભાષાશાસ્ત્રના નવા અવતારને પણ ગણી શકાય. ઇ. સ. ૧૭૮૬ માં વીલિયમ જોન્સે ગ્રીક, લૅટિન, ગૉથિક, સંસ્કૃત અને કેલ્ટિક ભાષાઓ એક મૂળ ભાષાની પુત્રીઓ છે એમ બતાવ્યું. તેનું કામ બૉપ અને ગ્રિમે આગળ ધપાવ્યું. આ બે જણેજ આજના વ્યાપક અર્થમાં તુલનાત્મક ભાષાશાસ્ત્રનો પાયો નાખ્યો એમ કહી શકાય.

પ્રાચીનોએ વાચાનો ઝીણવટથી અભ્યાસ કર્યો હતો.[1] ભાષાના અભ્યાસના પ્રદેશમાં પાણિનિનું વ્યાકરણ અદ્વિતીય રહ્યું છે. પ્રાચીન ગ્રીકો પણ ભાષાનો ઝીણવટથી અભ્યાસ કરતા. પરંતુ પ્રાચીન આર્ય વ્યુત્પત્તિશાસ્ત્રીઓને મુકાબલે તેમનું અભ્યાસનું ક્ષેત્ર અતિશય સંકુચિત ગણાય. સંહિતાનાં પદપાઠ છૂટાં પડ્યા ત્યારથી ભાષાશાસ્ત્રની દિશામાં શરૂઆત થાય છે. શિક્ષા, પાર્ષદો ને પ્રાતિશાખ્યોમાં એ વિષયનો અભ્યાસ આગળ જતો સમજાય છે. સ્વરવ્યંજનની શાસ્ત્રીય વ્યવસ્થા તેમજ ઉચ્ચારની ખાસિયતોનો (स्वर: Pronunciation અને मात्रा accentuation નો) સૂક્ષ્મ અભ્યાસ હિંદમાં ઇ. સ. પૂ. ૫૦૦ પહેલાં થઈ ગયો હતો. યાસ્ક પહેલાં પણ અમુક શબ્દોના અમુક અર્થ કેમ, શબ્દ અને અર્થનો શો સંબંધ, એવા પ્રશ્નોની ખૂબ ચર્ચા થએલી હોવી જોઇએ. યાસ્ક[2] અને પાણિનિમાં ભાષાશાસ્ત્ર ઘણું વિશેષ જોવામાં આવે છે. તેમને પોતાના સમયની ભાષા અને આર્ષ સંસ્કૃતનો તુલનાત્મક અભ્યાસ કરવાનો યોગ મળ્યો. ભાષાવિકાસમાં પ્રાકૃત અને અપભ્રંશ આવતાં આપણી દેશ ભાષાઓ। પછીના વ્યાકરણશાસ્ત્રીઓએ એ બધાનો તુલનાત્મક અભ્યાસ કર્યો.

---

૧ બીજા લેખે જુઓ: शिक्षां व्याख्यास्यामः। वर्णः स्वरः। मात्रा बलम्। साम सन्तानः। इत्युक्तः शिक्षाध्यायः। तैत्तिरीय उप०

૨ શબ્દભાષા જુઓ: व्याप्तिमत्त्वात्तु शब्दस्य, अणीयस्त्वाच्च।
નિરુક્ત અધ્યાય ૧, ખંડ ૧.

આમ એક રીતે હિંદમાં બીજા કોઈ દેશ કરતાં ભાષાઓનો તુલનાત્મક અભ્યાસ યાસ્કથી માંડીને માર્કણ્ડેય સુધી ઘણો વધારે થતો. પણ યાસ્કની દૃષ્ટિ સમક્ષ કેવળ ભાષા કરતાં વેદની વાણી વિશેષ રહી. તેની પછી ભાષા, આર્ષવાણી અને બોલીઓનો અભ્યાસ વધ્યો પણ ભાષાનું તત્ત્વચિન્તન ઓછું થઇ ગયું. ભાષા અને શબ્દાર્થશાસ્ત્રના મૌલિક નિયમોનો શોધ ઓછો થઇ ગયો. પાછળના વૈયાકરણોમાં વૈજ્ઞાનિક પદ્ધતિની ખામીઓ પ્રવેશે છે. તેમાંના લગભગ બધાએ જીવંત ભાષાઓનો અભ્યાસ કરવાને બદલે જે જે ભાષાઓને સાહિત્યમાં સ્થાન મળ્યું તે તે ભાષાઓના ગ્રંથસ્થ સ્વરૂપોનો અભ્યાસ કર્યો. આમ શિક્ષા અને યાસ્કમાં ભાષાશાસ્ત્રના ઉદય અને વિકાસનું જે આનંદાશ્ચર્યજનક દર્શન થાય છે તે પાણિનિ પછી ટકતું નથી—વૈયાકરણોની લાંબી પલટણ આવ્યા કરે છે છતાં.

એટલે ભાષાફિલસુફી, ભાષાવિદ્યા અને શબ્દાર્થશાસ્ત્ર અઢારમીઓગણીસમી સદીમાં નવે અવતારે યુરોપમાં આવ્યાં એમ માનવું ખોટું નથી. નરસિંહરાવે જોડણી વિશે નિબંધ ૧૮૮૮ માં પ્રસિદ્ધ કર્યો, ત્યારથી તેમની ભાષાશાસ્ત્રી તરીકે જ્વલંત કારકિર્દી શરૂ થાય છે. તેમના ગુજરાતી પુરોગામીઓનું તેમણે જ મૂલ્યાંકન કર્યું છે. 'ગુજરાતી વ્યુત્પત્તિશાસ્ત્રના ક્ષેત્રમાં અગ્રેસર તરીકે બે પુરુષોનાં નામ વિશિષ્ટરૂપે અલગ પડી રહે છે; સદ્‌ગત શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ અને સદ્‌ગત રા. રા. નવલરામ. શાસ્ત્રીએ ઇ. સ. ૧૮૬૬ માં **"ગુજરાતી ભાષાનો ઇતિહાસ"** લખ્યો અને ઇ. સ. ૧૮૭૦ માં **ઉત્સર્ગમાલા** લખી. રા. રા. નવલરામે ઇ. સ. ૧૮૮૭ માં **વ્યુત્પત્તિપાઠ** લખ્યો. જો કે આ ગ્રન્થોમાં શાસ્ત્રોચિત મુદ્રણનો અભાવ હતો. અને ગુજરાતીમાં વ્યુત્પત્તિવિષયક અન્વીક્ષણનો હજી પહેલો પહોર હતો તે સમયે રચાયેલા આવા ગ્રન્થોમાં અનિવાર્ય થાય તેવી ખામીઓ એમાં હતી;–એ ખામીઓ આ ભાષણો દરમ્યાન અત્યારસુધીમાં પ્રસંગવશાત્ મેં દર્શાવી છે; અને પ્રસંગ પ્રાપ્ત થતાં હવે પછી પણ દર્શાવવી પડે. તો પણ કયા સમયમાં આ વિદ્વાનોએ સાહાય્ય વગર શ્રમ કર્યો હતો એ સ્મરણમાં રાખવાનું છે. વ્રજલાલ તો શાસ્ત્રીવર્ગના હતા; અને એ વર્ગમાં સાધારણ રીતે પ્રાકૃતનો અનાદર–અને તિરસ્કાર પણ–હતો; એમાં અપવાદ રૂપ કદાચ એ એકલા જ હતા. એમને પાશ્ચાત્ય પાંડિત્યનો અને અન્વેષણપદ્ધતિના જ્ઞાનનો લાભ નહોતો મળ્યો; જો કે યુરોપીય પણ્ડિતો સાથેના સંબંધ દરમ્યાન પ્રસંગતઃ જે જ્ઞાન તેમણે મેળવ્યું હતું તેટલા પૂરતી એમની સ્થિતિ સામાન્ય કોટિના શાસ્ત્રીઓ કરતાં સારી હતી. અને ટેલરકૃત ગુજરાતી વ્યાકરણમાં કર્તૃત્વનો પ્રધાન અંશ એમનો હતો. પાશ્ચાત્ય પદ્ધતિના વિષયમાં વ્રજલાલ શાસ્ત્રી કરતાં નવલરામ ભાગ્યશાળી હતા, પરંતુ એમનામાં શાસ્ત્રી જેવી સંસ્કૃત કે પ્રાકૃતની વિદ્વત્તા નહોતી. તે ઉપરાંત ગમે તે કારણ હોય પણ તે ચાપ ને માટે **चापकः** અને ચેઠો માટે **चिष्टः** જેવી વ્યુત્પત્તિઓ આપતાં અચકાતા નહીં. છતાં પણ, **गुजराती शब्दमूलदर्शककोश**ની એમણે કરેલી ઉગ્ર ગુણદોષચર્ચામાં એમણે વ્યુત્પત્તિવિષયક અન્વીક્ષણની ખરી પદ્ધતિનું સારું જ્ઞાન દર્શાવ્યું હતું.

પરંતુ એ વિદ્વાનોનો મુખ્ય દોષ એમના ગ્રંથોની તાત્ત્વિક વ્યવસ્થામાં હતો. પ્રાકૃતમાંથી ગુજરાતીમાં થતા વિકારોનું નિયમન કરતા ઉત્સર્ગોની, એટલે જેને હું **મતાન્તર**

ઉત્સર્ગો કહું છું તેની વ્રજલાલ શાસ્ત્રીએ ઉપેક્ષા કરી છે. એમની **ઉત્સર્ગમાલા** બહુ અંશે હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણના ગુજરાતીને લાગુ થતા અંશનું સરલ રૂપાન્તર જ છે. એથી **અપભ્રંશના** સમય અને અર્વાચીન સમય વચ્ચેના ગુજરાતી શબ્દોના ઇતિહાસનું એ નહિ જેવું જ પ્રકાશન કરે છે. વિરલ અને અપવાદરૂપ અવસરોએ અને તે પણ પ્રસંગવશાત્, એમણે એક બે **અવાન્તર ઉત્સર્ગોનો** વિમર્શ કર્યો છે. અને જ્યાં એમણે હેમચંદ્રની પ્રક્રિયા ફેરવી છે ત્યાં પરિણામ એ આવ્યું છે કે વાગ્વ્યાપારના કેટલાક ઉપયોગી નિયમોનો અવરોધ થયો છે. બીજી બાજુ નવલરામે **અવાન્તર ઉત્સર્ગોની** જો કે કાંઈક અંશે અપવાદરૂપ, પણ ચર્ચા કરી છે, તથાપિ એમણે વચમાં રહેલી પ્રાકૃત ભાષાઓનો અનાદર કર્યો છે અને ગુજરાતી શબ્દો કેમ જાણે પરભાર્યા જ સંસ્કૃતમાંથી આવ્યા હોય એમ વ્યુત્પત્તિઓ આપી છે.[૩]

“ગુજરાતી ભાષાના તત્ત્વસંશોધનના ક્ષેત્રમાં સદ્ગત કવિ નર્મદાશંકરે કરેલું પાયાનું ખોદાણકામ આ ગણનામાંથી રહી જવું ન જોઈએ. આ વિષય પરની એમની મને જોવામાં આવેલી કૃતિઓ નીચે પ્રમાણે છે —

૧ **નર્મ-વ્યાકરણ**, ભાગ ૧ અને ૨ (અનુક્રમે ઈ. સ. ૧૮૬૫ અને ૧૮૬૬ માં પ્રગટ થયેલા.)

૨ **નર્મકોશ** ઈ. સ. ૧૮૭૩ માં પ્રગટ થયો, એમાંના બે પ્રસ્તાવનારૂપ નિબંધો.

× ×

આ સર્વ ગ્રન્થોમાં આરંભકાળના કાર્યકરની કૃતિમાં હોય એવા ગુણ તેમ જ મર્યાદિતતા અને દોષ છે. ...કવિ નર્મદાશંકરને ક્યાંક ક્યાંક સ્વચ્છન્દવિહાર કરવાની ટેવ હતી, જેમ કે તેઓ **ऋ** અને એવા બીજા વર્ણો વાપરતા...પરંતુ આ પ્રયોગ કેવો ઉપપત્તિરહિત છે એ એમણે જોયું, કે કોઈએ એમને બતાવ્યું, કે તરત જ એમણે પોતાની ભૂલ સુધારીને એને સ્થાને ઋ સંજ્ઞા વાપરવાનું શરૂ કર્યું ” × ×”

[ નરસિંહરાવના પુરોગામી ગુજરાતી ભાષાશાસ્ત્રીઓના તેમના જ મૂલ્યાંકનનું તાત્પર્ય એ કે ભાષાનો પાશ્ચાત્ય પદ્ધતિનો પરિચય થોડો, તેમાં ય વ્રજલાલનો બહુ ઓછો; શાસ્ત્રીનો પ્રાકૃતનો અભ્યાસ હતો, ત્યારે નવલરામનો તે અભ્યાસ અપક્વ એટલે ગુજરાતી પુરોગામીઓને મુકાબલે ગુજરાતને એક પારંગત ભાષાશાસ્ત્રી નરસિંહરાવમાં જ મળ્યો. તેમનો સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, જૂની ગુજરાતી, અર્વાચીન ગુજરાતીનો અભ્યાસ ઘણો વિશાળ અને સૂક્ષ્મ; યુરોપીય ઐતિહાસિક અને તુલનાત્મક શાસ્ત્રીય અન્વેષણની પદ્ધતિનો તેમનો

૩ ગુજરાતી ભાષા અને સાહિત્ય, ભાગ ૧ લો, પૃ. ૧૦૧–(પ્રો. ભગીનો અનુવાદ)

૪ એજન પૃ. ૧૦૫

પરિચય વાંચનથી તેમ ભાણ્ડારકર જેવાના શિષ્ય થવાથી ઘણો; અમલદાર તરીકે દખ્ખણ અને સિન્ધુમાં રહેવાથી ત્યાંની ભાષાઓનો અને ઉચ્ચારોનો તેમનો પરિચય [5] પ્રત્યક્ષ; અને પ્રત્યેક અન્વેષકને જેની જરૂર છે તે સંયમશીલ કલ્પના, બુદ્ધિનું ઔદાર્ય અને અખૂટ ધૈર્ય; વળી આ વિષયની નરસિંહરાવની ઉપાસના તો એવી કે તેને જીવનસમર્પણ જ કહેવાય. આવડું લાંબુ આયુષ્ય દુઃખની તો અવધિ, અને કેવી ભવ્ય ઉપાસના! કુસુમમાળા, સરસ્વતીચન્દ્રનો પ્રથમ ભાગ પ્રેમજીવન, વસંતવિજય'ના કાળમાં, હા, ગુજરાતી કલ્પનોત્થ સાહિત્યના એ વસંતે આ મહાપુરુષ જીવનની મધુર ક્ષણોને કલા દ્વારા ચિરાયુ જ નહોતો કરતો; વનસ્પતિવિદ્ પત્રપુષ્પની રેખારેખા જુદી કરી જુએ તેમ શબ્દ જેવી સૂક્ષ્મ વસ્તુની રજેરજ તપાસતો; સાહિત્યનાં ખંડેરોમાંથી ઘાટો, પથ્થર, લક્કડ લાવી, ધોઈ, તેમનાં સ્પષ્ટ રૂપમાં બતાવી, વ્યવસ્થિત કરી, ગુજરાતી ભાષાના ઇતિહાસને પાયા ઉપર આણતો. લોકસેવાની કથાઓ ભાતભાતની હોય છે.

નરસિંહરાવને ભાષાશાસ્ત્રી તરીકે વિકસવાને ય તેમનું મનોબળ કામ આવ્યું અને બાહ્ય આ શાસ્ત્રવિષયક અનુકૂળતાઓ પણ ઘણી મળી. સંસ્કૃત, પ્રાકૃત અને દેશી ભાષાઓના સંબંધની નિર્વિશેષ ચર્ચા નરસિંહરાવ પહેલાં બિનગુજરાતીઓએ મોટે ભાગે અંગ્રેજીમાં ઘણી કરી હતી. ઈ. સ. ૧૮૬૮ માં કોવેલે વરરુચિનો 'પ્રાકૃતપ્રકાશ' પ્રસિદ્ધ કર્યો અને હિંદની ભાષાઓના તુલનાત્મક અભ્યાસનું બીજ વવાયું. પીશેલે ૧૮૭૭ માં વ્યાકરણ અને ૧૮૮૦ માં દેશીનામમાલા હેમચન્દ્રનાં પ્રસિદ્ધ કર્યાં. ૧૮૮૦ માં વળી ચણ્ડનું વ્યાકરણ હૉર્નલે સંશોધન કરી છપાવ્યું, ૧૯૦૦ માં પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ પીશેલે જર્મન ભાષામાં બહાર પાડ્યું. પ્રાકૃત ભાષાઓની જેમ અર્વાચીન હિંદી ભાષાઓનો પણ તુલનાત્મક અને ઊંડો અભ્યાસ ૧૮૮૦ પહેલાં શરૂ થઈ ચુક્યો હતો. બીમ્સે અર્વાચીન ભારતીય ભાષાઓનું તુલનાત્મક વ્યાકરણ ૧૮૭૨-૧૮૭૯ વચ્ચે અને હૉર્નલે ગૌડ વ્યાકરણ ૧૮૮૦ માં પ્રસિદ્ધ કર્યાં. પછી ગ્રિયર્સનનું ભારતીય ભાષાઓનું સમ્યગ્દર્શન આવ્યું. પણ આ બધાં પ્રકાશનો કરતાં ૧૮૭૭ માં અપાયેલાં ભાણ્ડારકરનાં ભાષાવિષયક વ્યાખ્યાનોએ નરસિંહરાવને વધારે પ્રેરણા અને માર્ગદર્શન આપ્યું હશે. જોડણીનો નિબંધ છપાયો તે પહેલાં એમાંનાં ચાર વ્યાખ્યાનો પ્રસિદ્ધ થઇ ગયાં હતાં. નરસિંહરાવનો ભાષાશાસ્ત્રી તરીકે વિચાર કરતી વખતે તેમના પુરોગામીઓ લેખે, વ્રજલાલ, નર્મદ, નવલરામ કરતાં બીમ્સ ગ્રિયર્સન અને ભાણ્ડારકર પર દૃષ્ટિ ઠરે છે એ વાસ્તવિક છે. બીમ્સ [6] વગેરે જેવી વ્યુત્પન્નતા ભાષાશાસ્ત્રીય અભ્યાસમાં ગુજરાતીને મધ્યબિંદુએ રાખી નરસિંહરાવે સમર્પી એ તેમને બીમ્સ આદિથી તેમ વ્રજલાલઆદિથી નોખા પાડે છે, અને તેવા અપૂર્વ સમર્પણને લીધે જ આજે ગુજરાતીની ખાસિયતો કલેવર અને ઇતિહાસ આટલાં સ્પષ્ટ થયાં છે.

---

૫ જુઓ સંયોગલોપ અને પરિવર્તદીર્ઘત્વ એ ઉત્સર્ગની ચર્ચામાં સિન્ધી વિશે પ્રચારક મતનું નિરસન ગુ. ભા. સા. પૃ. ૩૬૨.

૬ અહીં ઉમેરી શકીએ કે બીમ્સ, ભાણ્ડારકર, કેશવલાલ જેવી, આવી શાસ્ત્રીય ચર્ચામાં લગભગ અશક્ય, સુરેખતા અને પ્રવાહિતા નરસિંહરાવમાં નથી.

(**क**) **तत्सम** અને **तद्भव** શબ્દોમાં હ્રસ્વસ્વર પછી આવતો અન્તર્ગત અનુસ્વાર હમેશાં તીવ્ર છે, જેમ કે **अंक, कुंड, निंदा, नंग, कुंदन** ઇત્યાદિ.

(**ख**) **तत्सम** શબ્દોમાં દીર્ઘસ્વર પછી આવતો અનુસ્વાર **तीव्र** છે; જેમ કે **कांत, प्रशांत, एकांत, नरेंद्र** ઇત્યાદિ.

(સાધારણ રીતે આ શબ્દો **कान्त, नरेन्द्र** એ રીતે પાછળના વ્યંજનની સાથે એ જ વર્ગનો અનુનાસિક વ્યંજન જોડીને લખાય છે, એટલે આ પ્રકાર અનુસ્વારનો ન ગણાય.)

(**ग**) **तद्भव** શબ્દોમાં દીર્ઘસ્વર પછી આવતો અનુસ્વાર **कोमल** છે; જેમ કે **रांक, रांकडो, कांठो, आंधळो, पींछुं, रींछ, वींछी, पूंछडुं, रूंधवुं, खेंचवुं, सोंपवुं** ઇત્યાદિ.

અપવાદ:—**उपरांत** માં અનુસ્વાર તીવ્ર છે જે **एकांत** કે હેવા કોઈ શબ્દના સામ્યાભાસનું પરિણામ છે.

(**घ**) **तद्भव** શબ્દના અન્ત્ય સ્વરની ઉપર રહેલા અનુસ્વાર **कोमलतर** છે; જેમ કે **दहिं, अहिं, नहिं, घरं**; ઇત્યાદિ.

(**ङ**) નીચેના પ્રકારના શબ્દોમાં હ્રસ્વસ્વરની પછી આવતો અન્તર્ગત અનુસ્વાર **कोमलतर** છે; જેમ કે **कुँवारो, कुँपळ, सुँवाळो** ઇત્યાદિ.
[ આ, એક રીતે. (**क**) નિયમનો અપવાદ છે. ]

(**च**) **तद्भव** શબ્દોના ( નાન્યતર જાતિ કે ક્રિયાપદોનું વર્તમાનકાળ પ્ર. પુ. એક• વચનનું રૂપ દર્શાવના. કે **हुं** જેવા શબ્દોના ) અન્ત્ય **उ** પછીનો અનુસ્વાર **कोमलतम** છે; જેમ કે **शुं, सारुं, काळुं, पाडुं, आपुं, हुं, हुं**; ઇત્યાદિ"[૧૧]

અનુસ્વારનું આ પૃથક્કરણ નરસિંહરાવની ઉચ્ચારોના પ્રત્યક્ષ પરિચયમાં અદ્ભુતમય ચોકસાઈ બતાવે છે. પ્રત્યક્ષ પરિચયના અભાવે વા પરિચયમાં સૂક્ષ્મબુદ્ધિના અભાવે ભાણ્ડાર-કર, ટેસિટરી, ટર્નર જેવા પંડિતોને પણ ગુજરાતી ભાષાનાં વિશિષ્ટ તત્ત્વોના પરીક્ષણમાં ભ્રાન્તિઓ થઈ છે. અને તેમણે ભ્રમ ઊભા કર્યા છે. ટેસિટરીને વિવૃત એ-ઓનું સત્ય-સ્વરૂપ ભરતખંડમાં આવ્યા પછી જ શ્રુતિગોચર થયું. અલ્પપ્રયત્ન[૧૨] **अ** સંબંધે ભાણ્ડારકર જેવા પણ યુરોપીય પંડિતો બીમ્સ, ગ્રિયર્સનને અનુસર્યા અને 'શાન્ત **अ**'ના ભ્રમને તેમણે પોષ્યો. અર્ધવિવૃત અને સંવૃત એ-ઓનો ભેદ પ્રો. ટર્નર પારખી શક્યા નથી, એમ તેઓ પોતે જ કહે છે. "Mr. Divatia.. calls these Sounds અર્ધવિવૃત; and

૧૧ગુ. ભા. સા. પૃ. ૩૨૬, ૩૨૭.

૧૨ અસ્વરિત **अ** ના સ્વરૂપનું નર્મદાશંકરનું દર્શન ખોટું નથી, કેશવલાલનું પૃથ્થક્કરણ સાચું છે, પણ તેમની ચર્ચામાં પ્રયત્નના ભાવાભાવને લુપ્ત **अ** ના સ્વરૂપ સાથે સાંકળ્યો નથી.

although I have failed to hear the difference myself, I would not contest his view."[13] દક્ષિણી ભાઈઓ ગુજરાતી બોલતાં 'છે'નો ઉચ્ચાર કરે છે અને આપણે છેનો કરીએ છીએ તે બન્ને વચ્ચેનો ભેદ સમજવો કઠિન નથી. પણ પ્રા. ટર્નર આ મુદ્દા પૂરતો તો નરસિંહરાવના કર્ણપટુત્વ ઉપર જ આધાર રાખે છે.

ઉકાર વિષે નરસિંહરાવના નિર્ણયોનો મુખ્ય આધાર તેમનું શ્રવણેન્દ્રિયપટુત્વ છે. અને તેના જ મુખ્ય આધારે તેઓ ઉચ્ચારશકયતાઓ કલ્પી "વિવર્તવિધાન"માં अय अव પછી अय् अव् ના ક્રમ સૂચવે છે.

હકારનાં બે ઉચ્ચારણ પાણિનિ પહેલાંનાં છે. **लघुप्रयत्न** હકાર **औरस्य** છે, **गुरुप्रयत्न** હકાર **कण्ठ्य** છે, અને બન્ને ઉચ્ચારણ ह થી દર્શાવવાનો નિયમ પ્રાચીન કાળથી સ્વીકારાયેલો છે. એ પ્રાચીન નિયમથી વિરુદ્ધ જઈ સમજ ખાતર **औरस्य** ઉચ્ચાર માટે કશું ય સંજ્ઞા ના રાખીએ તો જુદી વાત છે. બનવાજોગ છે કે લઘુપ્રયત્ન ह ઉચ્ચારેલો ધુમ્મક આદિમાં ના જોઈએ તો જતે દિવસે તે ઉચ્ચારમાંથી પણ લુપ્ત થાય. નરસિંહરાવે સિદ્ધ કરી બતાવ્યું છે કે હકાર સ્વ. શબ્દની આદ્યશ્રુતિ તરફ અપસરણ કરે છે. આ હકારનો ઉચ્ચાર લઘુપ્રયત્ન હોય છે તેથી એનું ચોક્કસ સ્થાન સમજવું નથી, જો કે નિપુણ નિરીક્ષકને હકાર આદ્યશ્રુતિમાં સંભળાશે. **व्हेन** જેવા શબ્દમાંના વિવૃત ए ઉચ્ચારથી પરોક્ષ રીતે સૂચવાય છે કે ह આદિ તરફ ગયો છે. ह આગળ જવાથી જ **व्हूदणी** થઈ વિવૃત ઉચ્ચારની—अइ–अय–अय् ક્રમોની—કારણસામગ્રી મળી રહે છે હાલ પણ **हमणां** જેવા શબ્દોમાં ह् પહેલી શ્રુતિમાં લખાય છે, **नहुणा** ભાગ્યે જ કોઈ લખતું હશે. ઘંટ, ઘેલું, **न्हानुं** વગેરે શબ્દો આ જ પ્રક્રિયા સૂચવે છે.[14]

નરસિંહરાવના ભાષાશાસ્ત્રીય અન્વેષણમાં સૌથી મહત્ત્વનું સ્થાન તેમની વિવૃત, અર્ધવિવૃત અને સંવૃત ए–ओની ચર્ચા લે છે. તેમનાં વ્યાખ્યાનોમાં સાઠ-સિત્તેર પાનાં આ રોકે છે. અહીં એ વિષયની લાંબી નોંધ કરવી અશક્ય છે: ડૉ. ટેસિટરી અને નરસિંહરાવનો આ વિષેનો મતભેદ જાણીતો છે. વિવૃત ઉચ્ચાર માટે નીચેના ક્રમે એ ભેદ સ્પષ્ટ કરશે.

(૧) નરસિંહરાવને મતે { अइ–अउ / अय–अव } : अय–अव; अय्–अव्, ऐ–औ

(૨) ટેસિટોરીને મતે { अइ–अउ / अय–अव } : अइ–अउ; ऐ–औ; अे–अो

---

13 The E and O vowels in Gujarati નામનો પ્રા. ટર્નરનો લેખ, જુઓ આશુતોષ સિલ્વર જ્યુબિલી વોલ્યુમ, ઓરિયન્ટેલિયા, ભાગ ૩ જો પૃ. ૩૩૯.

14 ગુ. ભા. શા. પૃ ૪૬૭

આ અનુદર્શનોમાં નરસિંહરાવને **अइ-अउ** નું પ્રતિસંપ્રસારણ અભિમત છે; ડૉ. ટેસિટરીને **अय-अव** માંથી **अइ-अउ** ઉપજાવવા **संप्रसारण** નો વ્યાપાર સ્વીકારવો પડે છે. વાગ્વ્યાપારની દૃષ્ટિએ નરસિંહરાવે વિવૃત ઉચ્ચારને સ્વરભારના અને **अ** ના **कंठयत्व** ના, **य्** અને **व्** તત્ત્વોની સહાયતાથી થતા પરિણામરૂપ કલ્પ્યો છે. ટેસિટરીના અનુદર્શન પ્રમાણે **ऐ-औ** "સહસા અને નિષ્કારણ રૂપપરિવર્તન પામીને વિવૃત બની. જાય છે."[૧૫] **वयर** જેવા **प्रतिसंप्रसारण** વિધિનું સૂચન કરતા શબ્દો જૂની ગુજરતીના ગ્રન્થોમાં. વિદ્યમાન છે, પરંતુ **नयण** ઇત્યાદિ શબ્દોના **अय** ના **अइ** થવાનાં પ્રત્યક્ષ ઉદાહરણો છે જ નહીં.[૧૬]

આ બંને મતની સંક્ષિપ્ત તુલના કરતાં[૧૭] પ્રો. ટર્નર કહે છે:

"As to the origin of these open sounds, Mr. Divatia pointed out their descent from Old Western Rajasthani **अइ अउ**, and compared them with the similar sounds of Marwadi. His phonetic account of the development, namely that **अइ अउ** >**अय अव**> **अय् अव्**> **अॆ अॊ** and his contention that these groups became the open vowels only when **अ** bore the accent were rightly called into question by Dr. Tessitori, who pointed out that where in Old Western Rajsthani **अय अव** are written for **अइ अउ** it is a case of writing only, not of pronunciation. There is moreover no phonetic necessity or even justification for the supposition of the stage **अय अव**. The normal course would be **अइ अउ**> the diphthongs **ऐ औ** > **अॆ अॊ**. Dr. Tessitori however was wrong in proceeding to say that so far from **अइ अउ** passing through the stage **अय अव**, OWR **अय अव** became in Gujarati not **अॆ अॊ**, but **ऎ ओ**. Dr. Tessitori also went astray in saying that the quantity of the vowels in modern Gujarati must be determined, not by the ear as Mr. Divatia most rightly maintained, but by the spelling of thier OWR equivalents."

---

૧૫ ગુ. ભા. સા. પ્ર. ૧૭૬

૧૬ એજન પ્ર. ૧૪૬

૧૭ The E and O vowels in Gujarati નામનો પ્રો. ટર્નરનો લેખ. આશુતોષ મુકરજી સિલ્વર જ્યુબિલી ગ્રંથો વૉ. ૩, ઓરિયેન્ટૅલિયા, ભાગ ૨ જો.

# નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ

: ઝુલણા છંદ :

નરવર કવિવર ! પ્રગૂઢ ભાષાતણા, કાલ-ઉદધિ મહીં અસ્ત થાતાં;
રત્ન ગુર્જર ગિરાનું થતાં લુપ્ત તે, નયન જનતાતણાં થાય શાતાં. ૧
સિંહસમ શોભી ફાઇલોસોફી ભાષણો પ્રખર પાંડિત્યનાં તો વહાવ્યાં;
હર્ષમાળા ધરી, ગાન વીણા ગુંજી, દિવ્ય ઝંકારથી ગીત વાવ્યાં. ૨
રાગથી અર્પ્યાં મુકુર મન-સ્મરણનાં સંહિતાની કરુણ તો પ્રશસ્તિ;
વર્ષ પચ્ચાસ કરી સેવ ગુર્જરીતણી, સાધી વિવર્તલીલાની હસ્તી. ૩
ભોજ્ય સાહિત્ય-વિવેચના-કાવ્યને, ગદ્યની ગૂઢતા ગ્રથિત જાણે;
ળાજ માતૃતણી રાખી કુળ દીપવી નવીન યુગના વિધાયક પ્રમાણે. ૪
નામ નર્મદ અને નવલની હારમાં સિંહ આ નરતણાનું સ્થપાશે;
થર રચ્યા ભિન્ન યુગભાવી ભાષાતણા ઉન્નતિ કાર્યની શુભ આશે. ૫
દીસે જીવનતણી નિરમતાં પ્રભુતણા જ્યોતિ પ્રેમલતણા પંથ લીધા;
વેરી પરિમલ સહુ, દૈવી સૂર સૂણવા સ્વર્ગમાં કર્ણ સંક્રાન્ત કીધા. ૬
ટીપ સૌ સ્મરણની બુદ્ધિહત શું કરું તેજ તરણિતણાં ના સહેવાતાં;
આજ આશા ધરી અલ્પમતિ આચરું સુભગ સંસ્મૃતિમાં અશ્રુ વહેતાં. ૭

* * *

: અનુષ્ટુપ્ :

ચંદાને તારકો કેરી, સન્ધ્યા ઉષા નિશા તણી;
ખીલવણી ભાવનાસૃષ્ટિ, તિમિરો જગનાં હણી. ૮
ઊંડાણો કલ્પના કેરાં, વિભવો રસના વળી;
કવિ ! નિસર્ગ દેવીના ! સાધ્યાં સૌ તદ્ગુણે ભળી. ૯
અંજલિ અર્પતાં આજે, ભાવો પ્રગાઢ જાગતા;
સંવેદનો સૂણી દિવ્ય માયાના પાશ ભાગતા. ૧૦
વાચન વાદને ધ્યાને મૂક્યાં અશ્રુ મુજનાં;
અશ્રુ ભોગીન્દ્ર તો વેરે, સ્મરણે કવિ ! તુજનાં. ૧૧

ભોગીન્દ્ર ભટ્ટ

માસિકનાં પાનાં પર થઇ ગઇ હોય અથવા ન પણ થઈ હોય; આવી પરિસ્થિતિમાં ઐતિહાસિક દૃષ્ટિએ અને વિવેચનની દૃષ્ટિએ નરસિંહરાવભાઇનું માર્ગદર્શન બહુ ઉપયોગી થઈ પડતું. અખેગીતા જેવા ગ્રન્થની સંપૂર્ણત શુદ્ધ પ્રત ન મળતી હોય તો આજ સુધીમાં પ્રસિદ્ધ થયેલી લગભગ બધી પ્રતો તે એકત્ર કરતા અને પાઠભેદની ચર્ચા કરવામાં આવી જુદી જુદી પ્રતો બહુ ઉપયોગી થઇ પડતી.

પણ આ અધ્યાપનમાં એ વિદ્યાર્થીઓ પાસેથી સહકારની હમેશાં અપેક્ષા રાખતા અને એ અપેક્ષામાં તેઓ એટલું અવશ્ય ઇચ્છતા કે બી. એ. અને એમ. એ. માં ગુજરાતીનો અભ્યાસ કરવા પ્રવૃત્ત થનાર વિદ્યાર્થી ઇતર વિષયોથી ભડકીને ગુજરાતીને પરીક્ષાની દૃષ્ટિએ સહેલો વિષય ગણીને જ માત્ર આવેલો ન હોવો જોઇએ. ભાષા અને સાહિત્યના અભ્યાસ માટે એનામાં ખરેખરી અભિરુચિ હોવી જોઇએ એ તો ખરું જ પણ તદુપરાંત સાહિત્યનો એને ઠીક ઠીક પરિચય પણ હોવો જોઇએ. સાહિત્યમાં બહુ પ્રસિદ્ધ ગણાય એવા ગ્રન્થોથી પણ કોઈ અપરિચિત હોય તો તે તરત એમના ઉપહાસને પાત્ર થતો. પોતાનાં ઉચ્ચારણની શુદ્ધિ માટે પણ વિદ્યાર્થીઓમાં ચીવટ હોય અને તેટલી જ ચીવટ લેખનમાં પણ હોય એ ગુણનો પણ વિદ્યાર્થીના અધિકારમાં સમાવેશ થતો. વળી માસિકો અને અન્ય સામયિકોમાં સાહિત્યની કાંઇ મહત્ત્વપૂર્ણ ચર્ચા ચાલતી હોય તો તેનાથી પણ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓએ પરિચિત રહેવું જોઇએ એમ એ ઇચ્છતા.

જે ગ્રન્થનો અભ્યાસ કરવાનો હોય તેનું સમગ્ર વાચન સમય હોય તો કરવાને એ પ્રવૃત્ત થતા. એ વાચન દરમ્યાન એમની વિવેચનશક્તિનો પરિચય થતો, તે સાથે જ અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યમાં જે કાંઇ સમાન અંશો એમના વાચન દરમ્યાન એમને જણાયા હોય તેનો ઉલ્લેખ તેઓ કરતા. અખેગીતામાં "કાચનું મંદિર રચ્યું નીલ પીત શુભ શ્યામનું" ઇત્યાદિ છે તેની સાથે 'Life is like a dome of many coloured glass" ઇત્યાદિ શેલીની કલ્પના એમણે વર્ગમાં પણ રજુ કરેલી તે યાદ છે. આવા કેટલાક સમાન અંશો એમણે વિવેચનોમાં અને સ્વતંત્ર ચર્ચાઓમાં પણ દર્શાવવા પ્રયાસ કર્યો છે. એકાદ સંસ્કૃત મહાકાવ્યમાંથી કાંઇક શોધવું હોય તો તેમની સ્મરણશક્તિમાંથી તે તરત મળી આવતું. છતાં વૃદ્ધાવસ્થા સાથે સ્મરણશક્તિ ધાર્યું કામ હમેશાં ન આપતી એ અનુભવ પણ થતો. આવા વાચન દરમ્યાન દોષદર્શન તો હમેશાં આવતું જ. સોનાની થાળીમાં પણ લોઢાની મેખ હોય તો એ મેખ તરફ નરસિંહરાવભાઈ તરત અને પહેલાં લક્ષ ખેંચે. એ સોનાની થાળી છે એ વાત તો બધા જ કહેશે એમ એ માનતા. એ રીતે પરીક્ષા કરતી વખતે જે સાવધાનતા જોઇએ તે તેઓ વિદ્યાર્થીઓમાં જાગ્રત કરી શકતા. જયા જયન્ત જેવા ગ્રન્થમાં પણ જોડણીની ભૂલ છપાઇ હોય તો તે તરફ ખોટી ઉદારતા દર્શાવવાની નબળાઇ તેમનામાં ન હતી; વિદ્યાર્થીઓમાં પણ ન હોય તેમ એ ઇચ્છતા.

અધ્યાપન દરમ્યાન કોઈ શબ્દના અર્થ પરત્વે કે મૂળ પરત્વે કંઇ શંકા થાય અને કોઇ શબ્દકોશ એ શંકાના નિવારણમાં મદદરૂપ થઇ શકે તેવ હોય તો એ શંકાનું નિવારણ

તત્કાળ કરવામાં તેઓ જરા પણ આળસ કરતા નહિ. કોઈ વાર અમુક બાબતમાં કોઈ તદ્વિદનો અભિપ્રાય પૂછાવવાની જરૂર લાગે તો પત્ર લખીને પણ એ અભિપ્રાય મંગાવતા અને શક્ય હોય તે માર્ગે લઈ અભ્યાસમાં નડતી મુશ્કેલી દૂર કરતા.

બી.એ. અને એમ.એ.ના વર્ગમાં ગમે તે કારણે અંગ્રેજીનું ગુજરાતી અને ગુજરાતીનું અંગ્રેજી ભાષાન્તર કરવાના પ્રશ્નો પૂછવામાં આવે છે. અભ્યાસક્રમમાં પણ ભાષાન્તરોનું સ્પષ્ટ સ્થાન રાખવામાં આવ્યું છે. એટલે તેઓ વર્ગમાં અનેકવાર ભાષાન્તર કરવાને ગદ્ય કે પદ્યના ખંડો આપતા. એ ભાષાન્તરમાં મૂળથી દૂર ન જવાની છતાં મૂળના સ્થૂલને શબ્દશઃ વળગી ન રહેવાની એ સૂચના આપતા. ગુજરાતી અને અંગ્રેજી બન્ને ભાષાઓના શબ્દોના ચોક્કસ અર્થો અને તે અર્થોને અનુસરીને એના યોગ્ય પ્રયોગો માટે એ કેટલી ચીવટ જાતે રાખતા અને કેટલી ચીવટની વિદ્યાર્થીઓ પાસેથી અપેક્ષા રાખતા એ આવાં ભાષાન્તરોની એ વર્ગમાં ટીકા કરતા ત્યારે પ્રત્યક્ષ થતું. કોઈએ ખરેખર સરસ ભાષાન્તર કર્યું હોય તો તેઓ તેને વર્ગમાં જ ધન્યવાદ આપવામાં ઓછો સંકોચ ન રાખતા. એકવાર તો એક વિદ્યાર્થીઓનું અંગ્રેજી પદ્યનું પદ્યમય ભાષાન્તર એમણે 'વસન્ત' માસિકમાં પ્રસિદ્ધ પણ કરાવ્યું હતું. વિદ્યાર્થીઓની રચનાઓને આવી રીતે તેઓ પ્રોત્સાહન આપતા એ તો ઘણાના અનુભવની વાત છે.

વ્યાકરણ અને છન્દોના શિક્ષણમાં તેઓ માત્ર નિયત થયેલા ક્રમથી જ સંતોષ ન માનતા. બૃહદ્વ્યાકરણમાં પરદેશી વિદ્વાનોએ કરેલી જે ભૂલો પ્રવેશી જવા પામી છે તે તરફ તેઓ હમેશાં વિદ્યાર્થીઓનું લક્ષ દોરતા અને ભાષાની શુદ્ધિ જાળવવા માટે વ્યાકરણનું જ્ઞાન અતિ ઉપયોગી છે એ ઠસાવવા પ્રયત્ન કરતા. આપણી ભાષાનું સ્વરૂપ જ એવું છે કે વ્યાકરણમાં રસ લેવા માટે સંસ્કૃત ભાષાના પ્રાથમિક જ્ઞાનની અપેક્ષા રહે છે અને ખાસ કરીને વ્યુત્પત્તિ વગેરે માટે પણ તત્સમ શબ્દોનો પરિચય સાધવાની આવશ્યકતા ઊભી થાય છે. એ બાબત તરફ શરૂઆતથી જ લક્ષ આપવામાં ન આવ્યું હોય તો કોઈ માણસ ગમે તેટલું વિપુલ સાહિત્ય સર્જતો થાય ત્યારે પણ ભાષાની ભૂલો ન થાય તેટલો સાવધ તે રહી શકતો. ભાષાની બાબતની ચોકસાઈ વિદ્યાર્થીઓમાં જાગ્રત થાય એ નરસિંહરાવભાઈ હમેશ ઇચ્છતા અને ભાષાન્તરોમાં કે પરીક્ષાના પ્રશ્નપત્રોમાં પણ જોડણી વગેરેની ભૂલો કદી પણ એમના લક્ષ બહાર રહેતી નહિ.

કોઈ વાર કોઈ વિદ્યાર્થી સ્વતંત્ર રીતે અર્થ સમજાવવા પ્રયત્ન કરે અને એવો પ્રયત્ન સાચે માર્ગે કરવામાં આવ્યો હોય તો એ પ્રયત્નની કદર ન કરવાનો દુરાગ્રહ કદીએ નરસિંહરાવભાઈમાં જોયો નથી. વર્ગમાંના વાચન દરમ્યાન પણ કોઈને કાંઈ નવી સૂચના કરી હોય તો એ અવશ્ય તે સાંભળતા અને તેનું મૂલ્યાંકન તરત પોતાની દૃષ્ટિએ કરતા. છતાં કોઈવાર અર્થદર્શનમાં મેળ ન જણાય તો વિદ્યાર્થીને પોતાના અર્થને વળગી રહેવાનો સંપૂર્ણ અધિકાર રહેતો અને એ અધિકાર તેઓ સ્વીકારતા. આમાં એમના સ્વભાવની ઉદારતા ઉપરાંત તર્કબદ્ધ દલીલોનો સ્વીકાર થવો જ જોઈએ એવી એમની માન્યતા

અને નીતિ પણ કારણરૂપ હતી આવી નીતિથી વિદ્યાર્થીઓમાં સ્વતંત્ર ચર્ચા કરવાની જે કાંઇ વૃત્તિ હોય તેને ઉત્તેજન મળે છે અને સ્વતંત્ર વિચારણાને પણ અવકાશ મળે છે. ગુજરાતી ભાષામાં ઘણીખરી વિવેચના વિદ્યાર્થીએ માર્ગદર્શન વગર જાતે જ કરવાની હોય ત્યાં આવી જાતની વૃત્તિ બહુ મદદરૂપ થઇ પડતી.

અધ્યાપકના નિકટ પરિચયથી તેના ગુણ અને દોષ બન્નેનું નિરીક્ષણ કરવાનો વિદ્યાર્થીઓને અવકાશ મળે છે. એની માનવતાનું ઊંડાણ માપવાનું પણ એમને અવસર મળે છે. નરસિંહરાવભાઇની ઉજ્જ્વલ માનવતા ભાગ્યે જ એમના કોઇ વિદ્યાર્થીની દૃષ્ટિ બહાર રહી હશે. ચોકસાઇ, ઉદ્યમશીલતા, ઊંડી નિરીક્ષણશક્તિ વગેરે ગુણો પણ અનેકને પ્રત્યક્ષ થયા હશે. કોઇવાર દેખાઇ આવતી એમની ઉગ્રતા અને અનુદારતાનો પરિચય પણ વિદ્યાર્થીઓને અવશ્ય થયો હશે.

નરસિંહરાવભાઇના છત્ર નીચે ગુજરાતી વિદ્યાર્થીઓમાં એક જાતનો કુટુમ્બભાવ જાગ્રત થતો તેનો ઉલ્લેખ કરવાની ખાસ જરૂર છે. દરેક વિદ્યાર્થીને બરાબર ઓળખવા તેઓ પ્રયાસ કરતા અને એના સંબન્ધોમાં પણ ઘણી વાર વ્યક્તિગત રસ લેતા. કોઇ કોઇ વાર એમની સાથે સ્વ સુશીલાબ્હેન પણ આવતાં અને વર્ગમાં એક વિદ્યાર્થિની બનતાં; કુટુમ્બભાવનાનું વાતાવરણ આવી રીતે વિશેષ દૃઢ લાગતું, વિદ્યાર્થીઓની સંખ્યા વિપુલ ન હોય. વિદ્યાર્થીઓએ પસંદગીના વિષયને જ અભ્યાસમાં મુખ્યસ્થાન આપ્યું હોય ત્યારે શીખનાર અને શીખવનાર એકબીજાની વધારે સમીપ આવે છે. એટલે નરસિંહરાવભાઇના વાત્સલ્યનો અનુભવ પણ એમના અનેક વિદ્યાર્થીઓને થયો હશે.

પણ વિદ્યાર્થીઓના જ્ઞાનની પૂર્તિ કરવામાં જ, જ્ઞાનપ્રાપ્તિના માર્ગનું એને દર્શન કરાવવામાં જ અધ્યાપકનું કાર્ય પર્યાપ્ત થતું નથી વિદ્યાર્થીઓમાં જે પ્રગૂઢ શક્તિઓ હોય તેને પ્રેરણા અને પ્રોત્સાહન આપી જાગ્રત કરવી અને વેગવતી બનાવવી અને તે રીતે વિદ્યાર્થીના વ્યક્તિત્વના ઘડતરમાં મદદરૂપ થવું એ કામ પણ અધ્યાપક ધારે તો કરી શકે છે. નરસિંહરાવભાઇએ વિદ્યાર્થીઓની શક્તિનો પરિચય સાધી તેની કસોટી કરી તેમને અવારનવાર પ્રોત્સાહન આપ્યું છે એ ગુજરાતી સાહિત્યમાં પ્રતિષ્ઠિત થયેલા એમના અનેક શિષ્યોનો અનુભવ છે. કોઇ વિદ્યાથી પોતાનો શરુઆતનો પ્રયાસ-ગદ્ય કે પદ્ય-લેખનનો એમને બતાવે તો એમાં જણાતી કચાશ કે અપૂર્ણતા તેઓ દર્શાવતા અને વધારે સારા પ્રયત્ન માટે વિદ્યાર્થીને ઉત્તેજિત કરતા. કોઇ પ્રયાસ પ્રસિદ્ધિને યોગ્ય જણાય તો જાતે જ કોઇ માસિકમાં એ પ્રસિદ્ધ થવાને મોકલી આપતા. આ પ્રમાણે વિદ્યાર્થીઓની સાહિત્ય પ્રવૃત્તિમાં એ અંગત રસ હંમેશાં લેતા.

એમની વિનોદવૃત્તિના ઉલ્લેખ વગર એમના જીવનની આ દિશાનું અવલોકન અપૂર્ણ જ ગણાય. વિનોદમાં કોઇવાર માત્ર રમુજ અને કોઇ વાર કટાક્ષનું પણ દર્શન થતું તે પ્રસંગને આધારે. વર્ગમાં કોઇથી અનુચિત શબ્દપ્રયોગ થાય, કોઇ ખોટું ઉચ્ચારણ કરે કે

સામાન્ય આનન્દમાં પણ અજ્ઞાન કોઈ જણાવે ત્યારે ઘણુંખરું વિદ્યાર્થી એમના કટાક્ષને પાત્ર બનતો. ગંભીર વિષયોની ચર્ચા કરતાં પણ આ વિનોદવૃત્તિ ઘણીવાર પ્રગટ થતી અને ચર્ચામાં વિક્ષેપ કરવાને બદલે વિષયના ભારને હળવો કરતી. એટલું કહેવું આવશ્યક છે કે જીવનની જે ભૂમિકા એમની બંધાઇ ચૂકી હતી તે ભૂમિકા પર જ આ વૃત્તિ બંધાઈ રહેતી. અન્યત્ર પણ એમની આ વૃત્તિનાં અનેક દૃષ્ટાન્તો આપણને મળી આવે છે.

આવાં આવાં અનેક તત્ત્વો નરસિંહરાવભાઇના અધ્યાપનકાર્યનાં ગણાવી શકાય એ કાર્યને મર્યાદાઓ પણ હતી અને એમની શક્તિઓ જ્યારે શિથિલ થતી ગઈ તેમ તેમ એ મર્યાદાઓ પણ વધી હતી. જ્યાં જેટલું કાર્ય એ કરી શકતા તેટલાથી વિદ્યાર્થીઓને અવશ્ય સંતોષ થતો. અને મર્યાદાઓ તો કયા માનવીને નથી? મર્યાદામાં રહીને પણ માનવતા પ્રકટી એમાં જ માનવીનો વિજય ને!

સામે પોતાના ભંડાર ખુલ્લા મૂકે છે. ગહનતા પોતાના અંચળા એક પછી એક ઉતારે છે અને કવિની આંખો જગત, જીવન અને મૃત્યુની ગહનલીલા નિહાળે છે, ને કોઈ વિરલ પળે 'મંગળમંદિર ખોલો' જેવાં ભવ્ય ગેય કાવ્યો આપણને મળે છે. ત્રીજું દૃશ્ય નહિ વિવેચકનું, નહિ કવિનું પણ માણસનું,—આશાનિરાશાભરેલો, ઉગ્ર, ભવ્ય, ટેકીલો, અને અભિમાની, કુટુંબીજનથી વિંટળાઈ વાત કરતો સ્નેહીમાણસ. શ્રી. નરસિંહરાવભાઈના જીવન પર દૃષ્ટિપાત એટલે કોઈ ભવ્ય યોદ્ધાનાં દર્શન. શ્રી. નરસિંહરાવ એટલે સંયમની ઢાલપર કાળના અનંત ઘા ઝીલતો યોદ્ધો. કવિની કહેવાની મસ્તીમાં એમણે માનવતાને નથી હસી કાઢી. મૃત્યુમંગલતાનાં દર્શન કરતાં, દુ:ખને પ્રભુદીધા આશીર્વાદ માનતા, વિશ્વના દાવાનળમાં સુધાછાંયને ઝંખતા, જગતની બસુરી વીણાને સંવાદી કરવાના ભવ્ય પણ વિફળ મનોરથો સેવતા શ્રી. નરસિંહરાવભાઈ એક અજોડ સાહિત્યકારનું જ જીવન નહિ પણ એક અનુકરણીય માનવજીવન જીવી ગયા છે, એ આ જમાનામાં, આપણને આનંદ અને સંતોષ આપે છે. એવાં જીવન વિરલ છે. અને તેથી સર્વથા વંદ્ય છે. દલપતરામની જીવનકલાને ગુજરાતી સાહિત્યાકાશમાં રેલાવી કવિ નાનાલાલે પિતૃઋણ ફેડ્યું તો શ્રી. નરસિંહરાવભાઈની જીવનકથા લખી સ્નેહઋણ અને સાહિત્યઋણ ફેડનાર પણ કોઈ બહાર કેમ ન આવે? એ કથાનો નાયક ભવ્યતામાં અને માનવતામાં દલપતરામથી ઊતરે એવો તો નથી જ

"અર્વાચીન કવિતામધ્યાહ્નનો એ પ્રભાતશુક્ર ઇ. સ. ૧૮૮૭ માં પ્રગટ્યો અર્થાત્ ઈ. સ. ૧૮૮૭ માં ગુજરાતી સાહિત્યકુંજે 'કુસુમમાળા'ની સુવાસ આવી, તે વખતની પરિસ્થિતિનું જરા વિહંગાવલોકન કરી લઇએ. નર્મગદ્ય તે જ અરસામાં બહાર પડ્યું. દલપતકાવ્ય અને અસ્તોદયની પહેલી આવૃત્તિનું પ્રકાશન; કાન્તા, માલતીમાધવ અને ઉત્તર રામચરિત વગેરે નાટકોની શરૂઆત અને ગુલબુલ અને મકરંદનાં લખાણો પણ આ ગાળામાં નજરે પડે છે; ૧૮૮૫ માં દલપતરામને સી. આઈ. ઇ. નો ખીતાબ મળ્યો; એ જ સાલમાં મુંબઇમાં ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસનું પ્રથમ અધિવેશન ભરાયું; ૧૮૮૬ માં દલપતરામનું સ્મારક ફંડ: જૂની કૃતિઓનો જીર્ણોધ્ધાર; કાવ્ય દોહનનું રા. મહીપતરામે કરેલું સંશોધન અને પ્રાચીન ગુજરાતી પુસ્તકમાળાનાં પ્રકાશન પણ આ અરસામાં બહાર આવે છે. તે પછી. ઇ. સ. ૧૮૮૭ માં બહાર આવે છે 'કુસુમમાળા' બૃહત્ કાવ્યદોહનનો પહેલો પહેલો અને બીજો ભાગ અને સરસ્વતીચંદ્રનો પહેલો ભાગ. ઇ. સ. ૧૮૮૮ માં નવલરામનો સ્વર્ગવાસ થાય છે; ૧૮૯૨માં Classical Poets of Gujaratનું પ્રકાશન થાય છે. અને ત્યાર બાદ પ્રાચીન કાવ્યમાળા બહાર આવે છે. "આમાં રંગ બેરંગી કનક કિરણોથી સુપ્રકાશિત, સુન્દર ઝગારા મારતા સાહિત્યરત્નોના સંગ્રહથી પ્રતાપવાન બનેલા આ દશકને ત્રિવેણી સંગમ તરીકે આપણે ઓળખી શકીશું. દલપત શૈલીનો છેલ્લો પ્રકાશ, નર્મદ શૈલીનું નવીનતાભર્યું રૂપાન્તર અને મણિલાલ, ગોવર્ધનરામ તથા નરસિંહરાવની રસ ત્રિપુટીનાં સંસ્કારી આન્દોલનોમાં ઝલતા આન્તરયુગનો પ્રારંભ—એ બધું આ કાળમાં જ થાય છે."[૧].

૧ ગુર્જર સાહિત્ય જયંતિયા. પા૦ ૨૨૩.

વાટ છે પણ સંયમની પાળને તોડતા નહિ, કલ્પનાના ચમકારા છે પણ ગાઢા અને ગહરા, સ્નેહનો તડફડાટ છે પણ સંસ્કારિતાના અંકમાં. 'સ્મરણસંહિતા'નો હૃદયવેધક ચિરંતન પુકાર એ નથી એક વ્યક્તિનો, નથી એક ગુજરાતના નરસિંહરાવનો, નથી એક પુત્રઘેલા પિતાનો, પણ એ પુકાર તે સમસ્ત વિશ્વનો છે અને તેથી જ તે ભવ્ય છે. 'કુસુમમાળા'માં ઝરણા રૂપે વહેતો, 'હૃદયવીણા' અને 'નૂપુરઝંકાર'માં નદનું સ્વરૂપ લેતો કરુણ રસ; 'સ્મરણસંહિતા'માં વિશાલ સાગરનું રૂપ ધારણ કરી ઘૂઘવે છે. શ્રી. નરસિંહરાવભાઇનું સારાય જીવનનું ચિન્તન એમાં પડતું મૂકે છે અને એ અનંત મહેરામણને તરી જવા મિથ્યા વલખાં મારે છે. જગતના ઘોર અન્યાયો, માનવીને આસ્તિક અને નાસ્તિક, પશુ અને દેવ બનાવી દેતા જીવન અને મરણના મુંઝવતા વિકટ પ્રશ્નો; શ્રધ્ધા અને બુધ્ધિનું તુમુલ યુધ્ધ અને અન્તે શંકાના પ્રચંડ ઝંઝાવાતમાં પણ સૌમ્ય અને સ્થિર બળતી શ્રધ્ધાની જ્યોતિનું દર્શન કવિને પ્રત્યક્ષ થાય છે અને તે પુકારી ઊઠે છેઃ

"તાત-અંકે તું વસ્યો,
તદપિ મુજને પદપદે
તું હુરે પ્રત્યક્ષ છે,
નથી નષ્ટ તું,—મુજ ઉર વહે" સ્મરણસંહિતા. પૃ. ૪૦.

આટલું જ નહિ, The struggling spirit reaches the climax in સ્મરણસંહિતા when the man falters;[1] the thinker doubts;[2] but stands there the Poet,[3] with his stubborn and immoveable feet, his eyes radiating infinite love and hope and immense faith, his Being intoxicated with divine ecstacy, hearing the ceaseless knocking at the Door of Immortality. That is the triumph of poetry and the poet.[1]

[1] શ્રી. નરસિંહરાવભાઇની કવિતામાં શ્રી. ગોવર્ધનરામની અર્થગંભીરતા અને નાનાલાલની નિરંકુશ કલ્પના નથી પણ બન્નેનો સમન્વય છે. કાન્તની જેમ માનવહૃદયના ભાવને મોહક રીતે રમાડી જાણવાની કળા પણ નથી. કવિ નાનાલાલના વિયતચૂમતા કલ્પનાભિનાશ કે ક્ષિતિજથીની ભાવનારેલ પણ નથી. છતાં એમને જે કંઇ કહેવાનું છે તે સરળ રીતે કહે

1. ધર્મબળ ! મુજ બન્ધુ આ !
દિવ્ય શ્રધ્ધા ! માત આ !
કુળગુરુ પ્રેમ ઝૂલતો
કો રોકતો ધરી હાથ આ ! પૃ. ૬.

2. દેહ ભસ્મ બની જતાં
તું બન્યો જ અસત્ય શું ?
કેમ એ કલ્પી શકું ?
તુજ સત્યતા હું કયમ ભૂલું ? પૃ. ૫.

3. મંગળ મંદિર ખોલો દયામય ! મંગળ મંદિર ખોલો.

જેટલું એમની કવિતામાંથી જાણવાનું નથી મળતું એનાથી વધુ તેમની પોતાની કવિતા ઉપરની ટીકા ઉપરથી મળ્યું છે. કવિતામાં છૂપાઈ રહી પ્રસંગે પ્રસંગે ડોકિયું કરતી વિદ્વત્તા, વિવેચનના પ્રદેશમાં તર્ક મલ્લનાં નિરંકુશ તાંડવ બને છે. વિશાળ વાંચન અને બહોળો અનુભવ બંને મદદ કરે છે. કોઈ ગણિતના દાખલા એક પછી એક આપણે ગણતા જઈએ અને જવાબ જોતા જઈએ તેમ આપણે તેમની કવિતા વાંચતાં પણ જરૂર કરી શકીએ. સાદામાં સાદી વાક્યની કે શબ્દની સજાવટ તે આપશે. અને તમને નિરાશ નહિ કરે. ક્રિયાપદનો કર્તા અને નામનું વિશેષણ ક્યાં છૂપાઈ ગયું છે તે તમને બતાવશે. વ્યાકરણના સામાન્ય નિયમો તમને જડશે, સંગીતના તીવ્ર અને કોમળ સ્વરોનું ભાન થશે. કાવ્યના વિષયની સાથે સીધો સબંધ ન હોય તો પણ તમને એક લાંબું વિવેચન આપશે. આનું મુખ્ય કારણ એ છે કે નરસિંહરાવભાઈ એક સામાન્ય કોટિના કવિ હતા. કોઈક વખત બુદ્ધિના ચમકારામાં એટલા અંજાઈ જતા કે કવિને જોઈ શકતા નહિ. બીજું વિદ્વત્તા બતાવવાનો પણ ઓછો રસ્તો મોહ ખરો, પણ આ બધાં કારણોથી આગળ પડતું કારણ તે એ જમાનો હતો. એ જમાનો પંડિતોનો હતો અને તેથી કેટલાક એને પંડિતયુગ પણ કહે છે. અંગ્રેજી કેળવણી મળતાં સંસ્કારી માણસોમાં વાચનનો શોખ વધ્યો હતો. સામાન્ય સાહિત્યે તેની સાહિત્ય અને રસવૃત્તિ ખીલવી હતી. શ્રી. નરસિંહરાવભાઈનો બુદ્ધિનિષ્ઠ માનસે કવિતાક્ષેત્રમાં હાર ખાધી પણ વિવેચનમાં વિજય મેળવ્યો નરમદ્રમની વિવેચન પદ્ધતિ અને નરસિંહરાવભાઈની વિવેચન કરવાની રીતમાં બહુ ફેર છે Intuitive Criticism નાં પહેલાં વહેલાં દર્શન આપણને નરસિંહરાવભાઈમાં જ થાય છે. મત તરફ સ્થિર નજર, વસ્તુનું અનેક દૃષ્ટિબિન્દુથી પરિશીલન, પોતાનો મત પ્રતિપાદન કરવા જોઈએ તેવી બુદ્ધિની વેધકતા અને ધૈર્ય. લેખકને કેટલીક વખત ભારથી નાખનારી સત્ય-પારખવાની ઉગ્રતા, વગેરે આપણને એમના વિવેચનમાં જોવા મળે છે. આપણામાં તો એક માન્યતા ઘર ઘાલીને બેઠી છે કે કવિ અને વિવેચક બન્ને ભિન્ન ભિન્ન વ્યક્તિઓ છે. મેં ઘણા કવિતા લખનારાને કહેતા સાંભળ્યા છે કે ભાઈ, આપણે તો કવિતા લખી જાણીએ એ વિવેચન બિવેચન કરતાં આપણને ન આવડે અને હું દંગ થઈ ગયું. Every true poet is essentially a critic & every critic is essentially a poet. આમાં કવિ કે વિવેચકનું તત્ત્વ ઓછા વત્તા પ્રમાણમાં હોઈ શકે. વિવેચક અને કવિ જ્યારે હાથમાં હાથ મીલાવીને ચાલે છે ત્યારે જ અમર સર્જન થાય છે. કવિ એક વસ્તુને જુએ, એ વસ્તુને જોતાં તેના હૃદયમાં સંચલન થાય અને કાવ્ય લખાઈ જાય એ પણ એક જાતનું એ વસ્તુનું વિવેચન છે. ચાર પાંચ છોકરાં ભેગાં મળી રમતાં તો જોયાં હશે. દરેક છોકરું પોતપોતાના રમકડાં એક બીજાને બતાવે અને કહે 'જો, તારા કરતા કેટલું મોટું છે, તારું છે કઈ!' બીજું કહે 'જો, વળી મારું તો તારા કરતાં કેટલું મોટું છે, તારું શું કંઈ!' આ બાળકોની વાતચિત પણ વિવેચન છે કારણ કે તેમાં એક રમકડાની બીજા રમકડા સાથે સરખામણી છે. અને સરખામણી એ વિવેચનનો અંશ છે. વાતચીતમાં આપણે કેટલા અભિપ્રાયો આપીએ છીએ! એ અભિપ્રાયો તે હળવું વિવેચન છે. If poetry is a criticism of life, as Arnold says, does it *not follow logically* that a poet is also a critic?

તેમનાં પદોમાં જનસમાજનું સ્થાન મુખ્યતઃ નહોતું, તેમાં હતું પ્રભુ અને ભક્ત વચ્ચે તાદાત્મ્ય. કંઇક સ્થાનોએ, સહેજ, પ્રકૃતિનો એક ચમકારો, સાંધ્ય આકાશમાં મેઘધનુ રંગ ઘડી ચમકી વિલીન થાય તેમ ચમકી શૂન્યતામાં લપાઈ જતો, અને આથી ત્યાર સુધીના આપણા કાવ્યસાહિત્યમાં પ્રકૃતિનું ખાસ દર્શન થતું નથી.

પછી, જેમ યુરોપમાં થયું તેમ આપણી શાન્ત દેખાતી સાહિત્ય સરિતામાં પ્ર લહરીઓ આવવા માંડી. સૌમ્ય રીતે સરતી કાવ્યનૌકા. વેગમાં આવી, નવા પાણ ધસડાઇ ગઈ. આપણા સાહિત્યને પાશ્ચાત્ય સાહિત્યનો સંગમ થયો અને એ સંગમે આપ જીવન તેમ જ સાહિત્ય પર બહુ વ્યાપક અસર કરી. એ સમયના સાહિત્ય સ્વામીએ નવા પ્રવાહો જોયા અને ઝીલ્યા, તેમણે તરત જ આપણી કાવ્યનૌકાનું સુકાન ફેરવ અત્યાર સુધી ઘણું ખરું ધર્મ અને નીતિમાં રાચતી તે હવે પ્રકૃતિમાં ભળવા માંડી. ર એ આંદોલનોનો મુખ્ય ઝીલનાર તે યુગપુરુષ નર્મદઃ તેણે આપણી કાવ્યસરિતા ન નવો પટ વિસ્તાર્યો, તેને શરદ ઋતુના જેવી સૌમ્ય અને શાન્ત નહિ પણ વર્ષાના ન ડહોળી અને ઘૂઘવતી કરી મૂકી. આ રીતે પશ્ચિમના સંપર્ક પછી આપણા સાહિત્ય પ્રકૃતિ કંઇક નિશ્ચિત ભૂમિકા પર પ્રવેશી. નવા સાહિત્ય-યુગનો અરુણ જેમ નર્મદ છે, ત પ્રથમ પ્રકૃતિ-ગાયક તરીકેનું માન પણ એને જ ફાળે જાય છે.

પણ, નર્મદની કાવ્ય-પ્રવૃત્તિઓ અધકચરી હતી. તેણે પશ્ચિમના સાહિત્યકે સંસ્કાર પ્રથમ ઝીલ્યા એ ખરું, પણ તેની યથાર્થતા તે પૂરેપૂરી સમજ્યો ન્હોતો. ઊ વાદની અધકચરી સમજે એની કવિતા ઉપર કેવી માઠી અસર કરી છે, તે હવે અજા નથી. 'જોસ્સા'ને તેના યથાર્થ રૂપમાં ન સમજવાથી કવિતા કેવી, કઢંગી બને છે ત સાહિત્યમાં જીવન્ત ઉદાહરણ નર્મદ બની ગયો છે, તેને ન્યાય થાય એ રીતે કહેવું જોઇ કે તેની સઘળી પ્રવૃત્તિઓ તેણે એક હાથે જ કરી હતી. કોઇ સારા શિક્ષક કે એવા બી લાભોનો તેને કદી યોગ થયો ન હતો, અને પોતાની મેળે જ તે પોતાના ઉદ્દેશો પાર પાડ આથી, તેની રચનાઓમાં ક્લિષ્ટતા, છન્દોમાં શિથિલતા, ભાષામાં ગ્રામ્યતા, અને આ ખનમાં ક્યાંક ક્યાંક અશ્લીલતા પેસી ગયાં છે. એટલે પ્રકૃતિના પ્રથમ ગાયકનું માન એ નર્મદ ખાટી જાય છે, પણ પ્રથમ પ્રકૃતિ-કવિના માનના તો આપણા, હવે સદાને મ વિલીન થએલા, સાહિત્યના ભીષ્મપિતામહ નરસિંહરાવ જ સાચા અધિકારી છે.

એ ખરું કે નરસિંહરાવ માટેની ભૂમિકા નર્મદે તૈયાર કરી હતી, અને એ પ ખરું છે કે નર્મદ અને નરસિંહરાવના વચગાળામાં નરસિંહરાવને ભાષા, વ્યાકરણ, છ વ્યવસ્થિત શિક્ષણ વગેરેની સુગમતા મળીઃ પણ એ સઘળા લાભોને વ્યવસ્થિત રૂપ કલામય સ્વરૂપમાં, સંયમના આકારે ઘડી મુકવાનું મહામાન નરસિંહરાવને જ ઘટે છે.

ઇ. સ. ૧૮૫૭ માં સ્થપાઇ મુંબઈ-વિદ્યાપીઠ. તે પછી ત્રીસ વર્ષે બહાર પડ આપણા યુવાન વર્ગનું દૃષ્ટિબિંદુ બદલાય એ કેવળ સ્વાભાવિક છે. ૧૮૮૭ માં નરસિંહર

ખરું સ્વરૂપ શું. આપણા આ દેશની કવિતાની પદ્ધતિથી ભિન્ન એવી પાશ્ચાત્ય દેશની કવિતા કેવી લખાય છે, હેનો પરિચય શુષ્ક વિવેચનની ચર્ચાથી નહિ પણ, ઉદાહરણથી જ ગુર્જર-પ્રજાના સુજ્ઞ વાચકવર્ગને કરાવવો, તથા હેવી કવિતા તરફ હેમની રુચિનો પ્રવાહ ચલાવવો, એ ઉચ્ચઆશી ઉદ્દેશથી આ ન્હાનાં સંગીત-કાવ્યોનો સમુદાય પ્રગટ કર્યો છે." ત્યાર પછી નવવર્ષે 'હૃદય-વીણા' બ્હાર પડી અને તેમાં કવિ કહે છે તે પ્રમાણે "પરભાષી કાવ્યો જુદા જુદા સ્વરૂપમાં વિશેષ દાખલ થએલાં છે." પંદર વર્ષ બાદ 'નૂપુર-ઝંકાર' પ્રગટયું, અને તેમાં નીચે મુજબ નોંધ હતી: "મ્હારી કાવ્યપ્રવૃત્તિથી જનસમાજમાં કોઇપણ વ્યક્તિના હૃદયમાં ઉલ્લાસ, આનન્દ, આશ્વાસન પૂરાયાં હશે, આ જીવનના કઠોર નાદ ક્ષણ ભર પણ ભૂલાયા હશે, ઉચ્ચપ્રદેશમાં પળવાર પણ સ્થિતિ થઈ હશે તો હું એ જ મારું જીવનસાફલ્ય માનીશ." અને છેવટે ૧૯૧૫ માં કવિની પરિપાક પામેલી પ્રજ્ઞાએ આપણા સાહિત્યની અગ્રગણ્ય કરુણ-પ્રશસ્તિ 'સ્મરણ-સંહિતા' લખી. અને આટલી પાતળી એવી રીતે, આપણે નરસિંહરાવનું પ્રકૃતિદર્શન આ ચાર પુસ્તકમાંથી કરી લઈશું.

પ્રથમ સંગ્રહમાં ધ્યાન ખેંચે એવી એક બાબત તે કાવ્યો લખવામાં થએલો 'પ્રયત્ન' છે. પ્રકૃતિનાં બધાં કાવ્યો કોઈ ક્ષોભ પછી લાગણી રૂપે બ્હાર પડેલાં નથી, પણ કેટલાંક, વર્ડ્ઝવર્થ, શેલી અને કીટ્સની છાયામાં રહીને લખાએલાં છે. આપણા એક કવિ-વિવેચક આ પ્રમાણે કહે છે: "નરસિંહરાવની પ્રતિભા એટલી પરિમિત છે. એમનું દર્શન એટલું સંકુચિત છે, એમની પ્રતિભાને મૌલિક સર્જન કરતાં અનુકૃતિ વધારે અનુકૂળ લાગે છે" (મનસુખલાલ ઝવેરી). અને આમ કહીને એમ તો નથી જ કહેવાનું કે નરસિંહરાવે સ્વતંત્ર પ્રકૃતિ-કાવ્યો નથી લખ્યાં; પેલું, સદા ય ગુંજ્યા કરે એવું રમતિયાળ, 'ચંદ્ર' એ શું સ્વતંત્ર નથી? છે જ. ભલે, ભલે એનો આકાર, શેલીના 'cloud' પરથી યોજાયેલા 'મેઘ' જેવો હોય.

'કુસુમ-માળા'નાં પ્રકૃતિ-કાવ્યોમાં કવિની એક પ્રક્રિયા ખાસ ધ્યાન ખેંચે છે, અને તે આ છે: (૧) પ્રકૃતિ તત્ત્વોનું દર્શન; (૨) એના ઉપરથી માનવ જીવનનું નિરીક્ષણ; અને (૩) ચિંતન દા.ત.:

હું પણ આ જગરાન મહીં ભમી રહી ઝાંખું,
જીવન કેરું ક્ષિતિજ દૃષ્ટિ વળી ઊંચી નાંખું,
નાંખી નિરખું જો દૂર સિન્ધુ પડિયો ફેલાઈ,
ને ન મળ્યું નિજ ઠામ જરી જો આ રણ માંહી.

[કુસુમમાળા: પૃ. ૧૧].

આ લીટીઓ પરથી જણાશે કે સરોવરમાં પોતાની છાયાને ન જોતાં, ક્ષિતિજ પર મીટ માંડી ઊભેલ રહેલો બગ, નરસિંહરાવને એમ કહેતા ફરે છે કે હું પણ ઐહિક જીવન પર લક્ષ ન રાખતાં પરજીવન ભણી મીટ માંડું. અને ઉપર આપેલા ઉદાહરણ પરથી નરસિંહરાવ કુદરતના પ્રત્યક્ષ સમાગમમાં આવ્યા હતા એ વાત સ્પષ્ટ નથી થતી! પ્રકૃતિ

કાવ્યોમાં તેમણે કેટલાંક પ્રત્યક્ષ જોએલાં દૃશ્યો પરથી લખ્યાં છે અને કેટલાંક અંગ્રેજી કાવ્યોના વાંચનને લીધે મૂર્તિમન્ત થએલાં છે. પ્હેલી જાતનાં કાવ્યોમાં (૧) 'સહસ્રલિંગ પરથી પારણું' તથા (૨) 'નદી કીનારે' વગેરે ગણાવી શકાય. બીજા પ્રકારનાં કાવ્યોમાં (૧) 'અસ્થિર અને સ્થિર પ્રેમ' તથા, (૨) 'મેઘ' વગેરે મૂકી શકાય. 'મેઘ' એ શેલેના 'cloud' નામક કાવ્યનું ભાષાન્તર છે.

આ છે 'કુસુમમાળા'ના કવિનું પ્રકૃતિ-દર્શનઃ તેમાં દર્શનને અન્તે ચિન્તન છે અને કાવ્યોનો સમગ્ર ભાવ આત્મલક્ષી છે.

બીજા સંગ્રહ 'હૃદય-વીણા' પર જતાં કવિ-માનસનો ફેરફાર પ્રત્યક્ષ થાય છે. અહીં કાવ્યો આત્મલક્ષી Subjective મટી પરલક્ષી objective થાય છે. છતાં, નરસિંહરાવ મુખ્યતઃ પ્રકૃતિના કવિ છે, એ વસ્તુની પ્રતીતિ અહિં પણ થાય છે. ખંડકાવ્યોમાં પણ યથોચિત પ્રકૃતિવર્ણનના ખરો અહિંતહિં વેરાયેલા છે એ તો ખરૂં જ, તે ઉપરાંત મુંબાઇ ઇલાકાના દક્ષિણ વિભાગમાં નોકરીના સમય દરમ્યાન જ્યાં જ્યાં પ્રેરણાત્મક પ્રકૃતિ દૃશ્યો એમણે જોયાં ત્યાં ત્યાંથી આપણને કાવ્યો મળ્યાં છે. નદી, પર્વત, ઉષા, સન્ધ્યા, સંગમ, આકાશના અમુક કાળનું દૃશ્ય, આ બધું એમણે પોતાના કાવ્યોમાં ગુંથ્યું છે.

તદુપરાન્ત પ્રકૃતિવર્ણન પછી ચિન્તનની થોડી ઘણી પંક્તિઓ પણ ઘણે સ્થળે આવે છે. આત્મલક્ષી અને પરલક્ષી બંને અંશવાળાં ઘણાં કાવ્યો આપણને 'હૃદયવીણા'માં મળે છે. દા: ત: (૧) 'પર્વતમંડળ અને મેઘમંડળ,' (૨) 'બોરઘાટ ઉતરતાં,' (૩) 'રૈવતી,' (૪) 'બોરઘાટ,' (૫) 'તરતું ધુમ્મસ': 'રજની'નાં ચાર કાવ્યો, 'કવિહૃદય' ઇત્યાદિ. પ્રકૃતિ અને કવિના સંબંધ પરત્વે કર્તાના વિચારોનું પ્રતિબિમ્બ આ કાવ્યોમાં મુખ્યતઃ આપણને મળી જાય છે. 'બોરઘાટ'ના કાવ્યને અન્તે કવિ કહે છે:

જુજવાં રૂપ આમ બધાં વિલસે;
તદપિ સહુમાં કંઈ એક વસે
ઊંડુ સત્ત્વ અગમ્ય,સુબળ્ય ખરે
ગુંથી જે સહુ રૂપ જ એક કરે,

અને 'દિવ્ય ગાયકગણ'માં

પ્રગટ એ જ્યોતિ અખંડ વ્હેતો
વિરાજ આ વિશ્વ વિલોપી દેતો
ના જ્યોતિથી ભિન્ન દીસે જ કાંઈ–
આ પેર જો ! પ્રકૃતિ રૂપીપુરુષ માંહી.

પ્રકૃતિના જુદાં જુદાં તત્ત્વો વ્યોમ, ગિરિ, મેઘ, ધુમ્મસ, સિન્ધુ વગેરે ગૂઢ અક્ષરે 'કાંઇક' લખે છે, અને કવિ તેને ઉકેલવા યત્ન કરે છે: ફાવતો નથી, અને છતાં પણ સમસ્ત પ્રકૃતિમાં આવા લેખો વેરાયેલા પડયા છે એ ભાન સદા એનામાં જાગ્રત છે. જીજ્ઞાસુની

છે. સામાન્યતઃ પ્રકૃતિ કવિને સર્વત્ર આકર્ષે છે. પ્રકૃતિનાં સુન્દર દૃશ્યોનું કાવ્યમાં અવકાશ હોય ત્યાં તે આવવાનાં જ. છતાં, 'નૂપુરઝંકાર'માં પ્રકૃતિવર્ણનોનો અતિરેક નથી કે વિગતોનું બાહુલ્ય નથી. બેશક, સહચારીપણું, કે અમુક પ્રકૃતિ તત્ત્વમાં અમુક ભાવનાનું દર્શન, પ્રકૃતિતત્ત્વ પરથી ઉદ્ભવતું ચિન્તન વગેરે તો છે જ. પણ ગ્રન્થનાં બધાં કાવ્યો જોતાં 'કુસુમમાળાની'ની પેઠે પ્રકૃતિવર્ણનો ઉપર તરી આવતાં નથી. 'મ્હારાં રમકડાં' એ એક કાવ્યમાં જ કવિનું પ્રકૃતિ તરફ જે વલણ છે તે પ્રત્યક્ષ થઈ જાય છે. કવિ એટલે પ્રકૃતિનો બાળ. ઉષા, સન્ધ્યા, ચન્દ્ર વગેરે તેનાં રમકડાંને જીવનનો રંગ પણ લાગે ખરો કારણ કે કવિ આખરે જીવનમુક્ત તો નથી જ. એટલે જીવન અને પ્રકૃતિમાં સંવાદનું દર્શન થાય ત્યારે કવિ સફળ બને. 'કુસુમમાળા'નું ગાઢ આકર્ષણ અને તેમાંથી ઉદ્ભવતો ચિત્તક્ષોભ વગેરે શાન્ત બન્યા પછીની આ સંયમયુક્ત અવસ્થા જણાય છે. વળી અંગ્રેજી કવિતાનું વાંચન, પ્રકૃતિનું દર્શન વગેરે સંસ્કારો એક રસ થઇ કવિનું પોતાનું માનસ જે સંસ્કારો પ્રગટ કરે છે તેનું આમાં દર્શન છે.

પ્રકૃતિ એ માતા છે. તેણે બાળકને (કવિને) દિવ્ય રમકડાં રમવા આપ્યાં છે. શૈશવાવસ્થામાં શિશુના મુગ્ધત્વથી બાળક (કવિ) આ રમકડાં જોઈ રમે છે. અને પછી:-

રમતો રમતો એમ હું નિદ્રાવશ થઈ પડ્યો
કાળ વહી ગયો કેમ ! જાણ્યું નહિ લગાર મ્હેં.

આ શૈશવ તો ગયું અને યૌવનની ઉન્માદકારી અવસ્થા આવી. નિદ્રાવશ થએલો બાળ (કવિ) ઓચિંતો જાગતાં રડે છે શાથી?:—

દેખી પ્રિય રમકડાં એહ
દુર્લભ દામ પડિયાં જેહ
રડવા અધિક લાગ્યો ત્યાંહી
મારો પ્રગટ તત્ક્ષણ થાય.

અને એ માડી "વત્સલતાભર્યાં ધરી નેણ" કહે છેઃ—

રુદન કરતું બાળ નાંહિ હવે તુજને કંઇ
રમી રમકડાં માત્ર મોટો થયું વય તે વહી
તુજ રમકડાં બાલ્યાવસ્થાતણાં પડિયાં અહિં
નહિ પછી ઝાંખાં, પેર સ્વરૂપ રહ્યાં લહી
મૃત્યુ ને જીવનપ્રેમે અર્પીને રંગ કારમા,
શીલદ્રવ્ય એ ત્હારાં અમોલાં અદકાં બન્યાં.

આ વેણની અસર થાય છે અને કવિ વદે છેઃ—

બદલ્યું રૂપ તથાપિ દૃષ્ટ બધાં
દ્વિવિધ રૂપ ધરી મન લેભનાં

પ્રવેશ છે ત્યાં સંપૂર્ણ સંયમ આપણને દેખાય છે, અને કાવ્યના સમગ્ર ભાવ જોડે પ્રકૃતિનું એટલું આલેખન એકરસ બની જાય છે.

આ છે elegy: કરુણપ્રશસ્તિ. તેનું સ્વરૂપ જોતાં પ્રકૃતિતત્ત્વોને તેમાં ઘણો જ મર્યાદિત અવકાશ છે. પ્રકૃતિના આલેખન તથા દર્શન માટે મર્યાદા છે. અને એમાં રહી જેટલું તત્ત્વ પ્રવેશી શકે એટલું પ્રવેશ્યું છે. કોઇ વખત પૂર્વભૂમિ રજુ કરવા, કોઇ વખત કવિને અગમ્ય એવું તત્ત્વ સમજાવવા, કોઇ વખત નિત્ય પરિચયને લઇને દૂર ન થઈ શકે આવાં આવાં પ્રકૃતિ-તત્ત્વો જેટલે અંશે કાવ્યના સમગ્ર ભાવ જોડે એકરસ બને તેટલે અંશે પ્રવેશ પામ્યાં છે, અને પ્રકૃતિ કરતાં જીવનચિન્તનને આ કાવ્યમાં વિશેષ અવકાશ છે એની પ્રતીતિ પૂરેપૂરી થાય છે. થોડાં દૃષ્ટાંતો લઇએ:

(૧) પેલું રાતું બિમ્બ તે !
સિન્ધુમાં ડૂબી જતું
પાછું કાલ્ય, પ્રભાતમાં
ઉલ્લાસભર થાશે હતું.

(૨) મધ્ય રજનિ-ઉછંગમાં
તારલા ચમકી રહ્યા;
ઘોર સિન્ધુ તરંગમાં
ઘનઘોર કંઈ ધુરકી રહ્યા.

(૩) તદપિ રજની કુહરમાં
શોધ કરતો તાહરી
ભમ્યો તારક તારકે
નવ ભાળ લાગી કદિં ખરી

(૪) કાળા ઘને ઉજ્જવળ સૂર્યબિમ્બ
ઢંકાયું તે ચિત્ર દીસે અગમ્ય
તથાપિ કાળી ઘનછાય પૂંઠે
જ્યોતિ રહ્યા ઝળહળી ન કદીય ખૂટે

અને આવાં દૃષ્ટાંતોએ 'ન કદીય ખૂટે' એવાં જ છે/માટે આટલાંથી જ બસ કરીએ. અહિં પ્રકૃતિદર્શનનો સ્વતંત્ર પરિપાક સર્વત્ર આપણને દેખાય છે. ઉપર જણાવેલાં -ને એ જ કોટિનાં દૃષ્ટાંતો 'સ્મરણ સંહિતા' માં ઉપલબ્ધ થાય છે, જેથી પ્રકૃતિની મર્યાદા અને ઉપયોગિતા બન્ને સ્પષ્ટ થાય છે.

આ રીતે નરસિંહરાવના સમગ્ર પ્રકૃતિદર્શનની વિશિષ્ટતા અને મર્યાદા બન્ને વાંચનારને પ્રત્યક્ષ બને છે. અને એ બધામાં જ્યાં જ્યાં એમણે જાતે સત્યનિષ્ઠાથી વિવિધ પ્રકૃતિદર્શનના પોતાના અનુભવો રજુ કર્યા છે, તે જોતાં, શ્રી. મનઃસુખલાલ ઝવેરીના વિધાનને અનુસરીને કહેવું આવશ્યક થઇ પડે છે કે "નરસિંહરાવને અનુકૃતિ વધારે અનુકૂળ છે." એટલું જ કહેવામાં અપૂર્ણતા છે. એ વિધાન જેમને માટે અક્ષરશઃ સત્ય રીતે કરી શકાય એવા કવિઓ પણ ગુજરાતમાં છે. પણ એ ચર્ચા અહીં અસ્થાને છે.

નરસિંહરાવના જીવનમાં પ્રકૃતિના પ્રેરણાજનક તત્ત્વોનો પ્રત્યક્ષ સંયોગ ન થયો હોત તો કદાચ એમનાં પ્રકૃતિકાવ્યો ઉદ્ભવ જ ન પામ્યાં હોત એ લક્ષમાં રાખવાની જરૂર છે. આ બધી વિચારણા પછી પણ આપણને એમ તો અવશ્ય લાગે છે કે કવિ નરસિંહરાવનું લક્ષ્ય તો વિશેષતઃ જીવન જ હતું. પ્રકૃતિમાં એ એમણે જીવનના ભણકાર સાંભળ્યા છે, અને એની પાછળ રહેલાં સનાતન તત્ત્વોને નિરખવાનો યત્ન કર્યો છે. આજે તેઓ પોતે એ તત્ત્વમાં વિલીન થઇ ગયા છે, અને ઊંડી દૃષ્ટિ રાખીને એમણે નિત્ય જોતા પ્રયત્ન કરેલા 'અમૃતબિન્દુ'માં એ ભાસતા હશે એમ શ્રદ્ધાપૂર્વક કહી શકાય

# સામયિકોની અંજલિ

[ સ્વ. નરસિંહરાવ દીવેટિયાના અવસાન પછી સમસ્ત ગુજરાતનાં સામયિકોએ તેમની સાહિત્ય સેવાની નોંધ લીધી છે. એ સંખ્યાબંધ નોંધોમાંથી કેટલીક અહીં તારવીને ઉતારી છે. ... ... ... યશેશ શુક્લ ]

વિરૂતાની અનેક આંટીઘુંટીઓ વચ્ચે નરસિંહરાવ ઘણીયેવાર ગુંચવાઈ જતા. એના શાંત સાગરમાં પ્રચંડ તોફાન જગવી જવાને એક ખોટી જોડણી કે એક જ ખરાબ લીટી પણ પૂરતી હતી. ટીકાનો એક શબ્દ ને ગુજરાતના એ ભદ્ર પુરુષનો ક્રોધ લાવા એકાએક વ્હેતો થતો.

આવા નરસિંહરાવ 'ભાષા' હતા, 'કવિતા' હતા, 'ઇતિહાસ' હતા. તે તત્ત્વવેત્તા હતા. તે સોહામણા ને સજ્જન હતા.

થોડાંક અકળાવતાં તત્ત્વો પાછળનું નરસિંહરાવનું આકર્ષણ ભારે હતું. હૃદયની ઘણીક કર્કશતા પાછળની તેમની મનોહર કોમળતાની આલ્હાદક સુવાસ મઘમઘતી હતી. એ કરડી વાણી પાછળ એક મધુર સંગીત વ્હેતું હતુ. નરસિંહરાવના સુક્કા સ્વભાવ પાછળ એક ફક્કડ વિનોદ તરવરતો હતો. એમની લુખી રસમો પાછળ કેવો રસિક, કેવો મહાન આત્મા થનગનતો હતો !

ફરતી દુનિયા નરસિંહરાવનું આશ્ચર્ય હતું. વીસમી સદીના બીજા દાયકાનું અજવાળું નરસિંહરાવનું કૌતુક હતું. નવી આદીની નવીન પ્રતિમાઓ ને નૂતન પુરુષોના નવા અવાજો નરસિંહરાવનાં પ્રશ્નાર્થ હતાં.

અને છતાંય, નવા યુગના જૂના જોગી તરીકેનું નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆનું સ્થાન કેવું અડગ, કેવું ઉન્નત હતું !

નરસિંહરાવ નથી...ગુજરાતનો એક અખંડ યોદ્ધિયાત અને અજોડ છડીદાર ચાલ્યો ગયો છે.

નરસિંહરાવ નથી...ને જૂના ગુજરાતનો એક મહાન ગુજરાતી, મહાન સાક્ષર, મહાન સુધારક મહાન સેવક અને મહાન સજ્જન ગુજરાતને ગરીબ કરીને મૃત્યુના મહા-ઘોર અંધકાર પાછળ અદ્રશ્ય થયો છે.

નરસિંહરાવનો દેહ ભૂંસાઈ ગયો છે. પણ એમનો અક્ષરદેહ ભૂંસવાની કયા યમ-દૂતોની તાકાત હશે!

'જન્મભૂમિ' સાપ્તાહિક: તા. ૧૫ : ૧ : ૩૭

**સદ્ગત નરસિંહરાવ દીવેટિયા.**

ગુજરાતના એક વયોવૃદ્ધ સાક્ષરરત્ન શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા ગયા ગુરુવારે મુંબઈ—લક્ષ્મીનગર ખાતેના પોતાના નિવાસસ્થાને ૭૮ વર્ષની વયે સ્વર્ગવાસી થયાના સમાચાર જાણી પ્રત્યેક સાહિત્યરસિક ગુજરાતીને જ નહિ પરંતુ હિંદ અને હિંદની બહારના જે ભાષાપ્રેમી વિદ્વન્મંડળમાં તે જાણીતા હતા, તેમને પણ શોક થયા વિના રહેશે નહિ. સદ્ગત નરસિંહરાવ સરકારી નોકરીમાંથી નિવૃત્ત જીવન ગાળતા હતા. પરન્તુ એ નિવૃત્તિકાળમાં તેમજ નોકરી દરમ્યાનના કાળમાં તેમના જીવનનું ઝળકતું પાસું તેમના સાહિત્યપ્રેમનું હતું. તે એક કવિ હતા, ઉદાત્ત વિવેચક હતા, અઠંગ ભાષાશાસ્ત્રી હતા અને જૂની ગુજરાતી ભાષાના પદ્યવિભાગના સંશોધનકાર પણ હતા. તેમના કવિતાગ્રંથો તેમજ ગદ્યલેખનગ્રંથો તથા વિવેચનો અને અંગ્રેજી–ગુજરાતીમાં તેમણે ભાષાસંશોધનને અંગે તૈયાર કરી પ્રસિદ્ધ કરેલા લેખો તથા પુસ્તકો તેમના સાક્ષરજીવનનાં અમર સ્મારકો છે. તેમના ગ્રંથોમાં જે ઊંડી વિદ્વત્તા, અભ્યાસ, અને ચોકસાઈપણું જોવામાં આવે છે, તે આજકાલ તો કોઈક જ લેખકમાં હોય છે. ગુજરાતી ભાષાશુદ્ધિ અને વ્યુત્પત્તિના કડક પહેરેગીર તરીકે અને વિવેચનના નિપુણ કારીગર તરીકે તેમણે જે જે વિષયને હાથ લગાડ્યો હતો તે તે વિષયના પૂરતા ઊંડાણમાં જઈને જ નિર્ણયો કર્યા હતા. તેમનો અભ્યાસ વિશાળ હતો અને એનો લાભ તેમણે જનતાને લેખો દ્વારા તથા યુનિવર્સિટીનાં ભાષણો દ્વારા આપ્યો હતો. એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકેની તેમની કારકીર્દી તેજસ્વી હતી. ઊંડી વિદ્વત્તા ધરાવતા ગુજરાતી સાક્ષરોની જૂજ સંખ્યા આજે ગુજરાતમાં છે. તેમાંથી પણ શ્રી. નરસિંહરાવ જેવા એકની ખોટ ગુજરાતને સાલશે. સદ્ગત નરસિંહરાવ એક સુધારક વિચારના પ્રાર્થનાસમાજીસ્ટ હતા. ઈશ્વર શ્રદ્ધા તેમનાં અનેક કાવ્યોમાં માલુમ પડી આવે છે. સાહિત્યેતર જાહેર જીવનમાં તે ભાગ લેતા નહિ, અને ખાસ કરીને એમની બે પુત્રીઓ તથા એક પુત્રના અવસાન પછી તેમણે જાહેર જીવન લગભગ છોડી જ દીધું હતું. જીવનની એ કરુણતાએ "આ વાદને કરણ ગાન નિશ્ચે ભાવે" એ ઉદ્ગાર તેમની બે લીટીમાં ઉતારેલો ગુજરાત જાણે છે. તેમના આત્માને શાન્તિ મળો, એ જ અભ્યર્થના.

'પ્રજાબંધુ' તા. ૧૭ : ૧ : ૩૭

**સાક્ષર શ્રી નરસિંહરાવનો સ્વર્ગવાસ.**

ગુજરાતી સાહિત્યના પ્રખર ભીષ્મપિતામહની માફક તેમણે આજ બે ત્રણ વરસ સુધી યમરાજને અટકાવી રાખ્યા ન હોય અને શરશય્યા પર પડ્યા પડ્યા ઉત્તરાયણની રાહ જોતા ન હોય તેમ મકરસંક્રાન્તિને દિને દેવલોક પામ્યા છે. ગુજરાતી સાહિત્ય નભોમંડળમાં તેઓ પોતાની વિદ્યાના તેજે શુક્રના તારાની માફક પ્રચંડ તેજથી ચમકતા હતા તે હવે આથમી ગયા છે; હવે માત્ર તેમની પણ સ્મરણગાથા જ કહેવાની રહી છે. તેમના ગતપ્રાણ થવાથી સાહિત્ય જગતને પડેલી ખોટ ફરી પૂરાવાની નથી. તેમના જેવા ચોકસ

વિચાર શુદ્ધ અને સપ્રમાણ વ્યાકરણ શુદ્ધ ગુજરાતી ભાષા લખનારા અત્યંત વિરલ સાહિત્યકારો આજે છે, તેમની કવિતાઓ નવો પ્રાણ પ્રેરનારી છતાં કાવ્યશાસ્ત્રનાં બંધનોને અનુસરનારી છે; માટે જ સૌથી વધારે લોકપ્રિય થયેલી છે. તેમની વ્યાકરણ વિશેની ઝીણવટ, શબ્દોની વ્યુત્પત્તિ, ભાષાશાસ્ત્રનો અભ્યાસ, જોડણી વિશેની ચીવટાઈ, અને શુદ્ધિ વિશેની કાળજી, એટલાં બધાં ચર્ચાપત્રોથી જાણીતાં છે કે તે વિષયમાં તો તેમનું નામ ભાષા-સાહિત્યના ઇતિહાસમાં અજર અને અમર રહી જશે. તેમણે પ્રગટાવેલા દીપકમાંથી આજે ગુજરાતમાં ઘણી નાની મોટી જ્યોતિઓ પ્રગટેલી છે, એ જોઈને કોને સંતોષ નહીં થાય? ગુજરાતી સાહિત્ય પરિષદની પાંચમી બેઠકના પ્રમુખપદેથી તેમણે આપેલું ભાષણ ચિર સ્મરણીય રહેશે. તેઓએ એલ્ફીન્સ્ટન કોલેજમાં ગુજરાતી ભાષાના અધ્યાપક તરીકે ૧૫ વરસ કામ કર્યું છે અને તેમના હાથ નીચે ભણીને ઘણા ઉત્સાહી સાહિત્યસેવકો આજે સાહિત્ય ક્ષેત્રમાં ઘુમે છે. સમાજ સુધારક તરીકે પણ તેમણે નામના કાઢી છે. તેમની સરકારી નોકરીની કારકીર્દિ પણ જ્વલંત હતી. તેમના ભાષાશાસ્ત્રના લેખો તો ગુજરાતી સાહિત્યનો અમૂલ્ય વારસો છે. તેમના "મનોમુકુર"ના લેખોનો સંગ્રહ પણ તેટલો જ અમૂલ્ય છે.

ગુજરાતી: ૧૭ : ૧ : ૩૭.

સ્વ. નરસિંહરાવભાઈ

આખરે એનો છૂટકારો થયો છે. એની કહાણી વિધાતાએ અતિ આકરી કરી છે. સાહિત્યકાર તરીકેનાં એનાં મૂલ આહે તેવા ને તેટલાં મુકાઓ, એની માનવતાનો આંક તો કાળે જ મૂકી ગયો છે. પુરૂષાર્થના હાથ જ્યાં પહોંચતા નથી, તે પ્રારબ્ધઆધીન વીતકોની કટોરીઓ માનવી મુંગે મ્હોંયે એક પછી એક ગટાવી જાય છે ત્યારે એનાં પુસ્તકોમાં પડેલા અક્ષરો નવી સાર્થકતા ધરે છે. એનું લખ્યું-ભાખ્યું ઑર આધ્યાત્મિક ઝલક દાખવે છે. ગમે તેમ કહીએ, સાહિત્યને યે આત્મલક્ષ્મી પશ્ચાદ્‌ભૂ જોઈએ છે. નરસિંહરાવભાઈનું સાહિત્ય હવે નવા અર્થો—ઊંડા ને ઘેરા અર્થો ધારણ કરશે.

વાદવિવાદોનું પૂર્ણવિરામ સ્મશાન છે. સર્વ મનુષી લઘુતાઓનો એ ચિતાની ઉભી કબજો લે છે. નરસિંહરાવભાઈના જીવનકાળ દરમ્યાન એમની ને એમનાથી જૂદા પડનારાઓની વચ્ચે જે તકરારો હતી, ને કેટલીક લઘુતાઓ હતી, તે તમામની ઉપર કાળે એક ઢાંકણ ઉતાર્યું છે. આપણે સાવધાન તો થવાનું છે; કોઈ પણ માનવીના મૃત્યુ પછી એનાં જે સ્મરણો રહે તે મીઠાં જ રહેવા ઘટે. નરસિંહરાવભાઈ તો એવાં મીઠાં સ્મરણોને માટે બહોળું મેદાન મૂકતા ગયા છે.

'ઝવેરચંદ મેઘાણી
'જન્મભૂમિ': કલમ કિતાબ: તા૦ ૨૦-૧-૩૭

અંજલિ: સ્વ. નરસિંહરાવભાઈને

કવિતામાં એણે ભવ્યતાને ઉપાસી. કુદરતના દિવ્ય સૌંદર્યે અને પાશ્ચાત્ય મસ્ત કવિઓનાં ઊર્મિકાવ્યોએ અહીં પણ જે ઉત્પાત મચાવ્યો તેના એ અગ્રણી ઝીલનાર,

પિતામહનું બીરદ કેવું આબાદ અને કુદરતી રીતે જ સાચું પડ્યું છે. એમના અવસાનથી ગુજરાતી સાહિત્ય આકાશમાંથી એક જ્વલંત સીતારો ખરી પડ્યો છે—એની પણ ના કહેવાશે નહીં. એઓશ્રી સારા કવિ, સુન્દર વિવેચક અને અડગ સમાજસુધારક હતા. એમણે અનેકવિધ રીતે સાહિત્યસેવા બજાવી છે; પણ ગુજરાતી ભાષામાં "હ" કારના પ્રયોગ માટેના આગ્રહ તથા પ્રેમાનંદનાં નાટકોનાં કર્તૃત્વ માટેના ઉહાપોહ માટે એઓશ્રી ગુજરાતી સાહિત્યના અસ્તિત્વ સુધી યાદગાર નીવડશે.

'સયાજી વિજય' : તા. ૨૧ : ૧ ૩૭

## સ્વ. નરસિંહરાવ ભોળાનાથ

(ગઈ તા૦ ૧૪ મી જાન્યુઆરીના રોજ એમનું અવસાન થયું. મિત્રો અને પ્રિયજનોના નન્નુભાઈ–નન્નુ કાકા અને ગુજરાતી સાહિત્યના પિતામહ (Grand old man) એ શ્રી નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ આજથી એક પચીસી પૂર્વેની સંસ્કારિતાના જાણે મૂર્ત સ્વરૂપ હતા,) જો કે દિવસાનુદિવસ થતા જતા એના મૂલ્યપરિવર્તનને તેઓ અપનાવ્યે રહ્યા હતા, છતાં જેમાં એ રાચતા એ પુરાણી સંસ્કારિતાનું પડ તો એમને કાયમ વીંટળાએલું જ રહ્યું હતું.

એ નિખાલસ, પ્રેમલ, અને ભગવદ્‌ભક્ત હૃદય પર કુદરતના આઘાતો પણ ઓછા નહોતા થયા. એમનાં બધાં જ પ્રિયજનો પુત્ર, પુત્રીઓ, દૌહિત્ર. અને છેવટે એમનાં પત્ની–સૌ એક પછી એક, એમની જ હયાતીમાં વિદાય થયાં. એના ઘા જીવનમાં એક પછી એક જે વીરતાથી એમણે ઝીલ્યા છે તે એમનો એટલો જ બીજો મહદ ગુણ હતો.

(પશ્ચિમની ઢબની કવિતાને ગુજરાતી સાહિત્યમાં અવતારનાર, નવયુગના અગ્રણી અને ઊર્મિશીલ કવિ, વિદ્વાન વિવેચક અને અપ્રતિમ ભાષાશાસ્ત્રી, ગુજરાતી સાહિત્યના પિતામહસમા એ વૃદ્ધ સાક્ષરની પોણોસોમી જન્મજયંતિ હજુ ત્રણ જ વર્ષ પર ગુજરાતી સાહિત્ય જનતાએ ઉજવી એમના વાત્સલ્યની જે તૃપ્તતા બતાવી હતી એ એમના નિધનથી જેવી ને તેવી જ રહી ગઇ છે, અને નજીકના ભવિષ્યમાં એ કોઈથી દીપે એવાં ચિહ્ન પણ જણાતાં નથી. ગુજરાતી સાહિત્યનું એટલું બધું દુર્ભાગ્ય.)

કુમાર પોષ ૧૯૯૩.

## સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથનું અવસાન.

સાહિત્યની સેવા એક ઉત્તમ મોજ તરીકે કરતા કરતા શ્રી. નરસિંહરાવ છોન્તેર સિ-તોતેર જેટલું આયુષ્ય ભોગવી અમર ધામે સીધાવ્યા છે. તેમના જવાથી ગુજરાતી સાહિત્યને કેવડી મોટી ખોટ પડી છે એ તો જેમ સમય જતો જશે તેમજ સમજાશે. છેલ્લાં થોડાં વર્ષો થયાં તેમના તરફનો આદર કાંઇક ઓસરતો હતો એમ ઘણાને લાગ્યું હશે, પરંતુ ઇ. સ. ૧૮૮૭ થી ઇ. સ. ૧૯૦૦–૧૯૦૧ સુધી તો એવો જમાનો હતો કે તેમાંથી નરસિંહરાવ લોકપ્રિય અને માનનિય કવિ તરીકે શ્રેષ્ઠ લેખાતા હતા. તે જમાનામાં 'કુસુમમાળા' કે 'હૃદયવીણા' ન વાંચેલ હોય એવો સાહિત્યસેવક ભાગ્યે જ મળે એવી સ્થિતિ હતી. નર્મદ દલપત પછી જે નવો અવતાર કવિતાએ લીધો તેમાં 'યુગપતિ' તરીકે શ્રી. નરસિંહરાવ ગણાતા હતા, પૂજાતા હતા અને પુષ્કળ વંચાતા હતા. વિષયની

પ્રસંગોમાં, ભાષાના સ્વરૂપમાં અને ભાવની નવીન પ્રતિની કોટિમાં તેમના કાવ્ય નર્મદ-દલપત સમયના લેખકોથી તદ્દન જુદાં પડે છે. એમણે જે નવું સ્વરૂપ ગુજરાતી કવિતાને આપ્યું તે ગુજરાતમાં તુર્ત જ સ્વીકૃત થયું અને તેવી જાતનાં લખાણો તરફ સમર્થ લેખકોની વૃત્તિ ખેંચાઈ.............................નવા યુગના પ્રવર્તક હોવા ઉપરાંત, પોતાથી નવતર યુગના પણ મહાન ગુણપૂજક હતા.

કવિ તરીકે શ્રી નરસિંહરાવને દરેક વાચક પોતપોતાની રુચિ અનુસાર નાના મોટા ગણે એ સ્વાભાવિક છે; પણ નવી કવિતાના આદ્યપ્રવર્તક તરીકે ને ખરી કવિતાના ઊંચી યોગ્યતાવાળા વિવેચક તરીકે તો દરેક વાચકે તેમને સ્વીકારવા પડશે.

ભાષાશાસ્ત્રી તરીકે પણ તેઓ લગભગ પહેલા હતા, અને અત્યારસુધીમાં પણ તેમની કોટિ સમજનાર પણ ઘણા થોડા હશે તેમનો ઊંડો અભ્યાસ અને તેથી તેમને સુલભ થઈ જતાં અનુમાનો એટલી ઉંચી દૃષ્ટિનાં છે કે સામાન્ય વાચકને તો મૂંઝવી જ નાખે.

પચાસ પચાસ વર્ષ સુધી સાહિત્યસેવા કરી ગુજરાતી કવિતા અને ભાષાને વિસ્તૃત અને વિશુદ્ધ સ્વરૂપમાં મૂકનાર આવા સાહિત્યસેવકનો અભ્યાસ રસપૂર્વક થાય એ જ એમની મોટામાં મોટી કદર છે. આવો અભ્યાસ ગુજરાતમાં બહુ વિશાળ પ્રદેશમાં પ્રસરે અને તેમની કૃતિનાં શુભ ફળ રાખી, તેથી પણ ઉંચી પ્રતિનાં ફળો ગુજરાતને ચરણે ધરવાની ભાવના સેવવાનો નવજુવાન લેખકો નિશ્ચય કરે એ જ એવા મહાપુરુષને યોગ્ય અંજલિ છે. એવી અંજલિ ગુજરાતનો દરેક સેવક અર્પે એવી પ્રાર્થના છે.

હિ. ગ. અંજારિયા : પ્રસ્થાન માગશર ૧૯૯૩

## ચિર વિલોપન

સંસ્કારી, પ્રતિષ્ઠિત, શ્રીમંત અગ્રણી કુટુંબમાં જન્મી ભાગ્યદેવીની કૃપા અને કુલ પ્રતિષ્ઠાની અનુકૂળતાથી ઉચ્ચ દરજ્જાની સરકારી નોકરી પ્રાપ્ત કરી ગત સૈકાની છેલ્લી પીઢીમાં જીવનની સુખદ શરૂઆત કરનાર, અભ્યાસ, ખંત અને ચિંતનવડે વિદ્વન્મણિની ઉપાધી પ્રાપ્ત કરનાર શ્રી નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાના કુટુંબજીવનનો પૂર્વાર્ધ ભર્યોભાદર્યો કુટુંબ વડે જેટલો સુખી હતો એટલો એ જીવનનો ઉત્તરાર્ધ કરુણ પ્રસંગ પરંપરાથી દુઃખમય વીત્યો. વિધિએ જાણે સહનશીલતા અને આસ્થાની આકરી કસોટી કરવા સારુ એમની પસંદગી કરી હોય એમ, એ વિશાળ કુટુંબની રતનસમી વ્યક્તિઓએ એક પછી એક વિદાય લીધી. અને સૌથી છેલ્લી વિદાય લીધી, મકરસંક્રાન્તિને વળતે દિવસે કુટુંબના વડીલે ગુજરાતની સંસ્કાર અને સાહિત્યપ્રિય જનતા સમક્ષ પચાસેક વર્ષથી ઓળખાતું આખું કુટુંબચિત્ર લુપ્ત થયું. રહ્યું માત્ર એ હર્યાભર્યા કુટુંબજીવનનાં સંસ્મરણો.

[દલપત-નર્મદ પછીના જમાનાની નવી કાવ્યસમૃદ્ધિમાં શ્રી નરસિંહરાવનું સ્થાન ક્યાં અને કેટલું એ પ્રશ્ન અનુત્તર અને વિવાદગ્રસ્ત રહેવાનો. પોણોસો વર્ષ પહેલાંનું ગુજરાતનું જીવન, એ જમાનાના આદર્શો અને ભાવનાઓ, પશ્ચિમના-મોટે ભાગે ઈંગ્લાંડના-જીવન અને સાહિત્યનો નવતર પાશ, પ્રજામાનસ ઉપર પડેલી પ્રેમાનંદ-સામળની ઊંડી છાપ. એ બધાનો તટસ્થપણે ખ્યાલ રાખીને જ શ્રી. નરસિંહરાવની કવિતાનું મૂલ્ય અને સ્થાન મુકરર કરી શકાય.] ગઈ કાલના વિચારો અને આદર્શો આજે અધૂરા અને શિથિલ લાગે એવા પરિ-

વર્તનશીલ સંક્રાન્તિકાળમાંથી પસાર થતા હોઇએ એવે વખતે, અને એમના સમકાલીન સાહિત્યધૂરંધરો હયાત હોય ત્યાં સુધી એવો મત આપી દેવો કે મૂલ્યાંકન કરવા બેસવું એ અજુગતું છે. અત્યારે તો એટલું જ કહી શકાય કે આ ગઇ પેઢીના મુરબ્બીઓના ખંત, ચીવટાઇ, અભ્યાસવૃત્તિ અને શુદ્ધિ માટેનો આગ્રહ આપણી પેઢીના એમના ઉત્તરાધિકારીઓમાં પણ ઉતરે તો ગુજરાતી સાહિત્યનાં અહોભાગ્ય !

કૌમુદીઃ ફેબ્રુઆરીઃ ૧૯૩૭.

**સદ્ગત સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથ**

ગુજરાતી સાહિત્યરસિકોમાં 'ભીષ્મપિતા'ને નામે ઓળખાતા સાક્ષર શ્રી નરસિંહરાવની સાહિત્યસેવાથી ભાગ્યે જ કોઇ ગુજરાતી સાહિત્યરસિક અજાણ હશે. ગયા માસમાં થએલા તેમના અવસાનની નોંધ લેતાં અમને ઊંડું દુઃખ થાય છે. સ્વર્ગસ્થ શ્રી નરસિંહરાવ સબળ લેખક, ભાવનાશીલ કવિ, પ્રખર ભાષાશાસ્ત્રી, નિડર સમાજસુધારક ને ચિન્તનશીલ વિચારક હતા. તેમની દીર્ઘકાળ પર્યંતની સાહિત્યસેવા ચિરસ્મરણીય રહેશે. તેમના અનેક શિષ્યોને આજે તેમની ખોટ સાલશે.

**સ્વ. સાક્ષર શ્રી નરસિંહરાવ**

મકરસંક્રાંતિને દિવસે ગુજરાતી સાહિત્યકારોમાં ભીષ્મપિતામહને નામે જાણીતા પ્રખર વિવેચક કવિ, ભાષાશાસ્ત્રી, અને સમર્થ પંડિત શ્રી. નરસિંહરાવ દીવેટીઆનું અવસાન થયું છે. ગુજરાતમાં સમાજ સુધારાની જે વેળા શરૂઆત થઇ હતી તે વખતથી જ. ભોળાનાથનું કુટુંબ એમાં અગ્રણી હતું અને એ ભોળાનાથના પુત્ર નરસિંહરાવ પણ સમાજ સુધારાની પ્રવૃત્તિમાં અગ્રણી હોય એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. તેમણે સુધારાને આચારમાં મૂકી બતાવેલો છે અને સમાજસુધારાના અનેક પ્રશ્ન પર તેમણે કવિતાઓ સુદ્ધાં રચેલી છે જે સમાજ સ્થિતિનો સચોટ ચિતાર રજુ કરે છે. સ્વ. નરસિંહરાવની વિદ્વત્તા, ભાષા પ્રત્યેનો તેમજ જોડણી પ્રત્યેનો અનહદ પ્રેમ, શુદ્ધિની ભારે ચીવટ, અને ઊંડી અભ્યાસી દૃષ્ટિ ઘણા જુજ સાહિત્યકારોમાં હોય છે. સ્વભાવે તેઓ ઉગ્ર હતા તેટલા જ તેઓ વત્સલ પણ હતા એ અનુભવીઓ સારી રીતે જાણે છે, ગુજરાતે તેમના જવાથી એક પ્રખર વિદ્વાન ગુમાવ્યો છે એમાં જરાય શક નથી. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો એ જ પ્રાર્થના !

'ગુણસુન્દરી' ફેબ્રુઆરી ૧૯૩૭.

**નરસિંહરાવ**

... ગુજરાતી ભાષાની વૃદ્ધિ અને ખીલવણીમાં તેમનો હિસ્સો કીમતી હતો ..... એમની કાવ્યોએ ગુજરાતી કવિતાને નવો જ ઝોક આપ્યો.........તેઓ ચોક્કસ અને આગ્રહી સાહિત્યકાર હતા. વ્યાકરણ અને જોડણીની શુદ્ધિ માટે તેમને ઘણો જ આગ્રહ હતો. તેઓ ચુસ્ત પ્રાર્થના સમાજી હતા......તેમના દીર્ઘ જીવનમાં તેમણે ગુજરાતી ભાષાની અનન્ય સેવા કરી છે. અત્યારે તો આપણે એક સમર્થ સાક્ષર અને ભાષાશાસ્ત્રી ગુમાવ્યો છે; પરંતુ જ્યાં સુધી ગુજરાતી ભાષા બોલાશે ત્યાં સુધી નરસિંહરાવનું નામ રહેશે જ. તેમનો સ્થુલ દેહ મૃત્યુ પામ્યો છે પણ તેમનો અક્ષર દેહ ચિરંજીવ છે.

શ્રીબોધ : ફેબ્રુઆરી ૧૯૩૭.

# સ્વ. નરસિંહરાવ દીવેટિયાનું સ્મારક

## સાહિત્યપ્રેમીઓને ફંડ માટે રકમ મોકલી આપવાની વિનંતિ.

ગુજરાતી ભાષા અને સાહિત્યની આજીવન સેવા કરી, બંનેને સમૃદ્ધ કરનાર સ્વ. નરસિંહરાવનું સ્મરણ કોઇ પણ રૂપે ચિરંજીવ રહે એ ઇષ્ટ છે. સમસ્ત ગુજરાતના સાહિત્યરસિક ભાઇબ્હેનોનો બેશક આ બાબતમાં સહકાર હોય જ કારણ કે નરસિંહરાવ સમસ્ત ગુજરાતના હતા અને આખું ગુજરાત એમને માટે ગૌરવ લે એ ઉચિત છે.

ગુજરાત અને કાઠિયાવાડના સહકાર અને સહાયતાની અપેક્ષા રાખીને પ્રાથમિક કાર્યની શરૂઆત અમે કરી દીધી છે. આ કાર્ય કરનાર સમિતિમાં દી. બ. કૃષ્ણલાલ ઝવેરી પ્રમુખ છે અને શ્રી. કનૈયાલાલ મુનશી અને જસ્ટીસ દીવેટિયા ઉપપ્રમુખો છે. સ્મારકના સ્વરૂપ પરત્વે ગુજરાતી ભાષાના ઉચ્ચ અભ્યાસ માટે ચંદ્રક આપવો કે સ્કોલરશિપ આપવી અથવા કોઈ બીજુ સ્વરૂપ કે પ્રકાર નક્કી કરવો તે વસ્તુતઃ સ્મારક માટેની રકમ એકત્ર થાય તેના પર આધાર રાખે છે એટલે એ ત્યાર પછીનું કાર્ય છે. સ્વ. નરસિંહરાવની દીર્ઘ અને ખરેખરી સાહિત્યસેવાના પ્રમાણમાં ગુજરાત એમના સ્મરણ માટે જેટલું આપે તેટલું ઓછું છે.

ગુજરાતભરમાં તેમ જ ગુજરાત બહાર એમની સાહિત્યકૃતિઓથી પરિચિત અનેક ભાઇબ્હેનો વસે છે. એમનો વ્યક્તિગત પરિચય ધરાવનારાં પણ અનેક ભાઇબ્હેનો અહીં તહીં હશે. તે બધાં જાતે એમના સ્મારક ફંડ માટે રકમ મોકલી આપે એટલું જ નહીં પણ જે જે દિશામાંથી એ મળવાનો ઑવકાશ હોય તે મેળવીને કે મેળવવાને અમને સહાયતા કરે એવી અપેક્ષા અમે રાખીએ છીએ.

વળી ઇ. સ. ૧૯૨૧ થી સ્વ. નરસિંહરાવે એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગુજરાતી શીખવવાનું શરૂ કર્યું તે દરમ્યાન એમના બી. એ. અને એમ. એ.ના વર્ગના વિદ્યાર્થીઓ થયેલા તથા કૉલેજની તેમની આ સેવા દરમ્યાન તેમના સંસર્ગમાં આવેલા ગુજરાતી વિદ્યાર્થીઓની સંખ્યા પણ ઓછી નથી. એઓ સૌ પણ અમને સહાયતા કરવામાં સ્વ. નરસિંહરાવ તરફનું એમનું મમત્વ સંપૂર્ણતઃ દર્શાવશે એમ અમને શ્રદ્ધા છે. તેમાંના ઘણાયે જુદે જુદે સ્થળે જીવનવ્યાપારને અંગે રહેતા હશે પણ અમારો આ સંદેશ તેમને ત્યાં પણ પહોંચશે એવી આશા છે.

મુંબાઈ, સુરત, વડોદરા, અમદાવાદ, ભાવનગર, રાજકોટ વગેરે અને બીજાં એવાં ગુજરાતનાં શહેરો એકત્ર થઈ કાર્ય કરે તો નરસિંહરાવને ચિરંજીવ રાખવા એ કામ ગુજરાતને માટે બહુ સ્હેલું છે.

'કુસુમમાળા' ને (૧૮૮૭) પ્રસિદ્ધ થયે આજે પચ્ચાસ વર્ષ પૂરાં થાય છે. પચ્ચાસ વર્ષની આવી સતત સાહિત્યપરાયણતાની કદર કરવાનો ગુજરાત માટે આ અવસર છે. પ્રત્યેક ધની સાહિત્યરસિકતાના યુગમાં ગુજરાત આ વિનતિનો ઉચિત જ ઉત્તર આપશે એમ અમને શ્રદ્ધા છે.

ફાળો સમિતિના ટ્રેઝરર શ્રી મનસુખલાલ એ માસ્તર B. A.LL. P. પોસ્ટ ઓફીસ પાસે. માંગલુર. એ સરનામે મોકલવા કૃપા કરવી.

ધનસુખલાલ મહેતા,
ચન્દ્રવદન મહેતા,
ભાનુશંકર વ્યાસ,
યશવંત પંડ્યા,
વિલોચન મુર,
યજ્ઞેશ શુક્લ,
મંત્રીઓ.

---

(અનુસંધાન પૃ ૭૦૩)

૧૯૨૪. રોયલ એશિયાટિક સોસાયટીની મુંબાઈની શાખના ફેલો ચૂંટાયા.

૧૯૨૫. 'સ્મરણમુકુર' ગ્રંથ પ્રસિદ્ધ થયો.

૧૯૨૮–૨૯. મુંબાઈ યુનિવર્સિટી તરફથી 'ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા' અંગે વ્યાખ્યાનો આપ્યાં.

૧૯૩૨. Gujrati Language & Litrature Vol II. પ્રસિદ્ધ થયું.

" એમનાં બીજાં પુત્રી બહેન સરોજિની મહેતાનું અવસાન.

" 'ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા'નું પુસ્તક 'Gujrati Language & Litrature પ્રસિદ્ધ થયું.

૧૯૩૩ 'વિવર્તલીલા' ચિન્તનાત્મક સંગ્રહ પ્રસિદ્ધ થયો

૧૯૩૫. 'બુદ્ધચરિત' કાવ્ય (સર એડ્વિન આર્નોલ્ડકૃત 'Light of Asia' કાવ્યના કેટલાક ભાગના અનુવાદરૂપે) પ્રસિદ્ધ થયું.

૧૯૩૬. એમનાં પત્ની સૌ. સુલોચનાબ્હેનનું અવસાન.

" 'મનોમુકુર' (ગ્રંથ બીજો) પ્રસિદ્ધ થયો.

" 'Gujarati Language & Literature Vol I.નો ગુજરાતી અનુવાદ (શ્રી. રામપ્રસાદ બક્ષી અનુવાદિત) પ્રસિદ્ધ થયો.

૧૯૩૭. અવસાન તા ૧૪ મી જાન્યુઆરી.

# તંત્રીસ્થાનેથી

સ્વ. નરસિંહરાવભાઇને અર્પણ થતી સ્મરણાંજલિ રૂપે ગુજરાતનો આ અંક પ્રસિદ્ધ થાય છે. સ્વ. નરસિંહરાવભાઇની પ્રવૃત્તિ સમસ્ત ગુજરાતના માટે એટલી ઉપકારક હતી કે આવો એક સ્મરણાંક એ પ્રવૃત્તિનું બધું ઋણ ભાગ્યે જ ફેડી શકે. છતાં તત્કાળ જેટલું થઈ શકે તેટલું કરવાનો પ્રયાસ અમારો છે.

અમારા આ પ્રયાસમાં આ અંકના સર્વ લેખકોએ અમને જે સહકાર આપ્યો છે તે માટે અમે તેમના ઋણી છીએ. વસ્તુતઃ તેમના આવા સહકાર વગર આ અંક આ સ્વરૂપમાં તૈયાર થઇ જ ન શકે. ઘણાએ પોતાના વ્યવસાયી જીવનમાંથી સમય કાઢીને પણ અમારી વિનંતિનો સ્વીકાર કર્યો છે તેનો ઉલ્લેખ કરવાની જરૂર છે. નરસિંહરાવભાઇના સ્મરણમાં તો ગુજરાત ધારે તો બે ત્રણ ગ્રન્થો પણ પ્રસિદ્ધ કરી શકે, એ દિશામાં આ તો એક નમ્ર પ્રયાસ જ છે.

સ્વ. નરસિંહરાવભાઇના વિપુલ સાહિત્યસર્જનનું સંપુર્ણ અવલોકન કરવા માટે પણ કોઇ માસિકનો એકાદ અંક અવશ્ય ન્હાનો પડે. છતાં એમના સાહિત્યજીવનનાં વિશિષ્ટ અંગો તો ત્રણ જ કવિતા, વિવેચન અને ભાષાચર્ચા: એટલે એ ત્રણ અંગો વિશે વિચારણા ઇત્યાદિ આ અંક માટે અમે મેળવી શકયા છીએ એ અમારા પ્રયાસની સાર્થકતા છે. અને બીજી વિગતો પણ પૂર્તિ રૂપે આ અંકમાં છે.

વિશેષમાં સ્વ. નરસિંહરાવભાઇએ પથારીમાં પડયા પડયા જે સ્મરણો લખાવેલાં તે એમનું છેલ્લું લખાણ તરંગલીલા પણ અમે આ અંક માટે મેળવી શકયા છીએ. સ્વજનો અને મિત્રોમાંના કેટલાક એમના એ લખાણથી પરિચિત હશે પણ વિશાળ વાચકવર્ગ માટે તો તેમનું એ સૌથી છેલ્લું અપ્રગટ લખાણ છે. એ લખાવતી વખતે પણ જાણે જોયેલાં દૃશ્યો એ પ્રત્યક્ષ અનુભવતા હોય એવો ઉત્સાહ એમનામાં દેખાતો હતો. તે પછી પણ આવાં વિશેષ સ્મરણો લખાવવાનો એમણે પ્રયાસ કર્યો હતો પણ શક્તિએ ધાર્યું કામ ન આપ્યું એટલે ગુજરાત માટે તો આ તેમનું છેલ્લું લખાણ જ છે.

આ અંક માટે વસ્તુસામગ્રી મેળવવા જે સમય જોઇએ તે લક્ષમાં લઇને એકાદ અઠવાડિયાનો વિલંબ વાચકો દરગુજર કરશે એમ અમે ઇચ્છાએ છીએ. અંકમાં અને બહાર છપાયેલી છબીઓના બ્લોક માટે 'જન્મભૂમિ'નો અને 'એલ્ફીન્સ્ટોનિયન'ના તંત્રીના અમે આભારી છીએ.

એમના સ્મારક માટે પણ આ અંકમાં અને તે પહેલાં અન્ય સામયિકોમાં વિનંતિપત્ર પ્રસિદ્ધ થઈ ચૂકયું છે. ગુજરાતભરના વિચારસિકજનો આ પ્રવૃત્તિમાં પૂરેપૂરી મદદ કરશે એવી અમને શ્રદ્ધા છે.

# વર્તમાનસાર

## : રોજનોંધ :

તા. ૩૧ મી જાન્યુઆરી વિલેપાર્લે સાહિત્યસભામાં વિમલેન્દુ મૈત્રે નટરાજનું નૃત્યદર્શન કરાવ્યું. સુરત લોકલ બોર્ડે ઠરાવ કરી સ્કૂલબોર્ડ સમિતિને નિવેદન કર્યું કે શાળાઓમાં શરૂઆતમાં રાષ્ટ્રગીત 'વન્દે માતરમ્' ગવડાવવું.

### ફેબ્રુઆરી

તા. ૨ ફેબ્રુઆરી વડોદરા રાજ્યે 'પુરોહિતપ્રબંધ' સંબંધમાં જાહેરાત કરી કે ૧૯૪૦ માં પુરોહિતની ઉમ્મર ૧૮ વર્ષની હશે તેને આ પ્રબંધ લાગુ પડશે. સ્વર્ગસ્થ નરસિંહરાવ દિવેટિયાનો પુસ્તકસંગ્રહ શ્રી ફાર્બસ ગુજરાતી સભાના પુસ્તકાલયને ભેટ અપાયો. ઉપરાધ્યક્ષ અધિકારી વર્ગના બીજા આચાર્ય શ્રી ઉપેન્દ્રનું અવસાન.

તા. ૩ એમ. એન. રોયના તંત્રીપણા હેઠળ 'ઇન્ડિપેન્ડન્ટ ઇન્ડિયા' નામનું સાપ્તાહિક શરૂ કરવાની જાહેરાત થઈ.

તા. ૪ દિલ્હી નજદીકના કુતુબમિનારા પાસેના ખોદકામને અંગે પુરાણો કાળ્યો, પૃથુરાજ સમયના ઓજાર અને સિક્કાઓ નીકળ્યા.

તા. ૫ મુંબાઈ મ્યુનિસિપલ કોર્પોરેશને સંતતિનિયમનનાં મથકો વધારવાના ઠરાવને ટેકો ન આપ્યો.

તા. ૬ સ્વર્ગસ્થ સાક્ષર શ્રી નરસિંહરાવ દિવેટિયાનું સ્મારક કરવા ને ઉઘરાણું કરવા એક સમિતિ દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીને પ્રમુખપદે નીમાઈ. જર્મનીએ દસ હજાર ટનનું 'એડમિરલ શિપર' નામનું ગશગી જહાજ સાગરમાં ઊતાર્યું.

તા. ૭ મુંબાઈમાં મહાસભા તરફથી મજૂરોમાં પ્રચારકાર્ય કરવાને માહિતગારોનું સરઘસ નીકળ્યું.

તા. ૮ સરકારી જાહેરાત થઈ કે આવતા વર્ષમાં નામદાર શહેનશાહ હાથે દિલ્હી દરબાર ભરાવાનો હતો તે મોકૂફ રહેશે. સેંટ ઝેવિયર કોલેજના ગુજરાતી ઇન્સ્ટિટ્યૂટમાં ગુજરાતી સાહિત્ય પરિષદ વ્યાખ્યાનમાળા અંગે શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીનું બીજું વ્યાખ્યાન 'ગુજરાતનો ઇતિહાસ' વિશે થયું.

તા. ૯ રાષ્ટ્રપતિ જવાહરલાલ નેહરુનું દાદર ખાતે વ્યાખ્યાન થયું. ફ્રેંકોરમાં કવિવર નાનાલાલનો મણિમહોત્સવ ઉજવાયો અને તે સભામાં કવિશ્રીએ વ્યાખ્યાન આપ્યું.

તા. ૧૦ સક્કરની ગુજરાતી વસાહતે પોતાની ગુજરાતી સંસ્થા સ્થાપીને ત્યાં નવા જનાર ગુજરાતીઓના સત્કાર માટે યોજના કરી.

તા. ૧૧ તરુણ ગુજરાતી સાહિત્યસભાના આશ્રયે આચાર્ય આનંદશંકર ધ્રુવે ફાર્બસ ગુજરાતી સભામંદિરમાં સાહિત્ય ચર્ચા કરી. 'ઇન્ડિયા એક્ટ' અનુસાર નવી ચૂંટણીનો આરંભ મુંબાઇ અને ગુજરાતમાં થયો. લેન્કેશાયર કમીટીએ પોકાર કર્યો કે બ્રિટિશ માલની આયાત હિન્દમાં ઘટી ગઇ છે.

તા. ૧૨ ખાદ્ય પદાર્થોની મોંઘવારી થવાના કારણે કચ્છરાજ્યે પોતાને ત્યાં આયાત થતા અનાજ ઉપરનું દાણ માફ કર્યું.

તા. ૧૪ સુરતની પારેખ હુન્નરશાળાના પ્રિન્સિપાલ શ્રી. ચીચગરને યંત્રવિદ્યાનાં ત્રણ પુસ્તકો લખવા માટે સરકારે રૂ. ૪૫૦૦) નું ઇનામ આપ્યું.

તા. ૧૫ રા. બ. ગોવિંદભાઇ દેસાઇના પ્રમુખપદે વડોદરામાં કવિ નાનાલાલનો મણિમહોત્સવ, તે પ્રસગે કવિ નાનાલાલનું "જગત કવિતાના કાવ્યશિખરો" વિશે ભાષણ.

તા. ૧૬ કાશ્મીરના મહારાજાએ સર સી. વી. રામને સ્થાપેલી એકેડેમિ ઓફ સાયન્સને રૂ ૫૦૦ ની ચાલુ વાર્ષિક ગ્રાન્ટ આપવાનું જાહેર કર્યું. વડોદરારાજ્યના ખેતીવાડીખાતા તરફથી કાઠિયાવાડમાં આવેલા કોડીનાર અને ધારી વિભાગમાં ફળની ખેતી કરવાની યોજના વિચારાઈ.

તા. ૧૭ મુંબઇમાં તેમ જ ગૂજરાતમાં એસેમ્બલીની કેટલીક બેઠકો માટે ચૂંટણી.

તા. ૧૮ સર ચિમનલાલ સેતલવાડને વકીલાત કરતાં પચાસ વર્ષ થયાં તેના સ્મરણમાં તેમની કારકીર્દિનો સુવર્ણમહોત્સવ ઉજવવાનો નિર્ણય. ઝાંસીની રાણીએ અંગ્રેજી પુસ્તકમાં સ્વર્ગ. મહારાણી લક્ષ્મીબાઈની બદનક્ષી કર્યા માટે ડૉ. હરિસિંગ ગૌરે તેની પ્રકાશક અગ્રેજી કંપની અને જાણીતા પુસ્તક વિક્રેતા શ્રી. તારાપોરવાળાની કંપની સામે રૂ. ૬ લાખનો દાવો માંડયો.

તા. ૧૯ મુંબાઈ ઇલાકાની કાઉન્સીલની ચુંટણીનું પરિણામ બહાર પડયું. મુંબાઇમાં ગોખલે જયંતી ઊજવાઈ ઝાંઝીબારમાં હિન્દ વિરુદ્ધ કાયદાઓ સામે વિરોધ કરવા સર કાવસજી જહાંગીર સભાગૃહમાં ઇમ્પીરિયલ ઇન્ડીઅન સિટિઝનશિપ એસોશિયેશન તરફથી જાહેર સભા મુંબાઇના મેયર શ્રી જમનાદાસને પ્રમુખપદે ભરાઇ.

તા. ૨૦ મુંબાઇની સેંટ ઝેવીઅર્સ કોલેજમાં રેવ. આર. રફેલનું 'ગણિત અને સંગીત' વિશે ભાષણ.

તા. ૨૧ ચંદનનગરમાં અખિલ બંગ સાહિત્યવિષયક પરિષદ મળી.

તા. ૨૨ મુંબાઈની ઇન્ટરનૅશનલ સોશિયલ ક્લબમાં ડૉ. જે. એમ. કુમારપ્પાનું "માનુષ જીવનના સામાજિક ગુણો" વિશે ભાષણ.

તા. ૨૩ મુંબાઈમાં પી. ઇ. એન. ક્લબના આશ્રયે શ્રી. દેવેન્દ્ર સત્યાર્થીનું 'હિન્દના લોકગીતો' વિશે શ્રી. સરોજિની નાયડુના પ્રમુખપદે ભાષણ.

તા. ૨૪ મુંબાઈ ઇલાકાની એસેમ્બ્લીની કામદાર, ખલાસી, મહિલા, મુસ્લિમ, ખ્રિસ્તી ને યુનિવર્સિટીની ચૂંટણીનું પરિણામ જાહેર થયું. મુંબાઈમાં વસનાર મોતાનિવાસી સ્વર્ગ. રામચંદ્ર એમ. ભટ્ટના ટ્રસ્ટીઓએ રૂ. દોઢ લાખની ઉદાર રકમ મુંબાઈ માટે મેડિકલ કૉલેજનું વિદ્યાર્થીભવન બાંધવા આપી; સદરહુ મકાન સાથે સ્વર્ગસ્થનું નામ જોડાશે.

તા. ૨૪ મુંબાઈ ઇલાકાની એસેમ્બ્લીની સામાન્ય ચૂંટણીનું પરિણામ જાહેર થયું. મુંબાઈમાં કવિવર ટાગોરકૃત 'ચિત્રાંગદા' નાટક 'વિશ્વભારતી'ના લાભાર્થે ભજવાયું.

તા. ૨૫ મુંબઈમાં 'વિશ્વભારતી'ના લાભાર્થે કવિવર ટાગોરનું 'ચિત્રાંગદા' નાટક બીજીવાર ભજવાયું.

તા. ૨૬ શ્રી સાહિત્યસંસદની વાર્ષિક સાધારણ સભા અને સામાન્ય સભા—મંત્રીઓનું નિવેદન, બંધારણના સુધારાને સ્વીકાર. કાર્યવાહીની ચૂંટણી વગેરે કામ થયું.

તા. ૨૭ શ્રી સાહિત્યસંસદના આશ્રયે અને શ્રી કનૈયાલાલ મુનશીને પ્રમુખપદે મળેલી મેઘાણીદ ખેંગારની ૭૫ ગીની અર્પણનો સમારંભ-કાવસજી જહાંગીર હૉલ મુંબઈ. આ સભામાં સ્વ. નરસિંહરાવ માટે શોકનો ઠરાવ પસાર કરવામાં આવ્યો

તા. ૨૮ સુરત સાહિત્યસભાના આશ્રયે સુરતમાં કવિ નાનાલાલનો મણિમહોત્સવ ઉજવાયો.

સાભિમાન પ્રેરયા છે એ ઐતિહાસિક સત્ય આપણે વિસારી શકીએ એમ નથી. નરસિંહરાવભાઈએ પોતે વસંત રજતમહોત્સવ સ્મારક ગ્રંથના એમના ઉપોદ્‌ઘાતમાં આ સત્યનાં દર્શન કરી આપણા ગદ્યના વિકાસની નોંધ લીધી છે. તે લખે છે:–

"માસિક સાહિત્યના સંબંધમાં ભાષાશૈલીની દૃષ્ટિએ વિચાર કરીશું તો પણ 'વસન્ત' માસિકના જીવનમાં વિશેષ રીતના મનનીય અંશો જણાશે. ગુજરાતી ભાષાના ગદ્યસાહિત્યનો ઉદ્‌ભવ બહુ પ્રાચીન નથી. (પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ગદ્યનો ફાળો અલ્પાલ્પ છે તે સુવિદિત છે.) એ સાહિત્યનો ઉદ્‌ભવ સ્વતન્ત્ર ગ્રન્થોના રૂપમાં પણ સરખામણીમાં આધુનિક જ ગણાય. માસિકોના આશ્રયમાં રહીને આધુનિક ગુજરાતી ગદ્ય સાહિત્ય વિશેષ રીતે વિકસિત થયું છે. ગુર્જરી ગદ્યના પિતાનું બિરુદ સ્વ. નવલરામભાઈએ જેમને આપેલું તે મરહુમ રણછોડદાસ ગિરધરભાઈએ "બુદ્ધિવર્ધક સભા" ના 'બુદ્ધિવર્ધક' નામના માસિક દ્વારા જ ગદ્યસાહિત્ય ઉત્પન્ન કરેલું. આ સ્થિતિમાં આજના પ્રયોજનને અંગે તો માસિકોમાંના ગદ્યસાહિત્ય તરફ જ દૃષ્ટિ રાખવાની છે. તો આ પ્રકારના ગદ્યસાહિત્યમાં 'વસન્તે' શી સેવા કરી છે તે વિચારતાં, 'વસન્ત' ની એ સેવા અપૂર્વ લાગે છે! આ ગદ્યસાહિત્યના વિકાસનું સૂક્ષ્મ ઇતિહાસદર્શન અહીં અનાહુત જ ગણાશે; તેમ વળી તે માટે સ્થળ તથા સમયનો પણ સંકોચ આડે આવે છે. આજ તો એ સાહિત્યના મુખ્યમુખ્ય ક્રમોનું દર્શન કરીશું તો બસ થશે. અર્વાચીન ગદ્યસાહિત્યના મુખ્ય સ્તમ્ભ નર્મદ, નવલરામ અને મણિલાલ દ્વિવેદી.

–ઉપોદ્‌ઘાત : વસન્તરજત મહોત્સવસ્મારક–
— ગ્રંથ : ૧૯૨૭ —

નરસિંહરાવભાઈએ ગણાવેલા આ ત્રણ મુખ્ય સ્તંભોની ગદ્યસૃષ્ટિ સાથે આપણે ગોવર્ધનરામરચિત સરસ્વતીચંદ્રની ભાવનાઓ ઝીલતી વિશાળ, પ્રવાહી અને ઉંચીનીચી કલ્લોલમાળાભરી વિવિધરંગી ગદ્યસૃષ્ટિ, નરસિંહરાવભાઈની એકંદરે પચાસ વર્ષભર ખીલેલી ગદ્યસૃષ્ટિ, એમના જ સમકાલીન અને એમના જ જેવા ઉત્કૃષ્ટ ગદ્યપદ્યની જૂની અને નવી રસસમૃદ્ધિના સ્રષ્ટા, વ્યાકરણ, શબ્દસિદ્ધિ, વાગ્વ્યાપાર, રસ, અલંકાર કાવ્ય, વિવેચન, ઇતિહાસ અને સંશોધનમાં ઊંડાઊંડા ઉતરી ગદ્ય અને પદ્યની–બંનેની અલગ અલગ અને સંમિશ્રિત વિવિધતાભર શૈલીના નિર્માતા કેશવલાલભાઈની રસાળ ગદ્યસૃષ્ટિ, વેદઉપનિષદથી માંડી પૂર્વ પશ્ચિમનાં સર્વપ્રકારના સાહિત્યવિહાર કરીને ઉદ્‌ભવેલી આનંદશંકરભાઈની રસવન્તી મધુર ગદ્યશૈલી સાથે સાથે અવલોકીશું તો આપણે આ વિવિધ ગદ્યશૈલીઓ સાથે સાથે ખીલતી નરસિંહરાવભાઈની ગદ્યશૈલીનાં યથાર્થ દર્શન કરી શકીશું.

દીર્ઘ આયુષ્ય ભોગવી આપણા સાહિત્યના બાપ-પિતાહ જેવું બિરુદ પામનાર નરસિંહરાવભાઈનું પદ્યસાહિત્ય આપણને એમના ઉત્તર વયમાં જૂનું થયેલું જણાયું છે પણ વિશેષે કરીને એમનું ગદ્યસાહિત્ય તો એમના એ વયમાં જરા પણ કાળની કૂચની પાછળ પડી ગયું હોય એમ લાગતું નથી. છેલ્લામાં છેલ્લી ગદ્યકૃતિ કે પદ્યકૃતિ એ અવલોકયા વગર રહી શકયા નથી. એમના યુગના મણિલાલથી માંડી છેવટના યુવકકવિ ઉમાશંકર સુધીના આપણા સમર્થ કે આશાપ્રેરક સાહિત્યકારોની યુગવર્તી કૃતિઓ એઓ અવલોકી

ગયા છે ને કેટલીકને વિષે તો એમના શાસ્ત્રીય વિવેચનઆદર્શ અનુસાર ગુણગ્રાહી ને હોય તો દોષદર્શક પણ વિવેચન કર્યાં વગર એ નથી રહ્યા. અક્ષરશબ્દની જોડણી, ઉચ્ચાર કે અર્થમાં તેમજ સાહિત્યકૃતિના આદર્શમાં કલામાં કે આયોજનમાં એમને કોઇ આવી કૃતિની ખામી લાગતી તો તેમાં આ દૃષ્ટિએ એ બેધડક એમનો શાસ્ત્રશુદ્ધને વજનદાર અભિપ્રાય તરત જ પ્રસિદ્ધ કરતા. એમના સાહિત્યાદર્શની લોકોત્તરતા કે પૂજ્યભાવપ્રીતિ એમને કાક ને સત્યદર્શી કરી રૈતી/ સ્વદેશી વસ્તુઓ અને સ્વદેશપ્રીતિને અંગે આ પણ ઇતિહાસમાં ચોકી શરૂ થઇ તેવી ચોકી આપણા સાહિત્યના આ સૈનિક યૌવનથી માંડી આમરણાન્ત કરવામાં ખડે પગે રહ્યા છે એ એમની સાથે ગાઢ પરિચયમાં આવનાર સૌ કોઇ જાણે છે. સાહિત્યાદર્શ પ્રત્યેની આવી એકનિષ્ઠ ભક્તિને લીધે જ અને તેની તૃપ્તિ અર્થેની તાલાવેલીને લીધે જ ગુજરાતી સાહિત્યની અધિષ્ઠાત્રીએ એમને માટે પચાસ પચાસ વર્ષ જેટલી સેવા કરવા માટે આયુષ્યની અનુકૂળતા કરી આપી હતી. અને સાંસારિક ઉપાધિઓથી વર્ષોવર્ષ ઘવાયલા છતાં આ શૂર સૈનિક ઉંચેર વર્ષોને પગથીએ ચડયા છતાં એકસોપાંત્રીશ વર્ષની વયે દસ દિવસ સુધી મહાભારત ઝૂઝનાર મહાન ગાંગેય જેવા આપણને લાગ્યા છે. એમની હમેશની લખાણી રોજનીશી જોવાનો ગુજરાતને પ્રસંગ મળે તો તે જાણશે જ કે પાકા પાન થયેલા એ વિરલ સાહિત્યભક્ત સાહિત્યને વિકસાવનાર કલેશ સાથે ને સાથે તે સમયાંતરે જ ઝૂઝતા. આ પંડિતની આવી આમરણાન્ત ધગશને લીધે જ એમની ગદ્યસરિતાએ પોતાનો પૂર્ણ વિકાસ કરી મૃત્યુના મહાસાગરમાં ભળતાંભળતાં તો કોઇ બ્રહ્મપુત્રા કે ગંગાના મુખપ્રદેશ જેવા ફળદ્રૂપ અને વિશાળપટ મુખપ્રદેશને જળ-બંબાકાર કરી નાંખ્યો છે.

નરસિંહરાવભાઇએ એમને પ્રિય એવા જે ભાષાસાહિત્યના અંગોપાંગને આલેખ્યું છે તેમાં એમના ઐતિહાસિક દૃષ્ટિબિન્દુની ઉદારતા, તેના આયોજનમાં એમની કલાપ્રિય-તા, તેની સંપૂર્ણતામાં એમની એકધ્યાનતા અને તેની રોનકમાં તેમની આત્માભિમુખતા પ્રત્યક્ષ થઇ આવે છે. એમનો કોઇપણ એક ગદ્યલેખ આપણે લઇશું તો આ દૃષ્ટિએ એમાં આવી સફળતા આપણે નીરખશું અને તે ઉપર ઊંડું મનન કરતાં નિશ્ચય પર આવીશું કે એ લેખ કેટલો પૂર્ણ અને એના કોઇપણ અંશમાં જરાએ અપૂર્ણ નહી એવો એ હશે જ.

કેશવલાલભાઇએ એકવાર આપણી ભાષાના ગદ્યવિકાસ પરત્વે કહેલું અને યાદ આવે છે. તમારા નવીન યુગે આપણા ગદ્યને પુષ્ટ જ ખીલવ્યું છે અને એની વિશેષતા એ છે કે એમાં સખ્યાબંધ વિવિધતાભર શૈલીપ્રકારો ખીલ્યા છે. કેશવલાલભાઇના કથનનો તાત્પર્ય અંશતઃ વર્ષના આપણા ગદ્યપિતા નર્મદના ગદ્યથી આરંભી આ વર્ષની છેલ્લી કોઇ શિષ્ટ ગદ્યકૃતિમાં કે આપણા શિષ્ટ માસિકની ગદ્યવિવિધતામાં આપણે આપણા ગદ્યના જૂદા જૂદા માર્ગસૂચક સ્તંભોમાં જોઇશું તો આપણને પ્રત્યક્ષ થશે. આપણા ગદ્ય-સાહિત્યે એના જેને તે વિકાસના પ્રદેશને અનુરૂપ રૂપ્યો નથી અને છતાં તેમાં એ વિષયને અનુરૂપ સરળ, વિવિધતાભર અને સંગીન બન્યું ગદ્ય આપણે જોઇશું. એ ગદ્ય એની સાદી કે પ્રૌઢમાં પ્રૌઢ શૈલીમાં હશે છતાં એના વિશિષ્ટ અને વ્યક્તિગત સહેતુ

આપણે એમાં જ જોઇશું જ.

આપણી ગદ્યશૈલીને આપણે એના પાંચ વિકાસક્રમમાં અવલોકીશું તો નીચેનો ક્રમ આપણને તેના વિકસતા સ્વરૂપ સાથે જણાશેઃ—

(૧) સાદું ગદ્ય. (૨) આલંકારિક, (૩) ગદ્યકારના માનસની અને તેના વિષયવસ્તુની એકરસતા, એકરૂપતા આલેખતું ગદ્ય ૪) ગદ્યકાર તેના વાચકગણને પોતાની સાથે એકરસ કરી પોતે અનુભવે તેવા જ ભાવનો સાક્ષાત્કાર કરાવી એમાં ઔચિત્ય, સૌન્દર્ય અને શક્તિથી ભરપૂર ગદ્ય આલેખે તેવું ગદ્ય અને (૫) સાહિત્યની લોકોત્તરતાનું હૃદયને રસાસ્વાદન કરાવવા ઉપરાન્ત બુદ્ધિને અસર કરી તેમાં તેને લુપ્ત કરનાર લોકધર્મ-વ્યવહારનું મીમાંસક તર્કકોટિને શિખર ચડતું, ન્યાયનો વિવાદ કરતું કે વિજ્ઞાનની ચોકસાઈ-પૂર્ણ ચર્ચાઓ કરતું પરિણત ગદ્ય

ગુજરાતી ગદ્યશૈલીઓના વિકાસની આ વિવધ અવસ્થાઓનું પ્રતિનિધિત્વ કરતી નરસિંહરાવભાઇની ગદ્યશૈલીનાં જૂદાં જૂદાં અવતરણો લઇ એમના ગદ્યના સમગ્ર સ્વરૂપનાં દર્શન કરીએઃ—

**૧ સાદું ગદ્ય.**

"સાહિત્યનો ઇતિહાસ કેવો જોઇએ? રાજકીય, સામાજિક, ધાર્મિક વિકાસનાં દર્શન કરાવે એવો; પ્રજાજીવનને, એ જીવનની ઉત્ક્રાન્તિને, ભૂત વર્તમાન અને ભાવિના અસીમ સાગરને આકાશદષ્ટિથી જુએ અને દર્શન કરાવે એવો; ચિત્રકલામાં જે પરસ્પર પ્રમાણ અને ઉચિત સ્થાનનિર્માણનાં તત્ત્વો ઇષ્ટ ગણાય છે તે તત્ત્વો કૌશલ્યથી સાચવીને સાહિત્યના વિકાસનું આલેખન કરે એવો; પ્રજાજીવન પ્રગટ કરીને અન્ય પ્રજાનાં સાહિત્યો જોડે નિર્વિકાર તુલના કરી બતાવે એવો; વિવેકયુક્ત ન્યાયશક્તિથી સર્વ પ્રશ્નોનો નિર્ણય કરે એવો; સાધનોથી પરીક્ષા વિના પ્રથમથી જ સિદ્ધાન્ત બાંધી ના લે, પ્રથમથી નિર્ણય કરી નાંખે નહિં, એક પક્ષ તરફ ઢળી જાય નહિં, અત્યુક્તિમાં ખેલ નઃ ખેલે,—એવો; પોતાના વિષયમાં ઊંડું અવગાહન કરી અપૂર્વ મૌક્તિકો વીણી લાવનારો, સાગરના તરંગો ઉપર માત્ર તેજસ્વી નૃત્ય કરીને અન્યને આંજી નાંખવામાં આનન્દ ના માને એવો, વર્ણનવિષય સમયમાં પોતે જીવતો જાગતો વ્યવહાર કરે, તે સમયના જીવન જોડે તદ્રૂપતા અનુભવે, સહાનુભૂતિ અને કલ્પનાબળથી તે તે કવિની, ૪સાહિત્યકારની, કૃતિયોનું દર્શન કરીને કરાવે એવો; કવિ અથવા સાહિત્યકારના સમયનું વાતાવરણ, એ વાતાવરણની કવિસાહિત્યકારની કૃતિ ઉપર અસર; એ કવિસાહિત્યકાર પોતાના સમયનો ઘડનારો હતો કે પોતે તે સમયનું બાલક હતો એ પરીક્ષણ; કૃતિની રસદષ્ટિયે પરીક્ષા, અન્ય જોડે તુલનાઃ કવિનું જીવન, એ જીવનનો એની કલાકૃતિ સાથે સંબન્ધ અથવા વિચ્છેદ, જે'ના પ્રમાણમાં એ કૃતિમાં હૃદયની સાચાઇના રણકાનું અસ્તિત્વ અથવા ઊનતા આવે, નૈસર્ગિકતા અથવા કૃત્રિમતા આવે; આ સર્વનું દર્શન કરી કરાવે હેવો;–હેવો સાહિત્યનો ઇતિહાસ જોઇયે. કેટલાક કવિયો સ્વેચ્છા-

૪ સાહિત્યકાર એ શબ્દયોજના અદ્ધિ કરવી પડી છે.

'સાહિત્યક' એ શબ્દ તો તદ્દન અશુદ્ધ અને ભાષાના નિયમોનો અજ્ઞાનમૂલક ઉચ્છેદ કરનારો છે, તેથી હું એ પ્રયોગ ના સ્વીકારું તો ક્ષમા મળશે એમ આશા છે.

(૩) છેવટે એટલું અંતઃકરણપૂર્વક કહુંછું. કે આ નાટકો વિષેની મારી અશ્રદ્ધા યોગ્ય પ્રમાણોથી ખોટી ઠરશે તો મારા જેટલો આનંદ બીજા કોઇને નહીં થાય. કેમકે અર્વાચીન તેમ જ પ્રાચીન ગુર્જર સાહિત્ય તથા ગુર્જરભાષા તરફની ભક્તિમાં હું કોઇને નમતું આપું તેમ નથી.

— ત્રીજી સાહિત્ય પરિષદનો અહેવાલ : કવિ પ્રેમાનંદનાં નાટકો.

(૪) આ અતિ તીવ્ર બ્રહ્મચર્યની ભાવનાને સાચવી રાખવાને માટે છેક આરમ્ભથી જ રા. નાનાલાલ પોતાના આ નાટકનાં નાયકનાયિકાને બહુ જ સાવચેતી જ દેહસ્પર્શથી અસ્પૃષ્ટ રાખેછે. જે વખતે આ ઉચ્ચભાવના વિકાસ નહોતી પામી, હજી જયન્તને જયા જોડે સંસારલગ્નથી જોડવાની અભિલાષા હતી, તે વખતે પણ 'હિમગંગા' માંથી. જયાને બચાવતી વખતે જયન્ત એને શરીરસ્પર્શ કરીને ઉંચકી નથી લઇ જતો, પણ ધનુષ્યમાં જયાને ભરવીને ઊપાડી લઇ જવાનું અદ્‌ભુત પરાક્રમ કરેછે (અંક ૧, પ્રવેશ ૬, પૃષ્ઠ ૧૧, છેવટનો ભાગ); અંક ૩, પ્રવેશ ૧ સુધી આવી પહોંચીએ છીએ ત્યારે તો જયા અને જયંત વચ્ચે દેહલગ્નની વાસના સરી પડવા લાગી જ છે અને આત્મલગ્નની વાંછના જ ઉદ્‌ભૂત થઈ વિકસિત થઇછે; ત્યારે પણ—અથવા તો, ત્યારે તો ખાસ—જયન્ત અને જયા ભાવિનિર્ણયની ચર્ચા કરતાં ઊભાં છે તે વખતે પ્રત્યેક જુદા જુદા આંબાને અઢીંગીને ઊભાં રહ્યાં છે. (પૃષ્ઠ ૧૨૮ પંક્તિ ૩); જયા એક આંબાની ડાળે ચઢીને બેસેછે (પૃષ્ઠ ૧૨૯, છેવટની બીજી પંક્તિ), ત્યારે જયન્ત બીજી આંબા ડાળે ચઢીને બેસેછે (પૃષ્ઠ ૧૩૦, પંક્તિ ૬); અને અંતે નાટક સમાપ્ત થઇ, છેવટના epilogue રૂપ પ્રવેશમાં જયા અને જયન્ત આત્મલગ્નથી જોડાયલાં જયા અને જયન્ત-દેહલગ્ને અણજોડાયલાં જ છે તે વાતને ભાર દઇને પ્રત્યક્ષ કરવાને માટે કવિએ નાયકનાયિકાને એક હોડલામાં ના બેસાડતાં જુદા જુદા હોડલામાં બેસીને ચાંદનીમાં ગંગાજીના જળમાં વહે છે એમ ચિત્ર આપણી સમક્ષ મૂકે છે.

મનોમુકુર : ગ્રંથ બીજો : જયા અને જયંતનું અવલોકન પૃષ્ઠ ૭૪.

વિસ્તારથી આપેલાં નરસિંહરાવભાઇની ગદ્યસૃષ્ટિમાંનાં આ ઉદાહરણો પરત્વે મારા તરફથી વિવેચનનો ભાર હું નાંખીશ નહીં. પ્રત્યેક વિકાસક્રમમાં સુંદર, સરળ અને ઔચિત્યપુરઃસર ખીલેલી દેહયષ્ટિ અને આત્મકલાનું સુભગ સૌષ્ઠવ એમાંથી ઉદ્‌ભવતું રસિક વાચકને પ્રત્યક્ષ થાય એવી એ સૃષ્ટિ એની નેત્રમણિ જેવી સૂચક ને પારદર્શક નિર્મળતાથી આપોઆપ બોલી ઉઠશે જ.

આરંભમાં મણિલાલના ગદ્યમંદિર વિષેના મારા ઉલ્લેખમાં 'મણિલાલ'ને સ્થાને 'નરસિંહરાવ' મૂકી, એની પ્રત્યેના એ જ પ્રમાણેના મારા પૂજ્યભાવ હું વ્યક્ત કરું છું. અને અંતે **कीर्ति** **:श्रीर्वाक्** રૂપ પેલી તેજસ્વિની જાજ્વલ્યમાન આર્યા દ્રૌપદીને સ્મરી તેના જેવી આ આપણી સુરેખ ને અકબંધ ગદ્યશૈલીને તેની સાથે સરખાવી આપણા ગદ્યમંદિરના આ અમર ગદ્યશિલ્પીની કલાકૃતિને હું મારું હૃદય આર્દ્રભાવે નમાવું છું.

ગણાવેલાં ચર્ચાત્મક પ્રકાશનો તથા વિવર્તલીલા, અભિનયકલા અને મનોમુકુર પુસ્તકરૂપે આપણી પાસે ઘણા સમય થયાં હયાતી ધરાવે છે, છતાં શ્રી. નરસિંહરાવભાઈ તો કવિ અને ભાષાશાસ્ત્રી તરીકે જ પ્રતિષ્ઠા પામેલા હોઈ તેમના ગદ્યલખાણની વાત સાહિત્ય શોખીનોમાં પણ બહુ જૂજ થયેલી છે.

શ્રી. નરસિંહરાવભાઈના ચર્ચાત્મક લેખોમાં આવેલી હકીકત હમેશાં વિશ્વાસ રાખવા લાયક હોય છે; તેમાંની દલીલ એક સમર્થ વકીલની ચીવટથી અને કાબેલીયતથી રજુ કરવામાં આવેલી હોય છે; પોતાને મદદરૂપ થાય એવી ઝીણામાં ઝીણી વાત પણ ખુબ સાવચેતીથી અને સંપૂર્ણ કુશળતાથી મૂકેલી હોય છે, અને તે બધી વખત ભાષાની શુદ્ધિ અને ભાષાની સચોટતા કદી પણ વિસરાયેલ હોતાં નથી. તેમની ભાષા હમેશાં સીધી અને મુદ્દાને બરાબર સિદ્ધ કરનારી હોય છે—અને જો કે સાધારણ જ્ઞાનવાળો લેખક સમજી શકે તેના કરતાં કદાચ કોઈવાર અઘરા શબ્દોનો ઉપયોગ થયેલો જણાશે—પરંતુ તે શબ્દો મામુલી જ્ઞાનવાળાને જ અઘરા લાગે, જરાપણ સંસ્કારી અભ્યાસ હોય તેમને તો બહુ ઉપયુક્ત અને જરૂરના જ લાગે. શ્રી. નરસિંહરાવભાઈએ વાપરેલા શબ્દને બદલે બીજો શબ્દ મૂકવો એ હમેશાં બીનસલામત જ સમજવા જેવું છે કારણ કે તેઓ દરેકે દરેક શબ્દના સંપૂર્ણ અર્થ, તે શબ્દમાં સમાયેલા ધ્વનિ, અને તે શબ્દની અમુક જગાએ ઉપયોગિતા,—એવી સુંદર રીતે જાણતા અને લખાણમાં એટલી કડક કસોટી કર્યા પછી જ દાખલ કરતા કે એક પણ શબ્દ આઘોપાછો કરીએ તો એક સુંદર કૃતિને બગાડી નાખ્યા જેવું જ થઈ જાય.

જ્યારે તેઓ વિવેચન કે વિવરણ કરતા હોય ત્યારે તો તેમના શબ્દો જાણે અખૂટ શક્તિ ભરેલા તેમની સેવામાં હાજર થઈ જતા. ભાવના સૂક્ષ્મ ભેદો, વિકાસના લઘુતમ ક્રમો, એકંદર લખાણમાં ઉપસ્થિત થતી ઉગ્ર શક્તિ : આ બધું જણાવવા માટે શ્રી. નરસિંહરાવના શબ્દોમાં અનંત સામર્થ્ય હતું, ખૂબ ઔચિત્ય હતું અને ખરેખર અદ્વિતીય કૌશલ્ય હતું. ઉત્તર રામચરિતની પ્રેમભરી સમાલોચના કે વિલાસિકાની કદરપૂર્ણ સાહિત્યાલોચના, જયા જયન્તમાંના સુંદર શ્લોકોનું પૃથક્કરણ કે સંન્યાસી નવલકથાના ભાષાંતરની રસશોધક પિછાન એ બધે પ્રસંગે તેમની ભાષા એક સરખી અર્થવાહી, અસરકારક અને જોરદાર માલુમ પડે છે. અને જ્યારે અસત્યભાષારોપણ કે વ્યાકરણના કોઈ પ્રસંગને સમજાવવા પ્રેરાય છે ત્યારે પણ તેમના વિચારોને અને દલીલોને પૂર વેગે રેલી દેવામાં તેમની ભાષા એટલી પ્રવાહી અને પ્રસન્ન બની જાય છે કે વાચક વિચારમાં અને દલીલમાં ન ડુબે તો ભાષાની મોજમાં અવશ્ય મગ્ન થઈ જાય જ.

ભાષાની સરળમાં સરળ શક્તિ તેમના લખાણમાં જ્યારે જોઈએ છીએ ત્યારે ગુજરાતની ભાષા કંગાળ છે, તેમાં શબ્દભંડોળ જોઈએ તેટલો નથી,—તે કાંઈ ઝીણી ઝીણી વિચારસરણિ જુદી પાડી શકાતી નથી વગેરે જે દલીલો વાપરવામાં આવે છે એ બધી કેટલી અયોગ્ય છે તેની આપોઆપ ખાતરી થઈ જાય છે. તત્ત્વજ્ઞાનમાં કે ગ્રંથવિવેચન-માં તેમની ભાષા એટલી સમૃદ્ધ અને સરળ બનેલી છે કે ગુજરાતી ભાષાભંડાર જોર

માટે જે કાંઇ હીન વચનો કાઢવામાં આવે તે માત્ર લખનારની જ અશકિતનું પરિણામ છે એમ કહેવાઇ જાય છે. બધા લેખકોને વાગ્દેવી પોતાનાં રહસ્યો એકદમ આપી દેતી નથી. વાગ્દેવીનો પ્રસાદ મેળવવા માટે જે અભ્યાસ અને ખંત જરૂરનાં છે તે આપણે જરા પણ ન બતાવીએ અને છતાં ભાષાની ઊણપની જ વાતો કર્યા કરીએ તો તેમાં ભાષાનો નહિં, પણ આપણો જ દોષ છે. કોઈ પણ લેખકને ભાષાની ગરીબી નડી નથી— નર્મદાશંકરથી ગુજરાતી ગદ્યની શરૂવાત થઈ અને નવલરામ, મણિલાલ, ગોવર્ધનરામ વગેરે લેખકોએ ગુજરાતી ભાષાને ખૂબ સફળતાથી વાપરી છે એ જાણવા છતાં કોઇને ભાષાના દારિદ્રય વિષે શંકા રહી હશે, તો શ્રી. નરસિંહરાવનાં ગદ્યલખાણ તે સદંતર ટાળી દેશે એની ખાતરી છે.

શ્રી. નરસિંહરાવનું ગદ્ય ગુજરાત પાસે અનેક દૃષ્ટાંતો રજુ કરી સિધ્ધ કરી દેશે કે ગુજરાતી ભાષામાં ગંભીરમાં ગંભીર વિષયો સફળતાથી લખી–ચર્ચી શકાય છે એટલું જ નહિ. પણ ગદ્યનાં હળવાં અને સાદાં લખાણો પણ તેટલી જ સફળતાથી લખી શકાય તેવી શકિત ગુજરાતી ભાષામાં ઘણા જ સારા પ્રમાણમાં રહેલી છે. હળવાં અને સાદાં લખાણ જ નહિં, પણ કદાચ ગદ્યમાં કાવ્ય લખવું હોય તો પણ ગુજરાતી ભાષાના શબ્દોમાં કોમલતા અને સરસતા એવી સરસ રીતે આમેજ થયેલાં છે કે છંદ અને રાગનો ત્યાગ કરી, ઘરતા વજનવાળા શબ્દો વાપરી તે કામમાં સંપૂર્ણ રીતે ઉપયોગી થાય તેવી સ્થિતિ છે.

શ્રી. નરસિંહરાવ રસ તથા કલાને વિષે ચર્ચા કરતા હોય, કે દૂરથી ગીતધ્વનિ કે સ્વેચ્છાસ્વીકાર જેવા કોઇ કાવ્યગુણથી ઉભરાતા વિષય પર લખતા હોય, ત્યારે તેમનું ગદ્ય એવું સુંદર અને ચુનંદા શબ્દોથી વિરાજિત બની જાય છે કે કેમ જાણે આપણે કવિતા જ વાંચતા હોઇએ એવો ઘડીભર ખ્યાલ આવી જાય છે.

વળી જ્યારે સ્મરણમુકુર જેવા હળવા પ્રસંગો લખવા બેસે છે ત્યારે શ્રી. નરસિંહરાવની કલમ પણ હળવી, સાદી, અને સરળ બની જાય છે. સ્મરણમુકુરની જાતનું લખાણ કેટલે દરજ્જે સ્વીકાર્ય છે એ જુદી વાત છે. નજીવી બાબતોનાં ગંભીર પરિણામ આવે છે એ જગતનો હમેશનો અનુભવ છે. અને તેથી નજીવી બાબતને પણ જગત સમક્ષ મુકતાં વિચારશીલ લેખકોએ ખૂબ ઊહાપોહ કરવાની જરૂર છે તે દેખીતું છે. આવી બાબતોમાં જ્યારે થોડા મોટા લોકો ભુલ કરે અને બીજા મોટા લોકો મુંગા રહે ત્યારે નાના લેખકો અને વિચારકો બીચારા અશરણ જ થઈ જાય છે. ભાષાની શુદ્ધિ માટે અત્યંત આગ્રહ સેવનાર પંડિત, વાતાવરણમાં પેસી જતી અશુદ્ધિ માટે વિચાર ન કરે તે વખતે નાનાં માણસો તો त्वं चेन्नीचपथेन गच्छसि पयः कस्त्वंनिरोद्धुंक्षमः એમ દીનવાણી બોલીને જ શમયખી રહે. આવા આવા પ્રસંગો હાલહાલના ગુજરાતી સાહિત્યમાં ફુટી નીકળે છે અને તે વખતે કોઇપણ વિચારક કે વિવેચક સ્વરૂપ ધારણ કરી સન્માર્ગદર્શક બનવા જેટલું ગારવ દાખવી શકતો નથી એટલે એ વાજું એમ જ વાગ્યા કરે છે. પરંતુ જેમ ભાષાની શુદ્ધિ માટે કે દર્શનની ભુલ માટે સાહિત્યપંડિત

# ડૉ. રવિશંકર ગણેશજી અંજારીઆકૃત પુસ્તકો

**૧૯૩૭ ના માર્ચ આખર સુધીમાં ખરીદનારને નીચેની ખાસ ઘટાડેલી કિંમતે આપવામાં આવશે.**

| | મૂળ કિંમત | ઘટાડેલી કિંમત |
|---|---|---|
| ૧ વગર દોકડાનો વૈદ્ય | ૨–૦–૦ | ૦–૧– |
| ૨ પ્રભાત પ્રાર્થનામાળા | ૨–૦–૦ | ૦–૧૧–૦ |
| ૩ વૃદ્ધાવસ્થામાં તંદુરસ્તી | ૧–૮–૦ | ૦–૮–૦ |
| ૪ વહુને શિખામણ | ૧–૦–૦ | ૦–૫–૦ |
| *૫ આદર્શ જીવન | ૧–૦–૦ | |
| *૬ હિંદના હિતનો ઉકેલ | ૧–૦–૦ | |
| ૭ હઠયોગ | ૧–૪–૦ | ૦–૭–૦ |
| *૮ શતશ્લોકી | ૦–૧–૦ | |
| *૯ આરોગ્ય દોહાવલી | ૦–૧–૦ | |
| કુલ કિંમત રૂા. | ૯–૧૪–૦ | |

*આ પુસ્તકો છુટક મળી શકશે નહિ આખા સેટમાં જ અપાશે. પોસ્ટેજ ખર્ચ અલગ.

**નવ પુસ્તકોના આખા સેટની મૂળ કિંમત રૂ. ૯–૧૪–૦ થાય છે તે રૂ. ૩–૪–૦ મળશે.**

ઉપરનાં પુસ્તકો મુંબઈ તેમ જ અમદાવાદમાં નીચે જણાવેલા ઠેકાણેથી મળી શકશે. પરંતુ મુંબઈમાં ઘટાડેલી કિંમત ઉપર રૂપીએ ૦–૨–૬ અને અમદાવાદમાં રૂપીએ ૦–૧–૬ ખર્ચ જેટલું વધુ લેવાશે.

**મુંબાઈમાં:—આર. આર. શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨**

**અમદાવાદમાં:—ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ–અમદાવાદ.**

---

દરેક સાર્વજનિક પુસ્તકાલયમાં અને દરેક સંસ્કારી ગૃહમાં ખાસ રાખવા જેવાં રુચિક, બોધક, ઉપકાર અને મનુષ્ય જીવનને માર્ગદર્શક થાય તેવાં શિષ્ટ વાચન માટે પસંદગી પામેલાં ઉત્તમ કોટિનાં પુસ્તકો;—

| | મૂળ કિંમત | લેવાની કિંમત |
|---|---|---|
| શ્રી ધોંડો કેશવ કર્વેનું આત્મચરિત્ર | ૩–૦–૦ | ૧–૮–૦ |
| ૨ વીર ગારિબાલ્ડી | ૧–૮–૦ | ૧–૦–૦ |
| ૩ બેન્જામીન ફ્રેન્કલીન | ૨–૦–૦ | ૧–૦–૦ |
| ૪ બુકર ટિ. વૉશિંગ્ટન | ૧–૧૨–૦ | ૧–૦–૦ |
| ૫ કોરમ પુસ્તક ૧–૨ | ૧–૧૩–૦ | ૧–૦–૦ |
| ૬ થોમસ એલ્વા એડીસન | ૨–૦–૦ | ૧–૦–૦ |
| ૭ અપંગની પ્રતિભા (હેલન કેલરની આત્મકથા) | ૦–૧૨–૦ | ૦–૧૨–૦ |
| ૮ જગતના શીતારા | ૦–૮–૦ | ૦–૭–૦ |
| ૯ અમારા જીવનની કેટલીક યાદગીરીઓ | ૧–૮–૯ | ૧–૪–૦ |
| ૧૦ ગાંધીજીની આત્મકથા ભાગ ૧–૨ | ૧–૦–૦ | ૧–૦–૦ |

પોસ્ટેજ તથા રવાનગી ખર્ચ જુદું.

લખો:—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

રાવપુરા–વડોદરા.

# ગુજરાત'ના લેખકો, ગ્રંથકારો, પ્રકાશકો ને ગ્રાહકોને

૧ 'ગુજરાત'માં પ્રસિદ્ધિ માટે મોકલવાના લેખો, 'તંત્રીમંડળ,' ગુજરાત, ૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબાઈ, ૧' એ સરનામે મોકલવા વીનંતી છે.

૨ વિનિમયનાં પત્રો તેમ જ અવલોકનાર્થે ગ્રંથો પણ 'તંત્રીમંડળ'ને જ સરનામે મોકલવાં; આપતંત્રી કે બીજા કોઈને નહીં મોકલવાં.

૩ 'ગુજરાત'માં પ્રસિદ્ધિ માટે મોકલાયલા લેખો 'ગુજરાત'માં પ્રસિદ્ધ કરવા કે કેમ તે તંત્રીમંડળના નિર્ણય ઉપર આધાર રહેશે.

૪ પ્રત્યેક લેખકને તેના મોકલેલા લેખોની મળ્યાપહોંચ સામાન્ય રીતે અમે લખતા નથી. સ્વીકારાયલા લેખો 'ગુજરાત'માં અનુકૂળતાએ પ્રસિદ્ધ કરવામાં આવશે. નહીં સ્વીકારાયલા લેખો પાછા મંગાવવા ઇચ્છનારે પૂરતી ટપાલ માટેની ટિકિટો બીડી હશે તો જ પાછા મોકલવામાં આવશે. ટપાલમાં અથવા બીજી કોઇ પણ રીતે ગૂમ થયેલા લેખો અથવા કાગળ માટેની જવાબદારી 'તંત્રીમંડળ' કે 'ગુજરાત કાર્યાલય'ને શિર નથી. લેખકને પોતાના લેખની નકલ રાખવા અમારી વીનતી છે. સ્વીકારાયલા લેખોનું અસલ લખાણ પાછું મોકલી શકાશે નહીં.

૫ ભાષાન્તર, અનુવાદ કે આરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રંથ કે લેખના કર્તાની પરવાનગી મેળવવી અને તે વિગત અમને જણાવવી. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની બધી યે જવાબદારી તે લેખ મોકલનારને શિર જ રહેશે.

૬ કોઇ પણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો હોય તો તેમ તથા બીજા કોઇ પત્રમાં પ્રસિદ્ધ કરવા મોકલ્યો હોય તે અમને લખી જણાવવું.

૭ ગ્રાહકોને સઘળા પ્રકારનો પત્રવ્યવહાર 'વ્યવસ્થાપક, ગુજરાત' ૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબાઈ નં. ૧' એ સરનામે કરવા વીનતી છે.

તંત્રીમંડળ, 'ગુજરાત'

# ||| જય સોમનાથ ! |||

'પાટણની પ્રભુતા' ને 'ગુજરાતના નાથ'ના પુરઃસંધાનરૂપ
ઐતિહાસિક નવલકથા

. કનૈયાલાલ મુનશી

[ પૃષ્ઠ ૪૭૮ થી ચાલુ ]

[ પ્રબોધિની એકાદશીને દિવસે સોમનાથના શિવાલયમાં અધિષ્ઠાત્રી ગંગાના હાથ નીચે ત્રણસો ચારસો નર્તકીનાં નૃત્ય. ગંગાની પુત્રી ચૌલાનો નૃત્યનો પ્રથમ દિન હોવાથી તે નૃત્યમાં તદાકાર થઈ જાય છે. સોમનાથ સિવાય બધા માટે બેપરવાહ છે. ગુર્જરનરેશ ભીમદેવના આગમનની ખબર.

આરતિને વખતે ગંગસર્વજ્ઞ ભીમદેવની સાથે મંદિરમાં પ્રવેશ કરે છે. ગંગાના કીર્તન પછી ચૌલાનું નૃત્ય શરૂ થાય છે. તે પોતાનો આત્મા નૃત્યમાં રેડે છે અને ધરણી પર ઢળે છે, તેવામાં દામોદર મહેતાના આવવાના ખબર મળે છે. તે ગરજનાધિપના આક્રમણની ખબર આપે છે. ભીમદેવ રક્ષણની તૈયારી કરવા જાય છે. ચૌલાની પાછળ એક કાપાલી પડે છે. ભીમદેવ તેને બચાવે છે. બંનેનું મીલન. ભીમદેવનું હૃદય ચૌલા તરફ દોડે છે અને પગ પાટણ તરફ જાય છે. પનિહારીઓ કંકયોગેશ્વરના મુડદાથી ચમકે છે. બધાં ગભરાય છે. શિવરાશિ ગંગ સર્વજ્ઞને કહેવડાવી તેડાવે છે. તે શાંતિ ફેલાવે છે. ચૌલા ભીમના પ્રેમનાં સ્વપ્નાં જુએ છે કંકના મરણના ખબરથી ચકિત થાય છે. કાપાલીના મુડદાથી હાહાકાર ફેલાય છે. સર્વજ્ઞ સજ્જનને ઘોઘારાણાને ચેતાવવા મોકલે છે. સજ્જનની સાંઢણીનો વિષમ રણપ્રવાસ. યવનોનો ભેટો. બીજે રસ્તેથી સજ્જનનો પુત્ર સામંત આવે છે. સામંતનો વિમળ સાથે ભેટો. વાક્પતિરાજ સાથે મળવું. તેની મદદ માગવાની ના. સામંત ઉશ્કેરાઈ જાય છે. પણ વિમળમંત્રી ફેંસલો પાડે છે. અને રાત્રે ત્યાંથી વિદાય લઈ મુખીની પાછળ પડે છે પણ તેને ઝાલોરની હદ કુદાવવા દે છે. ઝપ્પાઝપ્પી. મુખીનું મરણ. વિમળ મારવાડ તરફ. સામંત ઘોઘાગઢ તરફ. રસ્તામાં સામંતને મ્લેચ્છને શોધતા બીજા યોદ્ધાઓ મળે છે જે પોતાની સાથે આવવા તેને વીનવે છે. સામંત સાંઢણી હંકારી ભમ્મરીયા જાય છે. ગઢની, મંદિરની અને બાણની ખંડિત અવસ્થા જોઈ ખિન્ન થાય છે. રાજગુરુ મળે છે અને કથા શરુ કરે છે.

ગંભીરતાથી અને મમત્વથી ગુરુ ઘોઘાબાપાની જશગાથા કહી સંભળાવે છે. સુલતાનનું કલંક, હમીરના દૂતોનું આગમન, ઘોઘારાણાનો યવનસેનાને માર્ગ આપવાનો નકાર. રણભૂમિનુ તાંડવ, ઘોઘાબાપાનો અદ્‌ભુત યુદ્ધખેલ, વીરાંગનાઓનું જોહર વગેરે પ્રસંગો રાજગુરુ વિગત સાથે વર્ણવે છે. સામંત બધું સાંભળી સ્તબ્ધ બની જાય છે. સોમનાથને ચરણે સ્વાર્પણ કરવાનો નિર્ણય કરી એ પિતાની શોધમાં જવા તત્પર થાય છે. રાજગુરુ પણ એની સાથે જવા તૈયાર થાય છે. બંને રણથંભી માતાના મંદિરને રસ્તે જવા નિર્ણય કરે છે. 'મહમૂદની સેનાનું પ્રયાણ ઉગ્ર આંધિનું આક્રમણ. સજ્જન એ આંધિનો નાયક બની સુલતાનના સૈન્યના એક વિભાગનો નાશ કરી પોતે પદમડી સાથે મૃત્યુને વરે છે. સુલતાનના વ્યકિતત્વથી સેનામાં ઉત્સાહનો સંચાર. રાજગુરુ અને સામંત દૂત બની આવે છે. સામંત સુલતાન પર છુપોછૂપો તરાપ મારે છે. સુલતાન એને હરાવી ગૌરવથી રાજગુરુ સાથે છૂટતો જવા દે છે. સુલતાનનો વિજય માટે નિશ્ચય એના પ્રતાપ અને ગૌરવથી સૈન્યમાં પ્રાણનો સંચાર. — હવે આગળ વાંચો.

# પ્રકરણ નવમું

## ઘાધામાપાનું ભૂત

ચોગાનમાં અર્જણ ગઢવી એમના ખાટ પર ઘસઘસાટ ઉંઘતા હતા. એ વૃદ્ધના નસ્કોરામાંથી નીકળતો શાંત ને નિયમિત ખરરાટ મહેલ ચાકીઓને એમની હાજરીની જાણ રોજની જેમ આજે પણ કરતો હતો. આજે મધરાત વીતી ગઇ હતી. અને નીલમગઢનાં ગલ્લીગોંદરાંમાં સ્ત્રીપુરુષો પણ ઉંઘતા હતા.

નીલમગઢ આગળ પાટણના ધણીની હકુમત પુરી થતી એની જરા ગાઉ જંગલ હતું અને તેમાંથી આવતો પવન રોજ રાતે ઘણા માણસોના રડવા જેવો સાદ કરતો. અનેક વર્ષો થયાં રોજ રાતે એ સાદ સાથે અર્જણ ગઢવીની ઘોર સૂર પુરતી. આજે આ સૂરસંવાદને જાણે કોઇ તાલ આપતું હોય એવો અવાજ સંભળાયો. ખબડક...ખબડક. ઉંઘતાં ગઢવીને સ્વપ્નું આવતું હતું તેમાં પણ એ અવાજ સંભળાયો, ને સ્વપ્નું તૂટ્યું. અર્ધ જાગ્રત અવસ્થામાં તે એ અવાજ સાંભળી રહ્યા......ખબડક ખબડક-ખબડક અજાણ્યા જેવી વાત. ગઢથી બે જોજનના દુર એક સુંદર વીસામો હતો એટલે તેને છોડી ગામે આ રડતા જંગલની વચ્ચે થઇ કોઇ આવવાની હીમત નહીં કરતું. આજે આ કોણ આવતું હતું, અને તે પણ આ ઝડપે!

ગઢવી બેઠા થઇ કાન દઇ સાંભળી રહ્યા. સાંઢણીઓ આવતી હતી. એક...બે...ત્રણ! ભ્રમ ન હતો અવાજ પાસે આવતો હતો. કોઇ દોડતી સાંઢણીઓએ આવતું હતું. ગઢવી પોતાની તરવાર ને તીર સજ્જ કરવા લાગ્યા. ખબડક ..ખબડક ..ખબડક.

ગઢવી ગઢ પર જઇ ત્રણ તરફ જોઇ રહ્યા. તારાઓના ઝાંખા અજવાળામાં ઝાઝું જણાતું નહોતું. પણ અવાજ વધારે ને વધારે સ્પષ્ટ સંભળાતો જતો હતો. તીક્ષ્ણ ને અનિમિષ નેત્રે વૃદ્ધ ગઢવી અંધકાર ભેદવાનો પ્રયત્ન કરી રહ્યા. સ્મશાનભૂમિમાં માણસો રડતાં હોય એવો અવાજ જંગલમાંથી આવ્યા કરતો. તારાઓ આગીઆની માફક ઉડતા લાગ્યા. થોડી વારે ત્રણ ઓળા દેખાયા, દૂરથી પાસે આવતાં જાણે સ્મશાનમાંથી સાંઢણીનાં પ્રેત હોય તેમ. ગઢવી ધ્રુજ્યા. બુમ મારી તેણે તેના માણસોને ઉઠાડ્યાં. જ્યારે અપાર્થિવ લાગતી સાંઢણીઓ પાસે આવી ત્યારે ગઢ પર આઠ તીરંદાજો તીર તાકી તૈયાર ઉભા રહ્યા હતા ખરા, પણ તેમના હાથ ધ્રુજતા હતા.

"કોણ છો? ક્યાં જાઓ છો? અત્યારે?"

"હું પ્રભાસપાટણ જાઉં છું. જરૂરનું કામ છે." એક ઊંડો ગંભીર અવાજ આવ્યો.

"નામ શું?"

"મોહાણ છું. ગઢ ખોલો ને નવી સાંઢણીઓ આપો." મતવાલી પણ અધીરા

અવાજે બોલનારે કહ્યું. તરત ગઢવીએ ગઢનાં બાર ખોલ્યાં, અને એક જણ પહેલી સાંઢણી પરથી ઉતરીને અંદર આવ્યો. ગઢવી એટલા ગભરાયલા હતા કે હજી પણ એમને સાંઢણીઓ માત્ર ઓળા જેવી જ લાગતી.

"અત્યારે કેમ આમ ઉતાવળા ?" અરજણ ગઢવીએ પુછ્યું, પણ તે અટક્યા. તેમનાં રુંવાડાં ઉભાં થઇ ગયાં. યુવક સુકકો હતો, અને ચીતા પરથી પાછું ઉઠેલું પ્રેત હોય તેવો તે ફીકકો હતો. તેની સ્થિર તેજસ્વી આંખો ભયાનક હતી.

"ત્રણ સારી સાંઢણી આપો. મારે પ્રભાસપાટણ જવું છે. અને તમે ગઢ છોડી ચાલ્યા જાઓ."

"હું ગઢ છોડી ચાલ્યો જાઉં ? હાથે ચુડીઓ પહેરી છે શું ? કોણ આ પેલો, ગરજન આવે છે તેની ધાકે!" અરજણ ગઢવી હસીને બોલ્યો.

"ગઢવી !" યુવકે કહ્યું. "ગાંડા ન થાઓ. ગરજનનો હમ્મીર કોણ છે તેનું ભાન છે? એ તો દાવાનળ છે. દશ દહાડામાં આવી લાગશે ને બધું બાળીને ભસ્મ કરશે. નાસી જાઓ. જંગલોમાં જેમ બને તેમ જલદી."

"છોકરા," ગઢવીએ તિરસ્કારમાં કહ્યું. "અમે તો ગઢવીયા. તમારા જેવા આજના બાયલા અમે નથી."

યુવક હસ્યો, દર્પતાથી. ભયંકર રીતે. અરજણ ગઢવીને કમકમાં આવ્યાં. આ માણસ હતો કે ભૂત?

"બાયલો ? હું ?" યુવક ફરી હસ્યો. અને ભયંકર અવાજે પૂછ્યું. "ઘોઘાબાપાનુ નામ સાંભળ્યું છે ?"

અરજણ ગઢવી તો ઘોઘાબાપાના પરમ ભકત હતા. રણને છેડે રહેતા એ ચોકીદારે રણના રાજવીની કૈં કૈં દંતકથાઓ કહીસાંભળી અવતાર ગાળ્યો હતો. અને વર્ષો પર મૂળરાજદેવના વખતમાં એ તેમને મળ્યા હતા એટલે અંગત સંબંધનો પણ તે દાવો કરતા. અત્યારે એકદમ ગઢવીનું સ્મરણપટ નિર્મલ બન્યું. જુવાન ઘોઘાબાપાનું ચિત્ર તેના પર પચાશ વરસ પર જોયું હતું એવું પડ્યું...ને તે થરથર કાંપી રહ્યા. આ જ તે ભાલ, આ જ તે આંખ, આ જ તે મોઢા. આ ઘોઘાબાપાનું ભૂત. 'ઘોઘાબાપા ! તમે પણ, બાપા !" હાથ જોડી ગઢવીએ કહ્યું. "બાપા!"

યુવક હસ્યો, જાણે પરલોકવાસી ગ્લાન વદને હસે તેમ.

"ઘોઘાબાપા હણાયા, ગરજનના હમ્મીરને હાથે. ને એ ચઢી આવે છે, ચારે તરફ પ્રલય પ્રસારતો, સોમનાથ ભગવાનને તોડવા. તમે મરી જશો પણ એને રોકી નહીં શકો. જંગલમાં ભરાઇ જાઓ ને પાછળથી પજવજો, ઇચ્છતા હો તો."

"બાપા, પણ તમે ક્યાં જાઓ છો !"

બીજા ગામનાં લોકોને આ વાતની ખાત્રી થઇ ગઇ. પરમ દિવસે મધરાતે મુખીએ પણ સાંઢણીઓ જાણે ઉડતી હોય એમ જતી જોઇ. તેના ઘર આગળથી ગઇ. આગલી સાંઢણી પર ઘોઘાબાપા હતા. તેની આંખો ભયંકર, તેનો અવાજ જાણે પાતાળથી નીકળતો હોય એવો. ઘોઘાબાપાએ એને પણ કહ્યું, "ગામલોકને જંગલોમાં નસાડી જાઓ. ગરજનનો હમ્મીર આવે છે. કોઇને જીવતા નહીં જવા દે. હીંમત હોય તો પછળથી પજવજો."

બીજા ગામની એક સ્ત્રી પાણી ભરીને જતી હતી તેને પણ ઘોઘાબાપા મળેલા. બાપાએ સ્ત્રીની પાસે પાણી માંગ્યું. સ્ત્રી તો ગભરાઇ ગઇ. બાપાની આંખો પલક જ નહોતી મારતી. શાની મારે? મુડદાંની આંખો તે કૈં પલક મારતી હશે? સ્ત્રી પાણી આપતી જ ગઇ પણ ઘોઘાબાપાની તરસ જ ન છીપે. શાની છીપે? મ્લેચ્છે એને ઠાર માર્યો તે તરસ ક્યાંથી છીપે? આખરે પનીયારીનું પાણી પુરૂં થઇ ગયું, પણ પીનારની તરસ ન છીપી. પછી ઘોઘાબાપાએ કહ્યું, "માજી, તમારા ગામલોકને કહેજો કે નાસી જાઓ જંગલોમાં. ગરજનનો હમ્મીર આવી લાગ્યો છે" એ જ બોલ, એ જ અવાજ. વાત વધવા લાગી. કોઇએ તો ઘોઘાબાપાની છાતીમાંથી લોહીના ફુવારા ઉડતા જોએલા. કોઇએ સાંઢણીઓના પગમાંથી તણખા ખરતા જોએલા. કોઇએ ઘોઘાબાપાને ને તેના માણસોને ખાવાનું પણ આપેલું પણ તે તો ખાય નહીં. ભૂત ને પ્રેત કૈં ખાય? આવી આવી વાતોથી લોકોના ગભરાટનો પાર ન રહ્યો, અને બને તેટલું રાચરચીલું લઇ ગામોનાં ગામો જંગલમાં સંતાવા ભાગી જવા લાગ્યાં. અકથ્ય, અકલ્પ્ય ભય તેમને રોમે રોમ વસ્યો. અને દરેક ગામમાં લોકોના કાનમાં ઘોઘાબાપાની ત્રણ સાંઢણીઓનાં પગલાંના ભણકાર વાગવા માંડયા. ક્ષિતિજમાં કૈં હાલતું જોતાં ઘણાંને ઘોઘાબાપાના ભૂતની ઝાંખી થતી. તેની સાથે ઘોઘાબાપાની દંતકથાઓ પણ વધવા લાગી.

૩

પ્રભાસપાટણમાં પૂજ્યપાદ ગંગસર્વજ્ઞ પાદપૂજા પરવારી પોતાના ધામમાંથી ભગવાનના મંદિરે બિલ્વપત્ર ચઢાવવા જતા હતા એમનું તેજસ્વી ને ગૌરવશીલ મુખ સદાય હતું એવું શાંત ને સ્વસ્થ હતું. એમના એક હાથમાં જાપ ને આચમની હતાં. બીજા હાથમાં પોતે હાથે ચુટેલી બિલિનું પાત્ર હતું.

પ્રભાસમાં ગરજનના મ્લેચ્છની આવતી સેનાની વાતો થોડીક આવતી, પણ ઉચ્ચાટ પ્રેરે એવી નહીં. થોડાક યોદ્ધાઓ તડાકા મારતા. મુલતાનમાં મ્લેચ્છ મરાયો-રણમાં ખોવાઇ ગયો. ભગવાન બેઠા છે ત્યાં સુધી કોની મગદૂર છે કે સૌરાષ્ટ્રમાં આવે? અને ભીમદેવ સોલંકી તો મ્લેચ્છને કાપી નાંખવા તૈયાર જ હતા પછી શું?

દામોદરની વાતથી સર્વજ્ઞના હૃદયમાં પલવાર ક્ષોભનો સંચાર થયો હતો, પણ કૈં ખાસ ખબર નહોતી એટલે એમને પણ ભય જેવું નહીં લાગ્યું. એક વાત તો એવી પણ હતી કે મ્લેચ્છનું સૈન્ય રણમાં પાણી વિના તરફડીને મુવું. ભગવાનની સાથે બાથ ભીડનારની બીજી શી વલે થાય?

અને અપરોક્ષ વિચાર થાય તો તેમના અંતરમાં જ. ભગવાનની આસપાસ તો અનાદિ અને અનંત એવું શાંત ને નિયમિત વાતાવરણ હતું. સર્જનકાળે એ ઉદ્‌ભવ્યું હતું અને પ્રલયકાળે જવાનું હતું. આ શાંતિ ને શક્તિની અનંતતામાં ત્રૈલોક્ય જેવા ક્ષણિક બુદ્‌બુદોથી શો ફેર પડવાનો હતો? પૂજા થતી, સ્તુતિઓ થતી, નર્તકીઓ નૃત્ય કરતી, આરતી થતી, ભાવિકો ભક્તિ કરતા, સૂર્ય ઉગતો ને આથમતો—ને ભગવાન સોમનાથની ધજા સમીર સાથે નૃત્ય કરતી.

મંદિરમાં જવાને સર્વજ્ઞ તૈયાર થયા, પાવડી પહેરી, અને એક પગ મૂકે છે ત્યાં એક શિષ્ય આવ્યો, 'ગુરુદેવ! કોઈ આવ્યો છે.'—

સર્વજ્ઞ રજા આપે એટલામાં તો આવનાર ઝપાટાભેર આવ્યો. પ્રેત સમો ફીક્કો, મોટી સ્થિર આંખોમાં ભયાનક. આવનાર પગે પડ્યો.

'નમઃ શિવાય,' તેણે ફાટતે સાદે કહ્યું

"શિવાય નમઃ." સર્વજ્ઞે આશીર્વાદ દીધા. "ઊઠ બેટા કોણ છે?"

આવનાર ઉભો થયો. એના કપાળ પર ભયંકર કરચલી હતી.

"ગુરુદેવ, મને ન ઓળખ્યો?' એના સાદમાં આંસુઓ હતા. સર્વજ્ઞે મોઢા ઓળખાની તે મિચી ને પાત્ર શિષ્યના હાથમાં આપી દીધાં. "કોણ અર્જુન ચૌહાણનો પુત્ર અહીંઆં ક્યાંથી?"

"ગુરુદેવ, હું જ," ધ્રૂજતે ફીકા મુખના હોઠે સામંતે કહ્યું.

અમેય મમતાથી ગંગસર્વજ્ઞે છોકરાના ખભા પર હાથ મૂક્યો, અને મઠની અંદર દોર્યો.

"કોઈને આવવા નહીં દેતો," સર્વજ્ઞે શિષ્યને આજ્ઞા કરી. તેણે સામંતને લઈ જઈ બેસાડ્યો ને સામે પોતે બેઠા. "વત્સ! અર્જુન ચૌહાણ ક્યાં? ઘોઘારાણા ક્યાં? તું પાછો કેમ આવ્યો?" તેમણે આતુરતાથી પૂછ્યું.

"ગુરુદેવ!" સામંત તૂટતે અવાજે બોલવા લાગ્યો અને તેની આંખમાંથી અશ્રુધારા ચાલી. "આપે કહ્યું હતું કે ઘોઘારાણાના કુળમાં એક વીર જીવતો હોય ત્યાં સુધી એમના દેવોનો જીવ લેશે......ગુરુદેવ, બાપા વિગેરે બધાએ એ..." સામંતે રડી દીધું "એ વચન પાળ્યું."

"કેવી રીતે? કેમ?" અસ્વસ્થ બની ગંગસર્વજ્ઞે પૂછ્યું.

"ઘોઘાબાપા ને તેનો આખો પરિવાર ઘોઘાગઢ આગળ મરાયો. બાપા બાપુ......" પાછું સામંતથી રડાઈ ગયું "બાપા બાપુ યવનસેનાના દસ હજાર યોદ્ધાઓને રણમાં રગદોળી કૈલાસવાસી થયા." સામંતને ધ્રુસકે ધ્રુસકાં આવ્યાં ને ગંગસર્વજ્ઞે પાસે આવી તેને છાતી સરસો ચાંપ્યો.

"બેટા, રડ નહીં. ભગવાનની આજ્ઞા માથે ચઢાવનારને પરલોકમાં કૈલાસ છે, ને તું–"

"હું ગરજનના હમ્મીરનો જીવ લેવા તેના સૈન્યમાં ગયો. નાગી કટારે તેને મારવા રહ્યો, પણ પકડાઈ ગયો. દેવની આજ્ઞા માથે ન ચઢાવી શક્યો. હું હતભાગી–મારા આખા કુળમાં એક હતભાગી રહી ગયો. મ્લેચ્છે મારો જીવ પણ ન લીધો. મને છોડી દીધો."

"બેટા, ભગવાન ત્રિશૂલપાણિ તારું રક્ષણ કરે છે ત્યાં સુધી એ મ્લેચ્છની શી મગદૂર કે તને મારી શકે? શાંત થા, શાંત થા, નીરાંતે વાત કર. લે, પાણી પી."

આંસુઓના વહેણ જેમ તેમ રોકી સામંતે પોતાની વીતી કહી સંભળાવી. અને તે જેમ ધીમે ધીમે વિગત કહેતો ગયો, તેમ સર્વજ્ઞના શાંત ગંભીર મગજમાં એમના શ્વાસની સાથે 'ઓમ્ નમઃશિવાય'નો ધ્વનિ ઉઠ્યો.

"અને હવે ગરજનનો હમ્મીર ક્યાં સુધી આવ્યો છે?"

"ગુરુદેવ, પાંચ સાત દિવસમાં આબુ પાસે આવી જશે. પાંચ દશ દહાડા મોડું પણ થાય."

"ભીમદેવ સોલંકી એની વાટ જોતા પાટણમાં બેઠા છે. એને વટાવવો ભારે છે." પોતાના હૃદયને કહેતા હોય એમ સર્વજ્ઞે કહ્યું.

"ગુરુદેવ! એ તો મૂર્ખાઈ છે."

"શા?"

"હમ્મીરની સામે થવું તે—"

"એટલે?"

"ગુરુદેવ! કોઈને હમ્મીર ને હમ્મીરની શક્તિનો ખ્યાલ નથી. એ દાનવ ભલે હોય પણ એનામાં માણસો વશ કરવાની શક્તિ છે. એની પાસે કાર્તિકેય જેવા યોદ્ધાઓ છે. એનું સૈન્ય સમુદ્ર જેવું અગાધ છે. પાટણ તો આમ પડીને પાધર થશે."

"છોકરા, તને ભગવાન પિનાકપાણિની કૃપામાં વિશ્વાસ છે?"

"વિશ્વાસ છે" સામંતે કહ્યું, "પણ આ તમારા લોકોની અક્કલમાં નથી. અહીં આ વાત સાંભળી ત્યારે એ ચપટીમાં ચોળાઈ જશે એમ આપણે ધાર્યું હતું. વાક્પતિરાજે એમ માન્યું. ગોગારાણાએ એમ માન્યું ને એમનું નિકંદન નીકળી ગયું. [illegible] આચાર્યે એમ માન્યું ને તે પણ રણમાં રોળાઈ ગયા. હું તો હમ્મીરના લશ્કરમાં ફર્યો છું. એની નજરે વાત કરી છે. એનું બાહુબળ જોયું છે ને એની પ્રોત્સાહનશક્તિનું માપ કાઢ્યું છે. એ તો ત્રિપુરાસુરનો અવતાર છે."

"તો ભગવાન શંકર એને પૂરો કરશે."

"ભગવાન શંકર પૂરો કરશે, પણ ભીમદેવ વડે નહીં."

( અનુસંધાન પૃ. ૮૦૨ )

# પરિષદ વ્યાખ્યાનમાળા

(શ્રી. નર્મદસ્મારક વ્યાખ્યાનમાળા)

## ગુજરાતનો ઇતિહાસ

( મૂળરાજ પહેલાથી ભીમદેવ પહેલા સુધી–(વિ. સં.–૯૯૮ થી ૧૧૨૦ ).

દુ. કે. શાસ્ત્રી

દંતકથા, પ્રબંધો, પ્રશસ્તિઓ, તામ્રપત્રો વગેરે ઉપલબ્ધ ઐતિહાસિક સાધનોમાંથી હકીકતો લઈને સંભવાસંભવ, સમકાલીનતા–નિકટકાલીનતા, પરિસ્થિતિ, ઐતિહાસિક દૃષ્ટિના આદર્શો, તટસ્થતા, રાગદ્વેષશૂન્યતા વગેરે દૃષ્ટિકોણો વડે તેની પરીક્ષા કરવી એ ઐતિહાસિક સંશોધનની પદ્ધતિ નિરૂપવાનો શાસ્ત્રીય માર્ગ ગણાય. પણ આવી રસશાસ્ત્ર (Chemistry)ને યોગ્ય પદ્ધતિ ઇતિહાસ જેવા અતિ સંકુલવિષયમાં પૂરી બંધબેસતી થવાનો સંભવ થોડો, વળી આ વ્યાખ્યાનમાળાની આખી યોજના કાલક્રમાનુસારી છે એટલે મેં પણ એ ક્રમમાં જ ચર્ચા કરી છે. પણ ઉદ્દેશ તો દંતકથા, પ્રશસ્તિ અતિશયોક્તિ, અંધકાર વગેરે જાળાંમાંથી, ગુજરાતના ઇતિહાસને ઉકેલવાનો માર્ગ સૂચવવાનો છે. ઘણીવાર એકાદ ખુણેખાંચરે પડેલી ઉક્તિ કે ઉત્પ્રેક્ષિત દંતકથા બાહ્ય પ્રકાશથી મોટી ઐતિહાસિક હકીકત બની જાય છે. અને એથી ઊલટું ઘણી ઐતિહાસિક ગણાઈ ગયેલી વાતો પ્રમાણના પ્રકાશમાં કલ્પિત દેખાવા માંડે છે. આ પ્રકારના પ્રકાશને શોધવો એ ઐતિહાસિક સંશોધનનું કાર્ય છે.

### પૂર્વ ભૂમિકા

પ્રાગૈતિહાસિક કાળમાંયે ગુજરાતમાં વસ્તી હોવાનો સંભવ છે. મોહેં-જો-દડોના ખોદકામથી જેની માહીતી આપણને મળી છે તે સિન્ધુ સંસ્કૃતિવાળી પ્રજાનું પણ ગુજરાતમાં થાણું હોવાની કલ્પના છે. (જુઓ શ્રી. રત્નમણિરાવનું 'ખંભાત') એ ગમે તેમ હો પણ વૈદિક આર્યો ગુજરાત સુધી પહોંચ્યા નહોતા એ નક્કી છે.

પછી મહાભારતના કાળમાં આર્યો ગુજરાતથી પરિચિત થયા અને ત્યારથી ગુજરાત સંબંધી તત્કાલીન સાહિત્યમાં ઉલ્લેખો મળે છે. અને અશોકના ગિરનારના લેખથી તો ગુજરાતના ઐતિહાસિક સમયનો સ્પષ્ટ ઉદય થાય છે. ઈ. સ. પૂર્વે ચોથા ત્રીજા શતકથી તે ઈ. સ. ૯૫૮ માં મૂળરાજ સોલંકી અણહિલવાડ પાટણની ગાદીએ બેઠો ત્યાં સુધીનાં

લગભગ ૧૬૦૦ વર્ષમાં મૌર્ય, શુંગ, યવન, ક્ષત્રપ, આભીર, આન્ધ્ર, ગુપ્ત, હૂણ, હૈહય, ત્રૈકૂટ, ગુર્જર, ચાલુક્ય, ચાવડા, રાષ્ટ્રકૂટ વગેરે અનેક રાજવંશોએ ગુજરાતના પ્રદેશ ઉપર ચોછીવત્તી રાજસત્તા ભોગવી છે. અને તે તે રાજવંશ સાથે તે તે વંશની જાતિના લોકો પણ ઓછા વધુ પ્રમાણમાં આ દેશમાં આવ્યા હશે જ.

મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે ગુજરાતની પ્રજા કયાં તત્ત્વોની બનેલી હતી એ સમજવા માટે આ પૂર્વ ઇતિહાસ જાણવાની જરૂર છે, અને એ ઇતિહાસનાં સાધનોમાં મુખ્ય તો હજુ મુંબઇ ગેઝીટીઅરનો ગુજરાતનો ઇતિહાસ જ છે. અલબત્ત ગુજરાતના ઇતિહાસનો વધારે ઊંડા ઉતરીને તથા વિશેષ વિસ્તારથી અભ્યાસ કરવા ઇચ્છનારે તો મૂળ સાધનો જોવાં જોઇએ.

આ મૂળ સાધનોમાં પૌરાણિક કાળ માટે મહાભારત–પુરાણો; છેક જૂના કાળથી તે મૂળરાજના સમય સુધી ગુજરાત નામ પ્રચારમાં આવ્યું નહોતું એટલે સુરાષ્ટ્ર, આનર્ત અને અપરાન્તના ઉલ્લેખો મહાભારત પુરાણમાં શોધવા જોઇએ[1]

મૌર્ય સમયથી તે ચાવડા સમયના અન્ત સુધીના ઇતિહાસ માટે તે તે વંશના શિલાલેખો, તામ્રપત્રો અને સીક્કાઓ મુખ્ય સાધન છે, અને ઇન્ડીઅન એન્ટીકવેરી, એપીગ્રાફીઆ ઇન્ડીકા વગેરેમાં ઉત્કીર્ણ લેખો છપાયા છે. ગુજરાતના ઐતિહાસિક લેખો ફાર્બસ ગુજરાતી સભા તરફથી પણ છપાયા છે. સીક્કાઓનાં વર્ણનો જુદાં જુદાં મ્યુઝીઅમોના કેટલોગોમાં અને સ્વતંત્ર ગ્રન્થોમાં છે. વળી પરદેશી મુસાફરોની નોંધો અને સમસ્ત ભારતના ઇતિહાસ સંબંધી ગ્રન્થોની મદદ પણ ગુજરાતનો ઇતિહાસ ઉકેલવામાં આવશ્યક ખરી.

પણ આજના વ્યાખ્યાન વિષયની આ પૂર્વ ભૂમિકામાં પ્રાચીન ઇતિહાસની સામગ્રીની સંપૂર્ણ નોંધ તો શક્ય નથી જ પણ દિશાનોયે અંગુલિનિર્દેશ જ શક્ય છે.

સોલંકી સમયની વાત શરૂ કર્યા પહેલાં એક વસ્તુ ખાસ નોંધવાની જરૂર છે અને તે એ કે સોલંકી સમય પહેલાંના મૌર્યાદિ રાજવંશોની રાજધાની તળ ગુજરાતમાં નહોતી (અહીં યાદવોની રાજધાની દ્વારકામાં હોવાની વાતને પૌરાણિક ગણીને ઐતિહાસિક કાળની નથી ગણી). મૌર્યો પાટલીપુત્રમાં, ક્ષત્રપો ઉજ્જયનીમાંઅને ગુપ્તો પાટલીપુત્ર કે અયોધ્યામાં રહીને ગુજરાત ઉપર સુબાઓદ્વારા રાજ્ય કરતા હતા. ગુજરાત તેઓના સામ્રાજ્યનો એક ભાગ માત્ર હતો. પછી વલભીના મૈત્રકોની રાજધાની જો કે કાઠીઆવાડમાં હતી અને લાટના ગુર્જરોની ભરૂચ પાસે નાન્દીપુરમાં પણ એમાંથી એકેયની સત્તા આખા ગુજરાત ઉપર નહતી. પછી પંચાસરના ચાવડાઓ તદ્દન ન્હાના ઠાકરડા હતા. અને અણહિલવાડના ચાવડાઓની સત્તા યે વઢીઆર અને પાટણની આસપાસના થોડા પ્રદેશથી આગળ નહોતી. ખરી રીતે તો આ ચાવડાઓ ભિલ્લમાલના અને પાછળથી કનોજના રાજાઓના અથવા

૧ જુઓ બુદ્ધિપ્રકાશ ૧૯૩૩ ના ઓક્ટોબર–ડીસેમ્બરમાં છપાયેલો 'આપણા દેશને ગુજરાત નામ ક્યારે મળ્યું ?' નામનો મારો લેખ.

રાષ્ટ્રકૂટના સાધારણ સામંતો હોય એમ લાગે છે. આ ચાવડાઓનો એક પણ ઉત્કીર્ણ લેખ મળ્યો નથી અને તેના નાશ પછી લગભગ ત્રણસો-સાડા ત્રણસો વર્ષ પછી લખાયેલા વૃત્તાન્ત પ્રબંધોમાં મળે છે તે ઇતિહાસ નહિ પણ દંતકથા જ ગણવાને પાત્ર છે. એનાં ચાવડાવંશાવળી સુકૃતસંકીર્તન, સુકૃતકીર્તિકલ્લોલિની, વિચારશ્રેણી, પ્રબંધચિંતામણિ, કુમારપાલપ્રબંધ, ધર્મારણ્ય, રત્નમાળા, મિરાતે અહમદી, પ્રવચનપરીક્ષા, રાજાવલીકોષ્ટક, ભાટચારણોના ચોપડાઓ વગેરેમા મળે છે. અને રાસમાળા, મુ–ગે (પૃ. ૧૪૯ થી ૧૫૫) તથા શ્રી રામલાલ ચુ. મોદીના ભાવનગરની સાહિત્ય પરિષદનો રિપોર્ટ, કાન્તમાળા વગેરેમા છપાયેલા લેખોમાં એનો વિચાર કરવામા આવ્યો છે.

ચાવડા સમય એટલે વિ. સં. ૮૦૨ થી ૯૯૮ સુધીનાં લગભગ બસો વર્ષ દરમીયાન ગુજરાત માટે ભિન્નમાલ-કનોજનો રાજવંશ જેને રાષ્ટ્રકૂટ લેખો ગુર્જર કહે છે અને કનોજના લેખો પ્રતિહાર કહે છે તે રાજવંશ અને રાષ્ટ્રકૂટ વંશ વચ્ચે કાયમ મારામારી-ખેંચતાણ ચાલ્યા કરી છે. અલબત્ત આ ખેંચતાણમા રાષ્ટ્રકૂટો પ્રમાણમા વધારે ફાવ્યા છે. આ રાષ્ટ્રકૂટ સત્તાનો ઇતિહાસ મુ. ગે. ગ્રં. ૧ ભા. ૧ પ્ર–૧૧ મુ. રા. ગો. ભાંડારકરનો 'દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ'–જેનું ગુજરાતી ભાષાન્તર ગુ. વ. સો. એ બહાર પાડ્યું છે. શ્રી વિશ્વેશ્વરનાથ રેઉનું 'ભારતકે પ્રાચીન રાજવંશ' ભા. ત્રીજો અને શ્રી. અલ્તેકરનું ૧૯૩૪ મા પ્રગટ થયેલું 'રાષ્ટ્રકૂટસ એન્ડ ધેર ટાઇમ્સ' એટલાં પુસ્તકો મુખ્ય સાધનો છે. અને એ પુસ્તકોનો આધાર રાષ્ટ્રકૂટ તામ્રપત્રો છે જે 'ગુજરાતના ઐતિહાસિક લેખો' ભાગ બીજામાં છપાયાં છે.

કનોજના પ્રતિહાર વંશની ગુજરાત ઉપરની સત્તાનો પં ભગવાનલાલ ઇન્દ્રજી જેવાને ખ્યાલ જ નહતો કારણ કે એ વખતે એ સંબંધી તામ્રપત્રો મળ્યા નહોતા અને એનો અભ્યાસ નહતો થયો. અને એ કારણથી મુ. ગે માં ગુજરાત ઉપરની પ્રતિહારવંશની સત્તાનું પ્રકરણ જ નથી. પણ પાછળથી આ વિષયનો સારો અભ્યાસ થયો છે. અને તેના ફળરૂપે પ્રગટ-થયેલા લેખો જેવા કે મુંબઇ બ્રાન્ચ ઓફ ધી રોયલ એ સો. ના જર્નલ (ગ્રં. ૨૧) માં ગુર્જરો સંબંધી પ્રો. દેવદત્ત ભાંડારકરનો લેખ તથા નાગરીપ્રચારિણી પત્રિકા ન–સં. ભા. ૮ અં ૩ મા શ્રી. ગૌ. હી. ઓઝાનો 'ગુજરાત દેશ ઔર ઉસપર કનૌજ રાજાઓંકા અધિકાર' નામનો લેખ ખાસ જોવા જેવા છે. અલબત્ત એના મૂળ સાધનરૂપ ઉત્કીર્ણ લેખો માટે એમાં ઉલ્લિખિત એ. ઇ. ઇ.એ. આ. સ. રિ. વગેરે જોયા વગર છૂટકો નથી.

પ્રાચીન ગુર્જર દેશ કે ગુર્જત્રા એટલે હાલનો ગુજરાત નહિ પણ ભિન્નમાલ અને તેની આસપાસનો ભાગ કે જે હાલના જોધપુર રાજ્યના ઉત્તર ભાગોમાંથી આરંભી મારવાડનો ભાગ અને ઇ. સ. સાતમાથી દસમા શતક સુધી એ ભાગ જ ગુર્જરાત્રા કહેવાતો હતો. તે પહેલાં તો ગુજરાત કે ગુર્જર નામનું અસ્તિત્વ જ નહોતું. એ મે અન્યત્ર વિસ્તારથી દર્શાવ્યું છે (જુઓ, પ્રાચીન ગુર્જર દેશ અને ગુર્જર જાતિ નામનો [illegible] ૧૯૩૮ ના જાનેવારી–માર્ચમાં છપાયેલો મારો લેખ).

હાલના ગુજરાત પ્રદેશનું ગુજરાત નામ અણહિલપુર પાટણમાં સોલંકી વંશની રાજ્યસત્તા થયા પછી પડયું છે અને મારા મત પ્રમાણે સોલંકી મૂળરાજ જૂના-ભિલ્લમાલવાળા ગુર્જરત્તામાંથી પાટણ આવ્યો અને ગુર્જરત્તા નામ પણ આ દેશ માટે લેતો આવ્યો. આ મૂળરાજના વંશનું નામ સોલંક' છે એ પ્રસિદ્ધ છે. એ નામ સંસ્કૃત ચાલુક્ય કે ચાલુક્ય ઉપરથી નીકળ્યું છે ચાલુક્ય કે ચૌલુક્ય વંશના રાજાઓનું દક્ષિણમાં લાંબા વખત સુધી રાજ્ય રહ્યું છે. એના વર્ણન માટે જુઓ ભાંડારકારનો 'દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ' તથા મું. ગે. માં ફ્લીટનું 'કેનેરીઝ ડીનેસ્ટીઝ.' દક્ષિણ ગુજરાતમાં પણ આ ચાલુક્ય વંશની એક શાખાનું થોડો વખત રાજ્ય રહ્યું હતું. એના વર્ણન માટે જુઓ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પ્ર. ૯.

આ દક્ષિણના ચાલુક્યોમાંથી જ ગુજરાત પાટણનો ચાલુક્ય કે સોલંકી વંશ નીકળ્યો હોવાનો સંભવ છે પણ હજી સુધી એ બેનો સંબંધ જોડનારી સાંકળ મળી નથી.

સોલંકી કે ચાલુક્ય વંશની ઉત્પત્તિ અગ્નિમાંથી છે એવી માન્યતા હાલમાં એ વંશના રજપૂતોમાં ચાલે છે, આ માન્યતા બ્રાહ્મણોએ અને ભાટચારણોએ સૂર્યવંશ અને ચંદ્રવંશના સામ્યથી ચલાવેલી છે. પૃથ્વીરાજ રાસામાં એ મળે છે, પણ પ્ર-ચિંતામણિ, બિલ્હણનું વિક્રમાંકદેવચરિત, વગેરેમાં અગ્નિમાંથી નહિ પણ બ્રહ્માના ચુલુક એટલે સંધ્યાવંદન માટેના ખોબામાંથી ઉત્પત્તિ કહી છે. ચુલુકમાંથી ચાલુક્ય શબ્દની વ્યુત્પત્તિ માની આ કલ્પના કરવામાં આવી છે. એ માટે જુઓ વિક્રમાંકદેવચરિત અ ૧ શ્લો. ૩૯ થી ૬૪. ગુજરાતના લેખકોએ પણ આ ઉત્પત્તિ સ્વીકારી છે. (જુઓ વડનગરપ્રાકારપ્રશસ્તિ શ્લો. ૨ અને પ્ર. ચિં. ગુ ભાષાન્તર પૃ. ૪૨) પણ આ વંશના બીજા લેખોમાં જુદી રીતે ઉત્પત્તિ પણ કહી છે.' કેટલાક લેખોમાં સોલંકીઓને ચંદ્રવંશી કહેલ છે. (એ વિષયની સવિસ્તર ચર્ચા તથા ઉલ્લેખિત ઉત્કીર્ણ લેખોનાં વચનો માટે જુઓ શ્રી. ગૌ. હી. ઓઝાનું સોલંકીઓકા પ્રાચીન ઇતિહાસ નામનું પુસ્તક). પણ આ ઉત્પત્તિની કલ્પનાઓનું ઐતિહાસિક મહત્ત્વ કશું નથી. આધુનિક શોધકોએ વળી ચૌલુક્ય ગૂર્જરજાતિના હોવાની કલ્પના કરી છે. (એ વિષયની સવિસ્તર ચર્ચા માટે જુઓ મારો પ્રાચીન ગુર્જરદેશ અને ગુર્જરજાતિ નામનો લેખ). એ વંશના જૂના લેખોમાં હારીતીપુત્ર કહેલ છે એ ઉપરથી શ્રી. માનશંકર પી. મહેતા ક્ષત્રિય પુરુષ અને હારીત ગોત્રની બ્રાહ્મણ કન્યા એ બેમાંથી આ વંશ ચાલ્યો હોવાનો તર્ક કરે છે (મેવાડના ગુહિલો પૃ. ૭૬ થી ૮૦). જેને આ વિષય જોવો હોય તેને માટે આટલું બસ છે.

મૂળરાજના પૂર્વજો.

મૂળરાજના પૂર્વજોનાં નામો રત્નમાળામાં, જિનમંડનગણિના કુમારપાલપ્રબંધમાં એક રીતે આપેલ છે, જયસિંહસૂરિના કુમારપાલ ચરિત (સ. ૧ શ્લોક. ૨૧ થી ૨૭) માં બીજી રીતે આપેલ છે અને પ્ર. ચિં. (પૃ. ૪૨) માં ઉપરના બેયથી જુદી રીતે આપેલ છે. પણ પ્ર. ચિં. વગેરેમાં આપેલું મૂળરાજના પિતાનું રાજિ નામ સાચું છે કારણકે એને મૂળરાજના પોતાના વિ. સં. ૧૦૪૩ ના તામ્રપત્રનો ટેકો છે. (જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૨ નં. ૧૩૭.)

આગળ ચાલ્યા પહેલાં અહીં એક હકીકત ખાસ નોંધવી જોઈએ કે આટલા સમયના રાષ્ટ્રકૂટ અને પ્રતિહાર રાજાઓનો ઇતિહાસ જાણવા માટે કેવળ ઉત્કીર્ણ લેખોનું જ સાધન મળે છે, અને આટલા વખતને વિષે તો પ્રબંધોમાં આપેલી દંતકથાઓ શિવાય કશું સાધન જ નથી. પણ સોલંકી વંશના આરંભથી ગુજરાતના ઇતિહાસપ્રબંધો અને ઉત્કીર્ણ લેખોની તુલના રૂપે સ્થિર ભૂમિનો લાભ મળે છે વળી ઉત્કીર્ણ લેખો એટલે એકલા ગુજરાતના જ ઉત્કીર્ણ લેખો સમજવાના નથી પણ પડોશી રાજ્યો કે જેઓની સાથે સન્ધિવિગ્રહના સંબંધમાં ગુજરાતનો રાજવંશ વારવાર આવ્યો છે તે રાજ્યોના ઉત્કીર્ણ લેખો પણ સમજવાના છે.

પ્રબંધો ઇતિહાસ નથી, પ્રબંધલેખકોની દૃષ્ટિ ઐતિહાસિક નથી એમ છતાં સોલંકી વંશની વંશાવળી, પ્રત્યેક રાજાનો રાજ્યકાળ તે તે રાજાનાં મુખ્ય મુખ્ય પરાક્રમો, સમયના મોટા બનાવો વગેરે વસ્તુ જાણવા માટે મુસલમાનોને હાથે પાટણનો નાશ થયા પહેલાં રાજ્ય દફતરખાનાંમાં, મંદિરો અને પોષધશાળાઓના ગ્રન્થભંડારોમાં અને મુખ્ય મંત્રીઓના તથા મોટા પંડિતોનાં ઘરોમાં પણ ગ્રન્થો, યાદીઓ, પ્રશસ્તિઓ, ખતપત્રો વગેરે અનેક રૂપે પુષ્કળ સાધનો વિદ્યમાન હતાં અને એ સ્થિતિમાં લોકોના મનરંજન માટે કે ધાર્મિક ઉપદેશ માટે લખનાર પણ નજીકના સમયની હકીકતની બાબતમાં બહુ ચાતરીને ચાલી ન શકે એ સ્વાભાવિક છે. અને વસ્તુતઃ પ્ર-ચિં. વગેરેમાં આપેલ વંશાનુક્રમ, રાજ્યકાળના વર્ષો, રાજાઓ શિવાયનાં કેટલાંક નામો, કેટલાક બનાવો વગેરેને સમકાલીન ઉત્કીર્ણ લેખોનો આશ્ચર્યકારક ટેકો મળે છે. મતલબ કે સોલંકી સમયના ઇતિહાસ માટે ઉત્કીર્ણ લેખો જેવું જ એક સાધન પ્રબંધો પણ છે એ નિઃસંદેહ, છતાં પ્રબંધો કાંઈ ઇતિહાસ નથી. ઇતિહાસ તો પ્રબંધોનાં કથનો, ઉત્કીર્ણ લેખોના કથનો અને ઐતિહાસિક પરિસ્થિતિ, સંભવિતતા વગેરેની તુલના કરીને ઉકેલવાનો છે, એ સત્ય ભૂલવાનું નથી.

હવે મૂળરાજનો ઓછો-વધુ વૃત્તાન્ત પ્ર-ચિં., વડનગરપ્રશસ્તિ, દ્વયાશ્રય, શ્રીધર પ્રશસ્તિ, સુકૃતસંકીર્તન, કીર્તિકૌમુદી, વસન્તવિલાસ, વ-તે. પ્રશસ્તિ, સુકૃતકીર્તિકલ્લોલિની, કુમારપાલના પ્રબંધો વગેરે અનેક પ્રબંધોમાં મળે છે, અને એના ત્રણ ઉત્કીર્ણ લેખો મળ્યા છે, જેમાંથી બે પહેલાં છપાયા હતા અને હાલમાં ગુજરાતના ઐતિહાસિક લેખોમાં પણ છપાય છે, જ્યારે ત્રીજાની ફક્ત નોંધ જ વીએના ઓરીએન્ટલ જર્નલ પુ. ૫ પૃ. ૩૦૦ માં છે, પણ હાલમાં એ તામ્રપત્રનો પત્તો નથી. આ બે સાધનો ઉપરાંત પડોશી રાજ્યોનાં ઉત્કીર્ણ લેખો પણ મૂળરાજના અને એ વંશના અન્ય રાજાઓના ઇતિહાસ ઉપર નવો જ પ્રકાશ ઘણીવાર નાખે છે. મૂળરાજના રાજ્યકાળના જે જે બનાવનું વર્ણન દ્વયાશ્રય વગેરેમાં મળે છે તે તે બનાવ ક્રમશઃ લઈ ઉપર કહેલાં બાબત બે સાધનોની કસોટીથી તથા ભિન્ન ભિન્ન પ્રબંધોના વર્ણન સાથે તુલનાદ્વારા ઐતિહાસિક શું હોવાનો સંભવ છે એ કેવળ તટસ્થ ઐતિહાસિક દૃષ્ટિથી, કોઈપણ જાતના પક્ષપાતથી કે ભ્રમથી દોરાયા વગર તારવવું એ જ આ ઇતિહાસ ઉકેલવાનો રાજમાર્ગ છે.

અને આ પ્રકારનો પ્રયાસ જ મુંબઈગેઝીટીઅરના લેખકે કર્યો છે. અને જો કે

ગેઝીટીઅરનો ગુજરાતનો ઇતિહાસ લખનાર પં. ભગવાનલાલ ઇન્દ્રજી પાસે, ઉપર કહેલા પ્રબંધો એ વખતે છપાયા નહોતા પણ ઘણાખરાની હાથપ્રતો હતી અને ઉત્કીર્ણ લેખો તો થોડા જ છપાયા હતા પણ ઘણાની નકલો–અને ઘણાં મૂળ તામ્રપત્રો એમની પાસે હતાં.[૧] વળી એમની ઐતિહાસિક ગવેષણાની દૃષ્ટિ અતિસૂક્ષ્મ અને વિશુદ્ધ વૈજ્ઞાનિક એટલે એમના નિર્ણયો તદ્વિરુદ્ધ પુરાવાઓ અતિ પ્રબળ અને નિર્ણાયક ન હોય ત્યાંસુધી અવગણવા યોગ્ય નથી. છતાં છેલ્લાં પચાસ વર્ષમાં ઘણી નવી સામગ્રી મળી છે કે જેની મદદ વડે સોલંકી વંશના ઇતિહાસનું ચિત્ર ગેઝીટીઅરનાં તે વિષયનાં પ્રકરણો કરતાં વધારે સ્પષ્ટ, વધારે વિગતોવાળું અને વધારે યથાર્થ દોરી શકાય એવી સ્થિતિ અત્યારે આવી છે એ પણ ચોક્કસ છે.

મૂળરાજની કે એના કોઇપણ અનુયાયીની કારકીર્દીના અત્યાર સુધીમાં જાણવામાં આવેલા બધા બનાવોનું પુરાવાઓના ઉહાપોહ સાથે વર્ણન કરવું એ આ અને આ માળાનાં બીજાં વ્યાખ્યાનોમાં શક્ય તેમ ઉદ્દિષ્ટ નથી એટલે પ્રત્યેક નૃપતિના રાજ્યકાળનો દિશાસૂચક સંશોધનનો એકાદ દાખલો નોંધી સંતોષ રાખવો પડશે.

## મૂળરાજ અને મુંજ

માળવાનો રાજા મુંજ (વિ. સં. ૧૦૩૦ થી ૧૦૫૧) મૂળરાજનો સમકાલીન હતો એ ઘણા વખતથી જાણવામાં હતું. પણ મુંજે મૂળરાજને હરાવ્યો હોવાની વાત માળવાના રાજવંશના પણ કોઇ ઉત્કીર્ણ લેખમાં નોંધાઇ નથી અને ગુજરાતના લેખો કે પ્રબંધોમાં તો ક્યાંથી જ હોય ? ઉત્કીર્ણ લેખો અને પ્રબંધો પોતાના રાજવંશની હાર વિષે હમેશાં મૌન જ રાખે છે. (આમાં પ્ર–ચિં. કાર ક્વચિત અપવાદ પુરો પાડે છે પણ તેની ચર્ચા આગળ પ્રસંગે) એટલે પડોશી રાજ્યની કે પરદેશીની નોંધો એ એક જ સાધન ઇતિહાસની આ બીજી બાજુ–જે જોયા વગર કોઇપણ ઇતિહાસ અધુરો જ કહેવાય તે જાણવા માટે બાકી રહે છે. અને મૂળરાજને મુંજે હરાવ્યાની હકીકત રાજપુતાનામાં ગોડવાડ જીલ્લાના બીજાપુરથી બે મૈલ દૂર આવેલા જૈન મંદિરમાંથી મળી આવેલા વિ. સં. ૧૦૫૩ ના રાષ્ટ્રકૂટ રાજા ધવલના લેખમાંથી પત્તો લાગે છે. આ લેખ એ ઇ–ઍ ૧૦ પૃ. ૧૭ થી ૨૦ માં તથા શ્રી જિનવિજયજીએ સંપાદિત પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભા–૨ (લેખાંક ૩૧૮) માં છપાયો છે. ગેઝીટીઅર છપાયા પ્હેલાં એ લેખ જાણવામાં આવ્યો નહતો એટલે ગેઝીટીઅરના ઇતિહાસમાં આ કાંઇ વાત નથી. પણ સોલંકી વંશના ઇતિહાસ ઉપર

આગળ પણ આ લેખ ખરો નવો પ્રકાશ નાખે છે માટે અહીં ખાસ એનો ઉલ્લેખ કર્યો છે.

આ તદ્દન નવી હકીકતના ઉમેરાનો દાખલો આપ્યો. હવે એક એથી તદ્દન ઉલટા પ્રકારનો દાખલો જોઈએ. દ્વયાશ્રયમાં મૂળરાજ પહેલાથી કુમારપાલ સુધીના રાજાઓનો વૃત્તાન્ત મળે છે. પણ એ ગ્રન્થ ઇતિહાસનો ગ્રન્થ નથી, મહાકાવ્ય છે. મતલબ કે હેમચન્દ્રે ચાર લાંબા સર્ગોમાં મૂળરાજની સોરઠના ગ્રહરિપુ ઉપરની ચઢાઈનું વિસ્તારથી વર્ણન કર્યું છે અને તેને રાસમાળા અનુસરે છે (જુઓ આ-૩ પૃ ૬૧ થી ૮૨.) જ્યારે મુ ગે. માં તેનો સાર ઉતાર્યો છે (પૃ. ૧૬૦). પણ દ્વયાશ્રય પછી લખાયેલા પ્ર. ચિં. વગેરે ગ્રન્થોમાં તેઓ પાને દ્વયાશ્રયનું વર્ણન હોવા છતાં, આ સોરઠની ચઢાઈનો ઉલ્લેખ નથી. સોલંકી વંશના કોઈ ઉત્કીર્ણ લેખમાં પણ એનું સૂચન નથી અને દ્વયાશ્રયના વર્ણનને કલ્પિત માનવાનું મોટું કારણ તો ગુજરાતમાંથી જ મળેલા એ વખતના જ તામ્રપટ અને બીજા ઉત્કીર્ણ લેખોથી જે રાજકીય પરિસ્થિતિનું અનુમાન થાય છે તે સ્થિતિમાં સોરઠ ઉપરની ચઢાઈ અસંભવિત કરે છે એ છે.

**ચામુંડ, અને તેના પુત્રો વલ્લભરાજ તથા દુર્લભરાજ (વિ સં. ૧૦૫૩ થી ૧૦૭૮)**

દ્વયાશ્રય વગેરે ગુજરાતના પ્રસંગમાં કહેલા પ્રબન્ધોમાં તથા સોલંકી વંશના પાછળના ઉત્કીર્ણ લેખોમાં મૂળરાજ પછી ક્રમશઃ આ રાજાઓ ગાદીએ બેઠા હોવાનું જે વર્ણન છે તેમાં શંકાનો અવકાશ જ નથી. તેઓનો સમય પણ પ્ર ચિં.માં અને વિચારશ્રેણીમાં આપ્યો છે તેને ન માનવાનું કારણ નથી.

આ ત્રણેય રાજાઓ વિષે પ્રબન્ધોમાં વિશેષ લખાયું નથી. પણ જે એક પ્રસંગ નોંધ્યો છે તેનો જ અહીં પ્રબન્ધોના વર્ણનો કેવા ઉપયોગના હોય છે અને એમાંથી ઐતિહાસિક સંભવ તારવવામાં કેવી દૃષ્ટિ રાખવી જોઈએ એ સૂચવવા પૂરતો ટુંકામાં વિચાર કર્યો છે

ગાદીએ ન બેસી શકયો એ પ્ર-ચિં-નું કથન સત્ય હોવાના પક્ષમાં પ્રબળ દલીલ છે. અને રાજાઓ માટે આ વસ્તુ કોઈ કાળે અસંભવિત તો નથી જ. પછી બીજા રાજવંશોએ કુમારપાલ સાથે સંબંધ બાંધ્યો હતો એ વાત સાચી પણ એ બાબતમાં રાજાઓએ આગળ પાછળ જોયું છે જ ક્યારે? હૂણ કુમારીને પરણે તો કુમારપાલની બેનને ચાર પેઢી પહેલાંની વાત સંભારી ન પરણે? અને એવો દુરાગ્રહ આ દેશના રાજવંશોમાં કોઇ દિવસ હતો ખરો? ભીમદેવ વિષે આટલું નમુના રૂપે બસ છે.

(ઉત્કીર્ણ લેખો પ્રાન્તપ્રશસ્તિઓ વગેરેના ઉપર આપેલા ઉલ્લેખો સંપૂર્ણ નથી પણ મુ.-ગે-, ભારત કે પ્રાચીન રાજવંશ, પ્ર-ચિં. વગેરે જે ગ્રન્થોનાં નામો નોંધ્યા છે તેમાંથી ઘણાખરા ઉલ્લેખો મળી આવશે. છતાં આ નોંધનો દિગ્દર્શકથી વધારે દાવો નથી એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. અને પ્રબંધોની તો સવિસ્તર નોંધ મેં ફાર્બસ ગુજરાતી સભા આગળ ૧૯૩૨ માં આપેલા વ્યાખ્યાનમાં આપી છે. જે સભા તરફથી ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસનાં પ્રબંધાત્મક સાધનો એ નામે છપાઈ છે.)

# ગોવાળીયો અને રાજકન્યા

( આંગ્લ કથા )

હતી એ રાજપુત્રી ને એ હતો ગોપનો સુત.
સમી સાંજે મળ્યાં બેઉ રાજઉદ્યાનમાં હતાં

દેખી પયોદ-શશિશું મુખ ગોપ કેરૂં
ઘેરૂં થયું બહુ જ માર્ગ ચડેલ ધૂળે,
કૌમારનો પટ ગયો ઉતરી સુતાનો
ને લાગી કો હૃદયજ્વાલ અનન્ય વ્હેવા!

ઉંચી કરી આંખ તહીં કુમારે
જોયું વિકાસેલ સુનેન માંહ્ય
તેવો ફુટ્યો ઘાવ અગમ્ય ક્યાંથકી
ને આવીયાં આંખ સમીપ ઝાંઝવા!

ઓળખાણ કર્યું ના કૈં, પ્રશ્નો પૂછ્યા ન કો વૃથા;
આત્મને આત્મ જોઈ સૌ ભૂલી બ્રહ્મરૂપમાં ગયાં!

વીતી ગયા દિન અનેક એમ
અનન્ય ગાઢી બની આશ પ્રીતિ;
પુણ્યાશ્રમ, ને, માનસ હંસલાંને
નડ્યો કદીંયે નવ અંતરાય.

નીમ્યું પણ પ્રભુનું તે, એક દિન પ્રભાતમાં
રાજાને લઈને ખોળે, ત્યાગી તેણે પ્રિયા જની!

જાણે ઉડ્યો રમારો નવ સૂર્યતાપ,
જાણે ગઈ હૃદયની કળી કો મુંઝાઈ,
એવો અનુભવ નિહાળી નિહાળી રહેતો
રત્નો રહ્યો પથની, ગોપકુમાર, આપ!

સ્વપ્નની સૃષ્ટિ શી સૌ એ, લીલા લુપ્ત થઇ, અને
વિશાળી આંખથી જોતો, જાગ્યો એ ગોપનો સુત!

ગયો નિકીં કેં દિન બ્હાર, ઘેલો,
વ્યથા થતી'તી ઉરમાં અસહ્ય;
ઉઠયો પછી છેવટ એક સાંજે,
ગયો–મળ્યો, ને, નિજ પ્રેયસીને!

અહો! આનંદ! શો હર્ષ! અહો શી ઐશ્વરી કૃપા!
સ્વીકાર્યો વધાવ્યો–પુનઃ, એની એ રાજપુત્રીએ!

મળ્યાં–ભેટયાં પાછાં, ગત વિગત સૌએ ભૂલી ગયાં;
ભાડી ચંચુ ચંચુ, પ્રણય રસ સારે શમી ગયાં!
નહોતું કો પાસે! પ્રસરી હતી શાંતિ નિશતણી,
અને કયાંથી મીઠી, વદતું હતું આશીર્ વિહગ કો?

ઉગી નિશા તારક છાણમાં ભરી
જાગ્યું નહીં તો પણ પ્રેમી યુગ્મ આ!
હસી ત્યહારે શશિએજ બેઉને
ઢાંકી દીધાં દિવ્ય દુકૂલ પાથરી!

* * *

વહ્યો એ બાલ્યનો કાળ, ને વહી બાલ્યની લીલા;
નવયૌવનવતી, બાળા મટી, થઈ રાજની સુતા.

માગ્યો તેવે હાથ એ યૌવનાનો
આવેના કો વીર સમૃદ્ધ રાજે;
ને હેતસ્વી, સ્નિગ્ધ ને દૂરદર્શી;
આપ્યો તાતે, લોઈ આંસુ સુતાનાં!

* * *

સાંભળ્યા, સાંભળ્યા બોલ, આશિર્વચન ના કહુ!
સાંભળ્યા દુદુંભી નાદ! દેખી વહી જતી પ્રિયા!

તુટી પડયું જીવન સર્વ સાથે!
તૂટી પડયો જીવન અર્થ સર્વ!

હલાવતો કંકણ એક અંતરે
ગયો ઉડી મહિમ્મી કુમાર!

"અરેરે! ચંદ્રભાગાની છેલ્લી વારે ય આંખડી,
"મળી ના તે મળી ના!" એવો ગયો ભાગ્ય નિંદતો!

હાર્યો ઉરે ગદ્ગદ પુત્ર આખે!
દીધું પિતાએ પણ યોગ્ય સાન્ત્વન!
મળી મળાએ પણ બહુ પુકારીઓ:
-આવી ગયો તો પણ એ નિશામાં!

ચાર દિન પછી જ્યારે, આવ્યો રાજા સુતા ગૃહે,
દેખી સૂની ગતાનન નિદ્રામાં પ્રેયસી સુતા!

અને નિશાની કંઈ બ્હારી નીચે
કુકમથી આકૃતિ એક કુસુમની,
પ્રભાતની નન્દન ચ્હેર માંહ્ય!—
ડૂબી ગયો. તે, પ્રિય તાત આત્મા!

કહે છે, તે દિનથી ત્યાં, ઉગે છે રોજ વર્ષાએ
તેજઃશરીર બે ફૂલ, ગોપ ને રાજપુત્રી શાં!

ફાદવલન

# મૂર્ખસ્વપ્ન



સમીર રમતો વહે શીતળ-ઉષ્ણ રાત્રી તણો,
ઝગંત મૃગશીર્ષ સપ્તઋષિ સ્હામસ્હામાં નભે;
લળે અધિર વૃક્ષ માર્ગ પર હું જહીં ચાલતો,
કહીં વિકલ દીપકો અરધ અંધ હાસ્યે હસે.

સુગંધ....મૃદુલાં કરેણુ?....નહિ...ગુલછડીની હશે!
હશે વિમલ કોઈ પુષ્પ સુકુમાર હૈયાં તણી!
વહી હૃદયમાં વહી અમર-મિત્ર-સ્વપ્નાં સમી-
નચિંત-સ્મિત શી અબોલ કંઈ બીજ રોપી રહી

અને જીવન-બાહ્યનાં નયન ગોતતાં મૂળ ત્યાં:
વિનમ્ર મુખ દેહ વસ્ત્ર પદપંક્તિ, મૂકી જતાં-
મળ્યાં પુરૂષ કોઈનાં જીવન સંગિની, આંખમાં-
હતું સૂકળ એ, પછી મુજ પછાડી એ તો સર્યાં.

પરંતુ અતિકલાંત દીપ અજવાળિયાંમાં જરા-
રહી સમૃતિ પરે ગયું હૃદયવસ્ત્ર હિલ્લોલતું,-
સુગંધ ફરી એજ અંતરતમે હલાવી જતી,
ને કેમ પછી ચાહશે હૃદય મૂર્ખસ્વપ્નો મહીં?

સ્વપ્નસ્થ

૨૩ : ૨ : ૧૯૩૫.

# 'સૌદામિની'

પ્રહ્લાદ પાઠક

[ અનુસંધાન પૃ. ૧૩૭ થી ]

## અંક ૫ મો.

સ્થળ: સ્ટીમ શીપ 'એટલેન્ટીક' ની ડેક

સમય: સાંજના સવા આઠ

[ સ્ટીમરનો આગળનો ભાગ રંગ પર દેખાય છે. જુદાં જુદાં ખંડની નાનકડી બારીઓમાં વિજળીક પ્રકાશ રેલાતો દેખાય છે. સહુથી પાછળ સ્ટીમરની ચીમનીઓ આસમાનના તારા સાથે વાતો કરતી દેખાય છે. બીજના ચંદ્રનું હોડકું આખા સાગર હલેસીયા વિનુ એક બાજુ નાકે ધીરી શુભ્ર વાદળીની બહાર આવે છે. સહુથી આગળના ભાગ પર ડેકના કઠેરાની નજીક સૌદામિની અને પ્રકાશ હાથમાં હાથ રાખી ટહેલતાં નજરે પડે છે ]

સૌદામિની: કેટલી સુંદર રાત છે! નીલું નીલું આસમાન, ઉપર બેચાર રૂની પૂણીઓ જેવી રૂપેરી વાદળીઓ, આંખો મચકારતા તારલા અને સફેદ સ્વપ્નની હોડી જેવો ચંદ્ર! કેટલું સુંદર!

પ્રકાશ : કવિતા સ્ફુરવા લાગી?

સૌ. : કવિતા માટે આથી વધુ અનુકૂળ વાતાવરણ કયું હોઈ શકે?

પ્ર. : અને આટલી શાન્તિ!

સૌ. : સાગરની ભૂરી ભૂરી ચાદર!

પ્ર. : અને ચંદ્ર-તારાકિરણનાં ફુલડાં!

સૌ. : કેટલી વિશાળ પથારી!

પ્ર. : તને બીક નથી લાગતી?

સૌ. : શાની?

પ્ર. : દરિયાની!

સૌ. : આટલા વૈભવ, આટલા સંગીત, સૌન્દર્યાગાર સાગરની બીક?

પ્ર. : સુંદર વસ્તુઓ કદાચિત્ ભયંકર નથી હોતી!

સૌ. : તેથી સૌન્દર્યપિપાસુઓને શું! મને તો આ ડેક ઉપર સાગરની ચાંદની

રસી હીંસોળા ખાતી ડેક વધુ ગમે છે.
: ડૂબવાની બીક નથી લાગતી ?
: તારનાર સાથે હોય પછી શું ?
: એટલો બધો વિશ્વાસ છે મારો!
: નહિં તો આવી સુમસુમાકાર રાતે અહીં અફેલ ભૂમધ્ય સમુદ્રને હૈયે નાચતી આ સ્ટીમર પર ક્યાંથી હોત!
: ધાર કે આ સ્ટીમર ડૂબી, તો ?
: મારા મનોરથ પૂર્ણ થશે.
: તારા મનોરથ ?
: હા, મારા મનોરથ! તારા ધબકતા હૈયા સાથે એકતાલમાં ધબકતું હૈયું રાખી, તારી ઉષ્ણ કરાંગુલિઓમાં અંગુલિઓ પરોવી, મુખપર મુખ રાખી, તારા અંગ પ્રત્યંગની સુધા પીતી, અંગે અંગે આશ્લેષનિર્વાણ પામી સાગરના અતલહૈયે વિરામ પામીશ. સાગરનાં શહેરીઓય મારો પ્રણય નિરખશે અને આપણને પ્રવાલ મોતીએ અભિનંદશે.
: પાછાં કવયિત્રી બનવા માંડ્યું !
: જીવનકલાકારની પ્રેરણાના પ્રકાશે.
: તું ઘેલી નથી દામિની?
: તારી સંગે જ!
: મોહનલાલ આગળ?
: ત્રણ છોકરાંની માતા! નીરસ, નિસ્પૃહ અને કટાક્ષો આપું એવી.

[એક મોજું સ્ટીમરના પાછલા ભાગને અથડાય છે.]

સાગર કેટકેટલાં ગેલ કરે છે? તું કેમ આમ શૂન્ય થઇ ગયો છું? પ્રકાશ તને આ બધું નથી ગમતુ? આટલું સુંદર પ્રણય રેલાવતું વાતાવરણ! સાગરનો પ્રણયોન્માદ જોઇને ય તને આશ્લેષવાની ઊર્મિ નથી થતી ?
: ગમે છે. બધું ય ગમે છે. તેમાં ય તારો ઉન્માદભર્યો સહચાર! તારો ઉછળતો, સાગરની હરિફાઇ કરતો, પ્રેમ!
: તને સાગરની હરિફાઈ કરવાનું મન નથી થતું પ્રકાશ?
: થાય છે. પણ સાગરની નિશ્ચિંતતા મારામાં નથી આવી હજુ!
: સાગરની નિશ્ચિંતતા ?
: હા! 'નાવ ડૂબે કે તરે પણ સાગરો ઉછળ્યા કરે'. જ્યારે મારે માથે તો તારી ચિન્તાનો નવીન ભાર વધ્યો છે.
: મારી ચિન્તાનો ? એમાં ચિન્તા શાની ?
: હું તને ન ચાહતો હોત તો ચિન્તા ન હોત! તો તો એમ જ માનત કે એક પરદીયા સાથે વિહાર કરે નીકળ્યો છું.
: [પ્રકાશના કંઠે કર વીંટાળતી] મારા પ્રકાશ: આજ સૌભાગ્યચંદ્ર ઉગ્યો કે

મેં કોલેજ મૂકી દીધી એટલે તો એમને મારામાં વધુ વિશ્વાસ ઉત્પન્ન થયો.

: I see! poor Sohanbhai!

: Shut up! ફરી એવું કહ્યું છે તો મારી કપરામાં કપરી સજા કરીશ!

: Sorry dear! પછી?

: પછી? પછીનું તો તું જાણે છે જ! તારો સ્નેહલ પત્ર આવ્યો. તેં મને સ્વીકારવાની તત્પરતા બતાવી અને પરિણામે આપણે આ સ્ટીમરની ડેક પર આવ્યાં.

: તું કોઇ પશ્ચિમના દેશમાં જન્મી હોય એમ નથી લાગતું?

: શાથી?

: આટલી હિંમત, આટલું સાહસ ગુજરાતણ કરે એમ તને લાગે છે?

: સ્ત્રીઓ તો બધે ય એની એ! તેં પેલું ચિત્રપટ જોયેલું; "When a woman loves"?

: ના! એમાં શું આવે છે?

: તેં જોયું નથી પછી શું!

: તો ય?

: એનું એ.

: પણ એ તો પશ્ચિમનું દિગ્દર્શનને!

: પશ્ચિમ એટલે ભૂગોળનો જ એક ભાગ ને માત્ર વાતાવરણફેર!

: એટલે?

: એ વાતાવરણ અહીં સાંપડે તો અહીં યે ય એનું એ.

: એટલે તુંય વખત આવે divorce લેવાની એમજ ના!

: જો ને! જો ને! માત્ર એટલો જ ભેદ રહેવાનો પૂર્વ અને પશ્ચિમ વચ્ચે.

: શો?

: કે પૂર્વની સ્ત્રી મનસ્વીપણે ઘડીકમાં એકની સાથે તો ઘડીકમાં બીજાની સાથે પ્રેમ કરતાં નહિં શીખે.

: એ વાતાવરણ મળે તો એમ ન થાય?

: કેવી રીતે?

: Divorce Bill પસાર થાય તો?

: તોય શું? જો શુધ્ધ હૃદયથી તે એકને ચાહતી હશે તો બીજા પાછળ ફાંફાં નહિં મારે.

: એ તો અત્યારથી શી રીતે કહેવાય?

: તને વિશ્વાસ નથી મારામાં?

: સોહનલાલને ક્યાં ઓછો વિશ્વાસ અને શ્રદ્ધા હતાં તારામાં!

: એમ! એટલે હું તને અને સોહનને એક ત્રાજવે તોળું છું એમ તને લાગે છે? ફરી પાછું કહ્યું છે?

'વંદેમાતરમ્' બોલી નાખવું.

: પણ ધાર કે હું 'વંદેમાતરમ્' બોલી અને તું લડવાનું ચાલુ રાખે તો?

: Gentleman's word.

: હં.

: મારો સ્વભાવ જ એવો છે, કૉલેજમાં જ મેં નહોતું કહ્યું કે આપણા સ્વભાવ અનુકૂળ નહિ આવે! બધીય રીતે સરખા! Self assertive, self conscious અને egoistic.

: પણ મને વિશ્વાસ છે તો મારી મનાવવાની કળામાં!

: પણ મને વિશ્વાસ નથી.

: શાનો વિશ્વાસ નથી? મારો?

: ના! ના! તો તો ચિન્તા જ શાની? તને ન ગમે ત્યારે તું મુક્ત થાય અને હુંય મુક્ત થાઉં.

: ત્યારે?

: મારી જાતનો!

: તારી જાતનો? હવે એ સવાલ જ ક્યાં રહે છે?

: કોઇ તારા જેવી જ પાછી પ્રેમમાં પડે તો?

: ચાલજે તોળી તેને ચહાજે!

: અને બરાબર તારી બરાબરી કરે તેવી હોય તો?

: બન્નેને ચાહજે.

: કદાચ તને ન જ ચાહું તો?

: આટલું સાહસ ખેડ્યા પછી એ હું કેમ માની શકું?

: કારણ કે આ તો હજુ સાહસની શરૂઆત જ છે.

: તું એટલો નિષ્ઠુર બનીશ એમ હું કલ્પીય શકું?

: એટલે તારો પ્રેમ કરવાનો હક્ક તો મારી ઉદારતા અને દયા પર જ અવલંબે છે ને!

: એટલે મને ગમવામાં તે માત્ર અનુકમ્પાને જ વશ થઇ આ પગલું ભર્યું છે એમ તારે મારા મન પર ઠસાવવું છે એમજના?

: ચોક્કસ!

: થોડી ખાંડ ખા! મરચી મરે છે. ફોસલાવવા આવ્યા છે બાપ સાહેબ!

: મારા પર દયા લાવી આખરનું લિલામ કરવાનો શોખ કેળવવા માંડ્યો હશે! Idiot.

: દયા નહિ તો કોઇ બીજું જ કારણ ન સંભવે?

: Shut up! મારે નથી સાંભળવું. તું મારી સમીપ છે એટલું જ બસ નથી મારે માટે?

: મારે સામે નજર આંખ આડા કાન કરવા!

: બસ એમ! પછી? હં.....પછી સૌરભે તને હીંચકે બેસવાનું કહ્યું અને તું અમારી બન્નેની વચ્ચે બેઠી.

: પછી?

: હવે તારે કહેવાનું!

: તું કહેને હવે! તને સાંભળવામાં મઝા આવે છે.

: મને શરમ આવે છે.

: છોકરી! વારુ હું કહું છું તું વચ્ચે બેઠી એટલે સૌરભે મને ચુંટી ખણી. પછી........! પછી........નથી સાંભરતું.

: પોતાની વાત આવી એટલે નથી સાંભરતું!

: તું કહે ત્યારે!

: પછી તેં મને ચૂંટી ખણી.

: બદમાસ! કેટલો પક્કો છે! તેં ખણી'તી કે મેં પહેલાં?

: તેં જ!

: Shut up! liar!

: I still maintain that you started it. હું તો તને ઓળખતો ય નહોતો

: હુંય તને ઓળખતી ન હોતી.

: તો પછી સાથે આવીને કેમ બેઠી હતી?

: તું મરદ હોત તો ન બેસત! તું તો રીસાળ છોકરી હતી.

: પાછું લઢવું છે?

: વંદેમાતરમ્. ચાલ આગળ!

: સૌરભે ઓળખાણ આપ્યું પરસ્પરને.

: પછી આપણે ખૂબ જોરથી હીંચકા ખાધા.

: પછી તને ઠેસ વાગી અને હીંચકો ઉછળ્યો.

: અને હું પડી.

: ના!

: ત્યારે!

: તેં મને પકડી લીધી.

: મેં તને પકડ્યો જ નથી, મેં તો સૌરભને પકડેલી

: વાહ એમ, સાચને આંચ! એટલે સૌરભેય પડી જાત ત્યારથી અને તેં મને પકડી લીધી.

: અને આપણે ત્રણે પડ્યા. હીંચકો આપણી ઉપર ઉંધો વળ્યો અને તેં મને ચૂમી લીધી'તી કે મેં!

: તેં ચૂમી લીધી'તી કે મેં!

: Liar! જૂઠ્ઠું કહેતાં શરમ આવતી નથી? મેં તને ચૂમી લીધી? હતા મેં

: તો પછી તું મારી સાથે શું કરવા નાસી આવ્યો?

: તારો ઉન્માદ ભર્યો પ્રેમ જોઇ! તારો અને મારો જીવનભાર હળવો કરવા!

: મને છેતરીને! you runagate! you liar! ઓ પ્રભુ! હું શું કરૂં? ક્યાં જાઉં? મેં કેટલી ગંભીર ભૂલ કરી છે?

: તું આટલી કાયર હોઇશ તેની મને ખબર નહિ!

: કાયર? you girl!

: સત્તરવાર કાયર! પરિણામનો વિચાર કર્યા વગર પગલું ભરનાર માણસ પરિણામના ઓળાથી ય ડરે એ કાયરતા નહિ તો બીજું શું?

: પરિણામ? મને શી ખબર કે તું બેજીવન જીવી શકે છે?

: બેજીવન જીવનારનેય મારૂં જીવન ન સમજાયું હોય તો કોનો દોષ?

: તારો! તારી નાદાનીયતનો! તારી બેવફાઇનો અને તારા દંભી હૈયાનો!

: આ બધું—I mean નાદાનીયત, બેવફાઇ અને દંભી હૃદય તારામાં નથી એમ તો તારૂં નથી જ કહેવું ને?

: મારામાં હશે પણ જેને મેં પ્રેમ અર્પ્યો હતો તેની પાછળ તો પ્રાણનાં તેજ પાથર્યાં હતાં, હૈયાનાં હીર બાળ્યાં હતાં અને વફાદારીની પરાકાષ્ઠાએ પહોંચવામાં સ્વમાનને ય વળાવી મૂક્યું હતું! જ્યારે તેં તો શરણાગતને સંહારવામાં મઝાહ માની છે, પ્રેમનાં પીયૂષ ઢોળનારને અગ્નિકુંડમાં ધકેલી રહ્યો છું અને તારી પાછળ સર્વસ્વ ખોઇ બેસનારને ભર દરિયે રવડાવવા તૈયાર થયો છું.

: મેં તને પહેલેથી જ નહોતું કહ્યું કે આપણા સ્વભાવ અનુકૂળ આવશે જ નહિં!

: સ્વભાવ? સ્વભાવનો સવાલ હોત તો તો........નિભાવતી આવી છું ને નિભાવત! પણ મલિનતા! ઓ પ્રભુ! મેં શું કર્યું? મારો સોહન! ભલે અમારા સંસ્કારમાં આસમાન જમીનનું અંતર હતું પણ એ તો એ સમજતો હતો કે હું સૌદામિનીને લાયક નથી અને હું એને નહોતી ચહાતી એ જાણવા છતાં ય [illegible] બધું ય સહી લઇ એ મને પ્યાર કરતો. પાણી માગતાં દૂધ આપતો. બિચારો જાણશે ત્યારે કેટલું સહશે? કેટકેટલું કલ્પાંત કરશે? કેટકેટલાં આંસુ સારશે અને છેવટે આબરૂ અને જગજીભની લુંટારી શું નહિ કરે? સોહન! સોહન! મારા સોહન! તારાં ચરણની રજ માથે ચઢાવવા લાયક ય હું નથી રહી ત્યાં કેવી રીતે તારી વત્સલ ગોદનું શરણ શોધું? તું તો મને માફી આપશે પણ હું તો એ માફીને ય, તારા પ્રેમને ય લાયક નથી રહી, નથી નિવડી. તું જાણશે ત્યારે! ઓ પ્રભુ! એ કલ્પના ય મારૂં કાળજું કંપાવી મૂકે છે. અને હું પાછી ય કેવી રીતે જાઉં? કયા મુખે તારી સમક્ષ ખડી થાઉં? તને ખબરે ય પડી ગઇ હશે, તેં તાર પણ કર્યો હશે મારાને ત્યાં! તને જવાબ—શિયાળાની ક્રૂર ઠંડી પવનલહરી જેવો જવાબે ય મળી ગયો હશે કે દામિની અહીં નથી આવી. ઓ પ્રભુ! દામિની! નાદાન! તેં આ શો રસ્તો લીધો? પ્રકાશ! પ્રકાશ! તું અંધકાર નીકળીશ

# લાંબી વાટે



કોણ આવશે રે ભાઈ ! લાંબી વાટે
કોણ આવશે રે ભાઈ ?

જીવનમંગળ માણવા માટે
કોણ આવશે રે ભાઈ ?

સ્નેહ બિછાની સેજ સુંવાળી
તજીને વિકટ કંટકવાળી
વાટે ગાતાં ગાતાં આનન્દતાળી
કોણ બજાવશે ભાઈ ?—લાંબી૦

માનના મોટેરા માંચડા મોડી,
નામતણો વળગાડ વછોડી
માન ને નામ ન, કોણ ત્યાં દોડી
હૈયું હુલાવશે ભાઈ ?—લાંબી૦

પહાડ ઊભા ઊંચા ખીણખાડાઓ,
ગાઢાં વન, નદી નીર ધરાઓ,
સાગર કાળા, રણલાળાઓ
કોણ વટાવશે ભાઈ ?—લાંબી૦

પ્રાણના પાર વિનાના પોકારો
અખંડ માગન ભોગની ધારો,
તે ગમ કાન બહેરા કરનારો.
કોણ નીકળશે ભાઈ ?—લાંબી૦

છળે ને બળે છકેલ બલાઓ
મારગ લાલચના લોચાઓ,
ફિરણગાળે કયા શૂરાઓ
વિખેરી નાખશે ભાઈ ?–લાંબી૦

દહાડાના પછાડા, રાતનું ધારણ,
વિઘ્નો વેરી ને થાકનું વારણ.
ગણ્યા વિના કોણ કરી જાગરણ
પથ ટૂંકાવશે ભાઈ ?–લાંબી૦

સાથી મળે યા મળે નહિ તોયે
ધારી દિશાએ ધીર પહોંચે.
અજાણ્યા મારગે વીર કયો એ
શ્રદ્ધા ભર્યો જશે ભાઈ ?–લાંબી૦

જુગજૂના અંધકારને જંગશે
દુરિતનાં દલ બીકન દંગશે,
મુક્તિએ મંડિત જીવનમંગલે
કોણ જશે ધાઈ ધાઈ ?

મૃત્યુના મુખમાંથી અમરતકેરી
લાવશે કોણ વધાઈ ?–લાંબી૦

પૂજાલાલ

તા. ૧૦-૯-૧૯૩૫

વધારે જન્મતિથિ, શયનતિથિ, અન્નપ્રાશનતિથિ, રાત્રિમહોત્સવ વગેરે મુકરર કરી આપણા મેળાઓ સજીવન રાખે છે. તે દિવસે પાંચ આંગળીએ પુણ્ય કરનાર ભિક્ષુક બ્રાહ્મણથી માંડી પાંચે દસે આંગળીએ ઠૂંઠો ભિખારી એક દિવસના ગુજરાન કરતાં પણ વધારે ગુજારો મેળવી લે છે. ઇશ્વરની આંખમાં સૌ સરખા છે એ વિધાનમાં કંઇક રહસ્ય છે ખરૂં, એ સત્યની ઝાંખી પણ તે દિવસે થઇ જાય છે.

'—અને ભિક્ષુક બ્રાહ્મણો પાઇ પૈસો મુકાવવા માટે ગમે ત્યાં દેવો અને સ્થાનો તત્કાળ પણ બનાવી યાત્રાળુઓને ઠગવાનો જ ધંધો લઇ બેઠા છે."

—શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
'કૌમુદી' ફેબ્રુ૦ ૧૯૩૬. પાનું ૧૦૪

વિદ્વાન શાસ્ત્રીજીના ઉપરોક્ત કથનમાં મને વાંધો છે 'ઠગવાનો' એ શબ્દનો. હું તો એ કાઢી નાખું, ઠીક. અને બીજી બાજુ ભીખ નહિ માગનાર અસંખ્ય લોકો ઘરમાં બેસી ભૂખે પણ મરે છે.

પરંતુ આ તો આડી વાત. હું તો ભિખારીઓની જીવનઘટમાળ વિશે સૌ કોઇનું ધ્યાન ખેંચવા માગું છું. આપણી ઉપરથી ઉજળી દુનિયામાં જ કોઇ વધારે હોશિયાર અને કોઇ ઓછું એમ નથી. ભિખારીઓમાં પણ અક્કલના ભંડાર ભરેલા હોય છે, અને પોતીકી કુનેહ અને આવડત વડે મોટી થાપણો એકઠી કરવાના અનેક દાખલાઓ મોજૂદ છે. આ અતિશયોક્તિ લાગે એમને માલમ થાય કે પોતાની આસપાસ બાંધેલી અજ્ઞાનની દીવાલો ભાંગી જરા વિશાળ નજર કરવા એ બુદ્ધિશાળીઓ તસ્દી લેશે તો એમને એ સત્ય સહેજે હાથ લાગશે. આ નમ્ર લેખક જાતે સુરતની મુંબઇ બૅંકની શાખામાં કામ કરનાર એક જૂના પાડોશીની અનુભવી શાખે કહી શકે છે કે મહોલ્લે મહોલ્લે ફરનાર એક સુરદાસનું સેવિંગ્સ બૅંકમાં ખાતું દસ હજારની ઉપરનું હતું. છોકરવાદી માનસમાં એ હકીકત ધ્યાનમાં ન ઉતરતાં છેડે બરાઇ એ વસ્તુ ખોટી મનાવવા અને ઉપર ગણાવેલો દાખલો અપવાદ ઠેરવવા, એ સંબંધી કાળજીપૂર્વક તપાસ ચાલુ રાખતાં એવા દાખલા વધારે ને વધારે મળતા ગયા. કેટલીક વાર નિકટમાં આવવા ભિખારૂ બની મેળવેલા અનુભવોમાંથી જે અવનવી, વિવિધ, વ્યવહારૂ, ભયંકર, કરૂણ, દયામણી, ચિત્રવિચિત્ર, રંગીલી, જીવનક્રિયાની બેનમૂન અણકલ્પી શકાય એવી સૃષ્ટિ નજરે પડી છે, એનો રસિક અને રોમાંચક ઇતિહાસ અહીં તો અસ્થાને છે. પણ દેખીતી વિદ્યાર્થી અવસ્થા પછી ભૂખમરાની દશામાં મહિને સાડાચાર રૂપિયામાં, રોજના અઢી આનામાં બે ટંકનું જમાડનાર એક વીશીમાં મુંબઇમાં જ, જમતાં એવા બે ચાર ભિખારીભાઇઓના સહયોગનો લ્હાવો મળી ગયો હતો એમની પાસેથી મળેલા કેટલાક બોધપાઠનો આભાર પણ આ નાટક પર ચડેલો જ છે. એમાં કેટલાક ટેકીલા, જુઠ્ઠા, દંભી, રોગી, લુચ્ચા, નીતિવાળા, ભલવાન, પૈસાદાર, ગરીબ, ખાનદાન, તેમ જ સંસ્કારી પણ ગણવામાં આવ્યા છે. વળી કેટલાક તો એવા મશ્કરિયા કે એમનો આગલો પાછલો ઇતિહાસ-કશું જ ન મળે. સુવાનું ઠામ નહિ,

બીજી બાજુ, આપણા ભગવાન, સુંદર ઇમારતોમાં સશસ્ત્ર સૈનિકોથી સુરક્ષિત
ાં બિરાજમાન છે, ત્યાંના મંદિરોના ડાપા, એમનાં દર્શનાર્થે યાત્રા કરતાં ફરજિયાત
ાગવામાં આવતો કરવેરો, અનેક ધર્મની સંસ્થાઓ ચલાવવા મગાતા પૈસા, હજી આજે
ણે-મહોત્સવે લખપતિ માનવીથી યે વધારે ધનવાન કેટલાંક જાત્રાનાં સ્થળોમાંના કરોડપતિ
ાગવાન તરફથી પોતાના ફુરસદને અભાવે એમના પગારદાર અને જોહુકમી મહેતાજીઓ
ારફત મગાતો કર—એ બધાંને એક પ્રકારની ભીખ નહિ તો શું ગણવું? આપણે
ભાગ્યે આપણા ભગવાન પણ માગે જ જાય છે. આજથી નહિ, સૈકાઓથી. જાુઓની,
ામનાથે મૂડી એકઠી કરી, અને આપી ત્યારે ઉદાર દિલે મહંમદ ગિજનીને સૈકાઓથી
ૈન મંદિરોમાં એકઠું થએલું ધન અપાય છે પ્રીવી કાઉન્સિલમાં અંગ્રેજી વકીલોને.
આપણા ઇશ્વર માગે છે, બીજે આપવાને, ત્યાં આપણે એની માફક ભીખ જ માગીએ
તેમાં શી નવાઇ?

ઓછાં છે? એટલે બાદશાહને એકાએક અસામાન્ય ગણતાં હું તો અચકાઉં.

હા, એક સામાન્ય રસ્તે ચાલતા ભિખારી કરતાં એ જુદો જ છે. એની યોજનામાં સાધારણ ગણાતા ભિખારીને સ્થાન નથી; તેમ જ આ નાટકમાં એવા ભિખારીઓનું ચિત્રદર્શન પણ નથી. છે એકાદું, આછું, નગરશેઠના નોકરનું. એવા ભલા અને ભોળા માણસોને બાદશાહના તંત્રમાં સ્થાન પણ નથી, એટલે સામાજિક પરિસ્થિતિને અંગે, ધાર્મિક વિતંડાવાદ અને સંકુચિત મનોદશાના ભોગને અંગે, અને આર્થિક સકંજાઓને અંગે જેઓને ભિખારીનું જીવન ગાળવું પડે છે, એવા ભિખારીઓના પ્રશ્નો અને એમનું રૂપદર્શન બીજા જ નાટક માટે રાખ્યું છે. આ નાટકમાં તો ભિખારીઓની વિશાળ સૃષ્ટિનું એક પડખું જ માત્ર બતાવવામાં આવ્યું છે. એટલે નર્યા ભિખારીઓની વસ્તુગૂંથણી ભવિષ્ય માટે રાખું છું. અહીં તો છે બધા નાગા બાવાઓ. એમના જીવનને સંગઠિત કરી અવનવું કરી નાખવાના માધવના મનોરથ છે. પણ એ તો થાય ત્યારે.

નગરશેઠની જબાને ગાળાગાળીનું પ્રમાણ કેટલાકને જરા વધારે લાગશે, પરંતુ ખરું જોતાં તો એ પ્રમાણ ઓછું છે આપણા શેઠિયાઓની જીભે સરસ્વતી દેવીની એ કૃપા કેટલી બધી અવતરેલી હોય છે, એ તો સૌને જાણીતી વાત છે. નિશાળોમાં અને એથી મોટાં વિદ્યાલયોમાં આપણે ત્યાં ગુરુજીઓ 'કાનમાં કીડા પડે' એવી કહેવાતી ગાળો વાપરે છે, તો પછી શેઠિયાઓએ શા ગુનેગારી કરી વારુ!

રૂપરંગ-અભિનય-સંગીત .....એનો ત્રિવેણી સંગમ સાધી સર્વાંગ ઉઠાવ કરવાની જવાબદારી તો છે એક જ વ્યક્તિને માથે—અને તે સૂત્રધાર. એને પ્રોડ્યુસર કહો, તંત્રવાહક, સંયોજક નટરાજ, કે રજુ કરનાર કહો. મને તો એ માટે શબ્દ વિચાર કરતાં ઠીક લાગે છે તે તો સૂત્રધાર જ. સૂત્રધાર ધારે તેવો અનુકૂળ ફેરફાર આ નાટકમાં કરી શકે છે. એની પરિસ્થિતિ અને વાતાવરણ પ્રમાણે, ભજવનારા મંડળમાંના એકાદ બે જણની સંગીતની આવડત પ્રમાણે નાટકમાં એક બે ભજનોનો વધારો ઘટાડો કરી શકાય. તે જ પ્રમાણે પહેરવેશ માટે પણ. આજની આપણી નાટ્યસૃષ્ટિની ભૂખડીબારસ દશામાં ખર્ચાળ પહેરવેશ પાલવતા નથી. એટલે મોટે ભાગે તો માગીતાગીને જ ચલાવવું પડે છે. વળી આ કૃતિમાં તો ફાટ્યાંતૂટ્યાં કપડાંથી જ ચાલે એમ છે, છતાં એનો આધાર પણ કુશળ સૂત્રધાર પર છે. જુદીજુદી જાતની રંગભૂમિની કલાભાવના અત્યારે આપણા મગજમાં ગમે તેટલી હોય—એકાએક આપણો દેશ માતબર થઇ જાય, કોઇ ધૂની પાસે લખલૂટ પૈસો અચાનક લોટરી, સટ્ટો, વારસામાં કે જમીનમાંથી સાંપડી પડે, અને એ વ્યવહાર દુનિયાની ગાળો ખાઇ નાટકશાળા બાંધવાની હિંમત આણે તો વળી જુદી જ વાત છે; ત્યાં સુધી એ બધા વિવિધ રંગદર્શી કલાતરંગો તો મનમાં જ શમાવવાના રહે છે. વળી નાટ્યકલાના એવા સુવર્ણકાળ માટે જેમ અત્યારે આપણે સપનું જ સેવવાનું છે, તેમ લેખકના શબ્દોને કેવળ નટની જીભે ગોખાવવા પૂરતા જ નહિ પણ નટની જીભે, નટના હૃદયે, નટના પ્રત્યેક અંગે, હલનચલને સજીવન કરી, એ શબ્દોને દીપસંયોજનના પ્રકાશ વિસ્તારના વિવિધ પ્રકારના રંગ આયોજનના—અને એમાં આફકરની મહફિલાતના અલંકાર પહેરાવી સર્વાંગ

# કાળી ટીલી

હરિલાલ ભરુચા

"કેવું ભવ્ય અને રમણીય દ્રશ્ય?" ગામડાનું જીવન નિહાળવા આવેલા કિશોરે નદી કીનારે ફરતાં ફરતાં પોતાના મિત્ર પ્રતાપ આગળ હૃદયની ઊર્મિં ઠાલવતાં કહ્યું. પ્રતાપે ઉત્તરમાં માત્ર સ્મિતભરી આંખે સંમતિ આપી થોડા જ દિવસથી કિશોર ઉન્હાળાની રજા ગાળવા મુંબઇથી આ વખતે ગુજરાતના એક ગામમાં આવ્યો હતો. કિશોર મુંબઇનો એક લક્ષ્મીનંદનનો પુત્ર હતો. એના પિતા મીલમાલીક હતા. અને કિશોરનું જન્મથી કોલેજ સુધીનું વિદ્યાર્થી જીવન મુંબઇમાં જ પસાર થયું હોવાથી તેને કોઇ દિવસ ગામડાનો અનુભવ નહોતો એટલે ગ્રામ્ય જીવનનાં આલ્હાદ દ્રશ્યોએ તેની કલ્પના સતેજ બનાવી દીધી હતી થોડા જ દિવસના વસવાટમાં ગામડાની ખુશનુમા હવા, સવારસાંજનું સૃષ્ટિસૌંદર્ય અને ત્યાંના જીવનમાં દેખાતી શાંતિએ કિશોરને ગ્રામ્યજીવનની વકીલાત કરતો બનાવી દીધો હતો અને જે આવે તેની આગળ તે કોઇ ભાષણકાર કે વકીલની છટાથી ગ્રામ્યજીવનની દલીલો રજુ કરતો.

પ્રતાપનું આખું એ જીવન ગામડામાં જ ગએલું. તેને આ દ્રશ્યો રોજનાં હતાં અને જો કે કિશોરની માફક તેણે કોલેજનો અભ્યાસ ચાલુ રાખ્યો નહોતો છતાં તેનામાં બુદ્ધિનું શાંત ચમકતું તેજ હતું. અને અભ્યાસ પુરો કર્યા પછી તેણે વાંચનનો શોખ કેળવ્યો હોવાથી તે બધા જ સવાલોના અભ્યાસમાં રસ લેતો હતો.

કિશોરના હૃદયની પરીક્ષા કરવા તેણે પુછ્યું, "કિશોરભાઈ, ગામડું ગમે છે તો ખરું ને?"

"જાણે એમ જ થાય છે કે હંમેશ માટે અહીં જ રહું" કિશોરે કહ્યું.

"જુઓ! કિશોરભાઇ! તમારા શહેરમાંથી આવનાર ઘણાને એમ થાય છે ખરું પણ કોઇ તે પ્રમાણે કરતું નથી. મારો તો અનુભવ છે કે શહેરી જીવનથી કંટાળીને માણસો થોડા વખતની શાન્તિ શોધવા ગામડામાં ઉતરી આવે છે, એટલે એની પાછળ કેવળ આનંદ (Recreation) ની જ ભાવના હોય છે. ગામડાના ઉદ્ધારની વાતો કરે છે બધા, પણ ઉદ્ધાર કરવા કોઇ આવીને રહેતું નથી." પ્રતાપે જરા કરડાકીથી શહેરીઓની

વપસાણી હિલચાલો પર ટીકા કરતાં કહ્યું.

"એમ તો નહિ પ્રતાપ પરંતુ એનું કારણ એ છે કે શહેરના માણસોને એટલી વ્યસ્તતા હોય છે કે તેમાંથી આવાં કામ માટે વખત જ મળતો નથી."

કિશોરે શહેરીઓ હંમેશાં કરે છે તેવો સાવ સામાન્ય બચાવ રજૂ કર્યો. 'એ તો ઠીક! કિશોરભાઈ! પણ તમે અહીં છો તે દરમ્યાન એક સેવા ન કરી શકો?'

"કઈ?"

"જુઓ, તમારા શહેરમાં કોમી પ્રશ્ન જેટલો ઉત્પાત મચાવે છે તેવો જ ઉત્પાત અમારા ગામમાં હરિજન પ્રશ્ને મચાવ્યો છે. શહેરની માફક અમારે પણ અમારા જટીલ પ્રશ્નો છે. તમારે કામદારોનો પ્રશ્ન છે, અમારે ત્યાં ખેડૂતોનો પ્રશ્ન છે. ગરીબાઈનો પ્રશ્ન તો આખા દેશનો સાવ સામાન્ય પ્રશ્ન છે એટલે એને હું અત્યારે નથી છેડતો પરંતુ આ તો હરિજનોના હક્કો અને માનવતાનો પ્રશ્ન છે. એમને માટે નથી જુદો કૂવો, ન મળે નિશાળ કે ન મળે મંદિર અને ગામના નિશાળ, કૂવા કે મંદિરે તો હરિજનોનો પડછાયો પણ ગામલોક પડવા દે તેમ નથી."

હરિજનોને સદીઓથી થતા અન્યાયથી પ્રતાપના હૃદયમાં જ્વાળામુખી સળગી રહ્યો હતો તેની ઝુંબેશમાં અત્યારે તન્મયતાની તીવ્રતા આવી હતી અને આંખમાં નિશ્ચયનું તેજ ચમકતું હતું. પોતાના ગામડાના મિત્રની ભાવના અને વિચારશક્તિનું બળ જોઈ કિશોર પણ મુગ્ધ થયો.

"કિશોરભાઈ! તમારો હિંદુ સમાજ તો જુઓ."

"'તમારો' નહિ, 'આપણો' કહો." કિશોરે પ્રતાપનો વાક્યપ્રવાહ અટકાવી સુધારો મૂક્યો.

"જે સમાજમાં ઉઘાડો અન્યાય દેખાય છે તેને અપનાવતા શરમ થાય છે છતાં તમે કહો છો તેમ તમારો સુધારો મંજુર રાખું છું. આપણો હિંદુ સમાજ ભૂતકાળની ભવ્ય ઇમારતના ખંડેર જેવો બની ગયો છે. નથી એમાં એકતા કે નથી એમાં પ્રાણ. એક કાળ એવો હતો કે જ્યારે હિંદુ સંસ્કૃતિની ફોરમ જગતભરમાં ફેલાઈ હતી. ચારે દિશાઓથી એના ચરણોમાં અર્ઘ્ય આપવા સંસ્કાર વાંચ્છુઓ આવતા ત્યારે એક અને અભેદ એવી આર્યસંસ્કૃતિ માનવકુળના ઉદ્ધાર માટે હતી. અત્યારે સત્ત્વ ગયું છે અને પડછાયા રહ્યા છે. અમારી ગ્રામ્ય ભાષામાં કહીએ તો સાપ ગયા ને લીસોટા રહ્યા છે. આજનો હિંદુ સમાજ એ સમાજ મટીને શંભુમેળો થઈ ગયો છે. રૂઢી એનો ધર્મ અને વહેમ એનો કુળદેવ. આજના સમાજમાં બ્રાહ્મણ ઈશ્વર અને વર્તમાન વર્ણો આગેવાનો બની રહ્યો છે. ક્ષત્રિય ભટ બની ગયો છે. વૈશ્ય ખુશામતીઓ થયો છે. અને જૂની સંસ્કૃતિના આ ત્રણ આગેવાનો ભેગા મળીને બિચારા શૂદ્રને કચડવામાં જ સંસ્કૃતિ ટકાવી રાખવાનો આનંદ માણી રહ્યા છે—પૂર્વજોની કીર્તિમાં રાચનાર પામર જીવો!"

પ્રતાપ કોઇ શૂરવીર યોધ્ધાની જેમ હાલની સમાજરચના સામે શબ્દબાણુ ફેંકતો હતો.

કિશોરને રસ પડતો હતો એટલે એણે એને બોલવા જ દીધો. ગામડીઆ તરીકે માની લીધેલા પ્રતાપમાં આટલું જ્ઞાન જોઇ કિશોરને તેના તરફ માન ઉત્પન્ન થયું.

"પ્રતાપ! આ બધો અભ્યાસ અને જ્ઞાન તે કયારે કેળવ્યાં?"

"કિશોરભાઈ! જીવનમાં કેટલાક પ્રસંગો એવા બને છે કે તેમાંથી જ સ્વયંભૂ જ્ઞાન પ્રગટે છે ઘણા અટપટા લાગતા પ્રશ્નો સ્હેજમાં જ સમજાય જાય છે. ચાલો! હું આજે જ તમને મારામાં પરિવર્તન લાવનાર પ્રસંગનો પ્રત્યક્ષ પુરાવો બતાવીશ."

(૨)

થાકેલા યોધ્ધાની માફક સૂર્યનારાયણ ક્ષિતિજમાં સરકતા હતા. મુગ્ધાના ગાલની રતાશ જેવું આકાશ રતમડું બન્યું હતું, ગામના મંદિરમાંથી સંધ્યાની આરતીનો ઘંટારવ આખા વાતાવરણને ભરી દેતો હતો. નદીએથી પનીહારીઓ પાછી વળતી હતી. ધણને વળાવીને એકુત બાળકો ઘર તરફ જઇ રહ્યાં હતાં. ગાયોની ડોકમાં બાંધેલા ઘુઘરાનો અવાજ કર્કશ છતાં પ્રિય લાગતો હતો. માળામાં પાછાં ફરતાં પંખીઓનો કલરવ વાતાવરણને મોહક બનાવી મૂકતો.

શહેરમાં જ ઉછરેલો કિશોર આ નૈસર્ગિક દ્રશ્ય જોઇને કુદવા લાગ્યો. જીવનમાં કેટલીક ઘડીઓ એવી આવે છે કે ડાહ્યાઓને પણ નાચવા કુદવાનું મન થાય છે. પણ કયાં છૂટ હોય છે? શહેર એટલે ઊર્મિઓને કચરવાની ચક્કી, જીવન અને વર્તનને કૃત્રિમ પાશથી બાંધનારી શૃંખલા.

શહેરમાં માણસ અસલ મટીને નકલ બની જાય છે. જોઇએ તેવા દેખાવમાં નાનમ ગણાય છે. નથી તેવા દેખાવામાં સભ્યતા સમન્વય છે. સમાજે નક્કી કરેલાં ધોરણ પ્રમાણે ચાલનાર સેતાન સજ્જનમાં ખપી શકે છે અને સીધી રીતે છતાં પોતાની મરજી પ્રમાણે રહેનાર સજ્જન ગાંડામાં ખપે છે.

શહેરી જીવનની કૃત્રિમ અને દાંભિક સભ્યતાથી કંટાળેલો કિશોર આ સાદું છતાં ભવ્ય દ્રશ્ય જોઇ ખરેખર આનંદ અનુભવી રહયો. બેઉ મિત્રો નદી કિનારે ફરીને ઘર તરફ પાછા ફરતા હતા ત્યાં દૂર દૂર ભજનની ધુનનો અવાજ તેમને કાને પડયો. એક જણ ભજન ગવાડતો હતો અને બીજાઓ ઝીલતા હતા. ભજનની હલક વાતાવરણ ભેદીને ઠેઠ નદીના કીનારા સુધી પહોંચતી હતી. કિશોર અને પ્રતાપ એજ દિશામાં જતા હતા. પાસે આવતાં ભજનના શબ્દ સ્પષ્ટ રીતે સંભળાયા "મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું." મીરાબાઇનું એ ભક્તિરસપૂર્ણ પદ ગવાતું હતું. સાથે કરતાલનો તાલબંધ અવાજ વાતાવરણને સંગીતમય બનાવવામાં સાથ દેતો હતો.

'કિશોરભાઇ! મારા અનુભવનું જન્મસ્થાન તે આ ભજન ગવાય છે તે ઝુંપડી અને મને આ પ્રશ્નોનો અભ્યાસી બનાવ્યો તેનું પ્રેરણાસ્થાન તે ભજન ગવાડનાર ભગત! ચાલો તમને પણ ત્યાં કાંઇક નવું જોવાનું ને જાણવાનું મળશે.'

x x x

બેઉ મિત્રો ત્યાં ગયા અને એક ખુણામાં જઇને ચુપચુપ બેસી ગયા. આ ભજનની વૈચિત્રતા એ હતી કે ભજન ગવાડનાર ભકત અને તેની મંડળીથી સાંભળનાર વર્ગ ઘણે છેટે બેઠો હતો. સાંભળવા આવનારાઓમાં ગામનો વૃદ્ધ તેમજ જુવાન વર્ગ પણ હતો. સૌને ભજનનું આકર્ષણ હોય એમ લાગતું. ભજન કરનાર મંડળી તો એકતાન બનીને ગાતી હતી. કોણ આવ્યું અને કોણ ગયું તેની તેમને પરવા નહોતી. ભજન ગવાડનાર ભકત આંખો મીંચીને કોઇ અગમ્ય તેજનાં દર્શન કરતો હોય તેવી અનન્ય ભક્તિથી ગાતો. તેની વાણી શુદ્ધ નહોતી છતાં તેની ભાવના અને હૃદયશુદ્ધિની શાખ દેતાં હતાં. શુદ્ધ હૃદયની ભકિતમાં એક જાતની શકિત રહેલી છે. એ શકિત કોઇને પણ આંજી શકે છે. કોલેજમાં ભણતો કિશોર અત્યારે એ શકિતનો પરિચય કરી રહ્યો હતો.

ભજન મંડળમાં આવનાર પ્રેક્ષકોમાં નીરવ શાંતિ પથરાઇ હતી. આખું વાતાવરણ ભકિતના તેજથી છવાઇ રહ્યું. ભજન વધતું ગયું. તેમ તેમ શ્રોતાઓનો રસ પણ વધતો ગયો. ભજન ગવાડનાર ભકતે ભજનની છેલ્લી કડી છોડી,

' ઉડી ગયો હંસ પિંજર પડી તો રહ્યું—
મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું."

કોલેજના પુસ્તકોમાંથી જે તત્વજ્ઞાન કિશોરને શીખવા નહોતું મળ્યું તે આજે તે ગામડાના એક ભજનમાંથી શીખ્યો. ભજન પુરું થયું એટલે સૌની આંખો ભજન ગવાડનાર તરફ વળી અને સૌ ચોંકયા. ભજનકારની આંખમાંથી અશ્રુની ધારા ચાલી રહી હતી છતાં તે તો ભકિતની ધૂનમાં નાચી રહ્યો હતો. સ્થળ, કાળ, અને સમયનાં સર્વ બંધન તેના એકતાનમાં વિલય પામ્યાં હતાં.

શ્રોતાઓની આંખ પણ આ દ્રશ્ય જોઈ ભીની થઇ અને એક વૃદ્ધ સ્ત્રીએ તો કહ્યું "અરજણ ભગત! ભગવાને તમને બ્રાહ્મણ શેં ન બનાવ્યા?"

'એ માડી! ભગવાને મને ઢનો બનાવ્યો તો હું હવે ભગવાનને મારો બનાવીશ!' કહી અરજણ ભગત હસ્યો અને સૌને પ્રણામ કર્યા. ભજન સાંભળવા આવનાર સૌ અરજણ ભગતની પ્રશંસા કરતા "ધીરે ધીરે વીખેરાયા." માત્ર પ્રતાપ અને કિશોર રહ્યા. અરજણની નજર પ્રતાપ તરફ ફરી અને તેણે કહ્યું 'ઓહો પ્રતાપભાઇ! તમે કયાંથી!'

'ભગત! આજે હું મારા આ મુંબાઇથી આવેલા મિત્રને તમારું ભજન સાંભળવા

કહી આપ્યો છું.'

'બહુ સરસ ભજન હતું! હો! ભગત.' કિશોરે કહ્યું

'બાપા! ભગવાનની ભક્તિ છે. હરિજન રહ્યા એટલે આ મંદિરની અંદર તો કોઈ જવા દેતું નથી એટલે બહાર આ ઝુંપડીમાં રહીને ભગવાનનું ભજન કરું છું અને બહારથી જ પ્રભુનાં દર્શન કરું છું.' કહી અરજણ ભગતે એક ઊંડો નિઃશ્વાસ મૂકયો.

'પણ ભગત! તમે અમારી સાથે કાલે જન્માષ્ટમીને દિવસે મંદિરમાં દર્શન કરવા આવો ખરા કે નહિ?'

'મારા જેવા હરિજનને અંદર કોણ લઈ જવા તૈયાર છે?'

'તમે હા પાડો તો અમે તમને કાલે જ મંદિરમાં દર્શન કરવા લઈ જઈશું.' પ્રતાપે ખાત્રી આપી.

'તો તો પ્રભુ તમારું કલ્યાણ કરશે' અરજણ ભગતે જીવનસિદ્ધિ પ્રાપ્ત થઈ હોય એટલા ઉમળકાથી આશિર્વાદ આપ્યો.

'ઠીક ત્યારે! કાલે તૈયાર રહેજો.' કહી બેઉ મિત્રો વિદાય થયા.

( ૩ )

અરજણ ભગત જાતે હરિજન છતાં તેનું વર્તન બ્રાહ્મણ કરતાંએ વધારે સ્વચ્છ અને નિર્મળ હતું. ગામમાં એને સૌ ભગતના નામથી ઓળખતા. ગામના વૈષ્ણવ મંદિરના હોજ-કુંડનું સાફસુફીનું કામ તે કરતો અને મંદિરની બહાર ઝુંપડીમાં રહેતો. તેને ભક્તિનો નાદ હતો અને આ તો ભવ સુધારવા તે અનન્ય ભાવે પ્રભુની ભક્તિ કરતો. ગામના ભલભલા વૈષ્ણવોને માટે એવી એની ભક્તિ શુદ્ધ હતી છતાં તેને મંદિરમાં જવાની છૂટ નહોતી કારણ કે તે અસ્પૃશ્ય જાતિમાં જન્મેલ હતો. ગામમાં તેનું માન હતું. તેનાં ભજન સાંભળવા ગામલોક આવતું પણ તેને કોઈ અડકતું નહિ તેની સાથેનો સંસર્ગ પાપ ગણતો હતો. અરજણ ભગતનું સન્માન આથી ઘવાતું. આખું જીવતર તેને ધૂળ જેવું લાગતું. ઘણીવાર તેને ઓછું આવતું પણ તે નિરુપાય હતો. તેની એક આકાંક્ષા મંદિરમાં જઈને તે જેને પ્રભુ તરીકે માનતો તે મૂર્તિનાં દર્શન કરવાની હતી. એટલે જ્યારે પ્રતાપ અને કિશોરે તેને મંદિરમાં લઈ જવાનું વચન આપ્યું ત્યારે તેના હૃદયમાં અનિર્વચનીય આનંદ પેદા થયો અને એ આનંદમાં ને આનંદમાં જ તે સૂઈ ગયો.

બીજે દિવસે મંદિરમાં ધમાલ હતી. જન્માષ્ટમીનો તહેવાર હોવાથી આખા

મંદિરને શણગારવામાં આવ્યું હતું. લોકોની અવરજવર રોજ કરતાં વધી હતી. અનેક સ્ત્રીપુરુષો દર્શને આવતાં અને ભેટ ધરતાં. મંદિરના ગર્ભદ્વારની સામે મોટા બાજઠ પર એક જાડા ગૃહસ્થ તકીઆને અઢેલીને બેઠા હતા. તેમણે લાલ પાઘડી પહેરી હતી અને કસબી દુપટ્ટો ઓઢ્યો હતો, તેમનું મોટું પેટ શ્વાસોચ્છ્વાસની ક્રિયાથી ધમણની માફક હાલતું. તેમની ગરદન ગળાની અંદર ઉતરી ગઈ હોય એટલી ટૂંકી હતી. આંખો વિશાળ અને પાવરથી હતી. અક્કલ કરતાં ખંધાઇનું તેજ તેમાં ચમકતું. તે બોલતા ત્યારે થુંક ઉડતું અને સ્ત્રીવર્ગ તરફ જોતા ત્યારે આંખો હસતી.

ધનપાલશેઠ ગામના પ્રતિષ્ઠિત વેપારી હતા. ચુસ્ત વૈષ્ણવ તરીકે ટીલું તાણતા અને ભાવનગરી પાઘડીમાં જગતની પ્રતિષ્ઠાભરી છે એવા ગર્વથી તેઓ અવારનવાર પાઘડીને ઠીક કરતા પૈસાથી પ્રાપ્ત થએલી બધી સત્તા તેઓ ભોગવતા અને વાપરતા. મંદિરના તેઓ વ્યવસ્થાપક હતા અને રોજ દર્શન કરવા આવતા. આવે પ્રસંગે તો તેઓ મંદિરમાં ઘણો વખત બેસતા. આજે તેઓ મંદિરના પુજારી વર્ગને અનેક સુચનાઓ આપી રહ્યા હતા. સૂચના આપતાં પણ જ્યારે કોઇ સ્ત્રી દર્શને આવતી ત્યારે ધનપાલ શેઠની નજર તે જાય ત્યાંસુધી તેની પાછળ પાછળ જતી અને સાઠની ભરતીમાં આવેલા શેઠ જગતને જાણ કરતા કે તેમની રસિકતાની ભાવના હજુ જાગ્રત છે.

મંદિરમાં ગરદી વધતી જતી હતી ત્યાં દૂરથી એક અતિ સ્વરૂપવાન સ્ત્રી બે દાસીઓ સાથે દર્શન કરવા આવી. ઉગતી ઉષાના જેવું તેનું લાવણ્ય હતું. તેનાં અંગેઅંગમાં યૌવનનો તન્મ ાટ હતો. કવિની કલ્પના જેવી ભવ્ય અને અલ્હાદક તેની ચાલ હતી. તેની આંખમાં સૌંદર્યનું અપૂર્વ ઘેન હતું. તેની ટાપટીપ આકર્ષણ માટે હોય તેવું લાગતું. જેની સામે નજર ફેંકે તેને મ્હાત કરવા જેટલી તેનામાં શક્તિ હતી. આખી મેદનીએ તેને માર્ગ આપ્યો. ધનપાલ શેઠની નજર સુચનાના કામમાંથી ઉપડીને તે સ્ત્રી તરફ ચોંટી ગઇ. તે જરાક ચમક્યા. સ્ત્રીએ પણ ધનપાલ શેઠ તરફ આકર્ષક દગ ફેંકીને દૃષ્ટિ પાછી ખેંચી લીધી.

ધનપાલ શેઠે તરત અનુચરોને હુકમ કર્યો, "બાઇને જગા કરી આપો અને પુજારીને કહો કે એમની પૂજાનું કામ પહેલું પતાવે" અને જાણે અનુચર એમના હુકમનું બરાબર પાલન નહિ કરે એમ સમજીને કોઈ દિવસ નહિ ઉઠનાર શેઠ જાતે પૂજારીને પોતાનો હુકમ આપવા ગયા અને પૂજા પતી ત્યાંસુધી ત્યાંથી ખસ્યા નહિ.

આ સ્ત્રી આ જ ગામની હતી પરંતુ કંઇક વર્ષો પહેલાં બચપણમાં જ તે ગામ છોડીને મુંબઇ ચાલી ગઇ હતી. ગામલોક કહેતા કે તેણે ગાનારીનો ધંધો શરૂ કર્યો હતો. ઘણે વરસે તે ગામમાં પાછી આવી હતી. ધનપાલ શેઠ સિવાય તેને બીજું કોઇ ઓળખી શક્યું નહિં. ધનપાલ શેઠ અવારનવાર કામને બ્હાને મુંબઇ જતા ત્યારે બે ઘડી ગાણું સાંભળવા અને પાન ખાવા આ ગાનારીને ઘેર જતા. કોઇક વાર રહેતા પણ ખરા! ગામના કોઇક જુવાને તેમને એકવાર મુંબઇમાં આ ગાનારીને ત્યાંથી ઉતરતા જોયલા ત્યારથી

તેમના જીવનની આસપાસ નાની દંતકથા ગામમાં જન્મ પામી હતી. અને શેઠને અવારનવાર મુંબઈનું કામ નીકળતું તેની પાછળનું રહસ્ય સમજાવા લાગ્યું હતું. પણ તે આ જ સ્ત્રી હતી એવી કોઈને ખબર નહોતી.

દર્શન કરીને વિદાય થતી લલનાને ધનપાલ શેઠ નજર પહોંચી ત્યાંસુધી જોઈ રહ્યા અને પોતાનો ભેદ કોઈ પામી ન જાય તેથી આ બાઈના ભક્તિભાવના વખાણ કરવા લાગ્યા

હિંદુ સમાજની ઘટના કેટલી વિચિત્ર છે. એક વારાંગના મંદિરમાં દર્શન માટે જઈ શકે, કૂતરું બીલાડું મંદિરની પ્રતિમા સુધી ફરી શકે, પણ અરજણ ભગત જેવો હરિજન મંદિરમાં જાય તો મંદિર અપવિત્ર થઈ જાય.

[૪]

રાત્રિ વધતી હતી. હરકરની મેલી કુચની જેમ અંધકાર ગામ ઉપર છાપો મારતો હતો. આખું ગામ કૃષ્ણદર્શન તરફ ઉભરાયું હતું. મંદિરના પાછલા ભાગમાં વિશાળ ખેતર હતું અને ત્યાં મંદિરનો પાછલો દરવાજો આવેલો હતો એ દરવાજો મંદિરના પૂજારી સિવાય બીજું કોઈ વાપરતું નહિ. આજે તો આગલે દરવાજે જ બધી અવરજવર હતી એટલે આ ભાગ અત્યારે નિર્જન અને સુમસામ અંધકારમાં ડુબેલો હતો. અંધકારમાં ત્રણ આકૃતિઓ એ તરફ જતી દેખાઈ. ત્રણે જણ ખેતરમાંથી મંદિરના પાછલા કોટડીમાં આવ્યા. અને દરવાજામાં થઈ મંદિરના અંતર્ભાગમાં ગયા. દર્શનની ધમાલમાં કોઈનું ધ્યાન એ તરફ ખેંચાયું નહિ. ત્રણે વ્યક્તિઓ છેક મૂર્તિની સમીપ ગઈ અને પ્રતાપે અરજણ ભગતને ઈશારતથી જ ભગવાનનાં દર્શન કરવા કહ્યું અરજણ ભગત તો જાણે જીવનનાં જીવન મોક્ષ મળ્યો હોય તેમ "ઓ મારા પ્રભુ" કહી મૂર્તિની સાન્નિધ્યમાં જઈને લાંબો થઈને પગે પડયો. પૂજારીએ એને જોયો એટલે એણે રાડ પાડી 'અરે! આ ભંગીએ ભગવાનને અભડાવ્યા!' ભંગીનું નામ સાંભળી મંદિરમાં કોલાહલ મચી રહ્યો. ધનપાલ શેઠ ગાજી ઉઠ્યા! 'મારો એ પાપીને! ક્યાંથી આવ્યો હરામખોર! ભગવાનના જન્મ વખતે જ આ દુષ્ટે મંદિર અપવિત્ર કર્યું" ત્યારે ચારેબાજુએથી લાઠીઓ ઉછળી. કિશોર અને પ્રતાપ અરજણની આસપાસ વીંટળાઈ ગયા અને કંઈક બોલવાનો પ્રયાસ કર્યો પણ શોરબકોર એટલો વધી ગયો હતો કે કોઈ એમનું સાંભળવા તૈયાર નહોતું. શું થયું તે જાણ્યા વગર મારો! મારો! ની બૂમ ચાર બાજુથી ઉઠી. અને જેના હાથમાં જે આવ્યું તે લઈ મારવા દોડયું. અરજણ ભગત, કિશોર અને પ્રતાપ ઉપર એક સામટો પ્રહારો થયો કિશોર અને પ્રતાપ બન્નેના તેમને માથામાં ડાંગ પડી અને તેઓ બેભાન થઈ નીચે પડયા. અરજણ ભગત ઉપર પૂજારી, ભૈયો અને ભક્તજનોનો માર પડી રહ્યો હતો પરંતુ અરજણ ભગત

તો જાણે પ્રભુના સાન્નિધ્યમાં સમાધિસ્થ હોય તેમ હાથ જોડેલી સ્થિતિમાં જ લાંબો છટ થઇ પડેલો હતો. તેના મુખમાંથી માત્ર બે જ ઉદ્ગાર સરી પડ્યા "મારા પ્રભુ!".

x x x

દર વરસે જન્મ લેતા કૃષ્ણ ભગવાન તે રાતે જન્મ્યા કે નહિ તેની ખબર નથી પણ દર્શન કરવા આવનારા સૌને કૃષ્ણની મૂર્તિની જગાએ અરજણ ભગત દેખાયો! મંદિરની દીવાલે અને ઘુમટે અરજણ ભગતની અનેક પ્રતિમાઓ સૌની નજરે પડી.

x x x

હિંદુ સમાજના ભીતરમાં આવા કેટલાએ અરજણ ભગતોની હાય ન્યાય માગી રહી છે!

---

# સાહિત્યસંસદની વાર્ષિક સભા.

સાહિત્યસંસદની એક ખાસ સામાન્ય સભા શુક્રવાર તા. ૨૧ મી ફેબ્રુઆરીએ ફાર્બસ સભાના હૉલમાં શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપણા હેઠળ બંધારણમાં ફેરફાર કરવાને મળી હતી. સભામાં પ્રમુખ ઉપરાંત ૨૭ સભ્યો હાજર હતા. બંધારણમાં ફેરફાર કરવાની જરૂર વિષે વિવેચન કરતા રા. મુનશીએ જણાવ્યું કે સંસદનું ધ્યેય સાહિત્ય અને સંસ્કારનો વિકાસ સાધવાનું આપણે ગણ્યું છે. સંસદ સ્થપાઈ ત્યારે મને ખ્યાલ નહોતો કે તે આટલી વિશાળ સંસ્થા બની જશે. આજે સંસદના ૬૦૦–૭૦૦ સભ્યોને એની પ્રત્યે મમત્વ બંધાયું છે અને સંસદ એક Federal સંસ્થા બની છે. એને માટે સેવા આપવા અનેક સાહિત્યપ્રિય, કલાપ્રિય અને સંગીતપ્રિય સજ્જનો અને સન્નારીઓ ચાહે છે એટલે એ સૌને એમાં સ્થાન આપવામાં આવ્યું છે. સંસદનો આટલો વિકાસ થાય ત્યારે એના પ્રમુખની ચૂંટણી પાંચ પચીસ સભ્યો મળી કરે એ ઠીક ન ગણાય, એટલે મને લાગ્યું કે આ પદ્ધતિને વધારે પ્રજાકીય બનાવવા પ્રમુખની ચુંટણી પોસ્ટદ્વારા કરવી કે જેથી સંસદના બધા જ સભ્યોને પ્રમુખની ચુંટણીમાં પોતાનો મત આપવાની તક મળે એટલે બંધારણમાં પહેલો આ સુધારો કાર્યવાહક સમિતિએ મંજુર કર્યો છે.

બીજો સુધારો વાર્ષિક ને બદલે ત્રિવાર્ષિક ચુંટણીને લગતો છે: વાર્ષિક ચુંટણીમાં ખર્ચ ઘણો થાય છે એટલે એ દૃષ્ટિએ ત્રિવાર્ષિક ચુંટણી વધારે સુયોગ્ય છે. કામની દૃષ્ટિએ પણ આ પ્રથા વધારે સફળ નીવડે તેમ છે.

ત્રીજો સુધારો બે ઉપ-પ્રમુખો, ચાર મંત્રીઓ અને બે ખજાનચીઓની નીમણૂક પ્રમુખને કરવાની સત્તા આપવાનો છે. આમાં જે મુદ્દો ધ્યાનમાં લેવામાં આવ્યો છે તે એ છે કે સંસદનું કાર્ય એકધારું અને વ્યવસ્થિત કરવું હોય તો તેમાં ટીમસ્પીરીટનું તત્ત્વ દાખલ કરવું જોઈએ. એટલે સંસ્થાના હિતની દૃષ્ટિએ વિચાર કરીને કાર્યવાહક સમિતિએ આ ફેરફાર રજુ કર્યો છે. અને કાર્યવાહક સમિતિના ૧૫ ને બદલે ૧૨ સભ્યો સામાન્ય સભા ચૂંટે એ પ્રમાણે નક્કી કર્યું છે.

ચોથો સુધારો એ છે કે સંસદનું વર્ષ કાર્તિક સુદી એકમથી ગણવું. આ સુધારો સગવડભર્યો છે એટલે એને માટે વિવેચનની જરૂર નથી. આ ફેરફારો કાર્યવાહક સમિતિએ સ્વીકાર્યા છે અને તે હું તમારી સમક્ષ રજુ કરું છું. તેમાં જો કોઈને કાંઈ સુધારાઓ સૂચવવા હોય તો તે માટે સભ્યોને છૂટ છે.

કોઇ પણ જાતના સુધારા ન આવવાથી શ્રી મનહરરામ મહેતાએ કાર્યવાહક સમિતિના ફેરફારો દરખાસ્તરૂપે રજુ કર્યા હતા જેને શ્રી મોતીચંદ કાપડીઆ તથા શ્રી મણીલાલ નાણાવટીએ ટેકો આપ્યો હતોઃ જે પછી મત લેતાં તે દરખાસ્ત સર્વાનુમતે પસાર થઇ હતી

પ્રમુખની ચૂંટણી આ વર્ષે પોસ્ટથી કરવાનું શક્ય ન હોવાથી એવો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો કે આ વખતે પ્રમુખની ચુંટણી વાર્ષિક સામાન્ય સભા કરશે અને સંવત ૧૯૯૬ થી નવા બંધારણ મુજબ પ્રમુખની ચુંટણીનો અમલ થશે.

આ પછી સભા વાર્ષિક સાધારણ સભામાં ફેરવાઇ ગઇ હતી મનહરરામ મહેતાએ મંત્રીઓનો રિપોર્ટ તથા શ્રી. જયંતીલાલ ઠક્કરે ખજાનચીઓનો રિપોર્ટ રજુ કર્યો હતો જે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા. સભાએ તે પછી પ્રમુખ તરીકે શ્રી કનૈયાલાલ મુનશીની સર્વાનુમતે ચુંટણી કરી હતી અને નવા પસાર કરેલા બંધારણ મુજબ પ્રમુખે નીચે પ્રમાણેના હોદ્દેદારો ચુંટી કાઢયા હતાઃ—

ઉપપ્રમુખો-શ્રી. મનહરરામ મહેતા.
,, મોતીચંદ કાપડીઆ.
મંત્રીઓ-શ્રીમતી રસિકમણી દેશાઈ.
શ્રીયુત મનહરનાથ મા. ધારેખાન.
,, ભાનુશંકર બા. વ્યાસ.
,, હરિલાલ ભરુચા
ખજાનચીઓ-શ્રી. મનુભાઈ ઠાકર, અને શ્રી. જયંતિલાલ ઠક્કર.

આ પછી કાર્યવાહક સમીતિએ નવા બંધારણ પ્રમાણે નીચેના બાર સભ્યોની સર્વાનુમતે ચુંટણી કરી હતી.

| | |
|---|---|
| ૧ શ્રીમતી લીલાવતી મુનશી | ૭ શ્રીયુત જ્યોતીન્દ્ર દવે. |
| ૨ ,, શીલાવતી દવે | ૮ ,, દુર્ગાશંકર શાસ્ત્રી. |
| ૩ ,, તીલોત્તમા પાઠક | ૯ ,, રમણ વકીલ |
| ૪ શ્રીયુત મણીલાલ નાણાવટી | ૧૦ ,, યશવંત પંડયા |
| ૫ ,, ચંદ્રવદન મહેતા | ૧૧ ,, શંકર પ્રસાદ રાવળ |
| ૬ ,, ધનસુખલાલ મહેતા | ૧૨ ,, યજ્ઞેશ શુક્લ |

ચુંટણીનું કાર્ય પતી ગયા પછી પ્રમુખે કેટલીક પ્રાસંગિક સુચનાઓ કરી હતી જે પછી પ્રમુખનો આભાર માની તથા મુનશી દંપતીને ધારાસભામાં મળેલી ચુંટણી માટે અભિનંદન આપી સભા વિસર્જન થઇ હતી.

અધિકારીઓની નિમણુક કરશે. આ નિમણુકો પ્રમુખ ત્રિવાર્ષિક સાધારણ સભામાં જાહેર કરશે અને તે પછી બાકીના ૧૨ સભ્યોની ચુંટણી સાધારણ સભા કરશે.

અપવાદ : પોસ્ટથી મતપત્રો મોકલી પ્રમુખની વરણીનો અમલ સંવત ૧૯૯૬ થી અમલમાં આવશે. સંવત ૧૯૯૩ માં પ્રમુખની વરણી સામાન્ય સભામાં મત લઇને થશે.

**નિયમ ૮**–દર વર્ષે પોષ માસની આખર પહેલાં મંત્રીઓ સંસદની વાર્ષિક સાધારણ સભા બોલાવશે જે પ્રસંગે મંત્રીઓનો વાર્ષિક અહેવાલ અને ખજાનચીનો હિસાબ રજુ થશે તથા અધિકારીઓ અને કાર્યવાહક સમિતિના સભ્યોની ચુંટણી થશે.

**નિયમ ૮**–સંસદની સાધારણ સભા દર ત્રણ વર્ષે મંત્રીઓ બોલાવશે. જે પ્રસંગે મંત્રીઓનો ત્રિવાર્ષિક હેવાલ તથા ખજાનચીઓનો હિસાબ રજુ થશે તથા કાર્યવાહક સમિતિના ૧૨ સભ્યોની ચુંટણી કરવામાં આવશે.

**નિયમ ૧૩**–સંસદનું વર્ષ આસો વદી અમાસે પુરૂં થયેલું ગણાશે અને નવું વર્ષ કાર્તિક સુદી એકમથી શરૂ થએલું ગણાશે. વર્ષને વચગાળે ભરેલું લવાજમ વર્ષ પુરૂં થતાં પુરૂં થએલું ગણાશે.

**મંત્રીઓનું નિવેદન.**

મહેરબાન પ્રમુખ સાહેબ, અને સંસદનાં સભ્ય બહેનો તથા ભાઈઓ.

અમારો વૃત્તાંત રજુ કરતા પહેલાં એક ખાસ ઉલ્લેખ કરવાની જરૂર છે અને તે ગુજરાતના પ્રખર સાહિત્યકાર શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાના અવસાનનો. સંસદના પ્રમુખશ્રીએ જેમને બ્રહ્મપિતામહનું બિરુદ આપેલું તેમણે બરાબર મકરસંક્રાન્તિને દિવસે જ સ્વર્ગગમન કર્યું છે. એમની અનેકવિધ સાહિત્યસેવા માટે ગુજરાત એમનુ સદૈવ ઋણી રહેશે. એમના આત્માને ચિરતન શાન્તિ મળે એમ અમારી પ્રાર્થના છે એમના સ્મરણમાં 'ગુજરાત' નો ખાસ અંક પ્રગટ થવાનો છે એ આપ સર્વને વિદિત જ હશે.

શનિવાર તા. ૨૫-૧-૩૯ ને દિને ભરેલી વાર્ષિક સામાન્ય સભાને વર્ષ થઈ ગયું. એટલે સાહિત્યસંસદનું સં. ૧૯૯૨-૯૩ નુ વર્ષ સંપૂર્ણ થયું છે. એ સભામાં જ સંસદને રજિસ્ટર કરાવવાનો ઠરાવ થયો હતો અને તેનો અમલ કરવામા આવ્યો છે.

સંસદની ઇતર પ્રવૃત્તિનો ઉલ્લેખ કરતા પહેલાં આ વરસ દરમ્યાન અમારામાંના એક ભાઈ વર્મા મુંબાઈથી વિદાય થયા છે એ આપ સર્વને વિદિત જ છે. એમની કાર્યદક્ષતા અને બુદ્ધિમત્તાનો લાભ આ કારણથી સંસદને આ વરસ દરમ્યાન જ મળતો બંધ થયો છે. એ ભાઈ પોતાના મંત્રીપદમાંથી નિવૃત્ત થયા છે અને અમે એમને વધારે યશસ્વી જીવન ઇચ્છીએ છીએ. પણ ભાઈ વર્માની ગેરહાજરી દરમ્યાન શ્રી. હરિલાલ મજમુદાર અને શ્રી. મનુભાઈ ઠાકરે સંસદના કામમાં અમને જે મદદ કરી છે તેનો આભાર-સહ ઉલ્લેખ કરવાની જરૂર છે.

આ વર્ષ દરમ્યાન કાર્યવાહક સમિતિની પાંચ સભાઓ મળી છે અને સમિતિની આજ્ઞા અનુસાર કલાના ક્ષેત્રમાં જે પ્રવૃત્તિ કરવામાં આવી છે તેનો ઉલ્લેખ કરવાની જરૂર છે. વર્ષની શરૂઆતમાં જ તા. ૧-૨-૩૬ ને દિવસે કવિ વલ્લભોળ અને તેના કેરાલા કલામંડલમના સત્કારાર્થે સંસદનું સ્નેહસંમેલન યોજવામા આવ્યુ હતુ, જે પ્રસંગે કથકલી નૃત્યનો કંઈક ખ્યાલ સંસદના સભ્યોને આપી શકાયો છે. ઉપરાંત શ્રી. રાગિણી દેવી અને શ્રી ગોપીનાથ જેવા કલાકારોનુ નૃત્યકલાનું આવિષ્કરણ પણ તે જ પ્રસંગે આપ સર્વની સમક્ષ ઉપસ્થિત કરવામાં આવ્યું હતું.

તે પછી સંસદનુ બીજું સંમેલન જુલાઈ માસમાં શ્રી. મહાવીર જૈન વિદ્યાલયના હૉલમાં યોજવામાં આવ્યુ હતુ. તે પ્રસંગે કુ. અંજલિ, કુ. ખંસરીબાલા, નટરાજ વસી અને પંડિત ઓમકારનાથજીએ અમને સંપૂર્ણ સહકાર આપી પ્રસંગને દીપાવ્યો હતો. તે ઉપરાંત શ્રી. બ્હેન મરોળ, તથા બ્હેન મધુકાએ પોતાનાં અભીનંદો સાથે અને શ્રી. લીલાવતી દરૂએ ફેલોશિપ સ્કૂલની બાળાઓ સાથે ગરબાના કાર્યક્રમને વિજયી બનાવ્યો હતો. સાહિત્યસંસદ આ બધાની તેમના સહકાર માટે ઋણી છે.

તે ઉપરાંત પ્રમુખના આદિવચનની સાથે પ્રીતિભોજનની યોજના પણ કરવામાં આવી હતી. પ્રમુખશ્રીએ પોતાના આદિવચનમાં "ભારતીય સાહિત્ય અને ભાષા" નો વિષય લઈને તેમના વિશાળ દષ્ટિબિન્દુનો અને સમસ્ત ભારતની અખંડ એકતાનો પરિચય કરાવ્યો હતો. પ્રીતિભોજન જેવા સમારંભો દર વરસે એકવાર પણ યોજવામાં આવે તો સંસદ જેવી વિશાળ સંસ્થાના સભ્યોને પરસ્પર પરિચય ઇત્યાદિ સાધવાનો વધારે અવકાશ

મધે એમ અમારું માનવું છે.

સાગર મુવીટોનવાળા શ્રી. ચીમનલાલ દેશાઈ સંસદ તરફ જે મમત્વ સર્વદા બતાવતા રહ્યા છે તે માટે સંસદ તેમની ઘણી ઋણી છે. તેમના સહકારથી જ 'ડૉ. મધુરિકા' ની ફિલ્મ સંસદનાં સભ્યોને બતાવવાની અને 'એ ખરાબ જણ'ની ફિલ્મમાં સંસદના સભ્યો માટે ખાસ સગવડ મેળવવાની વ્યવસ્થા થઈ શકી હતી. તેમના આ સદ્‌ભાવ બદલે સાહિત્ય-સંસદ તરફથી અમે તેમનો ઉપકાર માનીએ છીએ.

સંસદની સતત પ્રવૃત્તિ સમું 'ગુજરાત' દિવસે દિવસે પ્રગતિમાન બનતું જાય છે એ ખુશ થવા જેવું છે. સંસદના સભ્યો માટે ખાસ ઓછું લવાજમ રાખવામાં આવ્યું છે એટલે સંસદના સભ્યો જ ધારે તો એ માસિકને ઘડીભરમાં વિશેષ પ્રગતિમાન બનાવી શકે. અમે ઇચ્છીએ છીએ કે સંસદના સભ્યો સંસદના એ મુખપત્રને અપનાવશે અને એના તંત્રનું સંચાલન કરનાર ભાઈઓ પણ સંસદના સભ્યો પાસે આટલા સહકારની અપેક્ષા રાખે એ સ્વાભાવિક છે.

રંગુનવાળા શ્રીયુત સી. વી. ગલિયારાનો સાહિત્યપ્રેમ આપ સર્વને વિદિત જ હશે. એમણે આ વરસે સંસદને રૂા. એક હજાર ૧૦૦૦) ઉપહાર તરીકે આપ્યા છે. આ પ્રસંગે તેમની સાહિત્યપ્રતિની મમતા અને ઉદારવૃત્તિની કદર જાણી સંસદે તેમને 'સાહિત્ય-વત્સલ'નું બિરુદ આપ્યું છે અને તે એમણે સ્વીકાર્યું છે. સંસદ તરફના એમના આ મમત્વ માટે અમે શ્રી. ગલિયારાનો ઉપકાર માનીએ છીએ.

સંસદના બંધારણ પરત્વે પણ કાર્યવાહક સમિતિએ સુધારાઓ વિચાર કરીને સૂચવ્યા છે અમને આશા છે જે કુટુમ્બભાવનાથી સંસદનું બંધારણ આજસુધી ચાલ્યું છે તેમાં આ નવા સુધારા મદદરૂપ થઈ પડશે.

આ ઉપરાંત આ વરસ દરમ્યાન કાર્યક્રમોમાં શ્રી. દેવેન્દ્રનાથ, કુમાર ગાન્ધર્વ, બોમ્બે સીટી એમ્બ્યુલન્સ કોરના સ્વયંસેવકો અને જે સર્વ વ્યક્તિઓએ અમને સહાયતા કરી છે તે બધાનો અમે આભાર માનીએ છીએ

સંસદનો હિસાબ તપાસવાનું કામ મેસર્સ આર. સી. મહેતાની કાં. કરે છે તે બદલે તેમનો પણ અમે આભાર માનીએ છીએ અને તેમનો એ સહકાર હમેશાં ઇચ્છીએ છીએ.

આ અહેવાલની સમાપ્તિ કરતાં પહેલાં સંસદના પ્રમુખશ્રીનો આભાર માનવાની ખાસ જરૂર છે. શ્રી. મુનશીની પ્રવૃત્તિઓ દિવસે દિવસે વધે છે અને વિસ્તાર પામે છે એ આપ સર્વના લક્ષબહાર ન જ હોય. તે છતાં સંસદના કાર્યમાં તેઓ ગમે તે રીતે સમય બચાવીને માર્ગદર્શન કરવા તૈયાર જ હોય છે. ધારાસભામાં ચૂંટાવા માટે લોકપ્રિય મુનશી-દમ્પતીને સંસદ તરફથી અમે અભિનંદન આપીએ છીએ અને એમના વિશાળ કાર્યક્ષેત્રમાં સંસદને પણ સદાય સ્થાન આપે એમ ઇચ્છીએ છીએ.

બસ. વરસને અંતે અમારા અધિકારમાંથી અમે હવે નિવૃત્ત થઈએ છીએ. અમારી અપૂર્ણતાઓ કે ત્રુટિઓ માટે સર્વની ક્ષમા માગીએ છીએ અને સંસદની કીર્તિ વિશેષ ઉજ્જ્વળ પ્રતિદિન બનતી રહે એમ ઇચ્છીએ છીએ.

# તંત્રીસ્થાનેથી

## મુનશી દંપતી મુંબઈ એસેમ્બ્લીમાં.

મુંબઈ લેજિસ્લેટિવ એસેમ્બ્લીમાં ચૂંટાવા માટે શ્રી લીલાવતી મુનશી અને શ્રી. કનૈયાલાલ મુનશીને અમે 'ગુજરાત' તરફથી અમારા હૃદયના અભિનંદન આપીએ છીએ. આ દંપતીએ રાષ્ટ્રસેવાનાં વિવિધ ક્ષેત્રોમાં એકએકની સાથે જ રહીને સહચારમાં નાગ્રત કર્યું છે તેમ આપણા પ્રાંતની એસેમ્બ્લીમાં પણ મહાસભાના પ્રતિનિધિઓ તરીકે લોકસેવા કરવા ભાગ્યશાળી થયા છે એ એક ખાસ આનંદની વાત છે. હિન્દના અન્ય પ્રાંતોમાં એક પતિ અને એક મુસ્લિમ યુગલ આ પ્રમાણે સહચારે જવા ભાગ્યશાળી થયાં છે એ હકીકત પણ પ્રસિદ્ધ થઈ છે. છતાં આપણા પ્રાંતની ધારાસભાના ઇતિહાસમાં તો મુનશી દંપતી જ આ જ વખતે પહેલવહેલાં જ છે. આ દંપતીની સેવાનાં ક્ષેત્રો ઉત્તરોત્તર વધતાં અને વિસ્તૃત થતાં જાય છે ત્યાં તેઓ સૌ કરતાં વધારે ચિરંતન કીર્તિપ્રદ સાહિત્યસર્જનને જરાએ વિસરી નહીં જ જાય એ એમના તરફથી અમે ખાસ આશા રાખીશું.

## કલકત્તા યુનિવર્સિટી.

કલકત્તા યુનિવર્સિટીના પદવીદાનસમારંભમાં આ વર્ષે એક અપૂર્વ બનાવ બન્યો. રવીન્દ્રનાથ ટાગોરને એ સમયે વ્યાખ્યાન આપવાનું હતું. તેમણે પોતાનું વ્યાખ્યાન અંગ્રેજીને બદલે બંગાળીમાં આપ્યું. બંગાળાનું સાહિત્ય આજે કેટલું સમૃદ્ધ છે. આપણે પોતે એ સાહિત્યમાંથી કેટલું લીધું છે એ બધું આજે અપરિચિત નથી. બંગાળા એક છે, બંગાળીઓના ભાવ એક છે એટલે ટાગોરનું આ સાહસ સફળ થયું. બંગાળીઓએ એને વધાવી લીધું. આપણા વ્યવહારમાં આપણે અંગ્રેજી ભાષાને આધીન ન થઈ જઈએ એટલી સાવધાનતા તો આપણામાં છે જ. પણ શિક્ષણમાં માતૃભાષાને મહત્ત્વ આપવાનો આપણો આશય સિદ્ધ થવાને હજી વાર છે.

બેશક આપણે ત્યાં ગુજરાત યુનિવર્સિટીનું સ્વપ્ન સિદ્ધ નથી થયું ત્યાં સુધી કલકત્તા યુનિવર્સિટી જેવા અવસરને આપણે ત્યાં અવકાશ નથી. આજે તો મરાઠી, ગુજરાતી, સીંધી અને કાનડી બધી ભાષાઓ મુંબઈની એક યુનીવર્સિટીના છત્ર નીચે પોષાય છે. ગુજરાત યુનિવર્સિટી માટે ભૂતકાળમાં આપણે ત્યાં વિચારણા થઈ ગઈ છે. કેટલાક સમર્થ ગુજરાતીઓએ તે માટે કરેલા પ્રયાસો આજે ગાયકવાડ સરકારને ચોપડે અને અભરાઈ પડ્યા હશે. ફરીને એ દિશાની વિચારણા ક્યારે સજીવન થશે તે પણ કોણ જાણે. દરમ્યાન તો કલકત્તા યુનિવર્સિટીનો આ પ્રસંગ આપણે માટે એક આદર્શરૂપ રહેશે.

## નવું રાજ્યબંધારણ.

નવા રાજ્યબંધારણને અનુસરીને ધારાસભા માટે ચૂંટણી થઈ ગઈ. કોંગ્રેસે એ ચૂંટણીમાં ભાગ લેવાનો નિર્ણય કર્યો હતો એ હવે જૂની વાત છે. તદનુસાર મુખ્ય પ્રાન્તોમાં કોંગ્રેસને કેટલો વિજય મળ્યો છે એ પણ આજે સર્વવિદિત વાત છે. આજ સુધી જે બાબત સ્પષ્ટ નહોતી તેને ચૂંટણીનાં પરિણામોએ વિશેષ સ્પષ્ટ કરી છે. તે એ કે હિન્દુસ્તાન જેવા દેશમાં જે એકતંત્રતા કોંગ્રેસે પ્રાપ્ત કરી છે તે ખરેખર અદ્ભુત છે. દરેક પ્રાન્તમાં કોંગ્રેસના આદર્શને માન્ય રાખનારાઓની સંખ્યા પણ ઓછી નથી એ સ્પષ્ટ થયું છે.

ચૂંટણી પછીનો પ્રશ્ન હતો. પ્રધાનપદના સ્વીકારનો. દીલ્હીમાં મળેલી કોંગ્રેસની કાર્યવાહીએ પ્રધાનપદના સ્વીકારનો નિર્ણય કર્યો. આ નિર્ણયથી કેટલાકને એમ લાગ્યું કે કોંગ્રેસમાં બંધારણને સ્વીકારવાનું માનસ જાગ્રત થયું છે. કોંગ્રેસે ચૂંટણીમાં ભાગ લેવાનો નિર્ણય કર્યો ત્યારે પણ ઘણાને આવી જાતનો ભ્રમ થયો હતો. પણ આ બંધારણને સ્વીકારવાનો નિર્ણય કોંગ્રેસ પક્ષે હોઇ શકે જ નહિં એ કોંગ્રેસની આજ સુધીની વલણના અભ્યાસીને તરત સમજાય એવું છે. આ બંધારણ અનિચ્છાએ હિન્દ ઉપર લાદવામાં આવ્યું છે માટે તેનો અસ્વીકાર જ થવો જોઇએ, એ માત્ર બહાર રહીને નહિં પણ ધારાસભાઓમાં જઇને બતાવવું એ જ ઉદ્દેશ કોંગ્રેસનો હતો. આટલું લક્ષમાં લઇએ તો પ્રાન્તના ગવર્નરો પાસેથી જે ખાતરી માગવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો અને તદનુસાર કોંગ્રેસ પક્ષના અગ્રણીઓએ જે વલણ અખત્યાર કર્યું છે તેમાં વિસંવાદ નહિં જણાય. બંધારણનો વિજય પોકારનારાઓ માટે અત્યારની પરિસ્થિતિ ઘણી વિકટ છે. કોંગ્રેસ અને સરકાર પોતપોતાની વૃત્તિઓ વચ્ચે મેળ લાવવાનો પ્રયાસ કરે તો તો અત્યારની વિકટતા સત્વર દૂર થાય. પરંતુ અત્યારે તો તેમ નથી બની શક્યું એ સ્પષ્ટ જ છે. એક બાજુ નવા બંધારણનો અમલ શરૂ થાય છતાં એ બંધારણ અમલમાં જ ન મુકી શકાય એ વિષમતાનો માર્ગ સરકારને શોધ્યા વગર છૂટકો નથી. કોંગ્રેસની નીતિમાં પ્રજાના મોટા ભાગને સંપૂર્ણ વિશ્વાસ છે એ તો બ્રિટિશ રાજ્યનીતિજ્ઞો પણ સ્વીકારે છે. તો એવી સંસ્થાની અવગણના તો કેમ જ સંભવે ! જે પરિસ્થિતિની થોડા મહિના પછી અપેક્ષા રાખવામાં આવી હતી તે આજે જ આવી ઊભી છે. બુદ્ધિમત્તા અને રાજનીતિ શો તોડ કાઢે છે તે જોઇએ.

## કવિ નાનાલાલનો મણિમહોત્સવ.

ચાલુ વર્ષમાં કવિશ્રીના કવિજીવનનો મણિમહોત્સવ ઊજવવાના સમારંભો ગુજરાતમાં જ્યાંત્યાં આરંભાયા છે. અમે પણ આ શુભદ પ્રસંગે અમારાં અભિનન્દન કવિશ્રીને અર્પીએ છીએ. અને ઇચ્છીએ છીએ કે નિર્મળ ભક્તિભાવ અને એક નિષ્ઠાથી કવિશ્રીએ આપણા સાહિત્યની જે સંગીન અને સતત સેવા આજ સુધીમાં કરી છે તે કરતાં પણ વિશેષ કરવાને એ દીર્ઘાયુ થાઓ અને આપણા સાહિત્યને વધુ સમૃદ્ધ કરો. આપણા સાહિત્યનું ઉત્તમાંગ કાવ્યપ્રદેશ એ કવિશ્રીનો વિશિષ્ટ પ્રિયપ્રદેશ છે અને એ પ્રદેશને એમની વિવિધ રસ સમૃદ્ધિભરી કૃતિઓએ એમના યુગમાં એટલો ધન્ય બનાવ્યો છે કે એમની યશનિર્મળ અમરતા ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ પોતાનાં પૃષ્ઠો ઉપર સાભિમાન નોંધી રાખશે. જગતના માનવજીવનના વિકાસમાં ગુજરાતે-વિશેષ કરીને અર્વાચીન ગુજરાતે-આપણા રાષ્ટ્રની સ્વાતંત્ર્યભાવના વિકસાવવામાં અગ્રગણ્ય ભાગ લઇ એક વિશિષ્ટતા ઉમેરી આપી છે અને એમ કરતાં પ્રજાજીવનના નિર્માણમાં જે દેશસેવા આપણા રાષ્ટ્રનેતાઓએ કરી છે તેમાં પણ મોટો હિસ્સો આપણા સાહિત્યકારોનો છે અને એવા સાહિત્યકારોમાં એક શ્રી નાનાલાલ કવિની ગણના થઇ શકે. પ્રજાજીવનના હૃદયતંતુઓને જગાડી તેમને સંસ્કારી ને આદર્શસેવી બનાવવાનું શાંત કાર્ય સાહિત્યસ્રષ્ટાઓનું છે અને કવિશ્રીએ એ કાર્ય વિષમ સંજોગોમાં પણ એમની સંખ્યાબંધ સાહિત્યકૃતિઓદ્વારા ચાલુ રાખ્યાં કર્યું છે એ એમના કવિજીવનની ધન્યતા છે.

દર્શકતા તો એના મિત્રને કે વિરોધકને, શત્રુને કે હરિફને એના તરફ આકર્ષ્યા વગર રહે તેમ નથી.

પુસ્તકને પાનેપાને જવાહરલાલના જીવનની તેજછાયાઓ તેની ખૂબીઓ અને ખુમારીઓ, તેની વીરતાઓ અને નિર્બળતાઓ જણાય છે પણ સર્વમાં કંઇ ને કંઇ રાષ્ટ્રભકિતની તમન્ના તો હશે જ. કુટુંબ, માતાપિતા, પત્ની, પુત્રી અને છેવટે સમસ્ત દેશના લાડકા વીરની તેજસ્વી જીવનકલા છે.

આ જીવનકલામાં વાચકને આવી જીવનકથા પ્રત્યક્ષ થશે.

ગુજરાત આવી જીવનકથાનો તેનાં બાળકો ને યુવકોમાં—અને શા માટે તરી પાર ઉતરેલા તેના વૃધ્ધો કે ઉદાસીનોમાં નહીં ? વ્યાપક અને ઊંડો પ્રચાર કરાવશે તો એના ભાવિને તો એમાં લાભ જ છે.

જવાહરલાલ કે એમના જેવા બીજા મહાન હિન્દીઓ હિન્દમાં નહીં ઉતરી આવ્યા હોત તો જે વસ્તુસ્થિતિ આજે આપણી સામે ઊભી છે તે ઊભી રહેવા આવત જ. 'કાળબળના પ્રચંડ પ્રવાહના વેગને હડસેલી પાછો નહીં જ વાળી શકો' એ આ જીવનફિલ્સુરી સમજનારના હૃદયને હિન્દના આ આધુનિક વીરનરની આત્મકથા એના અસંકોચ અને નિર્મળ રૂપમાં એક સુન્દર નહીં પણ પ્રેરક ને કિંમતી વાચન થઇ પડશે

ગુજરાતમાં ઊભરાઇ રહેલા હમણાં હમણાંના કેટલાક જે મલિન વાચનને ગાંધીજી દેશપાર કરવા મથી રહ્યા છે તે વાચનને દૂર ફગાવી ગુજરાતનાં યુવકયુવતીયો આ નવચેતન ભરી કથા વાંચશે એવી મને તો અભિલાષા રહ્યા જ કરે છે :

શંકરપ્રસાદ રાવળ

## સાભાર સ્વીકાર :

**મોટી બહેન**—લેખક : રવિકાન્ત ભટ્ટ; પ્રકાશક : સિનેમા બુલેટિન, મુંબાઇ, ૪; મૂલ્ય : દસ આના.

**ઋતુના રંગો**—લેખક : ગિજુભાઇ; પ્રકાશક : ગોપાળરાવ વિદ્વાંસ, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર, મૂલ્ય : પાંચ આના.

**તારા અને ગ્રહો**—લેખક : મગનભાઇ પટેલ; પ્રકાશક, મૂલ્ય વગેરે ઉપર મુજબ.

**ગિરીશભાઇની વાર્તાઓ**—લેખક: ગિરીશભાઇ; પ્રકાશક, મૂલ્ય વગેરે ઉપર મુજબ.

**ખજાનાની શોધમાં**—મૂળ લેખક : રોબર્ટ લુઇ સ્ટીવનસન; અનુવાદક: મણિશંકર મોહનલાલ ભટ્ટ; પ્રકાશક : ઉપર મુજબ; મૂલ્ય બાર આના.

**શ્રી ચારિત્ર વિજય**—સંપાદક : બાલાભાઇ વીરચંદ દેસાઇ; પ્રકાશક : ચારિત્ર સ્મારક ગ્રંથમાલા; ઓરડી બજાર, વિરમગામ; મૂલ્ય : સવા રૂપીઓ.

**પીનાકીન**—સંયોજક : સુમનલાલ નગીનદાસ તલાટી; પ્રકાશક : સ્નાતક ગ્રંથમાળા કાર્યાલયના સંચાલક : પી ન્યનરલ બુક ડીપો; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨; મૂલ્ય રૂ. બાર.

**ન્યાયનો નાથ**—લેખક : મનહરનાથ ગજેન્દ્રનાથ પારેખ; પ્રકાશક : પરમાનંદદાસ પીનાંબરદાસ, સ્નાતક ગ્રંથમાળા; કીંમત સવા રૂપીઆ, ગ્રાહકો આદકોને રૂપીઆ બે.

('અનુસંધાન પૃ. ૭૩૨ નું ચાલુ)

"ત્યારે તું શું કહે છે?"

"હું તો રસ્તે બધે કહેતો આવ્યો ને આપને પણ કહું છું. હમ્મીર આવે તો માર્ગ મૂકી દો. પાટણ છોડી સૌરાષ્ટ્રમાં આવવા દો ને પાછળથી તાળાં વાસી દો. એને થાક્યા હાર્યા સૈન્યો સાથે પાછા જતાં પુરા કરો. બીજો રસ્તો નથી."

"પણ અહીંઆં આવી પહોંચે તો?" સર્વજ્ઞે પુછ્યું.

"તેથી તો હું આવ્યો છું. ગુરુદેવ! ભગવાન્! આપ પ્રભાસ ખાલી કરી જાઓ. ભલે હમ્મીર આવે—ને ખાલી પ્રભાસનાં દર્શન કરે." થોડી વારે સર્વજ્ઞે આંખ મીંચીને શ્વાસ માર્યો.

"બેટા, તું એમ કહે છે કે મ્લેચ્છ સામે મોંઢે નહીં રોકાય એટલે અહીંઆં આવવા દઈ, પેટીમાં પુરી, ગુંગળાવી દેવો.—શુક્રાચાર્યનું રૂપ લઈ શ્રીકૃષ્ણે દૈત્યને ગુંગળાવ્યો હતો તેમ?"

"હા," સામંતે કહ્યું.

"અને" તેમણે દાઢી પર ધીમે ધીમે હાથ ફેરવી વિચાર કરતાં કહ્યું. "પ્રભાસ ખાલી કરી જવું—મારે ભગવાનને લઈ જવા, બીજે સ્થળે?"

"હા."

"અને સકલ જગતના ત્રાતા એવા ભગવાન્ સોમનાથને મ્લેચ્છોને ભયે સંતાડી દેવા?" ઊંડા વિચારમાં કે ઉંઘમાં બોલતા હોય એવા સર્વજ્ઞે આંખો બીડી પુછ્યું.

"બીજો છુટકો નથી."

"અને સૃષ્ટિના પ્રારંભમાં પ્રગટ થયેલું, સેંકડો જ્વાલાઓથી સુશોભિત, પ્રલય સમુદ્રના અગ્નિસમુદાયસમ તેજસ્વી, ક્ષય અને વૃદ્ધિથી રહિત, અનિર્વચનીય ને અવ્યય એવું જગતના મૂલરૂપ આ જ્યોતિર્લિંગને સ્થાનભ્રષ્ટ કરવું—?" જાણે શિવપુરાણ ભણતા હોય તેમ સર્વજ્ઞ બોલતા ગયા. અને આ વિચારમાલા સમજવાને અશક્ત સામંત માત્ર જોઈ રહ્યો.—"અને હું શંકરના અવતાર એવા બકુલેશના મતનો અધિષ્ઠાતા—શંકરકૃપાથી સર્વજ્ઞ એવો—એમનો દાસાનુદાસ, ચંદ્રે પોતાને હાથે રચેલું આ મંદિર છોડી ભાગી જાઉં?"—

"ગુરુદેવ"—

એક આંગળી ઉંચી કરી સર્વજ્ઞે તેને બોલતાં વાર્યો. થોડી વાર આંખ મીંચી તે બેસી રહ્યા ને સામંતે તેમના મુખની સામું જોયા કર્યું.

સર્વજ્ઞે આંખ ઉઘાડી. એનાં પ્રફુલ્લ નયનોમાં દૈવી તેજ હતું.

"એ શું! ભગવાનનું જ્યોતિર્લિંગ પ્રલયકાલે પણ ખમે નહીં. અને જ્યાં લિંગ ત્યાં હું. મ્લેચ્છને જે કરવું હોય તે કરે."

સામંત થરથર કાંપ્યો. એના કુલદેવતાના લિંગના કકડા એની આંખ આગળ તરી રહ્યા. પણ ભાવિની નિશ્ચલતા પણ આ મહાત્માના નિર્ણય આગળ શિથિલ થતી જણાઈ.

"પણ"—

"એમાં શંકાને કે વિચારને સ્થાન નથી. દેવને મ્લેચ્છ વચ્ચે કોઈ માઈનો જાયો ઊભો નહીં રહે તો હું— વૃદ્ધ આત્મા—હું એકલો ઊભો રહીશ. જોઈએ શું થાય છે! પિનાકપાણીના પ્રાબલ્યને કોણ રોકી શકશે! આ રુદ્રને લલાટે પૂર્વે મુનિઓએ કયા પરાક્રમ લખ્યાં હોય તો તમે શું કરશો!"

આ તેજના પુંજને સામંત શું કહી શકે!

'તો ભીમદેવના સૈન્યને તો અહીંઆં બોલાવો, પાટણમાં તો ભય દઈને રોકાઈ જશે."

"યુદ્ધના વ્યૂહોમાં પડવાનું કામ મારું નહીં. હું પત્ર આપું છું તે લઈને કાલે સવારે પાટણ જા. ભીમદેવ ને દામોદર મહેતા જોડે મસલત કર. જો, એ શું કહે છે.'"

"હા. આજની રાત અહીંઆ થાક ખાઈશ ને કાલે સવારે જઈશ."

"ઠીક, ત્યારે પછી મળજે. હું ફરીથી સ્નાન કરી લઉં—મારે ભગવાનને બિલિ ચઢાવવા જવું છે"

# 'ગુણ સુન્દરી'

તંત્રીઃ

યજ્ઞેશ હ. શુક્લ

•

ઉપયોગિતા આકર્ષિતા એનાં ખાસ લક્ષણો છે.

•

વિષયોના ખાસ મનનીય લેખો, કવિઓના રસભર્યા રાસ, જાણીતા લેખકોની [illegible] વાર્તાઓ, સ્ત્રીજગતના સચિત્ર સમાચાર, નવલકથા વગેરે સામગ્રી નિયમિત અપાય છે.

ઉપરાંત ભેટ પુસ્તક

સપ્ટેમ્બરથી નવું વર્ષ શરૂ થયું છેઃ

**લવાજમના નિયમોઃ**

વર્ષની શરૂઆતથી ગ્રાહક થનાર માટેઃ

| બાર માસ | છ માસ |
|---|---|
| રૂા. ૪-૬-૦ | ૨-૬-૦ |
| રૂા. ૬-૮-૦ | ૩-૮-૦ |

માસથી વર્ષની અધવચથી ગ્રાહક થનાર માટેઃ

| | |
|---|---|
| રૂા. ૪-૧૨-૦ | ૨-૮-૦ |
| ૬-૮-૦ | ૩-૧૨-૦ |

'ગુણસુન્દરી', મુંબઈ, ૪.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરની નવલકથાનો
ભાવવાહી અનુવાદઃ બીજી આવૃત્તિ
મૂલ્યઃ ૦-૮-૦ઃ પોસ્ટેજઃ ૦-૧-૩

## ઈર્ષ્યાના આગ

કંપની સરકારના સમયની રસિક પ્રેમકથાઃ
મૂલ્યઃ રૂા. ૧ ઃ પોસ્ટેજ ૦-૨-૯

## ગરીબની ગૃહલક્ષ્મી

( પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ )
શ્રી. પ્રેમચન્દજીનાં 'ગબન'નો ભાવવાહી
મૂલ્યઃ રૂા. ૩ ઃ પોસ્ટેજઃ ૦-૭-૬

## ષોડશી

સ્વ તેમજ પરભાષાની સ્ત્રીજીવનને
સ્પર્શતી સોળ પ્રેરક વાર્તાઓ
મૂલ્યઃ રૂ. ૧ઃ પોસ્ટેજઃ ૦-૨-૯

## અર્ધું અંગ

ગુજરાતી હિન્દુ સમાજના બળતા પ્રશ્નો
ચર્ચતી બાર નવલિકાઓનો સંગ્રહ
મૂલ્યઃ ૦-૧૨-૦ પોસ્ટેજઃ ૦-૨-૯

## સુનીતા શ્રોફ એમ. એ.

હિંદુ સમાજના મધ્યમ વર્ગની સ્થિતિ
ચિતરતી નવલકથા
મૂલ્યઃ ૦-૧૨-૦ પોસ્ટેજઃ ૦-૨-૯

## જીવતા સોદા

વર વિક્રયના પ્રશ્નની સમીક્ષા
મૂલ્ય રૂા. ૧-૦-૦ પોસ્ટેજઃ ૦ ૩-૪
હવે પછી પ્રગટ થશે

## એ પત્ની કોની ?

# સાહિત્ય સંસદ

મંનદ કાર્યાલય-૧૧૧-એસ્પ્લેનેડરોડ
મુંબાઈ નં. ૧

## અધિકારી મંડળ

પ્રમુખ-શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી.

**ઉપપ્રમુખો**

શ્રી. મનહરરામ હ. મહેતા

" મોતીચંદ ગી. કાપડીઆ

**કોશાધ્યક્ષો**

શ્રી. મનુભાઈ મા. ઠાકર

" જયન્તિલાલ કા. ઠક્કર

**—ગુજરાત—**

સંપાદક: સાહિત્યસંસદ

તંત્રી મંડળ

શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા

" રમણ ન. વકીલ

" શંકરપ્રસાદ છ. રાવલ

" ભાનુશંકર બા. વ્યાસ

" યશવંત સ. પંડ્યા

વ્યવસ્થાપક

શ્રી. હરિલાલ અ. ભરુચા.

**મંત્રીઓ**

શ્રીમતી રસીકમણી બાલમુકુંદ દેસાઈ.

શ્રી. મનહરનાથ માણેકનાથ ધારેખાન

" ભાનુશંકર બા. વ્યાસ

" હરિલાલ અ. ભરુચા

ગુજરાત—સમસ્ત ગુજરાતનું દરેક ગુજરાતીનું પત્ર છે. ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી સરસ્વતીનો વિકાસ કરવાનું એનું ધ્યેય છે. જ્યાં જ્યાં ગુજરાતી વસે છે ત્યાં ત્યાં ગુજરાતનો સંદેશો પહોંચાડવાના "ગુજરાત" ને અભિલાષ છે. તમે ગુજરાતી હોવાનું અભિમાન રાખતા હો તો ગુજરાત તમારે અવશ્ય વાંચવું જ જોઈએ ગ્રાહક નહોતા આજેજ થાઓ.

| લવાજમના દર | |
|---|---|
| બાર માસ | છ માસ |
| હિન્દમાં : રૂ ૫-૦-૦ | રૂ. ૨-૧૨-૦ |
| પરદેશ : ૧૨ શીલીંગ | ૭ શીલીંગ |
| [ સંસદના સભ્યો અને પુસ્તકાલયો માટે ] | |
| હિન્દમાં : રૂ ૪-૦-૦ | રૂ ૨-૦-૦ |
| પરદેશ : ૧૧ શીલીંગ | ૬ શીલીંગ |

લવાજમ મોકલવાનાં સ્થળો.

(૧) વ્યવસ્થાપક, ગુજરાત કાર્યાલય, ૧૧૧, એસ્પ્લેનેડ રોડ, મુંબાઈ-૧.

(૨) શ્રી હરિલાલ ભરુચા. ૩,-ચોપાટી રોડ, મુંબઈ-૭.

તા. ક.-અન્ય સ્થળે મોકલવામાં આવેલાં લવાજમ માટે વ્યવસ્થાપક જવાબદાર નથી

## 'ગુજરાત'ના લેખકો, ગ્રંથકારો, પ્રકાશકો ને ગ્રાહકોને

૧ 'ગુજરાત'માં પ્રસિદ્ધિ માટે મોકલવાના લેખો, 'તંત્રીમંડળ,' ગુજરાત, ૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબાઈ, ૧' એ સરનામે મોકલવા વીનંતી છે.

૨ વિનિમયનાં પત્રો તેમ જ અવલોકનાર્થ ગ્રંથો પણ 'તંત્રીમંડળ'ને જ સરનામે મોકલવાં; આવતંત્રી કે બીજા કોઇને નહીં મોકલવાં.

૩ 'ગુજરાત'માં પ્રસિદ્ધિ માટે મોકલાયલા લેખો 'ગુજરાત'માં પ્રસિદ્ધ કરવા કે કેમ તે તંત્રીમંડળના નિર્ણય ઉપર આધાર રહેશે.

૪ પ્રત્યેક લેખકને તેના મોકલેલા લેખોની મળ્યાપહોંચ સામાન્ય રીતે અમે લખતા નથી. સ્વીકારાયલા લેખો 'ગુજરાત'માં અનુકૂળતાએ પ્રસિદ્ધ કરવામાં આવશે. નહીં સ્વીકારાયલા લેખો પાછા મંગાવવા ઇચ્છનારે પૂરતી ટપાલ માટેની ટિકિટો બીડી હશે તો જ પાછા મોકલવામાં આવશે. ટપાલમાં અથવા બીજી કોઇ પણ રીતે ગૂમ થયેલા લેખો અથવા કાગળ માટેની જવાબદારી 'તંત્રીમંડળ' કે 'ગુજરાત કાર્યાલય'ને શિર નથી. લેખકને પોતાના લેખની નકલ રાખવા અમારી વીનતી છે. સ્વીકારાયલા લેખોનું અસલ લખાણ પાછું મોકલી શકાશે નહીં.

૫ ભાષાન્તર, અનુવાદ કે સારરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રંથ કે લેખના કર્તાની પરવાનગી મેળવવી અને તે વિગત અમને જણાવવી. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની બધી યે જવાબદારી તે લેખ મોકલનારને શિર જ રહેશે.

૬ કોઇ પણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો હોય તો તેમ તથા બીજા કોઇ પત્રમાં પ્રસિદ્ધ કરવા મોકલ્યો હોય તે અમને લખી જણાવવું.

૭ ગ્રાહકોને સઘળા પ્રકારનો પત્રવ્યવહાર 'વ્યવસ્થાપક, ગુજરાત' ૧૧૧, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબાઈ નં. ૧' એ સરનામે કરવા વીનતી છે.

તંત્રીમંડળ, 'ગુજરાત'

સાહિત્ય સંસદ તરફથી
તંત્રીમંડળ :
ધનસુખલાલ કૃ. મહેતા
રમણ ન. વકીલ
શંકરપ્રસાદ છ. રાવલ
ભાનુશંકર બા. વ્યાસ
યશવંત સ. પંડ્યા

# ગુજરાત



નવું પુસ્તક ૪ :
અંક ૩

મે ૧૯૩૭

## અનુક્રમણી



વાર્ષિક લવાજમ : હિંદમાં રૂ. ૫
સંસદના સભ્યો માટે : રૂ. ૪
પરદેશમાં ૧૨ શીલીંગ

આ અંકની કિંમત આઠ આના

ગંભીરતાથી અને મમત્વથી ગુરુ ઘોઘાબાપાની જશગાથા કહી સંભળાવે છે. સુલતાનનું કલંક, હમીરના દૂતોનું આગમન, ઘોઘારાણાનો યવનસેનાને માર્ગ આપવાનો નકાર. રણભૂમિનું તાંડવ, ઘોઘાબાપાનો અદ્ભુત યુદ્ધખેલ, વીરાંગનાઓનું જૌહર વગેરે પ્રસંગો રાજગુરુ વિગત સાથે વર્ણવે છે. સામંત બધું સાંભળી સ્તબ્ધ બની જાય છે. સોમનાથને ચરણે સ્વાર્પણ કરવાનો નિર્ણય કરી એ પિતાની શોધમાં જવા તત્પર થાય છે. રાજગુરુ પણ એની સાથે જવા તૈયાર થાય છે. બન્ને રણથંભી માતાના મંદિરને રસ્તે જવા નિર્ણય કરે છે. મહમૂદની સેનાનું પ્રયાણ ઉગ્ર આંધિનું આક્રમણ. સજ્જન એ આંધિનો નાયક બની સુલતાનના સૈન્યના એક વિભાગનો નાશ કરી પોતે પદ્મણી સાથે મૃત્યુને વરે છે. સુલતાનના વ્યક્તિત્વથી સેનામાં ઉત્સાહનો સંચાર. રાજગુરુ અને સામંત દૂત બની આવે છે. સામંત સુલતાન પર જીવલેણ તરાપ મારે છે. સુલતાન એને હરાવી ગૌરવથી રાજગુરુ સાથે જીવતો જવા દે છે. સુલતાનનો વિજય માટે નિશ્ચય. એના પ્રતાપ અને ગૌરવથી સૈન્યમાં પ્રાણનો સંચાર. સામંતનું રણને રસ્તે પ્રભાસ આવવું-રસ્તામાં લોકોને જંગલમાં ભરાઇ પાછળથી હુમલો કરવાની સલાહ આપવી-સામંતની સર્વજ્ઞ સાથે મુલાકાત-સામંત સર્વજ્ઞને પણ પાટણ છોડવા અને પાછળથી હમ્મીરને પૂરો કરવા સમઝાવે છે. સર્વજ્ઞ તેમ કરવા ના પાડે છે. — હવે આગળ વાંચો ]

## પ્રકરણ નવમું (ચાલુ)

છેલ્લા ચાર મહીનામાં પડેલું દુઃખ અને દેખેલી ખુવારીએ સામંતના શિર પર અનેક વર્ષોનો ભાર સીંચી દીધો હતો. એણે પૂજ્ય પૂર્વજો, વડીલો ને માતાઓ, ભાઇઓ ને ભગિનીઓને મરતાં, બળતાં, ગીધોના ભક્ષ થતાં જોયાં, એના વહાલા પિતાને દેવને પણ દુર્લભ એવા મરણને વહાલથી ભેટતાં પણ એણે જોયા હતા. આખા જગતમાં ગરિષ્ઠ એવા ઘોઘા કુલમાં તે એકલો રહી ગયો હતો. એને ઘર નહોતું, બહાર નહોતું, સ્વજન નહોતાં ને શાતા નહોતી. ભગવાન સોમનાથની આજ્ઞા માટે જ તે જીવતો હતો; મ્લેચ્છનું શિર છેદ્યા સિવાય એના જીવનનું બીજું પ્રયોજન નહોતું. નહીં તો બધા હણાય ને તે એકલો જીવતો ક્યાંથી રહે!

સર્વજ્ઞને ત્યાંથી નીકળ્યો ત્યારે એ આ જ વિચાર કરી રહ્યો. સર્વજ્ઞની આત્મશ્રદ્ધા અને અડગતાથી એની શ્રદ્ધાને પણ ટેકો મળ્યો. આબુ ને પ્રભાસ વચ્ચે શું થાય અને શું ન થાય? કોણ કહી શકે કે આ પ્રતાપી સર્વજ્ઞ-જે ભૂત ને ભાવિષ્ય જાણતા-તેની દૃષ્ટિ ખોટી હતી?

એ મંદિર તરફ વળ્યો એટલે આ વિચારોમાં માનુષી તત્ત્વ આવ્યું. સોમનાથના મંદિરમાં જ હવે તેનું સર્વસ્વ હતું. તેના દેવ, તેના બાપાના ગુરુદેવ, અને પેલી નર્તકી જેણે એને ને એના પિતાને ભસ્મ લગાવી હતી ને તેને કહ્યું હતું કે 'વિજય કરીને વહેલા વળજો' એવું સ્મિત. એના શબ્દ તેને રોજ રોજ યાદ આવતાં જીવન જોડે સાંકળી રહ્યા હતા. એ તો જવાનો, રજપૂતનો, હમ્મીરનો જીવ લેવા. ફરી ભગવાનને મંદિર

પગ દેવાનું પણ એના ભાગ્યમાં ન લખાયું હોય; અહીંઆં બાણિ બેઠી લાગ્યું છે તો શા સારુ આખા જીવનમાં એક મીઠા પાણીનું બિંદુ જીભ પર ન મૂક્યું?

એ ધીમે ધીમે મંદિરે આવ્યો ને ચારે તરફ નજર નાખી. એણે આશા રાખી હતી કે એ મુખ, એ હાસ્ય, એ અંગલાલિત્ય ત્યાં ક્યાંક હશે; પણ એની આશા ફળી નહીં. ત્યારે હવે તે ભગવાનને પગે લાગ્યો, બિલિ ચડાવી, રડતી આંખે પ્રાર્થના કરી. આટલા દહાડાનું દુઃખ ને મહેનતની અસર આજે જણાઈ. સર્વજ્ઞને બધું કહી દીધું એટલે એનું મન ઉતરી ગયું. થોડા દહાડા પર નિર્જન અરણ્યમાં એ ભયવ્યાકુલ ચિત્તે ભટક્યો હતો તે તેની આસપાસ વીંટાઈ વળ્યું. તે એકલો, નિરાધાર ગૂંગળાઈ રહ્યો હતો. એ ચાલી ન શક્યો. મંદિરમંડપને એક ખૂણે તે બેઠો, ને માથું પગ પર મૂકી છાતીફાટ રડવા લાગ્યો.

એક પછી એક વહાલાં સ્વજનો સંભારી તે રડવા લાગ્યો. ધીંગાબાપા બહાદુર ને ગૌરવશીલ દંતકથાના દેવ, એના પિતા હમ્મીરને પણ એકલે હાથે હંફાવનાર રણના પાડવી, એની મા...દેવી જેવી દેદીપ્યમાન ..એના શબનો બળેલા હાથ એણે ઓળખ્યો હતો. અને એની ચાર વરસની નાની બ્હેન, ફૂલની કળીસમ સુકુમાર ફેનુ એનો પણ અર્ધ બળેલો પગ, એણે જાણે ઓળખ્યો હતો...આ–ઓ–ઓ! આ કારમા દર્શન એને જ કર્મે સર્જ્યાં હતા.

મગધગના અગારમમાં અશ્રુબિંદુઓ તેની આંખમાંથી ખર્યાં ગૂંગળાતી છાતીમાંથી ડૂસકાં પર ડૂસકાં આવવા લાગ્યાં.

કેટલો વખત એણે રડયા કર્યું તેનું એને ભાન ન રહ્યું. પણ આખરે એક સ્ત્રીના મધુર અવાજે તેને ઉદ્વેગ મૂર્છામાંથી જગાડ્યો. એક પચ્ચીશેક વર્ષની નર્તિકા એની સામે દયાભરી દૃષ્ટિએ જોઈ રહી હતી.

“નાયક, રડો છો શું કામ! શંકર જે કરે છે તે સારાને જ માટે.”

સામંતને આ મુખ જોઈ આઘાત થયો. આ પણ હતી નર્તિકા, ને પેલીએ નર્તિકા! પણ આ તો કાજળની ભરી વિલાસરસી આંખો હતી, અને એની કલ્પના આગળ તો પેલી બાલિકાની નિર્દોષ આંખો પડી હતી.

“નાયક, રડે કોઈનો ઉદ્ધાર નથી થયો. મારી સાથે ચાલો. હું હસાવું,” આંખો નચાવતી નફ્ફટ નર્તકીએ કહ્યું.

“મને હસાવશો? જાઓ, જગતભરમાં કોઈ મારાં આંસુ ખાળી શકે એમ નથી”

“ભૂલ છો,” કટાક્ષભર્યાં નયનો વડે સામંતને વશ કરવાનો પ્રયત્ન કરતાં નર્તકીએ કહ્યું. “ત્રિપુરસુંદરીની મહેર હોય ત્યાં અશ્રુ શોધ્યાં જડતાં નથી. ઊઠો ચાલો મારી ભેળા.”

“ક્યાં?” સામંત ઊઠ્યો. સર્વજ્ઞના માણસો એની વાટ જોતા હશે એ ખરું, પણ

કોઇ રીતે એને હૃદયનો ભાર ઓછો કરવો હતો. પેલી નર્તકીએ નીચા વળી ધીમેથી કહ્યું "આજે ત્રિપુરસુંદરીનો ઉત્સવ છે. ચાલો, મારી સાથે કોઇ નથી. ભવેભવનાં પાપ ટળશે."

"ત્રિપુરસુંદરીનો ઉત્સવ!" જાણે શબ્દોનો અર્થ ન સમજતો હોય એમ તે બબડયો. એણે સાંભળ્યું હતું કે આ મંદિરના એક સુરક્ષિત ભાગમાં શંકરની અર્ધાંગના મહાશક્તિ તરીકે પુજાતી. અને તેનો ઉત્સવ પરાપૂર્વથી દીક્ષિત સ્ત્રીપુરુષો ભયભરેલી અવર્ણ્ય વિધિઓથી કરતાં. એ શી વિધિઓ હતી તે પણ ભાગ્યે જ કોઇ જાણતું. આજે તે જાણવાની તેને જિજ્ઞાસા નહોતી. "પણ હું કેમ આવું? હું દીક્ષિત નથી."

"છે. કાલે રાત્રે મને મહાશક્તિએ સ્વપ્નું દીધું હતું—"

"શું?"

"રાત્રે મહામાયા ત્રિપુરસુંદરીએ સ્વપ્નમાં મને કહ્યું કે તું જ એમનો ખરો ભક્ત છે."

"હું!" ચમકીને સામંતે કહ્યું.

"હા. મહામાયાએ કહ્યું, એક વીર મારા ભોળાનાથના મંડપમાં બેઠો બેઠો રડે છે તે આવશે ને મને ને મારા પતિને બચાવશે."

"શું ખરું કહો છો?"

"હા. અને તને એ મહામાયાના ચરણમાં લાવવાની આજ્ઞા છે."

શું ખરી વાત! શું પાર્વતીજીએ પોતે તેને ઉદ્ધારક માન્યો? શું એનેજ હાથે ગરજનનો હમ્મીર હણાશે? ઉદ્વેગત્રસ્ત એનું હૃદય ઉછળવા માંડયું? શું એજ શંભુના આ ભવ્ય મંદિરનો ત્રાતા!

"તમે કોણ છો?"

"હું કુંડલા, દેવદાસી. ચાલ!"

સામંત ઉઠયો ને નર્તકીની પાછળ જવા લાગ્યો. ધીમે ધીમે એનું મન સ્વસ્થ થતું ગયું અને પેલી નર્તકીનાં ભરેલાં, વિલાસસૂચક અંગો તે જોઇ રહ્યો. આ પેલી નાનકડી નર્તકીથી કેવી જુદી હતી! તેના અંગોમાંથી તો જાણે શિવભક્તની નિર્મલતા નીતરતી હતી, જ્યારે આ તો હતી સ્થૂલ વિલાસમાં મગ્ન દેવદાસી. સામંતના હૃદયમાં આશાના અંકુરો મોટાં થવા લાગ્યા હતાં. શું આ સોમનાથનાં સુમેરુ સરખા પ્રાસાદનું રક્ષણ એને જ હાથે હતું! આ નર્તકીએ ખરું કહ્યું કે માત્ર વાત જ બનાવી કાઢી? ના ના, એમ ન હોય તો યોદ્ધા-બાપાના આખા કુલમાં એ એકલો જીવતો રહે શાનો?

નર્તકીની પાછળ સામંત ચાલ્યો. બાજુ પર આવેલા એક દરવાજામાં થઇ તે નર્તકીઓના વગામાં આવ્યા. આ નવી, અપરિચિત પરિસ્થિતિ જોવામાં સામંત પલવાર પોતાનો ઉદ્વેગ અને નીરાશા બન્ને ભુલી ગયો. એ તો અગમ્ય એવી મહાશક્તિ ત્રિપુરસુંદરીના ભેદભર્યા મંદિરમાં જગજ્જનની મહામાયાનો બોલાવ્યો જતો હતો.

આગળ જઇ કુકડાએ એક નાનાં બારણાનું કડું ઠોક્યું. થોડી વારે કોઇએ અંદરથી ઉઘાડ્યું.

"કોણ છે?"

"એ તો હુ—કુંકડા."

"પેલો મળ્યો?" પેલા અવાજે પુછ્યું. ને અડધા ઘેનમાં બોલતો અવાજ હતો.

"હા."

"લાવ."

પેલા માણસે બારણું ઉઘાડ્યું અને કુંકડા અને સામંત અંદર પેઠા. ત્યાં એક ચોગાનમાં ત્રણ સાધુઓ બેઠા હતા જેને શરીરે રાખ શિવાય કંઇ નહોતું. તેમની આંખ લાલચોળ હતી અને તે કંઇ અસ્પષ્ટ મંત્રો ભણતા હતા.

જે સાધુએ બારણું ઉઘાડ્યુ તેણે એક ભીંતમાં ખોસેલી મશાલ કાઢી સામંતની સામું ધરી. "કોણ છે તું?"

"ચૌહાણ છુ."

"મહાશક્તિનો ભક્ત છે?"

"હું ભગવાન સોમનાથ ને જગદમ્બા મહાશક્તિ બન્નેનો ભક્ત છું."

"એજ-એજ-ભાગ સ્વપ્નમાં આવ્યો હતો તેજ" કુંકડાએ કહ્યું.

"તારા હૈયામાં હામ છે?" બીજા સાધુએ પૂછ્યું.

"શું કરવાની."

"ઉન્નતાક્યોન મહાશક્તિની દીક્ષા લેવાની?"

સામંતે ચારે તરફ જોયું. કુંકડા એની પાસેથી જઇ કંઇ કામમાં રોકાઇ હતી-જાણે પોતાનાં વસ્ત્ર કાઢતી હોય તેમ! મશાલે ચચળ કરી મૂકેલા અંધકારમાં તેણે ચોગાનને પેલે છેડે એક બારણામાંથી છાયાકૃતિઓ બહાર જતી જોઇ. આ કૃતિ મનુષ્યના શરીરોની હતી!

ત્રિપુરસુંદરીના મંદિરમાં લેવાતી દીક્ષાની કથનીઓ સામંતે સાંભળી હતી તે તેના મગજમાં તાજી થઇ. શું આ મંદિરમાં ભયાનક કહેવાતી વિધિઓ માટે તેને દીક્ષા મળતી હતી! ભગવાન! જ્યારે હમ્મીર દડમજલ આ મંદિરનો નાશ કરવા ધસી આવતો હતો, જ્યારે એનું કર્તવ્ય પાટણ તરફ દોડતી સાંઢણીએ જવાનું હતું ત્યારે આ ભયંકર પંથની બિભત્સ દીક્ષા લેવા તે આવ્યો હતો.

"બોલ, હામ છે?" પેલા સાધુએ પુછ્યુ.

"હામ! હામ નથી."

ત્રણે સાધુઓ એકદમ તેની તરફ આવ્યા. "શું કહ્યું!"

"ત્રિપુરસુંદરીની વિધિઓ કરવાની મારાથી દીક્ષા લેવાય એમ નથી. હું એને લાયક નથી."

"ત્યારે શું કામ અહીંઆં આવ્યો! પાપી અધમ!" એક સાધુએ સામંતને ગળચીમાંથી પકડ્યો, "મહામાયાનો કોપ થશે તો!"

"મારી મેળે નથી આવ્યો, પેલી કુંડલા મને લઇ આવી. મારે. અહીંઆ નથી રહેવું. હું આ ચાલ્યો."

"આ ચાલ્યો! ક્યાં જાય છે?" એક સાધુએ સામંતને બાવડામાંથી પકડયો. "મહામાયાનાં મંદિરને અપવિત્ર કરી છટકી જવા માંગે છે?"

"છોડો મને!" સામંતે પેલા સાધુના પંજામાંથી છુટવાના નિષ્ફળ પ્રયત્ન કરવા માંડયા. એને ફાંફાં મારતો જોઇ બીજા સાધુએ આવી એના હાથ પાછળથી પકડી રાખ્યા. "છોડીએ તને! હાસ્તો!" કહી પેલા સાધુઓ ખડખડ હસ્યા.

"છોડો! કુંડલા મને આ માટે અહીંઆં લઇ આવી?" સામંતે આક્રંદ કર્યું.

"મુઆ" ક્રોધાવિષ્ટ કુંડલા અંધારામાંથી બોલી. એ પણ આક્રંદ કરતી હોય તેમ લાગ્યું. "મને શું ખબર કે મારું સ્વપ્નું ખોટું પડશે? મને તો ખાત્રી હતી કે મહામાયા મારા પર પ્રસન્ન હશે. પણ તું તો આવો દંભી નીકળ્યો. હવે મર."

"મહામાયાનું મંદિર ભ્રષ્ટ કરી કોઇ જીવતું જવા પામ્યું નથી."

સામંતને સાધુઓએ જકડીને એક થાંભલા સાથે બાંધ્યો. તેણે પ્રયત્ન કરવો છોડી દીધો. જીવવાની તેને લાલસા નહોતી.

"તો મહારાજ," એણે કરગરીને કહ્યું, "ગુરૂદેવ સર્વજ્ઞને તો કોઇ કહી આવો કે મારી વાટ ન જુએ."

સાધુઓ ચમકીને પાછા હટયા. "સર્વજ્ઞ!"

"હા, એ મારી વાટ જુએ છે."

એક સાધુએ ધણા ધ્યાનથી સામંતની સામે જોયું—જાણે એ કૈં સમજી ગયો હોય એમ. "એમ!" એણે ભયંકર અવાજે કહ્યું. "ત્યારે એ તારી વાટ જોયા જ કરશે," કહી તેણે ભોંય પર પડેલું ત્રિશૂલ ઉંચકી સામંતને ગળે ધર્યું.

## પ્રકરણ દશમું

### જેમાં સામંતને ચોલા ફરી મળે છે

સામંતને લાગ્યું કે એનું આવી બન્યું. પણ એને જીવવાની જરા ય હોંસ નહોતી. તેણે આંખો મીંચી સોમનાથ ને ચૌલાબાપાનું સ્મરણ કર્યું. એ જઇને એના પિતાને અને માતાને હમણાં જ મળશે ......

કુંડલાની ગભરાએલી ચીસ સંભળાઇ. "નહીં, નહીં, આજે અહીંઆ પુરુષના રુધિરનો છાંટો નહીં પડે."

સાધુ ચમકીને ખસી ગયો. પુરુષના રુધિરનું બિંદુ મહાશક્તિના મંદિરમાં ઉત્સવ પ્રસંગે પડે તો પૃથ્વી રસાતાળ જાય!

"સર્વજ્ઞે જ એને અહીંઆં મોકલ્યો છે" દાંત કચકચાવી સાધુએ ધીમેથી કહ્યું.

"એને શું સમજવું?"

"ના. એ તો તને ખોટું જ સ્વપ્નું આવ્યું."

"રાશિજીને પુછજો કે શું કરવું છે?"

ત્રણે સાધુઓએ ધીમે અવાજે કૈં વાત કરી અને બે સાધુઓ અને કુંડલા અંદરના બારણામાંથી ચાલી ગયાં. સામંતના મગજમાં અર્ધસ્વપ્નમાં હોય એવી જિજ્ઞાસા પેદા થઈ. આ અંદરના બારણાની પેલી તરફ ત્રિપુરસુંદરીના મંદિરમાં શી શી વિધિઓ ચાલતી હશે—બિભત્સ, ભયાનક, ઉદ્દીપક! અને આ મૂર્ખોને ભાન નહોતું કે યમથીય વધારે વિનાશક હમ્મીર પગે પગે પાસે આવતો હતો, અને જેના હાથમાં તેને મહાત કરવાની કુંચી હતી એવો પોતે તેને આમ બાંધી રાખ્યો હતો. શું આખું વિશ્વ વિનાશના મોંમાં ધસતું હતું?

કુંડલાના હર્ષવાટનો પાર નહોતો. એ નર્તકીઓમાં એક મહાઆકર્ષક ને મહત્વાકાંક્ષી હતી. કોઈ દહાડો, કોઈ નવા ગુરુદેવની ગંગા બની આ મંદિરની અધિષ્ઠાત્રી બનવાના એને ઘણા કોડ હતા. દર ત્રણ મહીને જ્યારે આ ઉત્સવ થાય ત્યારે મહાશક્તિ એનામાં ઊતરે, અને એ પોતે જીવતીજાગતી ત્રિપુરસુંદરી તરીકે પૂજાય એવી એને આકાંક્ષા હતી. પણ કેટલા વર્ષ થયાં ઉત્સવ પ્રસંગે ત્રિપુરસુંદરી એના શરીરમાં ઊતરે એવી યોગ્યતા એ ન થતી. ગઈ કાલે એ થઈ હતી. ગઈ કાલે રાતે મહામાયાએ એને સ્વપ્નું આપ્યું હતું; આજે સ્વપ્ના પ્રમાણે એને નિર્દેશેલી જગ્યાએ પુરુષ મળ્યો હતો—અને છતાં છેલ્લી વારે, બધું ધૂળમાં મળવા બેઠું હતું.

એની બીજી મહેચ્છા શિવરાશિને પોતાનો કરવાની હતી. સર્વજ્ઞના એ પટ્ટશિષ્ય ચાલતે દહાડે ગુરુની ગાદીએ આવશે, અને એમની કૃપા જો ઊતરે તો જરૂર કુંડલાનું ધાર્યું થાય. શિવરાશિનું ધ્યાન ખેંચવું એ તો સહેલી વાત હતી. પણ તેમને પોતાના કરવા એ કુંડલાને લગભગ અશક્ય લાગતું હતું. એ ઉગ્ર સંયમી ન હતા એ વાત ખરી, પણ તેમનું ચિત્ત ચૌલા પર ચોંટ્યું હતું. કુંડલાના મનમાં એક આશાનું કિરણ હતું. જો ઉત્સવ પ્રસંગે મહાશક્તિ એનામાં ઊતરે, અને આચાર્ય તરીકે શિવરાશિ એની એક વખત પણ આરતી ઉતારે તો કૈંક એમનું ચિત્ત ચૌલા પરથી ચસે.

ત્રિપુરસુંદરીનો ઉત્સવ કૈં જેવો તેવો પ્રસંગ નહોતો. મહાશક્તિ કોઈ સ્ત્રીમાં જીવતાં પ્રગટ થતાં, અને ગુપ્ત વિધિઓ કરતાં કરાવતાં કૈં કૈં ચમત્કાર થતા. પણ ઉત્સવનો સમય પાસે આવતો તેમ તેના હૈયામાં ઉચ્ચાટ વધતો ગયો. સ્વપ્નું ખોટું હતું. અને આ નાયકે મંદિર અભડાવ્યું. એ તો ઠીક, પણ જેનામાં મહાશક્તિ ઊતરવાની હોય તેને જે મૂર્છા જેવું આવવું જોઈએ તે એને નહોતું આવતું. શું આ પ્રસંગ પણ હાથમાંથી જવાનો? તેણે ભાંગ પણ ઠીક પીધી હતો, પણ હજી કૈં અસર નહોતી. હાથમાં આરેલી બાજી સરી જતી હતી.

બે સાધુની જોડે તે જેવી અંદર ગઈ કે ચોગાનનું આગલું બારણું—જે બારણે એ સામંતને અંદર લઈ આવી હતી તે ઠોકાયું. શિવરાશિ આવ્યા! હાથમાંથી આ સરી જતો હતો......જશે તો શું થશે?

એણે બારણામાંથી પાછળ જોયું. શિવરાશિ અને સિદ્ધેશ્વર આવતા હતા. ાયા પર ક્યાં સુધી આધાર રાખવો? એ પોતે જ મહામાયા હતી......એણે ચીસ અને ચક્કર આવતા હોય તેમ માથે હાથ દીધા, અને એની સાથે આવતા સાધુઓ લંબાવી એને ટેકવે તે પહેલાં તો તે બેભાન થઇને પડી.

ત્રિપુરસુંદરી કુંડલામાં ઉતર્યા એમ માની સાધુઓ સબહુમાન 'જય જગજ્જનની' તેની સારવારમાં રોકાયા.

૪

શિવરાશિના ગુસ્સાનો પાર નહોતો. તે પગ ઠોકતો ચોગાનમાં આવ્યો. તેની સાથે વિશ્વાસુ સિદ્ધેશ્વર પણ હતો. જીંદગીમાં પહેલી વાર એ ગુરૂદેવ તરફ માન રાખી ા નહીં. ગુરૂદેવે આજે જે કર્યું હતું તેનાથી દશે દિશા અપવિત્ર થઇ રહી હતી એને લાગ્યું. લકુલેશમતના અધિષ્ઠાતા, જ્ઞાનના અંબોધિ ને રૂદ્રના અવતાર મનાતા સર્વજ્ઞે આજે ધર્મનો નાશ કર્યો હતો. ત્રિપુરસુંદરીના ઉત્સવ પ્રસંગે ચૌલા સર્વે ! યોગ્ય હતી, અને આજે સવારે ત્રિપુરસુંદરી તેના શરીરમાં ઉતર્યાં હતાં છતાં તેની નહીં કરવાની આજ્ઞા કરી હતી!

ચૌલા તો મૂર્ખ હતી, બાળક હતી. ત્રિપુરસુંદરીને જોઇતી વામમાર્ગીય વિધિઓથી ાણી ગભરાતી. ગઈ એકાદશી સુધી તો જ્યારે જ્યારે એને આ મંદિરમાં લાવવાની ના થતી ત્યારે એની મા ગંગા 'એ બાળક છે, એ વિધિઓમાં ભાગ લેવા યોગ્ય ા.' કહી વાત ઉડાવી દેતી. પણ ગઇ એકાદશીથી તો તેને ભગવાનના મંદિરમાં નૃત્ય ાનો પણ અધિકાર પ્રાપ્ત થયો હતો. હવે એ બાળક નહોતી. અને આજે તો જગતાં- ત જગદમ્બા એના શરીરમાં ઉતર્યાં હતાં. જે અધિકાર માટે નર્તકીઓ મરી ફીટની તે ા વણમાગ્યો આવ્યો. સવારની એ બેભાન થઇ ગઈ હતી અને પછી પોતે ભગવાન ાુની અર્ધાંગના જ હોય એમ બોલવા અને ચાલવા લાગી હતી. એની યોગ્યતા સર્વ ા સિદ્ધ થઇ ચૂકી હતી, અને શિવરાશિની ઇચ્છા હતી કે ચૌલા આજને ઉત્સવપ્રસંગે ાુરસુંદરી તરીકે પૂજાય.

શિવરાશિને ચૌલાની મનોદશા અગમ્ય જેવી લાગતી હતી. ગત એકાદશી ી ચૌલા કંઈ જુદી જ થઇ હતી. જ્યારે તે મળતો ત્યારે તે કંઈ કાલ્પનિક ધૂનમાં હોય ી દેખાતી. એની આંખો કંઈક દૂર દૂર વસ્તુઓ જોતી હોય એવી જણાતી. એના ાનમાં ને રીતભાતમાં કંઈ ન સમજાય એવું અલગાપણું આવી ગયું હતું. એની ે સામાન્ય સ્ત્રી જોડે રાખી શકાય એવો સંબંધ રાખવો શિવરાશિને મુશ્કેલ થતું ાયું; અને જેમ એ અશક્યતા વધારે સ્પષ્ટ જણાતી ગઇ તેમ રાશિનો મોહ વધતો

ગયો. ગંગાને પણ કંઈ ન સમજાયું. શિવરાશિને ચૌલા સર્વસ્વ સમર્પણ કરે એ તેને પણ રુચ્યું હતું; પણ ચૌલાની મનોદશા એવી વિશુદ્ધ અને ભક્તિભીની થતી હતી કે એની પાસે બળજોરીથી કંઈ કરાવી શકાય એમ રહ્યું નહોતું.

પણ શિવરાશિએ બે દિવસથી એવી આશા સેવી હતી કે આ ઉત્સવ પ્રસંગે ચૌલાને મહામાયા તરીકે એ પૂજશે ત્યારે એ અંતર તૂટી જશે. પણ આ આશા તો મનની મનમાં જ રહી ગઈ, અને ગુરુદેવે પરાપૂર્વથી ચાલી આવેલી પૂજાની વિધિની અવગણના કરી ધર્મનું ખંડન કર્યું. શિવરાશિ વિદ્વાન, શ્રદ્ધાળુ ને ગુરુભક્ત હતો, પણ એના ગુરુની વિશાળ દૃષ્ટિ એનામાં નહોતી. એક નર્તિકાની જીદ ખાતર આવું ધર્મખંડન થયું તેથી એની ધાર્મિક જલન પ્રજળી ઊઠી, અને નિરાશ થયેલી વિષયલાલસાએ તેમાં ઘી હોમ્યું.

અત્યારે એ આવ્યો ત્યારે એનાં ભવાં ચઢેલાં હતાં. ગુરુને પણ શો અધિકાર કે દેવીની વિધિમાં દખલ કરે? એ પણ હતા ધર્મના રક્ષક; એમને ધર્મ ઉચ્છેદવાનો શો અધિકાર? શું ગુરુભક્તિમાં અંધ બની એણે આ ખંડન સહી લેવું? શું શાસ્ત્રો ખોટાં અને સર્વજ્ઞ ખરા? આ વિઘ્નમાં આચાર્ય તરીકે એનું કર્તવ્ય શું હતું? એ આવ્યો એટલે બેભાન કુંડલાને લઈ પેલા સાધુઓ પાછા આવ્યા.

"આચાર્ય, આચાર્ય," એક સાધુએ કહ્યું, 'જગજ્જનની ઊતર્યાં—ઊતર્યાં, કુંડલામાં."

શિવરાશિએ ભૂખ્યા વાઘની માફક બરાડો માર્યો. "મૂકી દો એને. એ તો ઢોંગ કરે છે—ઢોંગ. મહામાયા તો ચૌલામાં ઊતર્યાં છે."

"શું?" કહી સાધુઓએ કુંડલાને ભોંય પર મૂકી દીધી.

શિવરાશિને કોઈના પર ગુસ્સો કાઢવો હતો. તેણે જરી જાગતી કુંડલાને ઠેલી "ઊઠ, જૂઠી. નહીં તો એક લાત મારીશ તો દાંત તૂટી પડશે."

કુંડલાને પણ એનો જ કંઈ ડર હતો એટલે આંખ ઉઘાડી 'જયજગજ્જનની' ઉચ્ચાર્યું.

"મેં નહીં કહ્યું, આ ઢોંગ કરે છે!" જગજ્જનની તો ચૌલામાં ઊતર્યાં છે."

સાધુઓ કુંડલાને પડતી મૂકી ગર્ભ પાસે આવ્યા અને અંધારામાં કુંડલા પોતાની મેળે બેઠી થઈને હતાશ દૃષ્ટિએ ચારે તરફ જોઈ રહી. એના જીવનની આશા અદૃશ્ય થઈ. અને પાસે થાંભલે બંધાયેલો સામંત કેમે કર્યું હસવું ખાળી શક્યો નહીં.

—[ ચાલુ ]

# યુગધર્મી યૌવન—

સાંદીપનિ

ઊઘાડ ભાઈ, ઊઘાડ, બા!'

'નહિ ઊઘડે'

'ત્યારે એ અત્યારે એકલી કયાં જાય?'

'જહન્નમમાં જાય.'

'બળ્યું છોટા! તું તો કોઇનું માનતો જ નથી!'

'તમારે વચ્ચે ના બોલવું.'

'પણ અમારાથી સહન નથી થતું.'

'સહન ન થાય તો સૂઇ રહોને? વચ્ચે શું કામ ડહાપણ કરો છો?'

'અરરા! મ્હારૂં કાકીનું કહ્યું ય નહિ માને? આવી રીતે અત્યારે એને કાઢી મૂકાય? માણસ માણસને સુઝતું નથી એવું તો અંધારૂં છે.'

'કાકી છો તો ભલે, ઘેર આવીને રોટલા ખાઈ જજો, પણ અત્યારે ડહાપણ ના કરશો.'

'ભાઈ, હું તો તમારા સારા માટે કહું છું.'

'એકવાર કહ્યું, માથા ફોડ ન કર ડોકરી! વાતમાં કંઇ સમજે નહિ ને નકામો લવારો કરે છે?'

છોટાલાલનો પિત્તો ઉછળ્યો, આંખ લાલ થઇ અને અવાજ બદલાયો. રઢિયાળા રાજનગરની એક જાણીતી પોળના ચોકઠામાં છોટાનું ઘર હતું, દરરોજ રાતના વાળુ કર્યા બાદ ચોકઠામાં મંડળી જામતી. એક હાથમાં માળા ને બીજા હાથમાં આણંદની છીંકણીની ડબ્બી લઇ છોટાલાલનાં કાકી પ્રમુખસ્થાને બિરાજતાં. આજુબાજુ બીજી વૃદ્ધાઓ પણ કોઇ મગફળી ફોલવાની લઇને તો કોઇ દાળ વીણવાની લઇને બેસતી. કોઇ પ્રૌઢા પોતાના સ્વામી તથા છોકરાંને જમાડી રેંટીઓ લઇને તો કોઇ રેશમની ટોપીઓ ભરવાની લઇને આવતી. નોકરીએ ગયેલા નવયુવાન પતિની રાહ જોતી રસસુન્દરીઓ ય આવતી ને મોતીનાં તોરણ, સુતરના દડા વગેરે લાવતી, ભરતી, ગુંથતી અને પ્રિયતમની પંથપ્રતીક્ષા કરતી.

વસંતનાં પગલાં વાગતાં હતાં. સૌને આનંદ હતો. સૌ પોતપોતાનું કામ કરતાં હતાં. ઓટલાથી થોડેક દૂર નીચું માથું ઢાળી ઉભેલી સવિતા ધીરાં ડુસકાં લઇ રહી હતી. ગમે

તેમ કહો પણ છોટાલાલ આજ હેની પર ખૂબ ગુસ્સે ભરાયો હતો. હેનાં ઉજમકાકી હેને સમજાવી રહ્યાં હતાં પણ છોટાલાલ એકનો બે ન જ થયો, ને બારણું ઉઘાડી સવિતાને અંદર દાખલ ન જ કરી.

'બળ્યું ત્યારે કાકી, રહેવા દો ને!'
'અરે છોટાલાલ વળી કે દહાડે કોઈનું કહ્યું માને છે?'
'નકામી સોનાની જાળ પાણીમાં નાંખવી!'
'હું તો એવાનું નામ જ ના લઉં ને!'
'ફૂટશે માથું ને કાઢશે રાતું. આપણે શું?'
'એલી બા! શું હશે તે આમ કરતી હશે!'
'એમને ડાહ્યલી! તું શું સમજે?'

ઓટલાની મહાસભાની નેતા ગણાતી દરેક સ્ત્રીએ પોતપોતાનું મંતવ્ય અતિ નિખાલસતાથી દર્શાવ્યું. કેટલી યુવતીઓ તો એકબીજાના કાનમાં ગુસપુસ કહી રહી હતી. પણ ઉજમકાકી જેવા વજનદાર પ્રમુખની હાજરીમાં એવા બીનઅનુભવી સભ્યોની હેન ન્હોતી કે જાહેરમાં શબ્દે ય ઉચ્ચારી શકે. એટલામાં છોટાલાલે મેડીનું બારણું ઉઘાડી ગર્જના કરી.

'મર, જાય છે કે સોટી લઈને આવું?'
સવિતા ડગલું ય ના હલી.
'છીનાળવી ઘરની આબરૂ વધારતી હોઈશ કેમ?'
સવિતાનાં ડૂસકાં વધુ ને વધુ સંભળાવા લાગ્યાં.
'હમણાં અહિ સાધા દીવા થઈ જશે હોં!'

છોટાલાલે બીડીઓનો બધો ખાર નિસરણી ઉપર છોડ્યો. આજુબાજુ વિજળીનો પ્રકાશ ઝળહળી રહ્યો હતો. છોટાલાલનો વેશ જોઈ સવિતા નાસી ગઈ અને પાસેથી પોળમાં આવેલા પિયર ભણી ચાલતી થઈ. આવ્યો હતો તેટલા જ જુસ્સાથી છોટાલાલ નિસરણી ચઢી ગયો, અને મેડીની બારીઓને ગુસ્સાવાળી છટાથી બંધ કરી સૂઈ ગયો. સામસામી તાળીઓ દેતું હમણુંરમણું ઓટલામંડળ વિખરાયું.

(૨)

'દાદી, પછી મ્હારો કેમ થાય!'
'બપોરે ભાઈને જોવા અહીં આવી'તી તે પેલી વીજળીએ એમને કહી દીધું.'
'તે પીયર ના બાપા? કોણ છે એ વીજળી?'
"કોણ જાણે! કેટલાક દિવસથી મ્હારે ત્યાં બહુ આવજાવ કરે છે, હું ઘેર હોઉં ત્યારે બન્ને અનેક તરેહની વાતો કરે છે ને બન્ને ય મ્હારા સામું જોઈ હસે છે.'

અનેક જુવાન જુના ખાટલા પર બેસી હેની છાતી પર સોડ કરી રહેલી સવિતાની

માતા બધું ય સમજી ગઇ ને એક ઉંડો નિશ્વાસ તેણે મૂકયો.

'દીકરી, શ્રીમંતનો કુળદીપક જાણીને પરણાવી'તી બેટા! હવે ત્હારી શી વલે? શ્રીમંત્તા તો સટ્ટામાં વેચી પણ કુળમર્યાદા સાચવી હોત તો ય ઠીક.'

'મ્હેં તો પહેલેથી જ ન્હોતું કહ્યું કે એ બદમાસ છે? ત્હારે તો કુળવાન હીરો જોઇતો હતો. નીકળ્યો ને કોહીનૂર! બિચારી બ્હેનની જીંદગી નષ્ટ કરી!

'ભાઈ, આજે તું ના બોલીશ.'

"કેમ?"

'પરાણે ઠીક થવા આવ્યું છે ને પાછો સણકો ઉપડશે.'

'હં......સવિતા ત્હારા સણકા કરતાં શું મ્હારા સણકા વધારે છે? બસ હવે મ્હારે ત્હને ત્યાં નથી મોકલવી. બ્હેન, રખે ત્યાં જતી, અહિં જ રહેજે. મ્હને સાજો થવા દે પછી એની વાત. જાળમાં સપડાએલા સિંહની ગર્જનાથી વન ધ્રૂજી ઉઠે તેમ માંદા મહેશની ગર્જનાથી પાસે બેઠેલાં માદિકરીનાં હૃદય ધ્રૂજવા લાગ્યાં. માતાના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. પળમાં માંદા મહેશ તરફ તો પળમાં સવિતા તરફ જોઇ તે નિઃશ્વાસ મૂકવા લાગી. માંદામાંદા બંધુનું આત્મતેજ, મુખ પર વિલસતું વીરત્વ અને પોતા પ્રત્યેની મમતા જોઇ સવિતા હર્ષઘેલી થઇ ગઇ અને પળમાં પોતાનું બધું દુઃખ વીસરી ગઇ. વીરાના વીલાયેલ છતાં ય પ્રભાવશાળી વદન પર વીખરાએલ વાળને સમારી એક વ્હાલભર્યું ચુંબન લઈ કામળી ઢાંકી દીધી અને બોલી :

'સુઇ જા ભાઇ! મ્હારા સમ, જો હવે બોલે તો! બ્હેન વ્હાલી નથી?'

સવિતાના શબ્દોએ ધારેલી અસર કરી. ભગિનીભાવમાં ભીંજાએલ મહેશ ઉંઘી ગયો.

'સવિતા, ત્હને ભાઇ બહુ વ્હાલો છે નહિ?'

'ત્યારે માડી. હું ય ભાઇને ઓછી વ્હાલી છું?'

'સવિતા ત્હને એક વાત કહું?'

'મ્હારાથી શું છુપાવે છે? કહેને બા!'

'જો ભાઇ સાજો થાય તો ત્હારે ભાભી આવે.!

માતાના મુખ પર સવિતાએ કદિ નહિ જોયેલા ભાવોવાળું સ્મિત જોયું.

'કયી છોકરી?'

'જેને ભાઇ ઉંઘમાં ય ઝંખે છે એ.'

'મૃણાલ! બા!'

'હા.'

કયું ભગિનીહૃદય ભાઇને રસગંગામાં ન્હાતો જોવા નહિ ઇચ્છતું હોય?

'પછી બેટા! તું જો અહિં જ રહીશ તો છોકરીનાં માબાપ પર ઉલટી અસર થશે હોં!'

"કેમ? મ્હારે ને ત્હેમને શો સંબંધ?"

"કુલીન કુટુંબો કુલીનને જ ચાહે છે! ત્હારું સાસરું છોડી તું અહીં રહે તે આપણા કુલીન ગણાતા કુટુંબ પર કાળાશ તો ખરી જ ને!"

માતાના મુખ પર આટલી ગંભીરતા, આટલી સ્થિરતા સવિતાએ કદી ય ન હોતી વાંચી. માતાના હૃદયમાં અત્યારે કઇ વીણા વાગી રહી છે તે સહમજવું આ યુવતીને સ્હેલ ન્હોતું.

"હા બા! પણ એમાં મ્હારો શો વાંક? હું અહિં રહીશ એટલે એ નહિ પરણાવે? મ્હને તો ભાઇઆભી સાથે ખૂબ ગમશે. હું તો એ કસાઇને ત્યાં નથી જવાની, જા!"

"ત્હારો શો વાંક બેટા! વાંક મારો કે દીકરી લઇને કુવામાં ઉતરી. પણ સવિતા..."

"કહોને!"

"ભાઇ વ્હાલો નથી!"

"બા! બા, ભાઇ મ્હને કેટલો વ્હાલો છે તે તું ત્હારા હૃદયને પૂછી લેજે. ને–ને–આજી ત્હેના હૃદયને પૂછજે. મ્હારે કંઇ કહેવું નથી. પણ હા, આવતી કાલે રાત્રે હું ચાલી જઇશ."

"ક્યાં?"

"મ્હારે ઘેર."

માતાએ સવિતાના મુખ સામે જોયું. સવિતાના નયનોમાં નાચતી કીકીઓને નિશ્ચયના અપઘાનમાં રમવાનો ધ્રુવતારો નીતરતી દીઠી.

(૩)

"પાછી આવી!"

"મ્હારું ઘર છે ને આવું છું."

"ખબરદાર! ડગલું ય આગળ વધી તો! ત્યાં જ ઉભી રહેજે. આવ્યાં મોટાં ઘરવાળાં થઇને! જાવ કુભાગણી ખરાંને!"

"ક્યાં જાઉં ત્યારે? તમારું કહ્યું શું ના કર્યું?"

"મ્હારા ઉપરવટ થઇને ત્હારી માને ત્યાં તું જનાર કોણ?"

"કોઇ દિવસ નથી ગઇ. આજે મ્હારો ભાઇ માંદો હતો તેથી જોવા ગઇતી."

"અરે હું તો કહું છું કે ત્હારો ભાઇ મરી કેમ નથી જતો? પણ મ્હારી રજા સિવાય ત્હારાથી ડગલું ય કેમ ભરાય?"

"ભૂલ થઇ."

"ભૂલની મારી ભોળીયા ભગવાન પાસે માગજે. મ્હારા જેવા પાસે નહિ ચાલે. ચલ જા, નીચે ઉતર ઓટલેથી."

"ક્યાં જાઉં?"

"જહન્નમમાં, કુવો હવાડો ય નથી મળતો, સા.....બલા?"

"મારી નાંખવી હોય તો મારી નાંખો, હું તો નથી જવાની."

પેલા ઓટલા પર એ જ મંડળ બેઠું હતું. દરરોજ હાજરી આપતાં સ્ત્રીસભ્યો આજે પણ હાજર હતાં પણ છોટાલાલસરખા મહારથીને સમજાવવો યા શાંત પાડવો એ અશક્ય હતું. અગ્નિજેવી ખોપરી ધરાવતાં ઉજમકાકી પણ શાંત રહ્યાં. કોઇને ઉંડા પાણીમાં ઉતરવું ઠીક ન લાગ્યું. રંગભૂમીના પ્રેક્ષકો રંગભૂમિના મંચ કોઇ કુશળ અભિનેતાની રાહ જુએ તેમ સૌએ મુખમાં સીગારેટ રાખી હાથમાં પાતળી નેતરની સોટી પકડી નીચે ઉતરતા છોટાલાલ ભણી મીટ માંડી.

નીસરણીની નીચે એક ન્હાનોશો ઓટલો હતો. ત્હેના પર સુક્કા છોડને પરાણે વીંટળાએલ પાંગરેલી વેલ!

આછા ગુલાબી સાળુમાં છુપાએલ ત્હેનાં ગુલબદનમાંથી વેરાતી તેજરેખાઓ કંઇકને ડોલાવતી પોળમાં પ્રસરી રહેલ વીજળીક વાતાવરણમાં શમી જતી હતી. છાતી પર લટકતા પાલવનો છેડો વદન પર વહેતી અશ્રુગંગામાં ન્હાતો હતો.

ભરી પોળ વચ્ચે પગરખામાં બેસનારી પત્ની પોતાના સવાલ પાછા વાળે એ છોટાલાલ જેવો તીસમારખાં કેમ સહન કરે?

એક જોરથી દમ ખેંચી સીગારેટ ફેંકી દઈ કાલે જ ખરીદેલી 'કેઇન' સવિતાના સુકોમળ શરીર પર કસવા માંડી. તીણી દયાર્દ્ર ચીસોથી પોળનું વાતાવરણ ગાજી ઉઠી કારુણ્ય પ્રસરાવતું હતું. સૌ સગાં અને વડીલો હાજર હતાં પણ કોઇને છોટાલાલનો હાથ પકડવાનું પાપ કરવું ઉચિત ન લાગ્યું. થોડેક દૂર વીજળીના થાંભલા નીચે સુધારક થવાનાં સ્વપ્ના સેવતા કેટલાક યુવાનો ગંજીફામાં મશગુલ હતા. પણ કોઇને ય સવિતાને છોડાવવા જેવી અસભ્ય વર્તણુક ચલાવી 'એટિકેટ' વિરૂદ્ધ જવું યોગ્ય ન લાગ્યું.

રાત્રિના અગીઆર વાગ્યાનો સમય થઇ ગયો હતો. સામેની મેડીના ઝરૂખે બેસી એક યુવાન નિરાંતથી કંઇક વાંચી રહ્યો હતો. પણ અર્ધા કલાકથી ચાલતી આ ગરબડ પ્રતિ તેનું ધ્યાન ખેંચાએલું હોવાને લીધે ત્હેના હાથમાં પુસ્તક હોવા છતાં ય ધ્યાન તો સવિતાના નયનોમાંથી નિર્ઝરતા અશ્રુબિંદુ તરફ હતું. ઘડીકમાં સવિતાના મુખ પ્રતિ, તો ઘડીકમાં છોટાલાલની મુખમાં સીગાર રાખી, છાતી આગળ લાવી, ધોતીયાની પાટલી છૂટી મૂકી, બોસ્કીના શર્ટે બાંયો ચડાવી 'કેઇન' ફટકારવાની શૈલી ખૂબ ધ્યાનપૂર્વક નિહાળી રહ્યો હતો. એ વખત નીચે ઉતરી સવિતાને છોડાવી લેવાનો તેણે વિચાર કર્યો, પણ ન તો ઊભો થઇ શકયો કે ન તો શબ્દે ય વાંચી શકયો. પણ સવિતાની તીણી ફીફીઆરીઓથી પોળ કંપવા લાગી. પોળનાં કૂતરાં ય તેની સાથે રૂદન કરવાં લાગ્યાં. આખું ય ઓટલામંડળ

દાંતમાં ઝીણું હસતુંહસતું એક પ્રકારનું કૃત્રિમ ગાંભીર્ય ઉપજાવી સૌનાની મેડીએ ચડી ગયું. સૌ અનિમેષ દૃષ્ટિએ ભાગ્યશાળી હિંદુ સમાજનું આ ગૌરવશાળી ચિત્ર જોઇ રહ્યાં. દિનુથી હવે ન રહેવાયું. તેણે પુસ્તક ફેંકી દીધું. નીસરણી તોડી નાખે એટલું જોર કરી સડસડાટ કરતાં નીચે આવી તેણે ગર્જના કરી:

"ચલ, હટી જા પાગલ!"

છોટાલાલની છાતીમાં એક જોરથી ધક્કો મારી હાથમાંથી 'કેટન' ઝૂંટવી તેણે તેના કટકા કરી નાંખ્યા.

"તને કોણે બોલાવ્યો તો સા .!"

વાક્ય પૂરું કરે તે પહેલાં તો દિનુએ છોટાલાલના લાંબા વાળની મજબુત આંટી પાડી જોરથી ઉંચો કરી નીચે પછાડ્યો. હવે તે શ્રીમાન કલાકની નિદ્રા લીધા સિવાય ઉઠી શકે તેમ ન્હોતું જ. એટલે મુખ પરનો પસીનો લુછતો દિનુ સવિતા પ્રતિ ફર્યો. "સવિતા, ચાલ મ્હારી સાથે."

સ્વરમાં સત્તા હતી, આજ્ઞા હતી, વાતાવરણને ડારતો ગર્વ હતો; છતાં ય હિયાઓને રડાવતી ખિન્નતા હતી, મદભરી આંખોને વશ કરતી મૃદુતા હતી ને જાણે પ્રાણીમાત્રને પંપાળતો ન હોય તેવો પ્રેમ હતો.

કોઈ મારેલ મહેરફીને સજ્જનનું શરણ મળે ને પડખે ભરાઈ જાય તેમ ચારી પલિતા પંજામાંથી છૂટેલ સવિતા દિનુની મેડીએ ચડી ગઈ. લગભગ સારી યે પોળ જાગી ઉઠી હતી. વૃદ્ધાઓ, પ્રૌઢાઓ, મસ્તીખોર યુવતીઓ ને લટકાળી બાળાઓ સૌ દિગ બની જોયાં જ કરતાં હતાં. વાતાવરણમાં એક પ્રકારની નવીનતાભરી ગંભીર ચૂપકીદી પ્રસરી રહી હતી. દિનેશ ઉભી પોળે એક ગૌરવપૂર્ણ દૃષ્ટિ ફેંકીને સ્ફૂર્તિથી ચડી ગયો.

(૪)

"સવિતા! હજી ઉંઘી નથી?"

"ભૂંખી મુસાફરી છે?"

"જમી પણ નથી! કેટલી વિચિત્ર!"

"તમે બહાર હો ને હું જમીને સૂઈ જાઉં!"

"લે ચાલ ખાવા આપ શું કરે છે હવે એમાંને!"

"હાથનાં મોજાં ગૂંથું છું."

"કોના માટે?"

"કોના માટે! કોના મા...ટે! કોના માટે કહું! જેની પાસે રહેતા હોઇએ તેના માટે."

"તોબાહ તમારાથી! લે ચાલ જમવા ઉઠને. ખાવાની હાજત નહિ ને અભરાવાની પણ નહિ!"

"મારૂં મોજું પુરૂં થાય છે. જોઉં દિનેશ! હાથે બરાબર બેસે છે?"

સવિતા ઉભી થઇ ધોએલા હાથપગને રૂમાલથી લૂછતાં દિનેશ પાસે આવીને હાથમાં હાથ રાખીને પાંપણના પલકારામાં મોજાં ચઢાવી દીધાં.

"હા...શ, હવે કેવા રૂપાળા હાથ દેખાય છે! ઠંડીમાં ફાટી જતા હતા, નહિ? હવે એવા ને એવા સુંવાળા માખણજેવા રહેશે."

દિનેશના દેખાવડા પોંચા ઉપર એક વહાલભર્યું ચુંબન લેતી સવિતા રસોડામાં દોડી ગઇ. સ્તબ્ધ બનેલ દિનેશ રમતી, હરખાતી દોડી જતી કો સ્વતંત્ર હરિણીશી સવિતા પ્રતિ જોઇ રહ્યો.

"ક્યાં એ પિંજરવશ પારેવડી ને ક્યાં આજની કો મહાઋષિના આશ્રમમાં ઋષિકુમાર સાથે ખેલતી નિરંકુશ મૃગલી? આર્યાવર્તની સર્વે સ્ત્રીસરિતાઓ આમ રમતી રમતી મનમાન્યા સાગરમાં મળી જતી હોય તો? મળવા દીધી હોય તો?"

x x x x

"પાછા શા વિચારમાં પડી ગયા? ભૂખ નથી લાગી?" સવિતાએ પૂછ્યું. વિચારોને અંતે દિનેશના મુખ પર કો મહાસંતોષની છાયા છવાઇ રહી ને સવિતાની તીણી બૂમ સાંભળી એ ઉતાવળો પાટલા પર બેસી ગયો.

ઘણી વખત ભૂખ્યું પેટ અને ઘેરાએલું હૃદય હોય છે ત્યારે તીવ્ર ક્ષુધાની કારમી વેદના વિસરી જવાય છે. પણ જમવા બેસે પછી કેટલું ખવાયું? છ રોટલી કે આઠ? તેનું ભાન પણ ભાગ્યેજ રહે છે. ગણીને રોટલી ખાનાર દિનેશને આજે અપચાની દરકાર ન હતી. સવિતા દિનેશને ઉઠવા જ ન્હોતી દેતી.

ગમે તેવી મનઃસ્થિતિમાં ય, ગમે તેટલા ઉશ્કેરાટમાં ય સાચા સંયમીની ઇંદ્રિયો ભાગ્યે જ બેવફા થાય છે. અન્નતૃપ્તિનો ઓડકાર આવ્યો ને સવિતાની શરત ચુકાવી દિનેશે હાથ ધોઇ નાખ્યા, મેડીના દિવાનખાનામાં આવી વિચારમગ્ન ચિત્તે એ સામેના અરીસા તરફ જોઈ રહ્યો.

"કશું ય ખોટું નથી હો! કોણ મહાદેવને ચોખા ચઢાવતી હશે?"

સવિતા ઓચિંતી ઓરડામાં આવીને અરીસા પ્રતિ જોઇ રહેલ દિનેશના કંઠમાં પાછળથી ફુલમાળ પહેરાવી કિલકિલાટ હસવા લાગી.

"સવિતા! આવું તોફાન ક્યાં સુધી?"

"ક્યાં સુધી? ક્યાં સુધી તે વળી જીવીશું ત્યાં સુધી."

નિર્દોષ રમણી હૃદયમાંથી સ્વાભાવિક સ્ફુરી આવેલ ઉત્તર દેતી સવિતા ગંભીર મુખમાંથી ટપકો દેતા દિનેશના ચ્હેરા સામે જોતીજોતી નીચું ઘાલી ચાલી ગઈ.

(અનુસંધાન પૃ. ૮૭૯)

# ત્રાજવું

:: પદ ::

ગયું તૂટી ત્રાજવું મારૂં રે :
શી રીતે વેપાર સધારૂં રે ?

સોનાની દાંડી, રૂપાકેરાં પલ્લાં, રેશમકેરી રસાઈ,
કાળવાઈતણા કીરની ચાંચે છેક જતાં કતરાઈ;
સારે કામ શું મહારૂં રે ? .... .... —ગયું૦

પાકાં ઘરાકો ગયાં સહુ મારાં માગનારાં હલવાત,
આપતો તોલી હતો હું જેને રોજ સામે મૂકી ઝવેરાત
સાચી ગુજરાતણુ સારૂં રે : .... .... —ગયું૦

માલ રહ્યો પડી મારો વખારે, કીધો ન વકરો કાંઈ;
બંધ થઈ ગઈ છેક જ જેથી ઊંચી થવી મુજ બાંહ્ય—
કરૂં શું જમા ? શું ઉધારૂં રે ?.... .... —ગયું૦

જિંદગીનું હથિયાર મહારૂં આવશે ના ફરી કામ,
આપે સુધારી જો નહિ એને પોતે પનડિયો શ્યામ,
પૂર્ણકેરા રાજથી ખારૂં રે .... .... —ગયું૦

પતીલ

# ક્ષણિકત્વ.

વિનોદિની નીલકંઠ

હજી દિવસના અજવાળા કરતાં રાત્રિના અંધકારનું પ્રમાણ વધારે હતું. વળી શિયાળાના દિવસ, એટલે રસ્તા ઉપર કોઇની અવરજવર હતી નહિ.

આ નિર્જન શાંત રસ્તા ઉપરથી એક મુસલમાન ઉતાવળે પગલે, લગભગ દોડતો જતો હતો. તેનાં કપડાં ખૂબ મેલાં હતાં, પણ પગમાં જોડા તદ્દન નવા જણાતા હતા. તેના જમણા હાથમાં એલ્યુમીનીઅમનો ડબ્બો હતો. નીરવ રસ્તા ઉપર, નવા જોડાથી ચમ્ ચમ્ ચમ્ અવાજ કરતો તે ઝપાટામાં ચાલ્યો જતો હતો. ત્યાં પાછળ એક મોટર આવી. ધસ મસ ધસ મસ તે ધસી આવતી હતી. ચલાવનારના હાથમાંથી તે જાણે છટકી જતી હતી. તે મોટરનો માલિક જાતે જ મોટર હાંકતો હતો. માલિક ખૂબ ઉતાવળમાં હોય એમ જણાતું હતું. તે ગઇ રાતે દસેક વાગે ઘેરથી નીકળ્યો હતો. મોડો તો તે ઘણીવાર પાછો ફરતો, પણ આજે તો છેક સ્હવાર પડી ગઇ! હજી પણ તેની આંખો ઉંઘ તથા દારૂના ઘેનથી ઘેરાયલી હતી. મોટરના માર્ગમાં તેણે એક મુસલમાનને જોયો, ભૂંગળું વગાડવાનો પ્રયત્ન કર્યો; પણ તેના હાથમાં તાકાત જ નહોતી. તેની આંગળીઓ ભૂંગળાને અડકી પણ તેને દબાવી ન શકી. મોટર છેક પાસે આવી, મુસલમાન સફાળો કુદવા ગયો, ત્યાં છાણ ઉપર પગ પડ્યો, નવા જોડા હતા, એટલે વળી વધારે લપસ્યો; મોટર તેના શરીર ઉપરથી ફરી ગઇ; અને મુસલમાનનો જીવ લઈ પુરપાટ નાઠી.

x x x

શુક્રવાર હતો, અને વળી મીલોમાં પણ કંઇક તહેવારને લીધે રજા હતી. તેથી શેખુ સ્હવારથી પોતાનાં છોકરાઓ સાથે રમતમાં મશગુલ હતો. મારી વાર્તાના નાયક શેખુ વિષે પહેલાં હું થોડું કહી લઉં. એના જેવા નાયક માટે વાચકોની માફી માગી લઉં છું. શેખુ નહોતો ભણેલો કે નહોતો ખુબસુરત. નહોતો બહાદુર કે નહોતો હોંશીયાર. અથવા બીજે છેડે જઇએ તો પણ એનું જમે પાસુ કોરૂં જ હતું. કારણ કે કોઇકોઇ નવીન ઢબની વાર્તાના નાયક માફક. દારૂડીઆ, રખડેલ, દેવાળીઆ કે ચોર હોવા જેટલી વિશિષ્ટતા પણ તેનામાં નહોતી. તે એક તદ્દન સાદો, મેલો મીલમજુર હતો.

તેનો સંસાર પણ તદ્દન તરંગરહિત, શાંત અને સાદો હતો, તળાવનાં પાણી ઉપર

જીવન માનવામાં આવ્યું છે તે જ છે. ૧૩ નો આંકડો અંગ્રેજો તથા અન્ય પાશ્ચાત્ય પ્રજાઓમાં ઘણો જ અપશુકનિયો મનાય છે, જ્યારે હિન્દુ ધર્મશાસ્ત્ર પ્રમાણે શુભ ગણવામાં આવ્યો છે. તેનું કારણ એ છે કે નક્ષત્રના અંશો તેર છે. કોઇ પણ શુભ કામમાં જેવા કે લગ્ન અથવા સીમંતમાં હંમેશ ૧૩ ગોરણીઓ એટલે સૌભાગ્યવતી સ્ત્રીઓને જમાડવામાં આવે છે, અને તેનું કારણ ઉપર જણાવ્યા મુજબ છે. લગ્નમાં ગ્રહશાંતિ કરવાનો મૂળ હેતુ પણ જ્યોતિષને આધારે છે.

વળી સોમવતી અમાસ સાધારણ રીતે હિન્દુઓમાં અશુભ લેખવામાં આવી છે, એનું કારણ એ છે કે જ્યારે સોમવતી અમાસ આવે છે ત્યારે મંગળવારે મહિનો કે વર્ષ બેસે છે. મંગળવાર અશુભ ગણવામાં આવ્યો છે; કારણ કે વારનો સ્વામી મંગળ પાપી અને ક્રૂર ગ્રહ છે અને તેથી મંગળવારે જો માસ કે વર્ષ બેસે તો અશુભ જાય. તેથી સોમવતી અમાસ અશુભ ગણવામાં આવી છે. બીજું સોમવાર એટલે ચંદ્રનો વાર હોય અમાસ આવે એ પણ વિશેષ અશુભ છે; કારણ કે ચંદ્ર એટલે લક્ષ્મીનો અસ્ત આ દિને અશુભ છે. આ અશુભ ફળોની સંભાવનાની નિવૃત્તિને માટે સોમવતી અમાસે હિન્દુ સ્ત્રીઓ બ્રાહ્મણોને દાન આપે છે, દાનમાં કોઇ પણ ફળફળાદિ, અનાજ, શાકભાજી વગેરે આપવામાં આવે છે. ગણતરી કરી શકાય તેવી વસ્તુઓ ૧૦૮ નંગ ગણીને આપવામાં આવે છે. ન ગણી શકાય એવી ચીજો ૧૩૩ શેર જોખીને આપવામાં આવે છે. આનું રહસ્ય મનુષ્યની જીંદગીની ૧૦૮ વર્ષની મુદ્દત ગણી છે તે જ છે.

વળી દર ચાંદરાતે કેટલાક હિન્દુઓ ચંદ્રનાં દર્શન કરે છે અને દર્શન કરતી વખતે હાથમાં રૂપીયો રાખી ચંદ્રની સ્તુતિ કરે છે તેનું રહસ્ય શું? ચંદ્ર અમાસ અને પડવોએ દેખાતો નથી. ચંદ્ર બીજને દિવસે કેવો દેખાય છે તે તો સર્વે જાણે છે. તે પછી વધીને પૂર્ણ કળાનો પૂર્ણિમાએ થાય છે. ચંદ્રની સ્તુતિ આ દિવસે ઉપર કહ્યા મુજબ કરવાનું કારણ એમ છે કે જેમ ચંદ્રમાની શુક્લ પક્ષમાં દિવસેદિવસે વૃદ્ધિ થતી જાય છે તેમ સ્તુતિ કરનાર મનુષ્યની લક્ષ્મી પણ દિવસેદિવસે ચંદ્રમાની માફક વધી પૂર્ણ કળાના ચંદ્રની માફક સંપૂર્ણ થાય.

એ જ પ્રમાણે ઉગતા સૂર્યને હંમેશ પૂજવામાં આવે છે અને તેથી જ "A man always worships the rising Sun", એ કહેવત પડી ગઈ છે. એટલે જે પુરુષનો સિતારો ચઢતો હોય તે જ પૂજાય છે, ચડતીના સૌ સાથી.

વળી શરદપૂર્ણિમાને દિવસે ચંદ્રમાનું પૂજન કરવામાં આવે છે, તેમાં દૂધ અને ચોખા કે પૌંઆ ધરવામાં આવે છે. સફેદાઇને લીધે દૂધ અને ચોખા અને તેમાં પણ ચોખા અને દુધનો સંસર્ગ થતાં ચોખા ચંદ્રની પેઠે ધીરેધીરે વિકાસ પામતા હોવાથી તેના પર ચંદ્રનો ખાસ અમલ છે અને તેથી જ આ ચીજો ચંદ્રને ધરાવવામાં આવે છે.

શરદપૂર્ણિમા આશ્વિન માસમાં આવે છે અને તે દિવસે ચંદ્રમાનો પ્રકાશ અલૌકિક હોય છે; આ દિવસે નાક્ષત્રિક વર્ષની શરૂઆત થાય છે કારણ કે શરદપૂર્ણિમાની

સાંજે ચંદ્રમાનો ઉદય હંમેશ અશ્વિનિ નક્ષત્રમાં જ થાય છે. નક્ષત્રોમાં અશ્વિનિ નક્ષત્ર પહેલું છે. અને મેષ રાશિમાં આવેલું છે, મેષ રાશિથી ભચક્રની શરૂઆત થાય છે. આ જ કારણથી નાક્ષત્રિક વર્ષની શરૂઆતમાં જ ચંદ્રમાનું પૂજન કરવામાં આવે છે. ગુજરાત સિવાયના હિન્દુસ્તાનના ઘણા ભાગોમાં નાક્ષત્રિક માસો ગણાય છે અને તેની શરૂઆત કૃષ્ણપક્ષથી કરવામાં આવી છે. દાખલા તરીકે મારવાડી માસ આશ્વિન માસની એક જ પૂર્ણિમા એવી છે કે જે દિવસે અશ્વિનિ નક્ષત્રમાં જ અધિક માસ આવતો હોવા છતાં ચંદ્રોદય થાય છે. ફાલ્ગુન માસથી આશ્વિન માસ સુધીમાં જ અધિક માસ આવે છે અને આ માસોમાં જ્યારે અધિક માસ આવે છે ત્યારે નાક્ષત્રિક દૃષ્ટિએ કદાચ ફેરફાર થાય, એટલે કે પૂર્ણિમાને દિવસે તે જ માસના નામનું નક્ષત્ર—જેમ કે ચૈત્ર માસમાં ચિત્રા, વૈશાખમાં વિશાખા, જ્યેષ્ઠમાં જ્યેષ્ઠા વગેરે નક્ષત્રોમાં પૂર્ણિમાને દિવસે ચંદ્રનો ઉદય થવો જોઈએ તેમ કદાચ ન થાય. અને ઉપર કહી ગયા પ્રમાણે તેવા માસોની પૂર્ણિમાને દિવસે ચંદ્રનો ઉદય કદાચ બીજા નક્ષત્રમાં પણ થાય પણ માણેકઠારી પૂર્ણિમાને દિવસે તો ચંદ્રોદય હંમેશાં અશ્વિનિ નક્ષત્રમાં થવો જ જોઈએ અને થાય છે. અને આથી જ શરદપૂર્ણિમાને અને ચાંદની પડવાને વિશેષ મહત્વ આપવામાં આવ્યું છે.

સૌર વર્ષની શરૂઆત વાસ્તવિક રીતે ચૈત્ર સુદી પડવાને દિવસે થાય છે આ દિવસથી શાલિવાહન શકના વર્ષની પણ શરૂઆત થાય છે એટલે મેષ સંક્રાન્તિમાં જ્યારે સૂર્ય આવે છે ત્યારથી થાય છે. નાક્ષત્રિક વર્ષની શરૂઆત પણ ઉપર જણાવ્યા મુજબ ચંદ્ર મેષ રાશિમાં અશ્વિનિ નક્ષત્રમાં આવે છે ત્યારથી થાય છે, જ્યારે સૌર વર્ષની શરૂઆત મેષ સંક્રાંતિ અને અશ્વિનિ નક્ષત્રમાં જે દિવસથી સૂર્ય આવે છે ત્યારથી ગણવામાં આવે છે. આ બે વર્ષની શરૂઆત વચ્ચે પાંચ માસનું અંતર રહે છે તે વાસ્તવિક છે કારણ કે આ બે પ્રકારના વર્ષોની શરૂઆત આ બે જ દિવસોએ થાય તો જ આ બે વર્ષોનું મિલન થઈ શકે. આ મિલન અધિક માસથી કરવામાં આવે છે.

હવે દીવાળીને દિવસે લક્ષ્મીપૂજન કરવામાં આવે છે તેનું શું કારણ? આખા વર્ષમાં દીવાળીનો એક જ દિવસ એવો છે કે જ્યારે સૂર્ય અને ચંદ્ર બન્ને તુલા રાશિમાં આવે છે. સૂર્યનો અમલ સોના પર અને ચંદ્રનો અમલ ચાંદી પર છે. તુલા રાશિનો આકાર મનુષ્ય હાથમાં ત્રાજવું લઈને બેઠેલ હોય તેમ આપવામાં આવેલ છે સૂર્ય અને ચંદ્ર બન્ને તુલારાશિમાં આવે. ત્યારે સોનું અને ચાંદી બન્ને ત્રાજવામાં જોખાય સોનું અને ચાંદી એટલે લક્ષ્મી ત્રાજવામાં આવે જમા ઉધાર બાજુ એકદમ નમી ન જાય અને સમતોલ રહે તે કારણથી લક્ષ્મીનું અને ચોપડાનું પૂજન કરવું. એ દેખીતી રીતે વાસ્તવિક છે. પૈસના વર્ગી લોકોનાં ટોળે ટોળાં મળી મહાલક્ષ્મીનું પૂજન કરે છે અને તેના દર્શનાર્થે જાય છે તેનાં કારણ પણ ઉપર જણાવ્યા મુજબ છે. વળી ચંદ્રમા હરેક રાશિમાં કોઇ પણ એક રાશિને ઘાતક ગણવામાં આવ્યો છે. જેમકે મેષ રાશિને મેષનો, વૃષભને કન્યાનો, મિથુનને કુંભનો, વગેરે વગેરે ઘાતક છે, પણ તુલાનો ચંદ્ર પુરુષ કે સ્ત્રી કોઇને પણ ઘાતક નથી. પુરુષ અને સ્ત્રીને ઘાતક ચંદ્રમા જુદા છે તે અહીં જણાવવાની જરૂર નથી.

દીવાળીનો ઉત્સવ અને તે જ દિવસે લક્ષ્મી તથા શારદાપૂજન કરવાનો એ જ હેતુ છે.

વળી જ્યારે અમાસ હોય છે ત્યારે આજે પણ કેટલાંક બજારો બંધ રાખવામાં આવે છે તેનું કારણ પણ જ્યોતિષ જ સૂચવે છે. અમાસને દિવસે ચંદ્રમાનો પૂર્ણ અસ્ત હોય છે; કારણ કે આ દિવસે સૂર્ય–ચંદ્રનો યોગ (Conjunction) હોય છે. ચંદ્રમાને જ્યોતિષશાસ્ત્રે લક્ષ્મીનું સ્વરૂપ આપ્યું છે. આ પરથી લક્ષ્મીનો જે દિવસે અસ્ત હોય તે દિવસે વેપાર કર્યો હોય તો લાભ થવો અસંભવિત થાય અને નુકસાન થવાનો વધારે સંભવ રહે, તેથી વેપાર કરવો જ નહિ એ અતિ ઉત્તમ સિદ્ધાંત માની તે દિવસે બજાર બંધ રાખી લાભહાનિ એક જ ફટકે દૂર કર્યાં.

વળી દરેક અમાસ કે પૂર્ણિમાનો દિવસ સાધારણ રીતે જગતમાત્ર માટે ભારે ગણવામાં આવ્યો છે. પૂર્ણિમાને દિવસે ચંદ્રમાનું જોર વિશેષ હોય છે. સમુદ્રમાં ભરતીનું જોર પણ આ દિવસોમાં વધારે હોય છે. માંદો માણસ પણ કાં તો આ દિવસોમાં વિશેષ હેરાન થાય અથવા તો મરણ પામે. આ બે દિવસો પર મરણનું પ્રમાણ પણ વધુ હોય છે; કારણ ચંદ્ર એટલે મનુષ્યનું મન છે અને મનુષ્યના શરીર પર વિશેષ અસર કરે છે તેથી ચંદ્રનાં બળ કે નિર્બળતા મન પર અસર કરી શકે છે. આ દિવસોમાં જો કોઈ પણ માણસમાં ગાંડપણની અસર હોય તો ગાંડપણની અસર પણ વિશેષ જોવામાં આવે છે તેનું પણ કારણ તે જ છે. ચંદ્ર એટલે મન છે અને મનની નિર્બળતાને લીધે જ ગાંડપણ હોઇ શકે.

વળી ગ્રહણ પણ આ જ દિવસોએ થાય છે. ગ્રહણના સમય પહેલાં અને પછી ચોક્કસ વખત સુધી અન્ન ખાવાની તથા જળ પીવાની મનાઇ કરવામાં આવેલી છે. આજના સુધરેલા જમાનામાં આની પર લક્ષ આપવામાં આવતું નથી એટલું જ નહિ પણ હાંસી કરવામાં આવે છે અને એમ મનાય છે કે આ ફક્ત વહેમ (Superstition) છે. જ્યોતિષમાં સૂર્યને આત્મા અને ચંદ્રને મન તરીકે ગણવામાં આવ્યા છે. રાહુ અને કેતુ અંધકાર તરીકે ગણાયા છે. સૂર્યગ્રહણમાં સૂર્ય અને પૃથ્વી વચ્ચે ચંદ્ર આવે છે અને ચંદ્રગ્રહણ વખતે સૂર્ય અને ચંદ્ર વચ્ચે પૃથ્વી આવી જાય છે અને પૃથ્વીનો પડછાયો ચંદ્ર પર પડવાથી ચંદ્રગ્રહણ થાય છે. સંપૂર્ણ સૂર્યગ્રહણ થોડો જ સમય રહે છે; કારણ કે ચંદ્રમા નાનો છે. એટલે સૂર્યગ્રહણ લાંબો સમય રહી શકે જ નહિ. ચંદ્રગ્રહણ વખતે ચંદ્રપર પૃથ્વીનો પડછાયો પડે છે. પૃથ્વી ચંદ્ર કરતાં ઘણી જ મોટી છે અને ચંદ્રને પૂર્ણ અંધકારમય બનાવે છે. આથી ચંદ્રગ્રહણને છુટતાં પણ વિશેષ સમય લાગે છે. હિન્દુ શાસ્ત્રો પ્રમાણે જે બ્રહ્માંડમાં થાય છે તે જ પિંડાંડમાં થાય છે. સૂર્ય એટલે આત્મા અને ચંદ્ર એટલે મન. આત્મા અને મન પર સર્વ જગત ચાલી રહ્યું છે. આથી ગ્રહણસમયે આત્મબળ અને મનોબળ ઓછાં થતાં લાગે છે અને તેથી જ ગ્રહણ વખતે પાઠપૂજા દેવદર્શન વગેરે કરવાનો આસ્તિક હિન્દુઓમાં રિવાજ છે. વળી સૂર્ય અને ચંદ્રગ્રહણ સમયે હવામાં પણ ઝેર વ્યાપી રહે છે એમ ભલભલા વિજ્ઞાનશાસ્ત્રિઓ પણ આજે કબુલ

કબુલ કરે છે. સૂર્યગ્રહણ જ્યારે પૂર્ણ કક્ષાએ આવે છે ત્યારે પક્ષીઓ અને પશુઓ પણ અસ્વસ્થ બની જાય છે અને આમતેમ દોડધામ કરી મૂકે છે. અને પક્ષીઓ તો પાંચ મીનીટના ટુંક સમયમાં મરણ પામે છે. આ દેખાડી આપે છે કે ગ્રહણસમયે હવામાં કોઈ પણ જાતનો વિચિત્ર ફેરફાર થાય છે. આવે સમયે અન્ન અને જળમાં કંઈ અસર થતી હોય યા તો ઝેર વ્યાપતું હોય તો કંઈ નવાઈ જેવું નથી અને તેમ થાય છે તેથી જ ગ્રહણવખતે અન્નજળ લેવાની મનાઈ કરવામાં આવે છે. ગ્રહણ થવા પહેલાં અને પછી પણ કેટલોક સમય સુધી ખોરાક કે પાણી નહિ લેવાનું રહસ્ય આ જ છે, કારણ કે ગ્રહણ પહેલાં અને પછી હવા બગડવા માંડે છે અને બગડેલી રહે છે. અત્યાર સુધી આ માનવામાં આવતું નહોતું પણ થોડાક સમય પર એક જર્મન વિજ્ઞાનવેત્તાએ સિદ્ધ કરી આપ્યું છે કે ગ્રહણવખતે હવા પર અને તેથી અન્નજળ પર ઉપર જણાવ્યા મુજબ અસર થાય છે.

વળી હિન્દુઓમાં બીજો એક રિવાજ એવો છે કે કાર્તિક સુદી પૂર્ણિમાએ ઘરના માણસ દીઠ માટીના કોડીયામાં ૩૬૦ ઘીની દીવેટ મુકી બાળવામાં આવે છે. આસ્તિક હિન્દુઓ સવારે હમેશ ઘીનો દીવો કરે છે, કારણ ઘીનો દીવો એ સાક્ષાત્ સૂર્યનારાયણનું સ્વરૂપ છે એમ હિન્દુઓમાં આજે પણ મનાય છે. કોઈપણ કારણસર કોઈ પણ દિવસ ઘીનો દીવો કરવાનો રહી જાય તેથી વર્ષની શરૂઆતમાં જ આખા વર્ષની દીવેટ બાળી લેવાય તો પછી ભૂલ થાય તો પણ કંઈ હરકત નહિ આવે. એ ભાવનાથી કાર્તિક સુદી ૧૫ ને દિવસે ૩૬૦ દીવેટો બાળવામાં આવે છે. આનું કારણ એ છે કે વર્ષના ૩૬૦ (સાવન) Gregorian દિવસ છે. કાર્તિક સુદી ૧૫ ને દિવસે આ વિધિ પાળવાનું કારણ એમ લાગે છે કે કાર્તિક સુદી એકાદશીને દિવસે દેવોની જાગૃતિ થાય છે અને તેઓની સાક્ષીમાં જ આ વિધિ થાય તે જ વાસ્તવિક છે.

---

## મયૂરને

: શાર્દૂલ :

ત્હારા પિચ્છકલાપના અવનવા રંગો અમૂલા હરે
જેનું ચાપ, અને વળી "મુજ સખા" જે કહે ત્હેને હર્ષથી,
એવા ઉચ્ચ દિગન્ત, નીચ ઘનના, આવા સમારંભથી,
કેકાનાદ કરી પ્રફુલ્લ હૃદયે સત્કાર શા આદરે ?

રજનીકાન્ત મોદી

# પ્રેમપ્રભુતાની વિભૂતિ



ભડ વજ્જર સાંકળ રે કો ભીમબળે ય તૂટે,
પણ અદ્દભુત કોમળ રે ન પ્રેમની તૂટે છૂટે.

પ્રાણુ પ્રાણ શું ગાંઠતી, હૃદય હૃદયની સાથ,
ગાંઠ ન ગાંઠી જાય, છો યમ અજમાવે હાથ.

શિવ શાશ્વત શોભતી રે સ્નેહિઓની ઐકયકલા,
કાળ મસ્તકે રોપતી રે પવિત્ર પદો અચલા.

મુક્તિ ય બંધન માનતો પ્રેમ વિમોચનહાર,
બંધને ય બહુલાય કે પ્રેમ મુક્તરસસાર.

પ્રેમપ્રભુતાની પૂરણુ રે વિભૂતિ ભવે ઊતરી,
અધમોનું ઉદ્ધારણુ રે જ્યોતિઓની જ્યોતિ નહીં.

પૂજાલાલ

તા. ૨૯-૧-૧૯૩૬
સુધારી લખી તા. ૪-૯-૧૯૩૬

## નજરકેદ

: પૃથ્વી :

મને નજરનેદમાં અદિઠ કો પુરીને ગયો,
"ઉઘાડ, ઝટ છોડ'લ્યા! સૂણુછ કે? ગયો કયાં?" કહું;
હસે ખડખડાટ ત્યાં "અહિં જ હું" કહી માનવી
વસેલ મમ અંતરે, શરમથી બનું છોભિલો.

જેઠાલાલ ત્રિવેદી

# દેવદત્ત

અશેષ

ભોળાનાથ પંદર વર્ષની નોકરી પછી એક ખાતામાં મુખ્ય કારકુન બન્યા હતા. એથી વધારે આગળ જવાને એમના માટે હવે અવકાશ નહતો. એટલે જીવનમાં જેટલો સંતોષ રાખી શકાય એટલો સંતોષ એમણે ધારણ કર્યો હતો. એમના બે પુત્રો હાઈસ્કૂલમાં અભ્યાસ કરતા હતા. તે પણ ભવિષ્યમાં સારી પાયરી પર જશે એવી ધારણા ભોળાનાથને હતી. એમની પત્ની દેવલક્ષ્મી પણ બહુ વ્યવહારશીલ હોવાથી ભોળાનાથનું જીવન સુખી હતુ

આ સુખનુ કારણ ગામના કેટલાક લોકના મત પ્રમાણે કોઈ સન્ત કે મહન્તનો કૃપાપ્રસાદ હતું. ભોળાનાથને ઘેર ઘણીવાર કોઈ સાધુ કે સન્ત આવતા અને ઘરના આતિથ્યથી સંતુષ્ટ થઈને જતા. તેમાં પણ તેમના ગામથી દશ પંદર ગાઉ દૂર આવેલી નન્દીશ્વરની જગ્યાના બ્રહ્મચારી મહારાજ તો અવારનવાર ભોળાનાથને ઘેર આવતા. નન્દીશ્વરની જગ્યાને જમીન જાગીરની સારી આવક હતી અને રાજ્યના તાબાની જમીનમાં એ સ્થાન વસેલું હતું એટલે બ્રહ્મચારી મહારાજને અનેકવાર શહેરમાં આવવું પડતું.

આજે ભોળાનાથ સહવારમાં નાહી પરવારી ગામમાં ગયા હતા અને દેવલક્ષ્મી રસોઈ કરતાં હતાં. એટલામાં ચાખડીઓના અવાજ કરતા મહારાજે પરસાળમાં પ્રવેશતાં જ બૂમ પાડી, "ભોળાનાથ બાબુ, ક્યા ચલ રહા હૈ?"

દેવલક્ષ્મીએ રસોડામાંથી જ જવાબ આપ્યો, "આવો મહારાજ, ગામમાં ગયા છે તે હમણાં જ આવશે. બેસો ત્યાં ન્હાવાનું પાણી હમણાં મૂકું છું."

"નહિં, નહિ, આજ તો વહાંસે હી સ્નાનસંધ્યા કરકે નીકલા હું." કહી મહારાજે એમની ભગવી પાઘડી ઉતારી અને સ્વસ્થ થઈ પરસાળમાં બેઠા.

"આ વખતે તો મહારાજ, બહુ દિવસે આવ્યા હોં." રસોઈ કરતાં કરતાં જ દેવલક્ષ્મીએ પૂછ્યું. "હમારા તો ઐસા હી કામ હૈ. માઈ, ઔર દો ચાર રોજ કે બાદ

તો યહાંસે બડી યાત્રાકો જાનેવાલા હું-બદરીનાથજી. ફીર તો પરમાત્માકી ઇચ્છા કબ મીલુંગા."

મહારાજે આ પ્રમાણે જવાબ આપ્યો તેટલામાં ભોળાનાથે ઘરમાં પ્રવેશ કર્યો. મહારાજની યાત્રાની વાત એણે સાંભળી અને કહ્યું, "અરે મહારાજ, તમારા જેવા સંતપુરુષને વળી યાત્રા શી? એ તો બધું સંસારની ઘટમાળમાં રચ્યાપચ્યા રહેનારા અમારા જેવા માટે છે. તમારે તો આ જીવન જ મહાયાત્રા છે ને."

"વો તો ઠીક ભોળાનાથ, મગર સંસાર મેં પરમાત્માકે બડે ધામ હે વો દેખનેકી ભી ઔર મઝા હે. હમારે વહાં ભી જંજાલ તો હે હી સહી. યહ જમીન, જાગીર, હીસાબ સબ ઘટમાળ હી હે."

"એય સાચું છે. ચાલો હમણાં તો જમી લઇએ." ભોળાનાથ, મહારાજ અને ભોળાનાથના બે પુત્રો, બધાં જમવા બેઠાં. જમી પરવારીને બાળકો નીશાળે ગયા, ભોળાનાથ કચેરીમાં ગયા. સામાન્ય રીતે મહારાજ સ્હવારે આવી સાંઝે પોતાની જગ્યાએ ચાલ્યા જતા. પણ આ વખતે મહારાજ બે દિવસ સુધી રોકાણા અને ત્રીજે દિવસે બદરીનાથની યાત્રાની પોતાની સંપૂર્ણ તૈયારીની ભોળાનાથ અને દેવલક્ષ્મીને ખબર આપી.

"મહારાજ, વહેલા વહેલા આવજો." દેવલક્ષ્મીએ સ્હેજ ગળગળી થતાં કહ્યું.

"વો તો ઠીક હે, માઈ, અગર વહાંસે—પરમાત્માકે ધામસે નહિં આયા તો ભી કયા?" મહારાજે હસતાં હસતાં કહ્યું, "અચ્છા ભોળાનાથ, જય શંકરકી. ખુશીમેં રહના ઔર પરમાત્મા કા સ્મરણ કરના. માઇ, જય શંકરકી."

મહારાજ વિદાય થયા. કેટલાક દિવસ પછી હરદ્વારથી મહારાજનો વાત્સલ્યભર્યો કાગળ આવ્યો. ધીમે ધીમે સમય જતાં મહારાજને ગયે વરસ પણ પુરું થઈ ગયું. કોઈવાર મહારાજના કાગળમાં બહાર નીકળ્યા એટલે બીજા તીર્થધામોમાં જઈ આવવાની ઇચ્છા પણ વ્યક્ત થતી. દરમ્યાન દેવલક્ષ્મીને એક પુત્ર જન્મ્યો. એ પુત્રની ઉમર પણ ચારેક માસની થઇ. એટલામાં મહારાજનો પત્ર આવ્યો. તેમાં તબિયત બગડવાથી એ જલ્દી પાછા આવે છે એવા સમાચાર હતા. ત્રણું દિવસ પછી મહારાજ પાછા આવ્યા.

મહારાજે તરત જ નન્દીશ્વર જવાની પોતાની ઇચ્છા જણાવી. પણ ભોળાનાથ અને દેવલક્ષ્મીના આગ્રહ પાસે એમનું કાંઇ ચાલ્યું નહિં. એટલે તબિયત સારી થાય ત્યાંસુધી ત્યાં જ રહવાનો નિર્ણય કર્યો. પેલા ચાર માસના બાળક સાથે મહારાજની અદ્દભુત મૈત્રી બંધાઇ. મહારાજની તબિયત સુધારવામાં દેવલક્ષ્મીની માતા જેવી માવજત બેશક મહત્ત્વનું કારણ હતું. પણ એ ન્હાના બાળકે પણ તબિયત સુધારવામાં અજબ મદદ કરી હતી એમ મહારાજના અંતરાત્માને લાગ્યું.

એક દિવસે પથારીમાં બેઠાં બેઠાં બાળકને રમાડતાં મહારાજે પૂછ્યું, "બાઈ, કયા નામ રખા હૈ યે બાલગોપાલકા?"

"રાશિ તો એમણે જોવાની છે. પણ તમે જ નામ આપોને મહારાજ." દેવલક્ષ્મીએ ઉત્તર આપ્યો.

એક ક્ષણમાં મહારાજે એ બાળક તરફનું પોતાનું મમત્વ માપ્યું. યુવાની શરૂઆતમાં પહાડ ચઢતાં પોતાને નન્દીશ્વરની જગ્યા યાદ આવી હતી એ પ્રસંગ યાદ આવ્યો. પોતે એકાદ શિષ્ય શોધવો જોઈએ એવી ઇચ્છા યાદ આવી. સંકલ્પ માત્રથી શિષ્ય કે પુત્ર મળે તો? એવો પ્રશ્ન ઊઠેલો તે પણ યાદ આવ્યો. બસ. એટલેથી એ તરંગમાળા અટકી હતી. આ બધું એક ક્ષણમાં મહારાજે અનુભવ્યું. અને દેવલક્ષ્મીને કાંઈક મહારાજના મનમાં છે એવી શંકા થાય તે પહેલાં જ ઉત્તર આપ્યો, "મૈ તો કહતા હૂં દેવદત્ત રખો બાઈ. દેવકા દિયા હુઆ યહ લડકા તો હૈ."

દેવલક્ષ્મીને લાગ્યું કે મહારાજ નામ શોધવાનો જ વિચાર કરતા હતા. દેવદત્ત નામ એને ગમ્યું. આટલાં વરસોનાં મહારાજનાં સંભારણાં તરીકે પણ એ નામ એણે સ્વીકારી લીધું.

સાંજે કચેરીમાંથી ઘેર આવતાં ભોળાનાથને પણ મહારાજે આપેલા નામના સમાચાર દેવલક્ષ્મીએ કહ્યા. દેવમાં—અખૂટ આસ્થાવાળા ભોળાનાથને પણ એ નામ ગમ્યું.

તબિયત સુધરી જવાથી મહારાજ નન્દીશ્વર ગયા.

દશ પંદર વરસ આમને આમ ચાલ્યાં ગયાં. મહારાજ અવારનવાર ગામમાં આવતા છતાં વૃદ્ધાવસ્થાને લીધે એમણે અવરજવર ઓછો કરી નાખ્યો હતો. પણ વરસે બે વરસે દેવલક્ષ્મી બધાં બાળકોને લઈ નન્દીશ્વર જતી અને પાંચ પંદર દિવસ ત્યાં રહેતી. ભોળાનાથનો મ્હોટો છોકરો બી. એ. થઈ નીશાળમાં શિક્ષક થયો અને ન્હાના છોકરાએ રેલ્વેમાં નોકરી લઈ લીધી. માત્ર દેવદત્ત ખંતથી એના અભ્યાસમાં આગળ વધતો હતો. તે અરસામાં ભોળાનાથને બીમારી આવી. વૃદ્ધ મહારાજ ત્રણ દિવસ નન્દીશ્વરથી ગામમાં આવીને રહ્યા. પણ ભોળાનાથની તબિયત ન જ સુધરી. ભોળાનાથના મૃત્યુથી દેવલક્ષ્મીને બહુ દુઃખ થયું. પણ ઈશ્વરકૃપાથી કુટુમ્બની સુખરૂપ સ્થિતિ જોઈ એણે ધારણ વાળી અને ઈશ્વરસ્મરણમાં દિવસો નિર્ગમન કરવા લાગી.

દેવદત્તે કોલેજમાં જઈ ખેતવાડીનો અભ્યાસ કરવાનું પસંદ કર્યું. દેવલક્ષ્મીએ આ સમાચાર મહારાજને પહોંચાડ્યા ત્યારે મહારાજને પણ એ વાત ગમી. એ વાત સાંભળતાં જ મહારાજનું લક્ષ અચાનક એમની જગ્યાની જમીન જાગીર અને એ બધાના વહીવટ તરફ દોરાયું. ક્ષણ બે ક્ષણ એમણે આંખો મીંચી રાખી.

દેવદત્તે છેલ્લી પરીક્ષા પસાર કરી ડીગ્રી લીધી. મુંબાઇની એક બે સંસ્થાઓમાં અરજીઓ કરી એણે પરદેશ જવા સ્કૉલરશિપ મેળવી. ભાઇઓ; માતા અને મહારાજને મળી એણે પરદેશ પ્રયાણ કર્યું. મહારાજને મળવા જવાનો પ્રસંગ ખાસ એના લક્ષમાં કોતરાઇ રહ્યો. એ વૃદ્ધ સાધુની આંખોમાં એણે વાત્સલ્ય નીતરતું જોયું. જીવનની પરમ સંતૃપ્તિ એણે એ આંખોમાં નિહાળી. વિદાયવખતે મહારાજે એને આશીર્વાદ આપતાં કહ્યું: "બેટા દેવદત્ત, દેખો તુમ્હારા યહ દેવદત્ત નામ મૈંને રખા હૈ." એ શબ્દો કહેતી વખતે મહારાજના અવાજમાં અને મુખ પર જે ગૌરવ પથરાયું હતું તે પણ દેવદત્તની સ્મૃતિમાં ચોંટી રહ્યું.

દેવદત્ત પરદેશ ગયો. દેવલક્ષ્મી અવારનવાર નન્દીશ્વર જઇ ચારછ દિવસ રહી આવતી. મહારાજ પણ ધીમેધીમે વિશેષ શિથિલ થતા જતા હતા. દેવદત્તનો કાગળ આવતો ત્યારે મહારાજને પણ અપાર હર્ષ થતો એ દેવલક્ષ્મી જોઈ શકતી. પણ એમના કુટુમ્બ તરફ તો મહારાજનું મમત્વ હતું જ ને.

"માઈ, યહ દેવદત્ત તો બહોત બડા આદમી હોને વાલા હૈ," એક વખતે મહારાજે દેવલક્ષ્મીને કહ્યું.

"મહારાજ, તમારી અને ભગવાનની મહેરબાની છે બધી. એના બાપ આજે હોત તો—." આટલું કહેતાં દેવલક્ષ્મીનો અવાજ ગળગળો થઇ ગયો.

"વહ તો ઇશ્વરકી લીલા હૈ માઇ."

આમને આમ દિવસો જવા લાગ્યા. દેવદત્તને પાછા આવવાને ત્રણ જ મહિના રહ્યા. મા એના આવવાની આતુરતાથી રાહ જોતી. પણ મહારાજની શિથિલતા દિવસે દિવસે વધતી જતી હતી. દેવલક્ષ્મી પોતાને ગામ આવી ત્યારે મહારાજે કહ્યું, "માઈ, જબ દેવદત્ત આવે તો હમારી સમક્ષ ભેજો. વહાં તક તો ઇશ્વરકી ઇચ્છાસે જીન્દા રહુંગા."

"તરત જ મોકલીશ મહારાજ. અને તમે તો સો વરસના થશો. હજુ તો દેવદત્તને પરણાવવો છે ને." માતાએ ઉત્તર આપ્યો. "પરમાત્માકી ઇચ્છા, માઇ."

મહારાજનો દેહ દિવસે દિવસે વધારે શિથિલ થવા માંડયો. દિવસે દિવસે જીવનનો અન્ત સમીપ આવતો જતો હોય એમ લાગ્યું. જગ્યાના કારભારી અને અન્ય કામ કરનારાઓએ મહારાજને બધી વ્યવસ્થા કરવાની વિનંતિ કરી. પણ એમનો તો એક જ ઉત્તર હતો, "ઈશ્વરકા યહ સબ હૈ. વહ હી રક્ષકકો ઇધર ભેજ દેંગા." છતાં એમની આંખો હમેશ કાંઇ શોધતી હોય એવું પાસે આવનારને લાગતું.

દેવદત્ત પરદેશથી આવ્યો. ગામમાં એનો સત્કાર થયો. ભાઇઓ અને અન્ય સગાંઓ એને જોઇ બહુ હર્ષ પામ્યાં. માતાએ સ્નેહભીની આંખે પુત્રને સત્કાર્યો દેવદત્તે તરત જ માતાને મહારાજના સમાચાર પૂછ્યા. માતાએ ટૂંકમાં જ મહારાજની સ્થિતિના

ખબર આપ્યા. "બા, હું મહારાજને મળી આવું તો?" દેવદત્તે પૂછ્યું, "વિદ્યાધ્યયનની એમની વાત્સલ્યભરી મૂર્તિ હું પરદેશમાં પણ કદી ભૂલી શક્યો નથી."

"ભલે બેટા, હાલે જજે. એમનો આશીર્વાદ તો આપણે માટે મ્હોટો છે." માતાએ ઉત્તર આપ્યો.

દેવદત્ત બીજે જ દિવસે નન્દીશ્વર ગયો. મહારાજની પથારી પાસે ગયો કે તરત જ એ વૃદ્ધે હર્ષથી બૂમ પાડી, "બેટા, આ ગયે? અચ્છા, મૈં કઈ રોજસે તુમ્હારી માર્ગપ્રતીક્ષા કર રહા હું." આટલું બોલતા પણ વૃદ્ધ મહારાજનો અવાજ મન્દ પડ્યો. એમને થાક લાગ્યો. "મહારાજ, આપને ઠીક થઈ જશે. આ તો માંદગી છે."

"કુછ નહિ, બચ્ચા. તેરે લિયે આજ તક ઠહરા. યહ જગા, જમીન જાગીર સબ સમ્હાલો. સબસે બડા ઈશ્વર હૈ." શબ્દેશબ્દે દેવદત્તને નવો જ અનુભવ થવા લાગ્યો. આ મહારાજ, આ એનું જીવનકાર્ય—એ બધા સાથે જાણે એનો કોઈ પૂર્વ સમ્બન્ધ હોય એવું એને ઊંડે ઊંડે લાગવા માંડ્યું. એ ઊંડા વિચારમાં પડ્યો. આ અનુભવમાં કંઈ નવું જ હતું. એને આ પ્રમાણે વિચાર કરતો જોઈને મહારાજે કહ્યું, "જો સોચના હો વહ સોચો. બેટા, મૈં અબી જાતા હું. મેરી જીવનયાત્રા સમાપ્ત હોની હય. તુમ્હારી શરૂ હો." દેવદત્ત કાંઈ પૂછે કે ઉત્તર આપે તે પહેલાં તો મહારાજ ગયા.

આ ક્ષણે દેવદત્તે કોઈ અજબ મન્થન ઊંડાણમાં અનુભવ્યું. કોઈ અગમ્ય શક્તિએ એને સમજ પાડી. પોતાનું જ્ઞાન, મહારાજનું સ્થાન, જીવન એ બધાનું સ્પષ્ટીકરણ જાણે એકક્ષણમાં એને થઈ ગયું. તરત જ મહારાજના મૃતદેહને ચરણે બેસી એણે દીક્ષા લીધી, પોતાનું જીવન સમર્પણ કર્યું. ને જ વખતે પોતાના નિશ્ચયના અને મહારાજના મૃત્યુના ખબર માતાને અને ભાઈઓને પહોંચાડ્યા. માતા બીજે જ દિવસે આવી પહોંચી. પુત્રને એણે ભગવાં વસ્ત્રમાં જોયો. "એ તો દેવનો દીધેલો હતો ને" એના હૃદયમાંથી કોઈ બોલ્યું.

---

જે વ્યક્તિઓનું રાષ્ટ્ર બનેલું હોય છે તેમની કિંમત ઉપર જ રાષ્ટ્રની કિંમતનો આધાર છે.

—જે. એસ. મિલ

કુદરતમાં કંઈ પણ અચલ નથી; વિજ્ઞાનના પ્રાકૃતમાં, વિશ્વના કાનૂનોમાં પણ વિસંવાદો નથી.

—સી. કિંગ્સ્લી

# પ્ર શ્ન ત્ર યી



: : ખણ્ડ–પૃથ્વી : :

પ્રભો ! હૃદય શું હશે ?
હશે પવનકમ્પિતાગ્ર, મૃદુ વૃક્ષનું પાંદડું ?
ન તો પછી હશે શું એ સલિલ રેલતી વાદળી ?
શું એ જીવન-દેવતાતણી મહાર્હ શય્યા હશે,
વિમલ સ્નેહપુન્જે ભરી ?

પ્રભો ! જીવન શું હશે ?
તમઃપટલ ? કે પછી જળહળંત જ્યોતિઃપ્રભા ?
હશે વન બિહામણું ? જલધિ છોળ ઊછાળતો ?
શું મૃત્યુતટગામિ, અલ્પ, જગમાં હશે નાવડું,
પ્રબલ વાયુથી ડોલતું ?

પ્રભો ! મરણ શું હશે ?
શું સત્ય, પરમાર્થ ? કે શિશુતણી હશે કલ્પના ?
હશે જીવન-અંત કે શું નવ જિન્દગીની ઉષા ?
અનન્તતણું ગર્ભદ્વાર ? સુખની શું સ્રોતસ્વિની ?
વિપદ વાદળી કે પછી ?

રજનીકાન્ત મોદી

# વ્રતભંગ.
[એકાંકી નાટક]

નલિન ભટ્ટ

પાત્રો:—

પુરુષપાત્રો:—
૧ વિશ્વામિત્ર
૨ મદન
૩ વસંત

સ્ત્રીપાત્રો —
૧ મેનકા
૨ વનદેવતા
૩ માધવી વાસંતીની સખી

વિશ્વામિત્રના શિષ્યો:—
૧ કુમારિલ
૨ કૌંડિલ્ય
૩ સૌમનસ્ય

સ્થળ:—
હિમગિરિનો વનપ્રદેશ

## પ્રવેશ ૧ લો

સ્થળ:—હિમાદ્રિનો વનપ્રદેશ [ગંગોત્રીનો નિર્મળ તટ]
સમય:—અરુણોદય પછી એક ઘડી

[બ્રહ્મકુમાર કુમારિલ તથા કૌંડિલ્ય પ્રવેશ કરે છે]

કુમારિલ : બંધુ! કેવું મનોહર સ્થાન! કેટલો પવિત્ર સમય! આપણા ગુરુદેવ કાલે પ્રાતઃ સ્તવન ગાતા હતા તે યાદ છે? બરાબર આ જ સમયને અનુકૂળ ગાન હતું. ખરું ને?

કૌંડિલ્ય : હા બંધુ! તે સ્તોત્રનો ભાવ તો હજી યે હૃદયમાં ગુંજે છે. પરંતુ તેનું પ્રથમ ચરણ કયું હતું? હું તો ફક્ત છેલ્લાં બે જ ચરણો સુણવા ભાગ્યશાળી નિવડ્યો હતો. કંઇ આત્મતત્ત્વને લગતું હતું ખરું!

કુમારિલ : અં! તને એ સ્તુતિ નથી આવડતી? હા, પણ હું ભૂલ્યો. તું તો થોડા જ

સમય પર આશ્રમમાં આવ્યો છે. પણ જો! સાંભળ.' સ્તોત્ર બહુ જ સુંદર છે.

प्रात: स्मरामि हृदि संस्फुरदात्म तत्त्वम्।
सच्चित् सुखं परमहंसगतिं तुरीयम्॥

કૌટિલ્ય : આ સમય જ હૃદયમાં આત્મતત્ત્વનું સ્ફુરણ કરાવે એવો છે. જો, ને પૂર્વમાં ઉષાએ કેવી અવતરી રહી છે?

કુમારિલ : હા. જાણે વિશ્વમાંગલ્યની પ્રેરણા મૂર્તિ જ ન હોય!

કૌટિલ્ય : અને આ તુહિનાચલ! ત્હેનાં અભ્રભેદી શૃંગો! કેવાં રમણીય!

કુમારિલ : અનંતકાળથી અનંત વિશ્વને વિલોકતો—માનવજાતિની વિલક્ષણતાઓથી સ્વર્ગવાસીઓને પરિચિત કરતો, જાણે કોઇ યોગ ગ્રસી તેજસ્વી તપસ્વી જ ન હોય!

કૌટિલ્ય : અને આ ગંગોત્રી! ત્હેનો પટ! કેવો ગંભીર અને સ્વચ્છ!

કુમારિલ : અરે નામ પણ કેટલું કર્ણપ્રિય છે? દૂરથી આવતો જાણે વીણાનો ઝણત્કાર. બંધુ! એના તરંગે તરંગે આવતો જાણે માનવજાતિનો ઇતિહાસ ન ભર્યો હોય? પ્રાત:કાળમાં એના નામસ્મરણથી એ હૃદયમાં પવિત્રતા જ ઊભરે છે.

કૌટિલ્ય : બંધુ! પ્રકૃતિમાતના તત્ત્વેતત્ત્વમાં કંઇ અગાધ—અગમ્ય—ગૂઢ સત્ત્વ ભરી રહ્યું છે. આ જોને પશ્ચિમમાં એ......[પાછળથી]
કુમારિલ! કુમારિલ! કૌટિલ્ય!

કુમારિલ : [ચમકતાં]
સૌતેમનસૂનો સાદ જણાય છે.
[કુમારિલ! કૌટલ્ય!]

કૌટિલ્ય : હા. મને પણ એમ જ ભાસે છે. [કુમારિલ! હજી તમો ગયા નથી? ગુરુજી પ્રાતઃહોમ માટે બેસી રહ્યા છે. સમિત ક્યારે લાવશો? સ્વાધ્યાયનો સમય જાય છે.]

કુમારિલ : કૌટિલ્ય! જરા જલદી ચાલ. પાછા ફરતાં વિલંબ થશે તો ગુરુજી ખિન્ન થશે.

કૌટિલ્ય : બંધુ! આપણે પ્રકૃતિમુગ્ધ બની ત્હેના જ ગુણાનુવાદ ગાયા કર્યા. આપણને સોંપેલું કાર્ય તો વિસારે જ પાડ્યું.

કુમારિલ : બાહ્ય! એ તો એમ જ તો. પ્રકૃતિ તો પ્રેરણાની પોષક છે. સૌંદર્યતૃષા શાંત કરનારી જલદેવી છે. જો આપણે પ્રથમ સ્હામેના વનમાં જઇએ. ત્યાંથી પુષ્કળ સમિત મળશે.
[જતાં જતાં]

કુમારિલ : બંધુ! વનવિહંગમો પણ વિભૂનો જ મહિમા કરતાં દિસે છે.

કૌટિલ્ય : બંધુ! માનવને જે પ્રભુનું તત્ત્વ અસ્ફુટ ભાસે છે તે જ પંખીઓને સ્ફુટ થતું હોય એમ કેમ ન બને?

કુમારિલ : સંભવિત છે. નિર્દોષતામાં તો પ્રભુનો નિવાસ છે. પંખીડાં કેવાં નિર્દોષ છે!

[એટલામાં વનમાં આવી પહોંચે છે.]

કુમારિલ : કૌટિલ્ય! તું જા સામેના લતાકુંજમાં અને મધુમાલતીનાં પ્રફુલ્લ પુષ્પો વીણી લાવ એટલે હું પણ સમિત વીણી એકઠી કરું.

[કૌટિલ્ય કંઈ અસ્ફુટ ગાતો જાય છે.]

કુમારિલ : કૌટિલ્યનો આત્મા છે તે કુદરતભોગી. ગુરુજીના પ્રભાવે એનો આત્મા વધુ વિકાસ પામશે.

[સમિત વીણતાં ગાય છે.]

प्रात........................ ........ तस्थम ...............

[સમિત વીણતાં અટકી ને]

બસ, હવે માત્ર શમી જ બાકી રહી. ગૌતમનમે કહ્યું હતું કે શમી પણ પલાશ તરુની નજીકમા જ છે. પરંતુ અહિં તો કંઇ જણાતું નથી. ચાલ પેલી તરફ તપાસ કરું... ......

માલતી! આજે બ્રહ્મમુહૂર્ત થતાં ઇંદ્રદેવનો અનુચર મારી કને આવ્યો હતો.

કુમારિલ : [કાન ઉપર હાથ મૂકીને]
અહિં કોણ! સ્વર પણ વળી સ્ત્રીનો જ ભાસે છે.

માલતી : ઇંદ્રદેવનો! કેમ?

વાસંતી : હા, ઇંદ્રદેવનો.

માલતી : પણ ત્હેના આગમનનુ પ્રયોજન?

કુમારિલ : શાંતંપાપમ્! આ તો વનદેવના વાસંતી અને તેની સખી માલતી વાતો કરે છે. સાંભળુ તો ખરો શી વાતો કરે છે તે.

વાસંતી : પ્રયોજન બીજું શું? પણ તેમનો સંદેશો છે.

માલતી : સંદેશો! શો!

વાસંતી : ખાસ કંઇ નથી. ત્હેમણે કહાવ્યું છે કે—

માલતી : કે, શું!

વાસંતી : બ્હેન! બહુ આતુરી ના બન. તેમણે કહાવ્યું છે કે આજે મધ્યાહ્ન થતાં આકાશમાર્ગેથી આપણે ત્યાં એક અતિથિ અવતરવાના છે.

માલતી : અતિથિ!

વાસંતી : હા. અને તે પણ સ્ત્રી.

માલતી : ત્યારે તો ભાવભર્યું સ્વાગત કરીશું.

વાસંતી : અને વધુમા ઉમેર્યું છે કે જ્યારે તેઓ કહે તે કાર્યમાં તેમને સંપૂર્ણ

મદદ કરવી.

માલતી : શું કંઇ અગત્યનું કાર્ય છે ?

વાસંતી : તે તો શી રીતે ખબર પડે ? સાથે સાથે એમ પણ સૂચવ્યું છે કે મદન અને વસંતને પણ એ જ પ્રમાણે કરવા કહેવું. તું એક કામ કરશે ?

માલતી : દેવી ! શું ?

વાસંતી : તું મન્મથોદ્યાનમાં જઇ મદન તથા વસંતને ઇંદ્રદેવનો નિયોગ પાઠવીશ ?

માલતી : દેવી ! અવશ્ય. પરંતુ અતિથિના આગમનની સૂચના કેવી રીતે મળશે ?

વાસંતી : સાંભળ. ત્હેના ચિહ્ન કહું. ક્ષણવાર આપણો વનપ્રદેશ ગાઢ તિમિરથી છવાશે અને પળવાર પછી વિદ્યુતનો ચમકાર થશે. એ વિદ્યુલતા ઉપર આરૂઢ થઇ અતિથિ વનભૂમિ પર અવતરશે. બ્હેન ! વારૂં ત્યારે. કહ્યું તે ધ્યાનમાં રાખજે. હું જાઉં છું.

[ વાસંતી જાય છે ]

માલતી : [ થોડાં પુષ્પો વીણી ] હું પણ મારા કાર્યમાં પ્રવૃત્ત થાઉં. મદન અને વસંતને દેવીનો સંદેશો પાઠવું.

[ માલતી જાય છે. ]

કુમારિલ : [ સ્વગત આશ્ચર્યમાં ] ઇંદ્રદેવનો સંદેશ ! અતિથિનું આગમન ? વાસંતી, વસંત અને મદનની ત્હેને સહાયતા ! જરૂર આ બધામાં કંઇ ગૂઢ ભેદ સમાયેલો છે ? ગુરુજીને કહીશ તેઓ એનો નિચોડ લાવશે. પણ તે પહેલાં કૌટિલ્યને આ કૌતુક હું કહી સંભળાવું. [ કૌટિલ્યને ] કૌટિલ્ય ! કૌટિલ્ય ! પુષ્પો વીણી રહ્યો કે ! ચાલ જઇએ. વિલંબ થશે.

કૌટિલ્ય : [ સ્હેજ દૂરથી ]
એ આવું છું.

[કૌટિલ્ય આવી પહોંચે છે. બન્ને વાતો કરતાં કરતાં, ત્વરાથી આશ્રમ તરફ વળે છે. માર્ગ—. ]

કુમારિલ : બંધુ ! એક કૌતુક બન્યું તે જોયું ? ત્હેં કંઇ સાંભળ્યું ?

કૌટિલ્ય : મ્હેં ? ના કંઇ જ નહિ. હું તો માત્ર ફૂલો વીણવામાં જ મગ્ન હતો. કંઇ જાણવા જેવું બન્યું છે ?

કુમારિલ : હા. આપણા વનમાં આજે એક ચમત્કાર થવાનો છે.

કૌટિલ્ય : ચમત્કાર ! બાઇ ! અધુરી વાત શી કરે છે ? જલદી સ્ફોટ કરને. શાનો ચમત્કાર ?

કુમારિલ : મધ્યાહ્ને આકાશ તિમિરથી છવાશે.

કૌટિલ્ય : છવાશે—પણ ત્હેનું શું ?

કુમારિલ : પછી વિદ્યુતના ચમકાર થશે.

કૌટિલ્ય : પછી વૃષ્ટિ પડશે ખરૂં ને ?

કુમારિલ : [ હસીને ] ભગવાન્ ! એમ નહિ.
કૌટિલ્ય : [ અત્યંત અધીરતાથી ] ત્યારે કેમ ?
કુમારિલ : ત્યાર પછી વિજળી પર આરૂઢ થઇ સ્વર્ગથી કો દેવી વન તરફ આવનાર છે.
કૌટિલ્ય : દેવી! ત્યારે તો વનભૂમિ પાવન થશે. અને આપણાં એ અહોભાગ્ય! સત્સંગની પુણ્ય પળો પ્રાપ્ત થશે. પરન્તુ ત્હેં આ બધુ ક્યાંથી જાણ્યું ?
કુમારિલ : હું જ્યારે પેલી તરફ સમિધ્ વીણતો હતો ત્યારે વાસતી અને માલતી આ પ્રમાણે વાતો કરતાં હતાં.
કૌટિલ્ય : ત્યારે તો વાત સત્ય જ હોવી જોઇએ. આપણે ગુરૂજીને આ વાતની ખબર કરીએ તો કેમ ? તું શું કહે છે ?
કુમારિલ : હા. તેમને તો કહેવી જ જોઇએ કે આ આશ્રમ પણ આવી પહોંચ્યો.

પ્રથમ પ્રવેશ સમાપ્ત

## પ્રવેશ બીજો

સ્થળ: મન્મથોદ્યાનનું તરૂકુંજ
સમય: ઉષ:કાળ પછીનો

મદન અને વસંત

મદન : માલતીનો સંદેશો તો મળ્યોને ? આર્યા વાસતીની આજ્ઞાનો તત્કાળ અમલ થવો જોઇએ.
વસંત : સખા! સનાતન કાળથી જ આપણે તો અતિથિનું સન્માન કરતા આવ્યા છીએ. માલતીએ એ સીવાય બીજું કંઇ કહ્યું હતું ?
મદન : ના, બીજું તો કંઇ નહિ. પરન્તુ જતાં જતાં એટલું સૂચવતી ગઇ કે મ્હારે અત્યારે વાસતીના મંડપમાં જઇ તેમને મળવું. હું તો ધારું છું કે દેવી વાસતી એ માલતીથી કોઇ વાત ગુપ્ત રાખી છે. કારણ માલતીનો સ્વભાવ જરા ચપળ છે. એટલે મારી સમજ જ કદાચ તે વાતનો સ્ફોટ કરવાનો ન હોય!
વસંત : મ્હને પણ એવું જ લાગે છે કારણ કે દેવીને દેવાધિદેવ પુરંદરની આજ્ઞા છે. અને સંદેશા મુજબ આવનાર કોઇ અપ્સરા છે. એટલે હું તો કહું છું કે શચીપતિને, સ્વભાવ મુજબ, કોઇ મર્ત્યલોકના માનવીનો ભય લાગ્યો હશે, ત્હારે શું ધારવું છે ?
મદન : હું પણ એ જ મતનો છું કારણ કે દેવો ક્યારે ભયરહિત હતા ? તેમનું ધ્યેય જ, માનવની કપરી કસોટી કરી. બને તો ત્હેના અંતિમ લક્ષ્યથી તેને ચલિત કરવાનું હોય છે. આપણે તો અનંતકાળથી જોતા આવ્યા છીએ
વસંત : આપણા વનમાં કોઇ એવો પ્રખર તપસ્વી છે ખરો–કે તેની ઇન્દ્રને પણ

ઇર્ષ્યા થાય ?

મદન : છે જ તો. કેમ નહિ? આજે ઉષઃકાળમાં પેલા બે તપસ્વી કુમારો ત્હને મેં બતાવ્યા હતા તે યાદ છે? તેમના ગુરુ એવા સમર્થ તપસ્વી છે. કદાચ ત્હેમને જ લક્ષ્યચ્યુત કરવાનો તો ઇન્દ્રનો આશય ન હોય?

વસંત : તું કોને ઉદ્દેશીને વાતો કરે છે-વિશ્વામિત્ર વિષે—?

મદન : હા. ત્હેમને જ વિષે.

વસંત : ત્યારે તો આપણે જરા ચેતેલા રહેવું પડશે.

મદન : આપણે ?

વસંત : હા. કારણ કે એમનું લક્ષ્ય ચુકવવા આપણે પણ સહાયતા તો કરવી જ પડશે ને! વળી એમને તપચ્યુત કરવા એ સરળ નથી.

મદન : બંધુ! તું સત્ય જ કહે છે. મ્હને પણ કેટલાક સમયથી એવો જ અનુભવ થાય છે. ત્હેમના આશ્રમની સન્નિધિમાં મારો પ્રભાવ તો દીપજ્યોતથી અંધકારની માફક ઓસરી જાય છે. હું ત્યાં પ્રવેશી જ શકતો નથી. એમના આશ્રમની ચારે તરફ બ્રહ્મચર્યથી અભેદ્ય અને ગગનભેદી દિવાલોનું જ ચણતર છે. ત્હેમાં એકે છિદ્ર એવું નથી કે તેમાંથી પ્રવેશ શક્ય હોય.

વસંત : બંધુ! હતાશ થવાની જરૂર નથી. ક્યાં મ્હારે ને ત્હારે ત્યાં એકલા જવાનું છે? આપણે તો જગતની આદ્ય શક્તિની સંગે જ પરવરવાનું છે ને? અને તેનો આશ્રય મળ્યો એટલે આપણો પ્રભાવ સચોટ પડવાનો જ.

મદન : હા. એ પણ ખરૂં. ત્યારે તું હવે જા. કારણ મધ્યાહ્ન થવાને હવે માત્ર છ જ ઘડી બાકી રહી છે. ત્હારા પ્રદેશમાં તો તું ત્હારો પ્રભાવ પ્રસારી દે. તું જાણે છે કે મ્હારી શક્તિ—પ્રભાવ—ત્હારામાંજ અંતર્લીન છે. એટલે ત્હારી લીલા વિસ્તરતાં મ્હારો આપો આપ જ પ્રાદુર્ભાવ થશે. ત્યારે હું આર્યા વાસંતી સમીપે જાઉંછું.

[મદન જાય છે]

વસંત : [તપોવનના તત્ત્વોને ઉદ્દેશી] અરે ઓ સાન્નિધ્યના તપોવનવૃક્ષોને વલ્લરીઓ! આજે તમારા સકલ સૌંદર્યને વિકસાવો. તમારાં પુષ્પોને પ્રફુલ્લિત કરો—મંજરીઓનો મધુર સુવાસ અણુઅણુમાં રેલાવો? પુષ્પરેણુના પરાગ વને વને પાથરો. અરે ઓ મધુલોલુપભૃંગો! કુંજેકુંજે ત્હમારી કર્ણપ્રિય સંગીત ઋચાઓ પ્રસારો. કુરંગો! ત્હમારી કસ્તુરીની નિર્મળ સુગંધિથી સારી એ વનભૂમિ આર્દ્ર કરો. ઓ મંદ સમીરલહરીઓ! ત્હમારો લહેરે લહેરે અનંગનો રાગ પૂરી, વનસ્થલીને, યૌવનની માદકતાથી ઓતપ્રોત કરો. અનંત તત્ત્વો! રખે ચૂકતા અતિથિના અતિથેય સત્કારમાં. ત્હમારા અધિષ્ઠાતા વસંત દેવનો એ આદેશ છે.

[વસંતનું મૂર્ત સ્વરૂપ પીગળી જાય છે અને વનેવને કોઇ અલૌકિક સૌંદર્યની અપૂર્વ છટા પ્રસરી રહે છે.]

પ્રવેશ બીજો સમાપ્ત

## પ્રવેશ ૩ જો

સ્થળ : વિશ્વામિત્રનો આશ્રમ

વિશ્વામિત્ર, કુમારિલ ને કૌટિલ્ય

વિશ્વામિત્ર : કુમારિલ ! એ વૃત્તાંત તું ક્યાંથી લાવ્યો ?

કુમારિલ : ગુરુદેવ ! હું અને કૌટિલ્ય આજે સમિત્ લાવવા ગયા'તા ત્યારે આર્યા વાસંતી તથા માલતી ઉપર પ્રમાણે ચર્ચા કરતાં હતાં.

વિશ્વામિત્ર : આગંતુક અતિથિ સ્ત્રી છે ખરૂ ?

કુમારિલ : હા, ભગવન્ !

વિશ્વામિત્ર : ભગવતી વાસંતી એમનુ આતિથ્ય કરનાર છે!

કુમારિલ : હા, ગુરુદેવ

વિશ્વામિત્ર : મધ્યાહ્નસમયે એઓનુ આગમન થશે ખરૂં ?

કુમારિલ : એમ વાસંતી કહેતાં હતાં.

વિશ્વામિત્ર : તું અને કૌટિલ્ય મધ્યાહ્નને ગંગાજીને કિનારે જવાના છો ને?

કુમારિલ : હા. અમો ઉભય જઈશું.

વિશ્વામિત્ર : તો ધ્યાન રાખજો કે ત્યાં વાસંતીના તરૂકુંજમાં શું બને છે

કુમારિલ : વારૂ, બીજું કંઇ ગુરુજી!

વિશ્વામિત્ર : ના, કંઇ નહિ. ત્યારે તમો હવે જાઓ.

[ કુમારિલ અને કૌટિલ્ય જાય છે ]

વિશ્વામિત્ર : કુમારિલ ! [ કુમારિલ પાછો ફરે છે. ] વાસંતીના મંડપે જઇ તેમને જણાવજે કે ગુરુદેવ તેમના દર્શનની ઇચ્છા રાખે છે. સમય મળે આવી જશો.

[ કુમારિલ જાય છે ]

વિશ્વામિત્ર : સ્વર્ગની અપ્સરા ! અને વાસંતીની અતિથિ ! અવશ્ય એમાં કંઇ ભેદ ભાસે છે. હશે. વાસંતીને પુછતા સંપૂર્ણ અને સત્ય વૃત્તાંત મળશે. [ થોડીવાર વિચારમગ્ન રહ્યા પછી ] શિવ ! શિવ ! શિવ ! એ ભર્યું જાણવાનો વિચાર જ મને ક્યાંથી ઉદ્ભવ્યો ? શિવ ! શિવ ! ચાલ મધ્યાહ્ન સેવા માટે આશ્રમના અંતર્ભાગમાં જઉં. શિવ ! શિવ !

[ વિશ્વામિત્ર ગમન ]

પ્રવેશ ત્રીજો સમાપ્ત

## પ્રવેશ ચોથો

સ્થળ :— વાસંતીનો તરૂકુંજ

સમય :— મધ્યાહ્ન પૂર્વે બે ઘડી.

વાસંતી અને મદન

મદન : દેવી ! હું તો પ્રથમથી જ ઉદ્દેશનો આશય કરી બેઠો હતો. પરંતુ હાલ અજાણથી કરવુ પડશે. કારણ કે વિશ્વામિત્રનું તપાલય વજ્રમંત્રમયું દુર્ભેદ છે.

વાસંતી : બન્નેને તેથી એ વધુ અભેદ્ય હોય ! મેનકાના નયનતીરે તો તે છિન્નભિન્ન થઈ જશે. તને કદાચ ભાસતું હોય કે તેમનો તપદુર્ગ વજ્રસમ છે પણ મ્હને તો લાગે છે કે ત્હેની દિવાલો નવનીતની છે. નયનનું અગ્ન્યાસ્ત્ર છોડતાં તો તે પીગળી જશે. હા. પરંતુ એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ. ત્હારી અને વસંતની સહાયતા વિના મેનકા પણ નિરાધાર થઈ જશે. મેનકા એકલી મેનકા તરીકે તો અધુરી જ છે. ત્હેની સંપૂર્ણતા તો ત્હારા અને વસંતના મિલનથી જ છે. અને જો તમારી સહાયતા ન મળે તો તો વિશ્વામિત્ર જ વિજયી નિવડે અને પરિણામ વિપરીત આવે.

મદન : દેવી અમારી સહાયતા માટે નિઃશંક રહેજો, વસંતે તો ત્હેનો પ્રભાવ પાથરી પણ દીધો છે. અને હું માત્ર દેવી મેનકાની જ પ્રતીક્ષા કરું છું.

વાસંતી : એ તો ઘડી બે ઘડીમાં આવી લાગશે. પરંતુ એટલામાં તું ત્હારા પંચશરોનું અનુસંધાન કરી મૂકજે. મેનકાના નયનોમાં અમિત શક્તિ રોપજે, કારણ કે ત્હારાં શરો ત્હેના નેનોદ્વારા જ રાજર્ષિના દેહ અને અંતરને વીંધી શકશે. માટે જડમાં એ ચેતન અર્પે એવું તેજ ત્હેના નયનોમાં પૂરજે.

મદન : દેવી ! મ્હને તે શીખવવું પડે એમ નથી તો. મ્હારો ભાવ હું ભજવીશ જ.

વાસંતી : વત્સ ! ત્હેની દેહલતામાં સૌંદર્યનો સ્રોત ઉભરાવજે. કે તેથી વર્ષોના દારુણ તપથી, વજ્રસમું કઠિન બનેલું–સ્નેહશૂન્ય, ઋષિનું હૃદય પણ આર્દ્ર થઇ પીગળે.

મદન : દેવી ! સૌંદર્ય સ્રોત સમીપે. કાઠિન્ય આપોઆપ જ મૃદુતા સેવશે,

વાસંતી : અને વસંતને કહેજે કે તેની યૌવનમંજરીમાં કસ્તૂરીની સુવાસ બદલાવે, ત્હેના મુખમંડલમાં શરદના સરોજને પણ શરમાવે એવું લાવણ્ય અર્પે, કે જેથી, મધુલોલુપ ભૃંગ, દૂર–દૂરથી, પણ આકર્ષાઇ–મુગ્ધ બની–તેને જ અનુસરે,

મદન : વસંતનું નૈપુણ્ય તો અનંતકાળથી જ જગજાહેર છે,

વાસંતી : જો જો હાં ! તમારી ચાતુરી ચૂકશો, તો પશ્ચાત્તાપની પ્રખર જ્વાળામાં જલ્યા કરશો,

મદન : દેવી ! વિશ્વના મદભ્રષ્ટથી ક્યારે એ નિષ્ફળતા મળી છે કે આજે ત્હેની શંકા થાય ! વસંત–મદન અને મોહિની મળે તો હિમગિરિની અચળ સમાધિએ તૂટે.

વાસંતી : પરંતુ હું તો તમોને ચેતવું છું કારણ આ બાળકની રમત નથી. રાજર્ષિના બ્રહ્મચર્ય સમીપે તમારી ત્રિપુટી કેટલીયે વાર નિષ્ફળ નીવડી છે.

મદન : દેવી ! આપની સૂચના સ્થાને છે. પરંતુ મેનકા મ્હારે મંદિરે ક્યારે પધારશે !

વાસંતી : એક પ્રહર પછી.

મદન : ત્યારે હું જાઉં છું. દેવી ! નમન કરું છું.

વાસંતી : વત્સ વિજયી નિવડે [ જાય છે. ]

વાસંતી : [ સ્વગત ] હવે હું નિરાંત થઈ. ચાલ. અતિથિના સ્વાગતની તૈયારી કરું. [ વાસંતી જાય છે. ]

પ્રવેશ પહેલો સમાપ્ત

[ અપૂર્ણ ]

# સાક્ષર

વૈકુંઠ શાહ

છ તો હજી પણ વાગ્યા નહિ હોય પણ ગામમાં સ્મશાન શાંતિ છવાઈ ગઈ હતી. સૌ કોઈ ઘરમાં પહોંચી ગયા હતા અને રસ્તા પર ભાગ્યે જ કોઈનો પગરવ સંભળાતો હતો. રસ્તામાં મ્યુનીસીપાલીટીનો દીવો આગિયા જેવો ધીમો પ્રકાશ પાડતો હતો. એ પ્રકાશથી એક વ્યક્તિની છાયા પડતી હતી. એ પુરુષ હતો તે ઉંચો અને સુકો હતો. તેના એક હાથમાં કપડાની થેલી હતી અને બીજા હાથમાં ત્રણ-ચાર વજનદાર પુસ્તકો હતાં. તેની આંખે ચશ્મા હતા. તે કમર પરથી થોડો વળેલો હતો અને વાંસા પરથી તેની ખૂંધ થોડી ઉપસી આવી હતી. તેનુ વય બહુ મોટુ લાગતુ ન હતુ જ્યાં તેની ચાલમાં જણાયે એમ ન હતુ. પુસ્તકોનુ વજન તે મુશ્કેલીએ ઉંચકતો હતો. તેના પગ જરા લથડતા હતા અને હાથ દુઃખતા હતા. થેલી અને પુસ્તકોની હાથબદલી કરી તે બેઉ હાથને થોડો આરામ આપતો હતો.

એકસરખી ગતિએ ચાલતા તે વ્યક્તિ બીજી શેરીમાં પહોંચી અને એક જૂના ઘરની બારણાની સાંકળ તેણે ધીમેથી ખખડાવી. પાંચેક મિનિટ પછી બારણુ ખૂલ્યુ અને એક જાડી અને ઠીંગણી સ્ત્રી ઉંબરામાં ઉભી.

"ગોળ લાવ્યા?" સ્ત્રીએ રોળા ભુરકતી પ્રશ્ન કર્યો પણ પેલી ધ્યાનમગ્ન વ્યક્તિએ તેનો ઉત્તર ન વાળ્યો. ઓરડામાં એક જૂના અને પોલિશ વિનાના ટેબલ પર તેણે થેલી અને પુસ્તકો મૂક્યા અને હાથ ઘસતાં તે કંતાનની આરામખુરશી પર પડી.

"કેમ ગોળ ન લાવ્યા ને!"

"આજે તો સમય ન મળ્યો. કાલે જરૂર લાવીશ."

"કાલે દાળમાં શું નાંખીશ, મારું માથું?"

"આજે તો શિક્ષકમંડળની સભા હતી."

"કયે દિવસે તમારે સભા નથી હોતી, ઘરનું કહ્યું?"

"કાલે તો બધું કરી દઈશ."

"દૂધવાળાના પૈસા ન આપો ત્યાં સુધી? આજે ઓઝીવાર ફેરો આવીને ઉઘરાણી કરી ગયો. તમને શું છે? તમે તો આખો દિવસ રખડતા ફરો છો અને અમને તો

મરવા જેવું લાગે છે."

"આજે પૈસા આપી જઇશ."

'મને લુગડા ક્યારે અપાવો છો? આ મહિના–બે મહિનામાં દિવાળીનું ટાંકણું આવશે ત્યારે શું આ ચીંથરાં પહેરી બહાર નીકળીશ? આજ સુધી તો મારા બાપને લુગડે ડિલ ઢાંક્યું, હવે તો બે લુગડાં અપાવો!"

"આવતે રવિવારે વાત."

"રવિવારે તમારા મંડળની સભા હશે."

"રવિવારે જરૂર. બસ" પુરૂષ આરામખુરશી પરથી ઉઠયો. "આજે જમવાનું શું છે?"

"આ બચુને હીંચકો નાંખો હું ગરમ કરી દઉં."

પુરૂષે હિંચકો નાંખવા માંડયો અને તેની સ્ત્રી રસોડામાં ગઈ.

કરુણાશંકર એક ગરીબ બ્રાહ્મણકુળમાં જન્મ્યો હતો. તેના બાપે તો સંસ્કૃત પાઠશાળા સિવાય બીજું શિક્ષણ મેળવ્યું ન હતું પણ જમાનાને અનુસરી કરુણાશંકરને તેમણે અંગ્રેજી શિક્ષણ આપ્યું. કરુણાશંકર નાનપણથી ચાલાક અને અભ્યાસી હતો. પુસ્તકો વાંચવાનો તેને શોખ હતો. તેના મિત્રમંડળમાં રમવાને તેને ગમતું ન હતું. તે કરતાં તો પુસ્તકોની મૈત્રી તેને નાનપણથી જ પસંદ પડતી હતી. નિશાળની રજામાં અને સવારસાંઝના અવકાશમાં તે પુસ્તકોના સહવાસથી જ આનંદ માણતો હતો.

વરસ જતાં કરુણાશંકરનો અભ્યાસ વધતો ગયો. તે એક પછી એક ધોરણમાંથી પસાર થતો ગયો અને બીજા જાણીતા લેખકોની કૃતિઓ વાંચી તેનું વાચન અને તેનો સાહિત્યનો અભ્યાસ પણ વિસ્તાર પામતો ગયો.

જન્મથી જ તે શરીરે સુકકો અને દુર્બળ હતો અને દિન પ્રતિ દિન વધતા માનસિક બોજાથી તેની તનદુરસ્તીને સુધરવા અવકાશ ન રહ્યો. પણ તેની જ્ઞાનની તરસ તો વધતી જ ગઇ અને તેણે જૂદાંજૂદાં લેખકોનાં પુસ્તકો પદ્ધતિસર વાંચ્યાં.

સાહિત્યવાચનથી તેના શિક્ષણને આંચ ન આવી અને બ્રાહ્મણન્યાતમાં કરુણાશંકરે મૅટ્રિકની પરીક્ષા પસાર કરવાનું પહેલું માન મેળવ્યું. તેના બાપની છાતી ગજગજ ફુલી અને ગામની છોકરીઓનાં માબાપે કરુણાશંકર માટે પડાપડી કરવા માંડી. કરુણાશંકરના બાપનું દિલ પીગળી ગયું અને પુત્રના વિરોધ છતાં તેમણે લગ્ન કરવા આગ્રહ કર્યો. તેમના વાતાવરણમાં જ્યાં જોઇએ ત્યાં બાળલગ્ન જ પ્રચલિત હતાં એટલે કરુણાશંકરે બાપને રાજી રાખવા વિદ્યા સાથે લગ્ન કરવાનું સ્વીકાર્યું.

કરુણાશંકરની પત્નીનું નામ વિદ્યા હતું પણ તે નામ માટે તેનો દાવો સાથી

ઓછો હતો. ને નિરક્ષર અને જૂનવાણી વિચારની હતી પણ કરુણાશંકરનો સંબંધ તો ઉચ્ચ અને કુલીન કુળ સાથે તેમના બાપે જોડ્યો હતો અને તે જ મોટી ઉપયોગી વસ્તુ હતી એમ સૌ માનતા હતા.

મેટ્રિકની પરીક્ષા પછી ઉનાળાની રજામાં કરુણાશંકર ઘેર ગયા અને વિદ્યા તેમને ઘેર રહેવા આવી. કરુણાશંકરને વિદ્યાભ્યાસની તાલાવેલી લાગી હતી અને તેમના પિતાશ્રીની પણ એવી ઇચ્છા હતી કે પોતાનો પુત્ર ભણીગણીને કલેક્ટર કે બેરિસ્ટર થાય તો તેમનું નામ અમર થઇ જાય. એટલે રજા પૂરતાં કરુણાશંકર અમદાવાદની કૉલેજમાં દાખલ થયા.

શહેરી વાતાવરણ અને હૉસ્ટેલમાં મળતા અવકાશને લીધે કરુણાશંકરનું જીવનવહેણ કંઇક જુદી દિશામાં વળ્યું. તેમને રચનાત્મક કામ કરવાનો શોખ લાગ્યો. તેમનું વાચન વધુ ને વધુ વિકાસ પામતું ગયું અને તેને પરિણામે કંઇક સાહિત્યસર્જન કરવાની તેમને ઇચ્છા થઇ. ત્રણ વર્ષથી તેમણે ગુજરાતી અને અંગ્રેજી લેખકોની કૃતિઓ તુલનાત્મક દૃષ્ટિએ વાંચી હતી. સાહિત્યના પ્રત્યેક ખંડમાં કલા કોને કહેવાય અને જુદાજુદા લેખકોમાં કલાનો અંશ કેટલો છે તે માટે તેમણે સચોટ નોંધ રાખી હતી એટલે સરકારી સાહિત્ય કેવું હોય તેના નવા વિચારો તેમનામાં ઘડાયા હતા. વધારામાં તેમનામાં વિદ્યાર્થીની ચતુરાઈ હતી અને દરેક વિખ્યાત લેખકનાં પુસ્તકો વાંચ્યા પછી તે માટે પોતાનો મત અને ટીકા નોંધી લેવા કરુણાશંકરે કાળજી રાખી હતી. આ સામગ્રીની તૈયારી પછી કરુણાશંકરે રચનાત્મક ટીકા કરી ગુજરાતી સાહિત્યને સુધારવાનું કામ હાથ ધરવા વિચાર કર્યો. 'ગુજરાતી સાહિત્ય પર વિદેશી સાહિત્યની છાયા' એ વિષય પર તેમણે 'બિન્દુ' માં ત્રણ લેખની નાની લેખમાળા મોકલી. તે લેખમાળા સ્વીકારાઈ એટલું જ નહિ પણ સાહિત્યમર્મજ્ઞોએ તેને વધાવી.

અભ્યાસ અને સાહિત્ય બેઉમાં કરુણાશંકરે એકસરખી પ્રગતિ સાધી. જો કે ટેનિસ, બેડમિન્ટન કે પીંગપોંગ શું તે સમજવા પણ કરુણાશંકરે પ્રયત્ન ન કર્યો છતાં કૉલેજના પુસ્તકાલયમાં કલાકો સુધી બેસી તે જાણીતા થયા. રાત્રે કૉલેજના બિનપરવા વિદ્યાર્થીઓની મિજલસમાં કરુણાશંકર જતા નહિ છતાં મોડી રાત સુધી લેખો લખી તેઓ 'લહિયો' નું નામ પ્રાપ્ત કરી ઠેકડીનું કારણ બન્યા.

સમયનો પ્રવાહ અતૂટ વહ્યો ગયો અને કરુણાશંકર ઇન્ટરની પરીક્ષામાં બીજા વર્ગમાં ઉત્તીર્ણ થયા. તેમનાં માતપિતા તે જોઇ હરખાયાં. સાહિત્યજગતમાં પણ કરુણાશંકરે ટીકાકૃત્ય કરી. તેમના ટીકાલેખો 'બિન્દુ'નું એક અગત્યનું અંગ બની રહ્યા અને તે નિયમિત પ્રકાશન પામ્યા.

જુનિયર બી. એ. ની પરીક્ષા પાસે આવતી હતી ત્યારે કરુણાશંકરને તારવાળાએ જગાડ્યા. તેમના પિતાજીની જીવનજ્યોત બુઝાવાની અણી પર હતી. કરુણાશંકર ગામ પહોંચ્યા ત્યારે તેમના પિતાજીના દેહમાંથી રાખ સિવાય બીજું કંઈ રહ્યું ન હતું.

તેમનું દુઃખ એટલેથી ન અટક્યું. પિતાના મૃત્યુના આઘાતથી કરુણાશંકરની માતાને પણ માંદગી આવી અને તે પણ ક્ષયરોગની થશે એમ ડોક્ટરોની ચેતવણી મળી. કરુણાશંકરે બધા શક્ય ઉપાયો અજમાવ્યા પણ તેમની માતા પણ કુટુમ્બનો સર્વ બોજો કરુણાશંકર પર નાંખી પરલોક સીધાવી.

વિશાળ જગતમાં કરુણાશંકર અને વિદ્યા એકલાં-અટૂલાં હતાં. પિતાના મૃત્યુ પછી જ કરુણાશંકરને ખબર પડી હતી કે પોતાને ભણાવવા માટે માતાએ ઘરનાં ઘરેણાં વેચ્યાં હતાં અને પિતાએ દેવું કર્યું હતું. તેમને મદદ કરી શકે એવા કાકા-મામા ન હતા. તેમના એકલવાયા સ્વભાવને લીધે કરુણાશંકરે જિંદગીભરમાં કોઇ સાથે ખાસ મિત્રતા બાંધી ન હતી એટલે અભ્યાસ પૂર્ણ કરવા માટે કોઇની પણ મદદ મળે એ સંભવિત ન હતું. યુવાન કરુણાશંકર ઉચ્ચ કેળવણીનાં સ્વપ્ન સેવતા હતા. વિદ્યાર્થી અને બુદ્ધિના સહકારથી જીવન આદર્શ રીતે વીતાવવાની ભાવના સેવતા હતા. પણ યુવાનીના અંધકારમાં નાણાંતંગી અને કુટુમ્બજીવન તેમની સામે વાઘની બે આંખ માફક ટમગી રહ્યાં હતાં અને ત્રાસ દેતાં હતાં.

કરુણાશંકરના સલાહકારમાં વિદ્યા એકલી જ હતી. તે અસંસ્કારી હતી. કરુણાશંકરની ઉંમરના બીજા યુવાનો ત્રીસ-ચાલીસ રૂપિયા કમાતા થઇ ગયા હતા ત્યારે કરુણાશંકર ભણે એ જ તેને અયુક્ત લાગતું હતું. એટલે જ્યારે કરુણાશંકરે તેને પૂછ્યું ત્યારે તેણે અભ્યાસ છોડી દેવાની બેધડક સલાહ આપી.

કરુણાશંકર અંધારામાં ગોથાં ખાતા હતા. થોડું વધુ દેવું કરી ગ્રેજ્યુએટ થવું કે અભ્યાસ છોડી દઈ બાપે કરેલું દેવું પતાવી દેવું એ બે માર્ગમાંથી શું પસંદ કરવું તે તેમને સમજાતું ન હતું. વિદ્યાની સલાહથી અભ્યાસત્યાગનું ત્રાજવું નમી પડયું અને કરુણાશંકરે અમદાવાદ જઇ કોલેજ-જીવનને નમસ્કાર કર્યા.

અભ્યાસ છોડયા પછી નોકરી શોધવાનો પ્રશ્ન આવ્યો. અમદાવાદમાં તો કેટલા યે યુવાનો નોકરી ન મળતાં આત્મહત્યા કરતા હતા એટલે શહેરમાં જવાનો વિચાર કરુણાશંકરે કર્યો જ નહિ. પોતાનું ગામ તદ્દન નાનું ન હતું. તેમાં એક હાઇસ્કૂલ હતી એટલે વ્યવહારિક દૃષ્ટિએ વિચાર કરી કરુણાશંકરે ગામમાં જ નોકરી શોધી લેવા ઠરાવ કર્યો.

જે શાળામાં પોતે શિષ્ય હતા તેમાં જ કરુણાશંકર ત્રણ વરસમાં શિક્ષક બન્યા અને બે વરસ પહેલાં જે તેમના શિક્ષક હતા તેમના તેઓ જોડીદાર બન્યા. ચાલીસ રૂપિયાનો પગાર કરુણાશંકરને આકર્ષક ન લાગ્યો પણ શહેરની બેકારીથી તેઓ અજાણ ન હતા એટલે ચાલીસ રૂપિયા સ્વીકારી કરુણાશંકરે સંતોષ માન્યો.

શિક્ષક અને ગૃહસ્થ બન્યાં પછી કરુણાશંકરની ઉપાધ વધી. ચાલીસ રૂપિયામાં બાપના વારસામાં મળેલા દેવાના હપતા ભરવાનું અશક્ય હતું. વળી ઘર ચલાવતાં જાણ્યા-અજાણ્યા ખર્ચ કેમ આવી પહોંચે છે તેનો ખ્યાલ તેમને અનુભવ પછી જ આવ્યો.

એટલે ત્રણ માસના ગૃહજીવન પછી કરુણાશંકરને ઘરની આવક-જાવકના બે પાસા કેમ સરખાં કરવાં તે પ્રશ્ન થઈ પડ્યો.

એ સંકટમાંથી બહાર નીકળવા તેમણે બે વિદ્યાર્થીઓને ખાનગી શિક્ષણ આપવા ગોઠવણ કરી. આવકમાં પંદર રૂપિયાનો વધારો થયો એટલે આર્થિક બાજુનો કંઈક ઉકેલ થઈ પણ સમયનો અભાવ તેમને લાગવા માંડ્યો.

કરુણાશંકરને આદર્શ શિક્ષક થવાની ઇચ્છા હતી. અને આદર્શ શિક્ષક બનવા નિશાળના પાઠ માટે સામગ્રી તૈયાર કરવાની આવશ્યકતા હતી. સાહિત્યના ક્ષેત્રમાં પણ નામ કાઢવાની તેમની આકાંક્ષા જરા યે ઓછી થઈ ન હતી એટલે તે પ્રવૃત્તિ પણ તેમના સમયની આશા રાખતી હતી.

શાળાની સાત કલાકની નોકરી, બે વિદ્યાર્થીને શિક્ષણ આપવાના ત્રણ કલાક અને શાળાના પાઠની તૈયારી માટે સરેરાશ બે કલાક એમ બાર કલાક તો તેમના રોકાયેલા જ રહેતા હતા. તે ઉપરાંત કરુણાશંકરના મનમાં અનેક ઇચ્છા જીવત રહેતી. વિદ્યાર્થીઓને એકધારું અને પદ્ધતિસર શિક્ષણ મળે એ માટે શિક્ષકોનું એક મંડળ સ્થાપવાના તેમને કોડ હતા. વિદ્યાર્થીઓમાં વિવેચન કરવાની શક્તિ ખીલે તે માટે વિદ્યાર્થીમંડળ કાઢી તેના આશ્રય નીચે સભાઓ ગોઠવવાનો વિચાર તેમના અંતરમાં હમેશ ઘૂમતો હતો.

આ બધા વ્યવસાય ઉપરાંત કરુણાશંકરની પ્રિય રમત-સાહિત્ય-સમય માગતી હતી. નાના શહેરમાં તેમણે પંતુજીની નોકરી સ્વીકારી હતી છતાં ગુર્જરસાહિત્યમાં વિવેચક અને વિચારક બની નામ મેળવવાના તેમના શોખને હજી એટલાં પાણી સ્પર્શ્યાં ન હતાં. પરિણામે દુર્બળ બિચારા કરુણાશંકરને બુદ્ધિમય જીવન વીતાવતાં ચોવીસ કલાક ઓછા પડતા હતા.

સમયની ક્રૂર ચાલુ રહી અને કરુણાશંકરના જીવને અનેક ઝોલાં અનુભવ્યાં. શિક્ષકમંડળ અને વિદ્યાર્થીમંડળની સ્થાપના થઈ અને કરુણાશંકરનું હૃદય હળવું થયું પણ તેમને બીજી ઉપાધિઓ વળગી. સાહિત્યમાં તેમનું સ્થાન દિનપ્રતિદિન ઊંચું ગયું અને તેમના લેખોની માંગણી વધવા માંડી. આ માગણીઓથી કરુણાશંકરને સહજ ગર્વ અને આનંદ થયો પણ સમયનો અભાવ તેમને બારે માસ રહેતો હતો. તદુપરાંત તેમની કુટુંબની જંજાળે વધવા માંડી. છ વરસમાં તેમને ઘેર ચાર પારણાં બંધાયાં અને પ્રત્યેક બાળકના જન્મ સાથે કરુણાશંકરની ચિંતા અને તેમની આર્થિક વિટંબણાઓ વધતી ચાલી.

"ચાલોને, બૂમ પાડી મારો દુઃખે પણ હજી સાંભળતું નથી!"

કરુણાશંકરનો હાથ બાળકને હિંચોળતો હતો પણ તેમની આંખ પળવાર મીંચાઈ ગઈ હતી. ચિંતાની મૂંઝથી તે જાગી ઊઠ્યા.

"જરા આંખ મળી ગઇ હતી."

"તમારી આંખ શું કામ ન મળે! આખો દિવસ રખડવું અને હવે ઉંઘવું! અમને તો આખો દિવસ ઘરનું ગદ્ધાવૈતરું કરી ઉંઘવાનું નહિ જોઇએ, ખરું ને!"

"તેની તને કોણે ના કહી? જા, વિદ્યા તું સુઈ જા, મારે જે જોઇશે તે હું હાથે લઇ લઇશ."

વિદ્યા પાટલા પરથી ઊઠી અને હાથ ધોઇ પથારીમાં પડી.

કરુણાશંકર જમીને ઉઠયા ત્યારે વિદ્યાનાં નસકોરાં બોલતાં હતાં. તેમણે પોતાનાં ચારે બાળક તરફ વાત્સલ્યથી જોયું. સૌથી નાના છોકરાને બે–ચાર ચુંબન કર્યાં અને બહાર પડતી ઠિકળથી બચાવવાને સૌ છોકરાઓને અને વિદ્યાને ઓઢણ ઓઢાડયાં.

પછી કરુણાશંકરે નિશાળમાંથી લાવેલી કૉમ્પોઝિશનની ચોપડીઓ થેલીમાંથી કાઢી અને તે તપાસવા બેઠા. યંત્રવત તેમની આંગળીઓ અને લાલ પેન્સીલ ફરતાં હતાં અને નિબંધને છેડે માર્ક મૂકાતા હતા. કરુણાશંકરની કરોડ વેદના કરતી હતી અને તે ઓછી કરવા કરુણાશંકર આળસ મરડતા હતા. સાડાઅગિયારનો ટકોરો થયો અને તેમનું અંગ તૂટતું લાગ્યું.

"હવે કાલે સુધારાશે." તેઓ મનમાં બબડયા અને બાકી રહેલી ચોપડીઓ થેલીમાં મૂકી, દીવાનો પ્રકાશ ધીમો કરી સૂવાની તૈયારી કરવા માંડી.

"બા, પાણી" કરુણાશંકરનો સૌથી મોટો છોકરો પથારીમાં બેઠો થયો. કરુણાશંકરે તેને પંપાળી પાણી આપ્યું, એવામાં તેમના નાના છોકરાએ ઓરડો ગજાવી મૂકયો, કરુણાશંકરે ઝોળી હલાવી પણ છોકરો શાંત પડયો નહિ, એટલે બાળકને બહાર કાઢી કરુણાશંકરે થોડો ફેરવ્યો પણ તેનું રૂદન ઓછું ન થયું. છેવટે, બાળકને થોડું દૂધ આપી જરા શાંત કર્યું અને ફરીથી ઘોડિયામાં સુવાડયું,

"આજે તો તેરમી થઇ," કરુણાશંકરને એકદમ યાદ આવ્યું "'જ્યોતિ' ના દીવાળી અંક માટે પંદરમી તારીખે લેખ મોકલવો જોઇએ. આજે તો લેખ શરૂ કરવો જ જોઇએ."

કરુણાશંકરે બાળક તરફ નજર કરી. તે અર્ધનિદ્રામાં હતો. થોડીવાર હીંચકો નાંખી કરુણાશંકર ઉઠયા, કંદીલનો પ્રકાશ મોટો કર્યો અને લખવાની સામગ્રી લઇ 'જ્યોતિ' ના દીવાળી અંક માટે લેખ લખવા બેઠા.



# અમૂર્ત સ્વપ્ન

વર્ષાંતનું વાદળની પડદામાં
હજુ ય એ આંખલડી તરે છે
આશા તણાં કોઈ અકથ્ય વર્ણે
અમૂર્ત સ્વપ્નો ઘડતી ઉઠે છે:

કુમાર આશા, અનિવાર્ય આશા,
ઉત્સાહના નિર્મળ રંગ તાજા,
જ્યાં પ્રેમની પુષ્પપરાગ પાંખડી
આછું હસીને ઉઘડી રહે જરી.

નીચાં ઉભેલાં ઘરખોરડાંની
માથે પડે નિર્મળધાર પાણી,
નેવાંનો મીઠો મર્મર ધ્વનિ
રેલ્યા કરે વર્ષિત રમ્ય રાગિણી.

ફળીમહીં નાનકડું તળાવ
ભરાય, ને ઝાગ ભરી ચડે છે,
શેરી બહારે સહુ ધારિયા ધસે,
ને પૂર પેઠાં, નિજ મસ્ત રેલે.

ત્યાં એક હાથે ગ્રહુ: નોટ, ચોપડી,
છત્રી ધરીને ઉર સાથ દાબતાં,
પાણીમહીં ક્યાંય રખે જઈ પડી
એ બીકથી ધ્યાન અધીન ચાલતાં,

"જરા આંખ મળી ગઇ હતી."

"તમારી આંખ શું કામ ન મળે! આખો દિવસ રખડવુ અને હવે ઉંઘવું! અમને તો આખો દિવસ ઘરનું ગદ્ધાવૈતરૂં કરી ઉંઘવાનું નહિ જોઇએ, ખરૂં ને!"

"તેની તને કોણે ના કહી? જા, વિદ્યા તું સુઈ જા, મારે જે જોઇશે તે હું હાથે લઇ લઇશ."

વિદ્યા પાટલા પરથી ઊઠી અને હાથ ધોઇ પથારીમાં પડી.

કરૂણાશંકર જમીને ઉઠયા ત્યારે વિદ્યાનાં નસકોરાં બોલતાં હતાં. તેમણે પોતાનાં ચારે બાળક તરફ વાત્સલ્યથી જોયું. સૌથી નાના છોકરાને બે–ચાર ચુંબન કર્યાં અને બહાર પડતી હિકળથી બચાવવાને સૌ છોકરાઓને અને વિદ્યાને ઓઢણ ઓઢાડયાં.

પછી કરૂણાશંકરે નિશાળમાંથી લાવેલી કોમ્પોઝિશનની ચોપડીઓ થેલીમાંથી કાઢી અને તે તપાસવા બેઠા. યંત્રવત તેમની આંગળીઓ અને લાલ પેન્સીલ ફરતાં હતાં અને નિબંધને છેડે માર્ક મૂકાતા હતા. કરૂણાશંકરની કરોડ વેદના કરતી હતી અને તે ઓછી કરવા કરૂણાશંકર આળસ મરડતા હતા. સાડાઅગિયારનો ટકોરો થયો અને તેમનું અંગ તૂટતું લાગ્યું.

"હવે કાલે સુધારાશે." તેઓ મનમાં બબડયા અને બાકી રહેલી ચોપડીઓ થેલીમાં મૂકી, દીવાનો પ્રકાશ ધીમો કરી સૂવાની તૈયારી કરવા માંડી.

"બા, પાણી" કરૂણાશંકરનો સૌથી મોટો છોકરો પથારીમાં બેઠો થયો. કરૂણાશંકરે તેને પંપાળી પાણી આપ્યું, એવામાં તેમના નાના છોકરાએ ઓરડો ગજાવી મૂકયો, કરૂણાશંકરે ઝોળી હલાવી પણ છોકરો શાંત પડયો નહિ, એટલે બાળકને બહાર કાઢી કરૂણાશંકરે થોડો ફેરવ્યો પણ તેનું રૂદન ઓછું ન થયું. છેવટે, બાળકને થોડું દૂધ આપી જરા શાંત કર્યું અને ફરીથી ઘોડિયામાં સુવાડયું,

"આજે તો તેરમી થઇ," કરૂણાશંકરને એકદમ યાદ આવ્યું "'જ્યોતિ' ના દીવાળી અંક માટે પંદરમી તારીખે લેખ મોકલવો જોઇએ. આજે તો લેખ શરૂ કરવો જ જોઇએ."

કરૂણાશંકરે બાળક તરફ નજર કરી. તે અર્ધનિદ્રામાં હતો. થોડીવાર હીંચકો નાંખી કરુણાશંકર ઉઠયા, કંડીલનો પ્રકાશ મોટો કર્યો અને લખવાની સામગ્રી લઇ 'જ્યોતિ' ના દીવાળી અંક માટે લેખ લખવા બેઠા.



ખી શકાય એવી સગવડ રાખવામાં આવી છે. તે માટે આવાં વેપારી વિમાનોને સરકારી તરફથી ખૂબ ઉત્તેજન અપાય છે. પોસ્ટ ખાતું તેમને વાર્ષિક વર્ષાસનો બાંધી આપે છે. સરકારનું વિમાનખાતું એ વિમાન બનાવનાર અને દોડાવનાર ખાનગી કંપનીઓને આર્થિક મદદો આપે છે. વિમાનોને અત્યંત વેગવાન બનાવવા તથા ઘણા વખત સુધી આકાશગામી બનાવવા માટે પુષ્કળ ઇનામો ખાનગી ધનવાનો જાહેર કરે છે. એ વિમાનોમાં નવીનવી શોધો કરનારાઓને ભારે ઉત્તેજન મળે છે. વિમાનગૃહોની સગવડ મોટા પ્રમાણમાં થઇ છે, આખા જગતની પ્રદક્ષિણા કરવી હોય તો આરામ માટે પેટ્રોલ ભરવા માટે અનેક એરોડ્રોમની સાંકળ યોગ્ય સ્થાનોએ ગોઠવવામાં આવી છે. તે સિવાય વાયુચક્ર-શાસ્ત્રીઓ પણ હવાના ફેરફારોની વારંવાર ખબરો આપ્યા કરે છે. વિમાની વિદ્યાને ખૂબ સફળ, સિદ્ધ, સલામત અને સગવડવાળી બનાવવાને અથાગ પ્રયત્નો થઇ રહ્યા છે.

### હિંદમાં લશ્કરી વાયુયાનો

લશ્કરી નજરે હિંદનો બચાવ થવો જોઇયે. તે માટે મુખ્ય સાધન વાયુયાનોને ગણવામાં આવ્યાં છે. પરંતુ હિંદી લશ્કરી ખાતું બહુ સંકીર્ણ વિચારો ધરાવે છે. હિંદીઓને બહુ જ દબાણને અંતે સહેજસાજ છુટછાટ આપવાનું તે પસંદ કરે છે. આથી લશ્કરી વાયુયાનોમાં પાઇલાટ કે હાંકનારાઓ લગભગ બધા ગ્રેટબ્રિટનના વતનીઓ જ છે. એમાં હિંદીઓને માટે પ્રવેશ હમણાં સુધી શક્ય બન્યો નથી. તે સિવાય લશ્કરી વાયુયાનો સરહદના પ્રાંતમાં તાયફાવાળાઓ ઉપર ઝેરી ગ્યાસના ગોળાઓનો વરસાદ વરસાવે છે. તાયફાવાળાઓને સજા કરવા માટે આસપાસનાં ગામડાંમાં બૉમ્બનો જે ભયંકર મારો ચલાવવામાં આવે છે તે સામે હિંદી પ્રજાનો સખ્ત વાંધો છે.

### હિંદમાં વેપારી વાયુયાનો

હિંદમાં લશ્કરી ઉપયોગમાં છેવટે કામ આપી શકે એવી નિયંત્રણાથી સિવિલ વિમાનોને હમણાં હમણાં ખૂબ ઉત્તેજન અપાય છે. આમાં સૌથી મોટી કંપની 'ઇમ્પીરીયલ એરવેઝ' છે. એ લંડનની કંપનીમાં માત્ર યુરોપીયન ડાયરેક્ટરો છે. એની મુડી સર્વે વીલાયતમાં ભેગી થઇ છે. શેર હોલ્ડરો પણ અંગ્રેજો જ છે. એનો વહીવટ પણ લંડનમાં ચાલે છે. આ ઇમ્પીરીયલ એરવેઝ વિલાયતના મુખ્ય મથક ક્રોયડનથી તે કરાંચી સુધી અઠવાડિયામાં એક વિમાન પ્રવાસીઓ અને પોસ્ટ લઇ આવતું હતું. હમણાં બે વિમાનો દર સપ્તાહમાં આવે છે. પરંતુ ૧૯૩૭ પછી પાંચ વિમાનો કરાંચી ખાતે યુરોપથી આવનાર છે એવો કાર્યક્રમ યોજાયો છે. આ વિમાનો પાંચ દિવસે લંડન પહોંચે છે. પરંતુ ધીમે ધીમે ત્રણ દિવસોમાં લંડન પહોંચશે એવી ગોઠવણો ઉપર વિચાર ચાલે છે. એ વિમાનોનાં પાઇલટો અને ચાલકો અંગ્રેજો છે.

### તાતા એરમેલ્સ લિમિટેડ

હિંદના ઉદ્યોગોમાં સૌથી પ્રગતિશીલ કંપની તરીકે તાતાઓ અગ્રગણ્ય છે. એમણે કરાંચીથી મુંબઇ, ત્યાંથી હૈદરાબાદ થઇ મદ્રાસ અને ત્યાંથી કોલંબોની વિમાની સર્વિસ ચાલુ કરી છે. રસ્તામાં ત્રીવાન્દ્રમની પણ મુલાકાત લે છે. પોસ્ટ અને પેસેંજરો સૌ ઉપાડે

છે. હિંદી સરકારના વિમાની ખાતા તરફથી એને મદદ મળે છે. દેશી વિમાની રેગ્યુલર સર્વિસ એક જ છે. બીજી હિંદમાં સર્વિસ છે. પરંતુ તે ઇમ્પીરીયલ એરવેઝ લિમિટેડની પેટા લાઇનો છે. કરાંચીથી જોધપુર અને દિલ્હી સુધી એક લાઇન છે. રસ્તામાં અલ્લાહાબાદ પણ આવે છે કલકત્તાની લાઇન પણ છે. મુંબઇથી કલકત્તા અને ત્યાંથી રંગૂન સુધી વ્યવસ્થા છે. બીજી લાઇન કલકત્તાથી સીંગાપુર અને એશિઆના પૂર્વ ભાગમાં જાય છે. ડચ લાઇન જાવા સુધી જાય છે. હિંદને માર્ગે જતી હોવાથી એમાં પણ યુરોપની ટિકિટો મળે છે. ડચ લાઇનનાં વિમાનો ઘણાં સરસ અને સગવડભર્યાં છે ફ્રેંચ લાઇન સીંગાપુર થઇને જાય છે. વિમાનોમાં ઝડપ અને સરસ સગવડ એ કરતાં ડચ વિમાનોમાં વધારે છે.

**પ્રકીર્ણ**

આ વિમાનો સર્વે યુરોપનાં કારખાનાંમાં બને છે. હિંદમાં એનાં કારખાનાં નથી. હિંદી સરકારની નીતિ હિંદને પરાવલંબી રાખવાની છે. એટલે કોઇ ઉદ્યોગને સરકારના હિસાબે ખોલવાની ઇચ્છા નથી. મોટર, રેલ્વે એન્જીનો, બસનાં એન્જીનો, વિમાનનાં એન્જીનોનો હિંદમાં બહુ થોડો ખપ છે. પરંતુ હિંદી સરકાર હિંદને અત્યંત સંતોષી બનાવતી નથી. દરેક યંત્રકામ યુરોપથી જ મંગાવવું પડે છે હિંદી પ્રજામાં પણ યંત્રકામોનો ઉત્સાહ નથી. હવે લોઢું અને પોલાદ પુષ્કળ પ્રમાણમાં હિંદમાં થાય છે. હોશિયાર કારીગરો પણ મળે છે. પરંતુ આ યંત્રો બનાવવા માટે મૂડી બહાર આવતી નથી. સર વિશ્વેશ્વરૈયા આ વિષયમાં પ્રયત્નો કરે છે. પરંતુ હજી સફળ થવાનું સાંભળ્યું નથી.

**હિંદી સરકાર**

વિમાનો લશ્કરના બચાવનું બહુ અગત્યનું અંગ હોવાથી હિંદી સરકાર વ્યાપારી વિમાનવટાને ઉત્તેજન આપવા ઉત્સુક છે આ માટે દર વરસે અમુક લાખ રૂપિઆ મદદ રૂપે અપાય છે. હવેનાં અંદાજપત્રોમાં બહુ જ સારી રકમો વિમાનખાતાના વિકાસ માટે દર વરસે નીકળશે. આ ખાતું ભવિષ્યમાં બહુ પ્રગતિશીલ બને એવી હિંદી સરકારની દૃઢ ઇચ્છા છે. નજદીકના ભવિષ્યમાં એશિયામાં જેવા બ્રિટિશ સામ્રાજ્યોનાં પ્રદેશો છે, તે સૌ સાથે વિમાની સબંધ જોડાઇ જવાની યોજના છે. રેલ્વે, સ્ટીમર અને મોટરબસો તે કરતાં પણ વિમાનોને વિશેષ મહત્ત્વ આપી પેસેન્જરો અને પોસ્ટનો વ્યવહાર મુખ્યત્વે આ સાધનદ્વારા રાખવાની સરકારની ઇચ્છા છે. જેમ વિમાનોનો વિકાસ વધતો જશે તેમ માલ ઉપાડવાનું અંગ પણ વિમાનો બની શકશે એવી વકી નજરે રાખે છે. આ માટે યોગ્ય સ્થળોએ એરોડ્રોમ્સ બાંધવાની હમણાંથી જ સગવડો બની રહી છે. હિંદમાં મુખ્ય સ્થળે એરોડ્રોમ્સ બંધાઇ ગયાં છે. રાત્રિના ઉડ્ડયનનાં સાધનો પણ વસાવવામાં આવ્યાં છે. એને માટે વાયરલેસ તારોની સગવડ કરવામાં આવી છે.

**ડાયરેક્ટર ઓફ સિવિલ એવિએશન**

આ વિમાની ખાતું ઉપલા અધિકારીના હાથ હેઠળ મૂકવામાં આવ્યું છે. વાઇસરોયના વેપાર અને ઉદ્યોગખાતાના સભ્યની એના ઉપર દેખરેખ છે. હિંદમાં વિમાનનાં મુખ્ય મથકો કરાંચી, આમરોલી અને દિલ્હી છે. તે સિવાય દરેક મોટા શહેરમાં એરોડ્રોમ્સ બંધાઇ

નાની ઓરીસો નીભાવવામાં આવે છે. એ અધિકારીના હાથ નીચે અનેક ઇન્સપેક્ટરો અને એરોડ્રોમ ઓફીસરો છે. દર અઠવાડિક રિપોર્ટ એરોપ્લેનખાતાના વડા કર્નલ શીપસને મુકવામાં આવે છે. તે સિવાય એરોક્લબ ઓફ ઇંડિયા ઉપલા અધિકારીની સૂચનાઓ મુજબ બાતમી ક્લબો ઉપર દેખરેખ રાખે છે. કોઇપણ સરકારી ખાતા કરતાં આ ખાતું વધારે પ્રગતિશીલ છે.

### હિંદી વિદ્યાર્થીઓને સ્કૉલરશિપો

સને ૧૯૩૩થી આઠ હિંદી વિદ્યાર્થી યુવકોને પસંદ કરી વિલાયત મૂકે છે. તેમને વાર્ષિક ૨૪૦ પૌંડની સ્કોલરશીપ મળે છે. વિલાયતમાં તે પણ બે વરસનો અભ્યાસ કરવાનો હોય છે. તેમણે લંડનની ઇમ્પીરીયલ કોલેજ ઓફ સાયન્સમાં શિક્ષણ લેવાનું હોય છે. દરેક યુવક હિંદી વિશ્વવિદ્યાલયનો B. Sc. હોવો જોઇએ. તેમણે પછી લંડનના ક્રોયડનના મથક ખાતેના વિમાની ખાતામાં વિમાનવિદ્યા શીખવી જોઇએ. અથવા ખાસ નિયત કરેલાં વિમાન બનાવવાના કારખાનાઓમાં કામ કરવું જોઇયે. એમને વિમાનઉડ્ડયનની કળા શીખવવામાં આવે છે. થોડા થોડા એ યુવકો વિલાયતથી પાછા ફર્યા છે. ભવિષ્યમાં વધારે ફરરી એમને એરોડ્રોમના અધિકારીઓ અથવા વિમાન ચલાવનાર તરીકે નિમવા ધારણા છે. હવે ઘણાખરા અધિકારીઓ અંગ્રેજોના હાથમાં છે પરંતુ મધ્યસ્થધારાસભાને આપેલાં વચન મુજબ હિંદીઓને એ ખાતામાં અધિકાર મળે એવી નીતિ ભવિષ્ય માટે મંજુર કરાઈ છે.

### એરો ક્લબ ઓફ ઇન્ડીઆ અને બર્મા.

માર્ચ ૧૯૨૭થી વિમાની ચળવળે હિંદમાં સક્રિય રૂપ ધર્યું હતું. સૌથી પહેલાં ખાનગી વિમાની વિકાસમાં મુંબઈના કરોડાધિપતિ સર વિક્ટર સાસુને ઉંડો રસ લેવા માંડ્યો. મધ્યસ્થ ધારાસભામાં પણ એ વિષય ઉપર રસમય ચર્ચા એ જ સમયમાં થઈ. એ જ માસમાં હિંદની એરો ક્લબની સ્થાપના મધ્યસ્થ ધારાસભાના ચાલીસ સભ્યો એમાં સભ્યો થવાથી થઇ. સપ્ટેંબરમાં એની પ્રથમ બેઠક મળી ત્યારે (શીમલા ખાતે) મધ્યસ્થ ધારાસભાના ૧૦૦ સભ્યો અને બહારના સભ્યો ૧૯૭ મળી ૨૯૭ સભ્યો બન્યા. દિલ્હી, કલકત્તા, મુંબઇ અને અલ્લાહબાદ એ શહેરોમાં બહુ વગવાળી કમિટીઓ નીમાઇ. સરકારે એ વિમાન ઉડ્ડયનને ઉત્તેજન આપવા મોટો જાહેર કરી. આથી જુદે જુદે સ્થળે વિમાનો ઉડવાનાં સાધનો માટે શોધ થઈ. આ એરો ક્લબનો સંબંધ લંડનની રોયલ એરો ક્લબ ઓફ બ્રિટન સાથે બંધાયો છે.

### વિમાની ક્લબોની સ્થાપના

હિંદમાં ખાનગી ઉડ્ડયનને ઉત્તેજવા માટે પ્રથમ કરાંચી, મુંબઈ, કલકત્તા, અલ્લાહાબાદ અને દિલ્હી ખાતે ખાનગી ક્લબો સ્થપાઇ. એ ક્લબોની આમદાનીનાં ત્રણ સાધનો હતાં: (૧) સભ્યોનું લવાજમ (૨) સરકારી ગ્રાંટ અને (૩) વિમાનો વાપરવાની ફી. આમાંથી જેમ તેમ યોગક્ષેમ નભતો હતો. એ પછી બીજી ક્લબો પણ ઘણી સ્થપાઇ છે. દેશી રાજ્યો તરફથી પણ ક્લબોને ઉત્તેજન આપવામાં આવે છે. તેમાં જોધપુરનું

મહારાજા એ વિષયમાં ઉંડો રસ લે છે. દીલ્હીની ઉડ્ડયન ક્લબ કરાંચી અને દીલ્હી વચ્ચેના પ્રવાસીઓ માટે દર અઠવાડીઆનો વિમાની વ્યવહાર નીભાવે છે. હવે કલકત્તા અને રંગુન ખાતે પણ વિમાની સર્વિસ લંબાવાઇ છે. પંજાબ ફ્લાઇંગ કલબના ત્રણ વિમાનો ઉપરાઉપરી અકસ્માતોને લીધે જોખમમાં એટલે આર્થિક નુકશાનને લીધે એ ક્લબ બંધ પડી હતી. નાગપુરમાં પણ એરો ક્લબ સ્થપાઇ છે.

સર વિક્ટર સાસુન

આ ગૃહસ્થે વિમાની ઉડ્ડયનને અત્યંત ઉત્તેજન આપ્યુ છે. હિંદી સરકારને એણે ઉદાર ઓફર સને ૧૯૨૭ ના ડીસેમ્બર માસમાં કરી હતી તે અનુસાર સને ૧૯૨૮-૨૯ માં એરોક્લબને રૂ. ૩૦૦૦૦ ની મદદ ૧૯૨૯-૩૦ માટે આપી હતી. દરેક નવી ક્લબને ૨૦ હજારની ઓફર કરી હતી અને સરકારી ગ્રાંટ મળે ત્યાં સુધી દરેક ક્લબની પેદાશ અને ખર્ચની વચ્ચે જે ઘટાડો રહે તે પુરો પાડવા ખુશી બતાવી હતી. હિંદી સરકારે પણ તે વખતે ઠીક ઠીક ઉદારતા દર્શાવી હતી તેમણે એવી રીતે જાહેર કર્યું હતુ કે નીચે મુજબ મદદ આપવાની દરેક ક્લબ માટે સગવડ કરવામા આવશે

(૧) દરેક ક્લબને બે એરોપ્લેન તદ્દન આપવામાં આવશે.

(૨) એન્જીન આપવામાં આવશે અને તેના ઉપર વિમાન બાંધવાની કળા શીખવવાની હતી.

(૩) વિમાન માટે એક હેંગર બાંધવાની જરૂરિયાત છે. તેમાં મદદ અપાશે. આ કરાર એપ્રીલ ૧૯૨૮ થી ચાલુ થયા છે સેક્રેટરી ઓફ સ્ટેટ અને એરો ક્લબ વચ્ચે લખત થયાં છે એવાજ લખત એરો ક્લબ અને પ્રાંતિક ક્લબો વચ્ચે થયાં છે

બીજાં એરોડ્રોમ સ્થપાયાં

હવે તો હિંદમા ઘણે સ્થળે એરોડ્રોમ સ્થપાયાં છે. જોધપુર, જામનગર, પતીઆલા, ત્રાવણકોર, મારુસોર, હૈદરાબાદ વગેરે દેશી રાજ્યો પણ એ વિષયમાં રસ લે છે. હેવી લેન્ડ એરક્રેફ્ટ કં૦ ના મોટાં યંત્રો હિંદમા ઘણે ઠેકાણે વપરાય છે. આઠ સાંચાઓ ડીસેમ્બર ૧૯૨૮ માં આવ્યાં. જાનેવારી ૧૯૨૯ મા ટ્રેનીંગ શરૂ થયું. હવે તો ઘણાં ખાનગી મશીનો મંગાવવામાં આવ્યાં છે. તે સિવાય જુદીજુદી એરો ક્લબો પાસે ઘણાં મશીનો છે. લશ્કર પાસે પણ ઘણાં મશીનો છે. પરંતુ એમા હિંદીઓ માટે થોડી જગ્યાઓ છે. ઇંડીયન એરફોર્સ માટે પ્રથમ ક્રેનવેલ માટે શોધી આવેલા ૭ હિંદી કેડેટોને રાખવામાં આવ્યા છે. ક્રેનવેલ ખાતે બીજા થોડા હિંદીઓને મકવામાં આવ્યા છે.

વિમાનોની સરતો

શ્રી. આગાખાને ઇંગ્લેંડથી કરાંચી સુધીના હિંદીઓ માટેની સરત જાહેર કરી તે માટે પાંચ હજાર રૂપિયાનું ઇનામ પહેલા આવનારને મળશે એવા ખબર આપ્યા. આ સરતમાં ઘણા ઉમેદવારો હતા. પરંતુ સ. પી. એન્જીનીયર નામે પારસી પહેલે નંબરે આવી

ઇનામ જીતી ગયા હતા. પહેલી હિંદી વાયુયાનોની સરત દિલ્હી, આગ્રા, ઝાંસી, લખનૌ અને આગ્રા–દિલ્હી વચ્ચે થઇ હતી. તેમાં ઇંગ્લેંડથી બે ઉમેદવારો પણ આવ્યા હતા. સને ૧૯૩૩ માં પણ એવી રેસ થઈ હતી ગઇ સાલ પણ ઠેઠ મદ્રાસ સુધીની રેસ હતી તેમાં પણ એક હિંદી પહેલે નંબરે આવ્યો હતો. ઘણા પારસી યુવકોએ કેપટાઉન સુધી નિષ્ફળ રેસ કરી હતી.

**કરાંચીની વિમાની કલબ..**

આખા હિંદમાં એ આગેવાન સ્કૂલનાં છે. અહીં ઘણાખરા હિંદી વિમાન ચલાવનારાઓએ પોતાના ચાલક તરીકેનાં લાયસેન્સો મેળવ્યાં છે. અહીં ઉડતાં શીખવાની સ્કૂલ છે. ત્યાં યુવકોને રહેવાનાં ઘરો મળે છે. સાથે રહીને ખાવાનાં અને રસોઇનાં સ્થાનો પણ મળે છે. એ યુવકો પાસેથી કલાકની અમુક ફી લઇને તેમને આકાશમાં ઉડવાનું શિક્ષણ અંગ્રેજ અમલદાર આપે છે. અમુક કલાક સ્વતંત્ર રીતે વિમાન ઉડાવનારને A લાયસેન્સ મળે છે. વિમાન કેમ ઉડે છે, તેનાં યંત્રોને કેવી રીતે ગતિમાન કરવાં કેવી રીતે નીચે ઉતરવું, આકાશમાં કેવી રીતે તોફાનો સામે થવું વગેરે શિક્ષણ એ સ્થાને અપાય છે. પ્રથમ B લાયસેન્સ વિલાયતમાં મળતું હતુ. પરંતુ હવે ઘણો લાંબો વખત અભ્યાસ કરનારને B લાયસેન્સ હિંદમાં મળે છે. A લાયસેન્સવાળો માત્ર વિમાન ઉડાવી જાણે છે. પરંતુ તેને વિમાનો ઉડાવવાનો સ્વતંત્ર અધિકાર મળતો નથી. B લાયસેન્સવાળાને સ્વતંત્ર અધિકાર મળે છે. તેને સારી નોકરી પણ તરત મળી જાય છે. કરાંચીમાં ગ્રાઉન્ડ એન્જીનીઅરીંગ એટલે વિમાનના એન્જીન ઉપર વિમાન તૈયાર કરવાની તાલીમ પણ અપાય છે. આ કામ માટે પણ એક અંગ્રેજ અધિકારી યુવકોને શિક્ષણ આપે છે. તેને માટે પણ ફી નિયત કરી છે.

**દિલ્હી ખાતેની વિમાની શાળા**

આ શાળા તરતમાં ચાલુ થશે. અહીં વિમાનોને લગતુ દરેક જાતનું શિક્ષણ મોટે પાયે આપવાની ગોઠવણ છે. સરકારી તથા ખાનગી સારી મદદ આ શાળાને મળી છે. હિંદ માટે એક આદર્શ શાળા બનાવવાની એની યોજના છે.

**વિમાની વિદ્યા એ યુવકો માટેનું ક્ષેત્ર છે.**

વિમાની વિદ્યા નૂતન અને પ્રગતિશીલ છે. આ વિદ્યા યુવાનોની ખાસ વિદ્યા છે. થનથનાટ કરતી યુવાનીને એમાં સારો ખોરાક મળે છે. તેમ આર્થિક લાભ પણ સરસ મળે છે. વિમાનોના દરેક અનુભવીની ખૂબ માંગ રહે છે. એને પગાર પણ ઘણાં સારા મળે છે. વિમાનોની મોટામાં મોટી લાઇનના પ્રેસીડેન્ટ કેલ પાંત્રીસ વરસની ઉમરના છે. સરસમાં સરસ ઉડનારા ત્રીસ વરસની અંદરના છે. મનુષ્યે જો યુવાનીને દીપાવવી હોય અને આગળ ધસવું હોય તો તેને માટે વિમાની વિદ્યા છે. પરન્તુ નમાલાઓનું એમાં કામ નથી. છાતીવાળા, સાહસિક અને પુરા શિક્ષિત અનુભવી યુવાન આ ધંધામાં દીપી નીકળે છે. આ ધંધો હજી ખૂબ વિકાસ પામશે. એમાં રસ લેનારા સાહસની સીમા સુધી પહોંચી શકે છે.

**વિમાની ધંધામાં સેંકડો માણસોની જરૂર છે**

વ્યવહાર વિમાની ધંધો સેંકડો યુવાનો અને કારીગરોની જરૂરિયાત ધરાવે છે. વિમાનોની ડિઝાઇન કરનારા, ગણિતશાસ્ત્રીઓ, યાંત્રિકશાસ્ત્રીઓ, એન્જીનીયરો, માર્ગદર્શકો, ગતિ કરનારાઓ, મેનેજરો, ઇન્સપેક્ટરો, વાયુચક્રશાસ્ત્રીઓ, મીસ્ત્રીઓ, રંગ દેનારાઓ, વસ્ત્ર મોઢનારાઓ એવા એવા અનેક ધંધાદારીઓની જરૂર પડે છે. તે સિવાય સિવિલ વિમાની ખાતામાં પણ અનેક ધંધાદારીઓની જરૂર પડે છે. વ્યવહારના અનુભવી મેનેજરો, ઓફીસ સ્ટાફ, ગ્રાઉન્ડ એન્જીનીઅરો, વાયરલેસ અનુભવીઓ વગેરે અનેક અધિકારીઓની દરકાર રહે છે.

**હિંદી યુવકો માટે મોટું ક્ષેત્ર.**

હિંદી યુવકોને એવીએશન એટલે વિમાની ઉડ્ડયન એક ભારે સરસ ક્ષેત્ર છે. જમીનદારો, ધર્મગુરૂઓ, વેપારીઓ, રાજાઓના ફટાયા કુમારો, અમીરોના પુત્રો આ ધંધો જરૂર સ્વીકારે, એમાં સાહસ છે, ચનચનાટ છે, શોખ છે, સાધારણ શક્તિવાળો યુવક આ કામ બરાબર શીખી શકે છે. પરંતુ તેણે યોગ્ય રીતે પુરતી મહેનત લઇ શિક્ષણ મેળવવું જોઇએ છે. એક કામ સારી રીતે શીખવા તે કામ પાછળ ગાંડા થઇ લાગવું પડે છે. આ ઉદ્યોગ હિંદમાં નવો જ છે. માટે તેમા ખરેખર પાણી બતાવવું અને હિંદના નામને તથા કીર્તિને ઉજ્જવળ રાખવાની દરેક યુવકની પવિત્ર ફરજ છે.

**વિલાયતમાં વિમાનો બનવાનાર.**

ઘણાખરા વિમાન બનાવનાર ઉદ્યોગોવાળા ઉમેદવારોને શીખાઉ તરીકે રાખવાનો પ્રબંધ કરે છે. હિંદ મોટી રકમના વિમાનો ખરીદ કરતું હોવાથી હાઇ કમીશ્નર હિંદી યુવકોને આ કારખાનાઓમાં શીખાઉ તરીકે દાખલ કરી શકે છે. માટે હિંદી યુવકે વિમાનો સંબંધી અનુભવી જ્ઞાન મેળવવું હોય તો B. Sc. ની પરીક્ષા પસાર કરી સરકારી સ્કૉલરશીપ મેળવવા પ્રયત્નો કરવા. આ યુવાન શરીરે મજબુત હશે તો તેને વાર્ષિક ૧૪૦ પૌંડની સ્કૉલરશીપ જરૂર મળશે. તે લડનમાં ક્રેનવેલ ખાતે વિમાનોના ચલનવિધિની શિક્ષા લઇ, કોઇ વિમાનો બનાવનારનાં કારખાનાઓમાં જોડાઇ શકશે. આ વિમાની પેઢીઓએ શિખાઉ માટે જૂદી જૂદી યોજનાઓ કરી છે. પરંતુ ઘણુંકરી આ શીખવાની યોજના ત્રણ વરસ સુધીની હોય છે. ત્યાં કારખાનાના દરેક વિભાગમાં તેમને કામ કરવું પડે છે. ઉમેદવારો પાસેથી ત્ર્યાસ પૌંડથી ૨૫૦ પૌંડ સુધીની શીખવાની ફી લેવામાં આવે છે. પરંતુ ઘણુંકરી એ ફીના પૈસા પગાર સ્વરૂપે ઉમેદવારોને પાછા મળે છે.

**ગ્રાઉન્ડ એંજીનીઅરીંગ.**

ખાસ ગ્રાઉન્ડ એન્જીનીઅરોની પણ પાંચ ગ્રેડ હોય છે. તેના લાયસેન્સ નીચે મુજબ છે. એર મીનીસ્ટ્રી તરફથી એ પરીક્ષાઓ લેવાય છે.

A વિમાનો આકાશમાં ઉડે છે તે પહેલા તપાસવાનું સર્ટીફીકેટ

B વિમાનો રિપેર થઇ તૈયાર થાય છે ત્યારે તપાસવાનું સર્ટીફીકેટ

C ઉડ્ડયન પહેલાં વિમાનના એંજીન તપાસવાનું સર્ટીફિકેટ

D વિમાનપ્રવાસ કરી આવ્યા પછી વિમાનના એંજીનની તપાસણી

E વિમાનોની પ્રકીર્ણ રીતે અંગેઅંગ તપાસામણી

તે ઉમેદવાર એકવીસ વરસથી મોટો હોવો ન જોઇએ. એ ગ્રાઉન્ડ એન્જીનીઅરીંગની શિક્ષા નીચેની સંસ્થાઓ આપે છે

૧ કૉલેજ ઓફ એરોનૉટીકલ એન્જીનીઅરીંગ ચેલસા.

૨ ડી. હેવીલૅન્ડ ટેકનીકલ સ્કૂલ, હેટફીલ્ડ

૩ એરસર્વીસ ટ્રેનીંગ હેમ્બલ સૌધમ્પ્ટન.

## વાણિજ્યના વીમાનોની B સર્ટીફીકેટ

આ અઘરી અને મ્હેનતથી પાસ થવાય તેવી પરીક્ષા છે. એનો ઉમેદવાર સંપૂર્ણ શારીરિક વિકાસ ધરાવનાર જોઇયે. ઓગણીસ વરસની ઉમરથી મોટો ન જોઇયે. તે પહેલાં તેણે A લાયસેન્સ મેળવવું જોઇયે. તે સિવાય ઉડ્ડયના વિમાનની બનાવટ, વિમાન એકત્ર કરવાની ક્રિયા, નકશાઓ અને દિશાશોધન, ધ્રુવની વપરાસ, અને ઋતુમાન તથા વિમાનને લગતા દેશપરદેશના ધારાઓ સંબંધી સામાન્ય જ્ઞાન તેણે મેળવવું જોઇયે. તે સિવાય એને જ્યારે અંધકારમાં ઉડ્ડયનની કલા પ્રાપ્ત થાય ત્યારે જ B લાયસેન્સ મળે છે. દર માસે એ લાયસેન્સ ફેરવવું પડે છે. શરીરે સશક્ત છે એવી સર્ટીફીકેટ એ લાકેસેન્સ ફેરવવાની એક માત્ર સરત છે.

## બીજા આનુષંગિક ધંધા.

દોરડાં વગરના તારના સંદેશા શાપુક મૂકનારની દરેક મોટા વિમાનમાં જરૂર પડે છે. તે જ વ્યક્તિને વિમાનચાલનનું જ્ઞાન પણ હોવું જાઇયે. તે હમેશાં મદદનીશ પાઇલટ બને છે. ઇમ્પીરીઅલ એરવેઝ પોતાનાં ઉડ્ડયન આધકારીઓને વાયરલેસ ઉપરાંત ગ્રાઉન્ડ એન્જીનીઅરીંગનુ લાયસેન્સ હોવાનું ફરજીયાત રાખે છે. લંડનની એરમીનીસ્ટ્રી હવામાં ઉડ્ડયન અને ચાલનની યોગ્યતાની પરીક્ષા લઇ સર્ટીફીકેટો આપે છે. દોરડા વગરના સંદેશા મૂકનાર પાસે પોસ્ટ માસ્ટર જનરલનું સર્ટીફીકેટ હોવું જોઇયે આ સર્વે માટે જે કાયદાકાનુનો બનાવાયા છે તેની નકલ એરમીનીસ્ટ્રીના સેક્રેટરી પાસેથી મળી શકે છે.

## એરોડ્રોમના સુપરિન્ટેન્ડેન્ટો

ખાસ પસંદ કરેલાં, તેજસ્વી, બુદ્ધિમાન યુવકોને માટે ઇમ્પીરીયલ એરવેઝ લીમીટેડે સુપરિટેન્ડન્ટની પરીક્ષા અને શિક્ષણનો પ્રબંધ કર્યો છે. એ યુવકોએ સારૂં શિક્ષણ મેળવ્યું હોય, શરીરે નીરોગી હોય, સાહસિક હોય, આંખ અને કાનનો ઉપયોગ કરી જાણતાં હોય તો જ આ શિક્ષણનો લાભ મેળવી શકે. હિંદમાં ડાયરેકટર ઓફ એવીએશન હિંદી યુવકોને ખાસ ચુંટી શિક્ષણ માટે ઇમ્પીરીયલ એરવેઝ લીમીટેડની સંસ્થામાં મૂકે છે.

એરોપ્લેનમાં ફોટો લેનારા, હવામાન તપાસનારા, સર્વે કરનારા, ભાડૂતી પેસેંજરોનાં વિમાનો, મોજશોખ માટે ઉડાવનાર, નામાંકિત સ્થાનો દેખાડનારા એવાં અનેક જાતનાં વિમાનો થાય છે. યુરોપમાં તો એમનો વ્યવહાર ઘણો જ વધી પડ્યો છે. હિંદમાં પણ એ ખૂબ વધશે. આ વિમાનોમાં ચાલીસેક જાતના જુદાજુદા ધંધાદારીઓની જરૂર પડે છે.

## વિમાનો સંબંધી પરચુરણ

વિમાનો વેચવાની દુકાનો હજી હિંદમાં નીકળી નથી. હિંદ બહુ ગરીબ દેશ છે. છતાં અમીર, ઉમરાવ, જમીનદારો, રાજાઓ હવે વિમાનો ખરીદી શકે તેટલાં એ સસ્તાં થયાં છે. વિમાનોનો વિમો ઉતારે એવી કંપનીઓ હિંદમાં છે. સારાં વિમાનો આઠથી દશ હજાર રૂપિયામાં મળે છે. એમની મરામત માટે હજી વર્કશોપની ઉણપ છે. વિમાનો વધતાં એ ઉણપ દૂર થશે. વિલાયતમાં તો સ્ત્રીઓ પણ ઉડવાનું શીખવા માટે તૈયાર થઈ છે એમી મોલીસન અને બીજી ઘણી સન્નારીઓ એ વિદ્યામાં ખૂબ આગળ વધી છે. હિંદમાં પણ કોઈ કોઈ કુમારિકા એ ધંધો શીખે છે. પરંતુ હજી બહુ થોડા પ્રમાણમાં વિમાનો ચલાવનાર તરીકે એમનો પ્રવેશ છે.

## હિંદી યુવકો પ્રત્યે

યુવકો, જો તમે બેકારીને દૂર કરવા માગતા હો તો આ ધંધો ખૂબ આગળ ધપતો છે. વકીલ, ડૉક્ટર, એન્જીનીઅરોના ધંધામાં માલ રહ્યો નથી. વિલાયત જઈ ત્રણ વરસ સુધી ભણી બૅરિસ્ટર થઈ આવો તે કરતાં B લાયસેન્સ મેળવો ને વધારે સારું છે કારણ કે આવાં B લાયસેન્સ ધરાવનારાઓની માગ ઘણી સારી છે. આ ધંધો યુવાનીનો ઉચ્છ્વાસ ફુરે પાડનાર છે. ઉપર આકાશમાં હલકી હવામાં પર્વતોની હવા પેઠે ઉલ્લાસમય વાતાવરણ રહે છે. તેમાં તમારી યુવાની ખીલી ઉઠશે. તમે જેવી રીતે જમીન ઉપર મોટર-કારો હાંકો છો, ખૂબ ભીડ વચ્ચે પણ માનસિક સમતા મેળવી ઝડપથી નીકળી જાઓ છો તેવી જ રીતે વિમાનના ચાલકનું છે. ભગવાનનું સમતોલપણું, સર્વે ઋતુઓની આબોહવા સહન કરવાની ટેવ, હૃદયમાં તરવરાટ અને સ્ફૂર્તિકારક તથા માનસિક ધૈર્ય કેળવવાની શક્તિઓ આથી મળશે. આ ધંધામાં સેંકડો-બલ્કે-હજારો યુવકો માટે અવકાશ છે.

## કેપ્ટન નોર્મન મેકમીલનની સલાહ

એ વિમાની ખાતાનાં જોખમદાર ઓધ્ધા ધરાવનાર ગૃહસ્થ જણાવે છે કે—જે યુવક પ્રવાસ કરી શકવાને શક્તિમાન છે તેને વિમાની વિદ્યામાં રસ ઉત્પન્ન થવો જોઈએ. ૨૦૦૦૦ ફીટથી ઉંચે ઉડનારનાં હૃદય અને સ્નાયુ મજબૂત હોવાં જોઈએ. જેવી રીતે ઘણાઓને સમુદ્રભ્રમણનો શોખ હોય છે તેવી જ વાયુમાં આકાશયાનની મુસાફરી તેને યોગ્ય થઈ પડે છે. આમાં સાધારણ સમજબુદ્ધિ, આકાશમાં ફરવાનો શોખ, માનસિક શક્તિ અને ખુશ મીજાજ રાખ્યો હોય તો આકાશમાં ઉડ્ડયનમાં ખૂબ સહકાર મળે છે.

---

# ધૂલિ

: શાર્દૂલવિક્રીડિત :

પૃથ્વીના પગથારમાં જનમી હું હૈયે ધરી એષણા-
કે 'આ વિશ્વ સમસ્તના કણકણે ઘૂમી વળું વેગથી,
સ્પર્શું ચેતનજાડયના જીવનને, આત્માતણી વેદના
છૂપીને સુણી, કાય આ મુજતણી હોમું દુઃખો ફેડવા.'

વાતો વાયુ દિશાથી આવી મુજને તેડી લીયે કે'ડમાં,
જેની સાથ વિહાર ઉર્ધ્વ કરતી દશ્યો નિહાળું નવાં,
જોઉં મેઘધનુષ્ય ઉચ્ચ ગગને, દૃષ્ટિ કરૂં ભૂતલે,
હિંસા, મદ, મોહ ને અસતના કેવા બખેડા થતા!

થોડો તર્ક કરૂં તહીં, પળમહીં નીચે પડું માતને
ખોળે, હું ખુબ ખેલતી-મલપતી ઉત્સાહથી નાચતી,
ને મીઠાં ગીત ગાઈને મધુરવાં આ વિશ્વના સૂરમાં
મારો સૂર પૂરી વસું અધુકડો, હો કોઈને ના તમા.

દીઠાં છે મુજ અંગના અણુઅણુ સન્દેશ પોકારતા ?-
'સૂક્ષ્મોથી પણ સૂક્ષ્મ કાય કરીને, વ્યાપી રહી બ્રહ્મને,
અંશેઅંશ ભૂલી જઈ હુંપદને, પ્રાણોથકી પ્રાણને
જોડીને અમરત્વમાં ડગભરી હૈડું ભરી રાચવું'
અશ્રો હર્ષપ્રમત્ત સૂર ફુંકીને ચૂમે મને હોંશથી
લાંબા બાહુ પ્રસારીને પ્રણયથી હું ધૂલિ ભીની બનું.

આ બ્રહ્માંડ-શરીર સ્થૂલ ઉપજ્યું મારાથકી, એહમાં
આકારે વિધવિધ લૈ જડ અને જીવોસદા સંચરૂં,
પ્રાણો ભવ્ય વિરાટ આ જગતના રાખું પુરી મુજમાં,
જન્મે સૌ મુજ અંકમાં, વળી લીયે છેલ્લી સમાધિ હુંમાં.

મોહિનીચંદ્ર

# સાહિત્યનું તાત્પર્ય

જયંતીલાલ આચાર્ય

બહારનું જગત આપણા મનમાં પ્રવેશ કરીને બીજું એક પ્રકારનું જગત થઈ જાય છે. તેમાં કેવળ બહારના જગતના રંગ, આકૃતિ, ધ્વનિ વગેરે છે. તેટલું જ નથી પણ તેની સાથે આપણું સારું લાગવું–ખરાબ લાગવું, આપણો ભય-વિસ્મય, આપણાં સુખ-દુઃખ જોડેલાં છે ને આપણી હૃદયવૃત્તિના વિચિત્ર રસમાં અનેક રીતે આભાસિત થઈ રહે છે.

આ હૃદયવૃત્તિના રસમાં હજમ કરીને આપણે બહારના જગતને વિશેષરૂપે આપણું બનાવી લઈએ છીએ.

જેવી રીતે કોઈના જઠરમાં પાચકરસ પૂરતો ન હોવાથી બહારના ખાદ્યને તે બરાબર રીતે પોતાના શરીરની વસ્તુ નથી બનાવી શકતો તેવી રીતે હૃદયવૃત્તિનો પાચકરસ જેઓ પૂરતી રીતે જગતમાં પ્રયુક્ત કરી નથી શકતા, તેઓ બહારના જગતને અન્તરનું જગત, પોતાનું જગત, મનુષ્યનું જગત બનાવી નથી શકતા.

કેટલાક એવા જડપ્રકૃતિવાળા લોકો હોય છે જેમનાં હૃદયનું ઔત્સુક્ય જગતના અલ્પ વિષયોમાં જ હોય છે. આવા લોકો જગતમાં જન્મગ્રહણ કરવા છતાં ય મોટે ભાગે જગતથી વંચિત રહે છે. તેમના હૃદયની બારીઓ સંખ્યામાં ઓછી અને વિસ્તારમાં સાંકડી હોવાથી વિશ્વમાં તેઓ પ્રવાસી થઈને રહે છે.

કેટલાક એવા ભાગ્યશાળી લોકો પણ હોય છે જેમનાં વિસ્મય, પ્રેમ અને કલ્પના સર્વત્ર જાગ્રત રહે છે. પ્રકૃતિને ખૂણેખૂણેથી તેમને નિમંત્રણ મળે છે, સંસારનાં વિવિધ આન્દોલનો તેમની ચિત્તવીણાને વિવિધ રાગિણીમાં રણઝણાવે છે.

બહારનું વિશ્વ એઓના મનમાં હૃદયવૃત્તિના વિવિધ રસોમાં, વિવિધ રંગોમાં, વિવિધ પ્રતિકૃતિમાં, વિવિધ રીતે તૈયાર થાય છે.

ભાવુકના મનનું આ જગત બહારના જગત કરતાં મનુષ્યનું પોતાનું વધારે અંગ છે. ને હૃદયની સહાયતાથી મનુષ્યના હૃદયને માટે વધારે સુગમ થઈ જાય છે. તે આપણું

---

* મૂળ લેખક રવીન્દ્રનાથ ઠાકુર બંગાળીમાંથી અનુવાદ

ચિત્તના પ્રભાવથી જે વિશેષત્વ પ્રાપ્ત કરે છે. તેથી જ મનુષ્યને માટે બધા કરતાં વધારે ઉપભોગ્ય છે.

તેથી જ જોવામાં આવે છે કે બહારના જગતની સાથે માનવના જગતનો મોટો ભેદ છે. કોઈ વસ્તુ ધોળી છે, કોઇ કાળી છે; કોઇ વસ્તુ મોટી છે, કોઇ નાની છે. માનવ-જગત માત્ર તેટલી જ ખબર આપતું નથી; પરંતુ કઇ વસ્તુ પ્રિય છે, કઇ અપ્રિય છે, કઇ વસ્તુ સુન્દર છે, કઇ અસુન્દર છે, કઈ વસ્તુ સારી છે, કઇ ખરાબ છે–માનવજગત તે વાત વિવિધ સૂરમાં બોલે છે.

આજે મનુષ્યનું જગત છે તે આપણા દરેકના હૃદયમાં વહેતું આવ્યું છે. આ પ્રવાહ પુરાતન છે છતાં નિત્ય–નૂતન છે. નવીનવી ઇન્દ્રિયોમાં, નવાંનવાં હૃદયોમાં થઇને આ સનાતન સ્રોત ચિરદિન નવો થતો વહ્યો આવ્યો છે.

પણ આને કેમ કરીને મેળવાય? તેને કયા ઉપાયથી પકડી રખાય? આ અપરૂપ માનસ જગતને રૂપ આપીને વારંવાર બહાર પ્રકાશમાં ન આણી શકવાથી તે હમેશાં સૃષ્ટ અને હમેશાં નષ્ટ થતું જાય છે.

પણ આ વસ્તુ નષ્ટ થવા નથી ઇચ્છતી. હૃદયનું જગત પોતાને વ્યકત કરવાને માટે વ્યાકુળ છે. તેથી જ ચિરકાળથી મનુષ્યમાં સાહિત્યનો આવેગ જોવામાં આવે છે.

સાહિત્યનો વિચાર કરતી વખતે બે વસ્તુઓ જોવી જોઇએઃ પ્રથમ, વિશ્વ ઉપર સાહિત્યકારના હૃદયનો અધિકાર કેટલો છે; બીજું, તે સ્થાયી આકારે કેટલે અંશે વ્યકત થયો છે?

દર સમયે આ બન્નેમાં સામંજસ્ય હોતું નથી. જ્યાં હોય છે ત્યાં દૂધમાં સાકર ભળ્યા સમાન છે.

કવિનું કલ્પનાસચેતન હૃદય જેટલું વિશ્વવ્યાપી હોય તેટલી જ તેની રચનાની ગંભીરતાથી આપણી પરિતૃપ્તિ વધે છે; માનવજગતની સીમા તેટલી જ વિસ્તરીને આપણું ચિરંતન વિહારક્ષેત્ર વિપુલ થાય છે.

કિન્તુ રચનાશકિતનું નૈપુણ્ય પણ સાહિત્યમાં ઘણું મૂલ્યવાન છે; કારણ કે જેનો આધાર લઇને તે શક્તિ પ્રકાશ પામે છે તે સરખામણીમાં તુચ્છ હોવા છતાં ય આ શકિત સંપૂર્ણ રીતે નષ્ટ થતી નથી. તે ભાષામાં, સાહિત્યમાં એકઠી થતી જાય છે. આથી માણસની પ્રકાશ–શકિતની વૃદ્ધિ થાય છે. આ શકિત મેળવવા માટે મનુષ્ય નિશદિન વ્યાકુળ છે. જે કૃતિઓની સહાયતાથી મનુષ્યની આ શકિત પરિપુષ્ટ થતી જાય છે તેમને યશસ્વી કરીને ઋણ પતાવવાનો પ્રયત્ન માણસ કરે છે.

જે માનસજગત હૃદયભાવના ઉપકરણદ્વારા અંતરમાં સર્જાય છે તેને બહાર આણવાનો ઉપાય શો?

તેને એવી રીતે પ્રકાશ કરવો પડશે, જેથી હૃદયનો ભાવ ઉદ્દિક્ત થાય.

હૃદયના ભાવનો ઉદ્રેક કરવાને ઘણી સામગ્રીની જરૂર પડે.

પુરુષોનાં ઑફિસનાં કપડાં સીધાં સાદાં હોય છે તે જેટલાં ઓછાં, તેટલાં જ કાર્યમાં ઉપયોગી થાય છે. સ્ત્રીઓના વેશ-આભૂષણ લજ્જા-શરમ, ભાવ-ભય બધા સભ્ય સમાજમાં પ્રચલિત છે.

સ્ત્રીઓનું કામ હૃદયનું કામ છે. તેમને હૃદય આપવાનું છે, હૃદય આકર્ષવાનું છે. આથી તેમને ઠીકઠીક [માટે કેવળ સીધું, સાદું, તૂટેલુંફાટેલું ચાલે નહિ. પુરુષોને માટે હોય નો ચાલે, પણ સ્ત્રીઓને માટે સુંદર હોવું જોઇએ. મોટે ભાગે પુરુષનો વ્યવહાર સુસ્પષ્ટ હોય તો જ સારો; પણ સ્ત્રીઓના વ્યવહારમાં અનેક આવરણ, આભાસ ઇંગિત હોવાં જોઇએ,

સાહિત્ય પણ પોતાના પ્રયત્નને સફળ કરવા માટે અલંકારનો, રૂપકનો, છન્દનો, આભાસનો, ઇંગિતનો આશરો લે છે. દર્શન અને વિજ્ઞાનની માફક નિરલંકાર રહેવું તેને ન પાલવે.

અપરૂપને રૂપદ્વારા વ્યક્ત કરવા જતી વખતે વચનમાં અનિર્વચનીયતાનું રક્ષણ કરવું પડે છે. નારીમાં જેમ શ્રી અને હ્રી છે, સાહિત્યમાં અનિર્વચનીયતા પણ તેવી જ છે. તે અનુકરણથી અતીત છે. તે અલંકારનો અતિક્રમ કરે છે, તે અલંકારથી આચ્છન્ન થતી નથી,

ભાષામાં આ ભાષાતીતને પ્રતિષ્ઠિત કરવા માટે સાહિત્ય પ્રધાનતઃ ભાષામાં બે વસ્તુઓ મેળવે છે; ચિત્ર અને સંગીત.

વાણીદ્વારા જે બોલાય નહિ તે ચિત્રદ્વારા બોલાય છે. સાહિત્યમાં આ ચિત્ર આંકવાની સીમા નથી ઉપમા, તુલના, રૂપકદ્વારા ભાવો પ્રત્યક્ષ થવા માગે છે. "દેખિબારે આંખિ-પાખી ધાય" ["જોવાને આંખ પક્ષી દોડે છે."] આ એક વાતમાં બલરામદાસે શું નથી કર્યું! વ્યાકુળ દૃષ્ટિની વ્યાકુળતા ફક્ત વર્ણનથી કેવી રીતે વ્યક્ત કરી શકાય! દૃષ્ટિ પક્ષીની માફક ઉડી નીકળી છે. આ ચિત્રથી પ્રકાશ કરવાની અનન્ત વ્યાકુળતા મુહૂર્તમાં શાન્તિ પ્રાપ્ત કરી રહી છે.

આ સિવાય છન્દમાં, શબ્દમાં, વાક્યવિન્યાસમાં સાહિત્યને સંગીતનો આશ્રય તો લેવો જ રહ્યો. જે કોઇપણ રીતે બોલી ન શકાય, તે સંગીતદ્વારા જ બોલાય. જે વાત અર્થવિશ્લેષણથી સામાન્ય લાગે છે તે સંગીતદ્વારા અસામાન્ય બને છે. વાણીમાં વેદનાનો આ સંગીત જ સંચાર કરે છે.

આથી જ ચિત્ર અને સંગીત સાહિત્યનાં પ્રધાન ઉપકરણ છે. ચિત્ર ભાવને આકાર આપે છે, સંગીતભાવને ગતિ આપે છે, ચિત્ર દેહ છે, સંગીત પ્રાણ છે.

પણ ફક્ત માણસનું હૃદય જ સાહિત્યની પ્રધાન વસ્તુ છે તેમ નથી. મનુષ્યનું ચરિત્ર પણ એવી એક પ્રકારની સૃષ્ટિ છે, જે જડસૃષ્ટિની માફક આપણી ઇન્દ્રિયોદ્વારા અધીન થતી નથી. તેને ઊભા રહેવાનું કહેવાથી ઊભું નહિ રહે. તે મનુષ્યને માટે પરમ ઔત્સુક્યજનક છે, પણ તેને પશુશાળાનાં પશુની માફક બાંધીને પાંજરામાં પૂરીને તેનું નિરીક્ષણ કરવું તે કોઇ સહેલો ઉપાય નથી.

આ નિશ્ચિતતાથી અતીત જે વિચિત્ર માનવચરિત્ર છે તેને પણ સાહિત્ય અંતર્લોકમાંથી બહાર પ્રતિષ્ઠિત કરવા માગે છે. આ અત્યન્ત ભારે કામ છે. કારણ કે માનવચરિત્ર સ્થિર નથી, સુસંગત નથી. તેના અનેક અંશ છે, અનેક સ્તર છે. તેની અંદર અને બહાર વિના બાધા આવવું-જવું સહજ નથી. તે સિવાય તેની લીલા એટલી સૂક્ષ્મ, એટલી અચિંતનીય, એટલી આકસ્મિક છે, કે તેને પૂર્ણ રૂપે હૃદયગમ્ય કરવી તે અસાધારણ શક્તિનું કામ છે. વ્યાસ-વાલ્મીકિ-કાલિદાસ પ્રભૃતિ આ કામ કરતા આવ્યા છે.

હવે આ સમસ્ત વિચારણીય વિષયને સંક્ષેપમાં મૂકવો હોય તો કહી શકાય કે સાહિત્યનો વિષય માનવહૃદય અને માનવચરિત્ર છે.

કિન્તુ 'માનવચરિત્ર' બોલવાથી જાણે વધારે પડતું બોલાઇ ગયું. વસ્તુત: બાહ્ય પ્રકૃતિ અને માનવચરિત્ર મનુષ્યના હૃદયમાં ક્ષણેક્ષણે જે આકાર ધારણ કરે છે, જે સંગીત ધ્વનિત કરી મૂકે છે, તે જ ચિત્ર અને તે જ ગાન ભાષામાં મૂકવાથી સાહિત્ય થાય છે.

ભગવાનનો આનન્દ પ્રકૃતિમાં, માનવચરિત્રમાં પોતે પોતાની સૃષ્ટિ કરી રહ્યો છે. મનુષ્યનું હૃદય પણ સાહિત્યમાં પોતાને સર્જવા, વ્યક્ત કરવા પ્રયત્ન કરી રહ્યું છે. આ પ્રયત્નનો અંત નથી, તે વિચિત્ર છે. કવિઓ માનવહૃદયના આ ચિરંતન પ્રયત્નના ઉપલક્ષ્ય માત્ર છે.

ભગવાનની આનન્દસૃષ્ટિ પોતામાંથી સ્વયં નિકળે છે. માનવહૃદયની આનન્દસૃષ્ટિ તેનો જ પ્રતિધ્વનિ છે. આ જગતસૃષ્ટિના આનન્દગીતનો ઝંકાર આપણી હૃદયવીણા તંત્રીને અહરહ સ્પન્દિત કરી રહ્યો છે. આ જે માનસ સંગીત-ભગવાનની સૃષ્ટિના પ્રતિઘાતથી આપણા અંતરમાં જે સૃષ્ટિનો આવેગ છે-તેનો જ વિકાસ, સાહિત્ય છે. વિશ્વનો નિ:શ્વાસ આપણી ચિત્રબંસરીમાં કયી રાગિણી વગાડે છે તે જ સ્પષ્ટ કરીને સાહિત્ય પ્રકાશિત કરવાનો પ્રયત્ન કરે છે. સાહિત્ય કોઇ ખાસ વ્યક્તિનું નથી, તેના રચયિતાનું નથી-તે તો દૈવવાણી છે. બાહ્યસૃષ્ટિ જેમ તેનું સારું-નરસું, તેની અસંપૂર્ણતા હોવા છતાં ય ચિરકાળથી વ્યક્ત થવા પ્રયત્ન કરી રહી છે-તે પ્રકારે આ વાણી પણ દેશેદેશે, દરેક ભાષામાં આપણા અન્તરમાંથી બહાર આવવાને માટે નિરન્તર પ્રયત્ન કરી રહી છે*

બંગાળી સાલ-૧૩૧૦

* થોડા સમયમાં પ્રસિદ્ધ થવાના 'સાહિત્ય' નામના પુસ્તકના એક પ્રકરણનો અનુવાદ

# પીચકારી

( એક જ દે ચીનગારી......એ 'રેકર્ડ' રાગ )

શાને દો પી–ચ–કા–રી !
દાક્તરજી ! શાને દો પીચકારી ?
ટિંકચર આયોડિન ઘસતાંઘસતાં,
ચામડી જાયે બહેર મારી;
પીનતણા ઝીણા ચચરાટે
વધતી વેદના મ્હારી. દાક્તરજી !...૧

(ડોઝ) ગોળીઓ પીતાં ખાતાં,
તબિયત સુધરી ન મ્હારી;
ઈંજેક્શનથી શાને ધારો
તકદીર ફેરી યારી ? દાક્તરજી !...૨

પેટંટ, (ટૉનિક) સૂચવો તમે, પણ-
નાણાંની છે મોંઘવારી,
એના કરતાં હું હવે ધારું,
કુદરતદવા છે સારી. દાક્તરજી !...૩

બિલ તમારાં ચાલૂ બાકી છે
એ ચિંતા મને ભારી,
તેમાં ત્રણ રૂપીઆ પીચકારીએ
શાને દેવા વધારી ? દાક્તરજી !...૪

આપને યમના ભાઈ ગણે સૌ,
હરદી ગણે જ...મા...ઈ;
પેટી તમારી પૅક કરીને
ઘેર પધારો ભાઈ ! દાક્તરજી !...૫

વૈદહકીમની શું ખોટ થઈ
કે ઔષધની બંધ બારી ?
દાક્તર ! તમને ચપ દઈ સૂઝે,
મારી દો પીચકારી. દાક્તરજી !...૬

[॥ ઈંજેક્શનપ્રિયા ડૉક્ટરાઃ ક્ષમન્તુ ॥]

બલવંત સંઘવી

# વ્યાકરણ ચર્ચા

## કોણે શું ખાધું ?

નિર્વર્ગ્ય

જયા : રમા! તેં આજે ખૂબ ખાધું છે કે શું ?
રમા : ના, બેન.
જયા : તો પછી તું ઓડકાર કેમ ખાયા કરે છે?
રમા : આજે મને કોણ જાણે ખાટા ઓડકાર જ આવ્યા કરે છે.
જયા : બેન, ત્યારે તું આજે સાંજે ખાઈશ નહિ, કેમકે ખાટા ઓડકાર આવવા એ અપચાની નિશાની છે.

આ પ્રમાણે બે બેનો વાતચીત કરતી હતી એવામાં કાંતા આવી. તે બોલી કે જયાબેન! તમે મળશો એમ મને આશા ન હતી, કેમકે હું અહીં આવવા તૈયાર થઇ એવામાં મારી નાની બેન શાંતાએ છીંક ખાધી.

જયા : શું તમે એવી છીંકને અપશુકન ગણો છો ?
કાંતા : હા, મને એનો વહેમ તો ખરો.
જયા : તો પછી તમે કેમ આવ્યાં?
કાંતા : મેં તમને આજે મળવાનું કહ્યું હતું એટલે મારે ફેરો ખાધા વગર છૂટકો ન હતો, એથી હું આવી.
જયા : હું તો તમને મળી, તો પછી આ અપશુકન કેવા?
કાંતા : એ અપશુકન સાચું ન પડ્યું એટલે ખોટું.
જયા : કાંતા, બેન! તમને ખાંસી થઈ જણાય છે? જુઓને, તમે વાત કરતાં જાઓ છો અને ઉધરસ ખાતાં જાઓ છો, વાસ્તે હવે જરા દમ ખાઓ અને પછી બોલજો. તમે ખાંસી માટે બેદરકારી તો નહિં રાખતા હો. એ તો તમને યાદ હશે જ કે કજીઆનું મૂળ હાંસી છે અને રોગનું ઘર ખાંસી છે.
કાંતા : હું ખાંસી માટે ચાંપના ઈલાજ કરું છું અને હવે એ પહેલાં કરતાં ઓછી થઈ.
જયા : ઠીક ત્યારે ચાલો, આપણે બધાં હીંચકા ખાઈએ. હીંચકા ઉપર બેઠાં બેઠાં વાતો પણ કરીશું.

રમાનો મોટો ભાઈ કિરીટ બાજુના ઓરડામાં સૂતેલો હતો. તે આ વાતચીતના ઘોંઘાટથી જાગી ઉઠ્યો. પછી તે આંખ ચોળતોચોળતો તેમજ આળસ અને બગાસાં

ખાતોખાતો જયાના ઓરડા તરફ ચાલ્યો. ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલતાં તે ઉમરા સાથે અથડાયો અને ગુલાંટ ખાતો બચી ગયો. પછી તે જયા પાસે આવ્યો અને રોફથી બોલવા લાગ્યો કે 'તમે બધાં તમારા મગજમાં શી ખાંડ ખાઓ છો?' તે આગળ બોલવા જતો હતો એટલામાંજ જયાએ ધીરેથી કહ્યું કે ભાઇ! જે આપણા પૈસા ખાઇ ગયો હોય તેને પણ આપણે આવા રોફથી કશું ન કહી શકીએ તો પછી તું આવું કડક મગજ કેમ રાખે છે? જો તું તારી આવી કુટેવ સુધારશે નહિ તો આગળ જતાં કોઇકને હાથે માર ખાશે. હું તો તારી મોટી બેન થાઉં છું એટલે ગમ ખાઉં છું. જો, આ કાંતાબેન મને મળવા આવ્યાં છે. આ પ્રમાણે આપણે ઘેર કોઇ આવ્યું હોય અને તું ગમે તેમ બોલવા માંડે તે ઠીક કહેવાય? લે, તું કહેતો હોય તો અમે બધાં આ હીંચકો તને ખાલી કરી આપીએ. તું એના ઉપર સુખેથી બેસ.

શિરીષ: નાજી, હું આ સામેની ખુરસી ઉપર બેસું છું. મોટી બેન, મારી ભૂલ થઇ ગઇ. તમે બાને વાત ન કરતાં.

જયા : રમા! ભાઇને પંખો ખાવા આપ. એને પરસેવો થયો છે.

રમાએ શિરીષને પંખો આપ્યો. કાંતાએ ઉઠવાની તૈયારી કરવા માંડી એ જોઇને જયાએ તેની પાસે મુખવાસ મૂકયો, અને પૂછ્યું કે આ ફેરી હવા ખાવા માટે કયાં જવાનું નક્કી થયું છે?

કાંતા : હજી કંઇ નક્કી થયું નથી. થશે એટલે હું તમને તરત ખબર આપીશ.

કાંતાએ જવા માંડયું ત્યારે બધાં તેમને બારણા સુધી મૂકવા ગયાં. શિરીષ પણ સાથે હતો.*

---

* આ 'ખા' ધાતુના વિશિષ્ટ પ્રયોગોની સંકલનાપૂર્વકની એક કાલ્પનિક કથનિકા છે.

તેમ એકદમ ઉઠી ને ઉન્મત્ત બની પોતાના ઓરડામાં ઘુમવા લાગી. પોતાની ટ્રંક પાસે આવી અને થોડાંક કપડાં કાઢયાં ને રૂમાલમાં બાંધવા લાગી. દીલના તારેતારે ગુંથાએલ દિનેશને ઉંઘતો છોડી જવા ધાર્યું. પણ નારીહૃદયની સ્વાભાવિક નિર્બળતા-કોમળતા વ્યક્ત કરતું એક ડુસકું આવી ગયું, લેવાઇ ગયું. કો તેજસ્વી દીપક પ્રતિ સ્વાભાવિક ખેંચાઈ જતાં મનપતંગને પ્રખર સંયમબળ શાન્ત પાડવા મથતો દિનેશ હજી ઉંઘ્યો જ નહોતો. ઓશીકે મૂકેલો દીવો જરા સતેજ કર્યો ને એકદમ સવિતા પાસે આવ્યો.

જાણે સાતમે પાતાળથી શંકરને રીઝવવા પાતાળગંગા ન પધારી હોય! તેમ પ્રેમ, લાગણી, આવેશ ને નિરાશ્રિતાના પ્રતિબિંબશા અશ્રુસરવરીએ સવિતાના વદનકમળને ન્હોતું દીઠું.

"કેમ! પાછું અત્યારે કોણ યાદ આવ્યું!"

"ત્હમને કોણ બોલાવે છે? જાવ ને!"

"પણ આજ ત્હેં શું માંડયું છે? કંઇ સ્હમજાતું નથી."

"ત્હમારે જાણીને શું કામ છે?'

"કહેતી નથી ને ઉંઘવા ય નથી દેતી," દિનેશ અકળાયો.

"મેં તમને બહુ કેડયા છે, સતાવ્યા છે, હવે નહિ સતાવું, નહિ બોલાવું હો! જાવ! સુઇ જાવ, તબીયત બગડશે."

સવિતાએ પરાણે ડુમો રોકયો ને દિનેશની દૃષ્ટિબહાર નહોતું.

"નિષ્ઠુર! રડે છે ને રોવરાવે છે?" દિનેશે ધીમેથી સવિતાના ગાલ પર ટપલી મારી. ત્હેના મ્હોંરા પર ક્રોધની રેખાઓ તરવરી રહી હતી; પણ સ્વરમાં મેઘલી રાત્રે ટહુકતા મયૂરની કેકા હતી.

"દૂર જાવ. શરમાતા નથી? મ્હને ટપલી મારવાનો અડકવાનો ત્હમને શો હક છે! શી સભ્યતા!" સવિતાએ દિનેશ પર એક તિરસ્કારપૂર્ણ કટાક્ષદૃષ્ટિ ફેંકી તુરત ખેંચી લીધી.

"સવિતા ત્હને સ્પર્શ કરવાની ખાતર જ જો એ ટપલી મારી છે એમ તું માનતી હોય તો હું કિસ્મોર છું. બાકી જો તું માને તો મ્હારાથી સ્વાભાવિક રીતે જ એમ થઇ ગયું."

"હું તો માનું જ છું. ત્હમે નથી માનતા."

"કેમ?"

"લાગણીના બીજમાંથી પક્ષ્ણની પ્રેમવેલી પુરપાટદયે જ પાંગરતી હશે નહિં?"

"નહિ સવિતા! મનુષ્ય તો શું પણ પશુપંખી માત્ર એ લાગણી અનુભવે છે અને એને આધીન પણ છે"

"અપરંપ હશે સારૂં ય વિશ્વ હશે, પણ હું તો જડ છું. મ્હને એવી લાગણી થવી જ ન જોઈએ; મ્હારે હૃદય જ નથી. હોવું જ ના જોઇએ. કારણ હું પરણેલી છું. મ્હારે સ્વામી છે."

. દિનેશથી એ દૃષ્ટિ પ્રતિ ન જોવાયું, "સવિતા! શું કરૂં? ત્હારી ભાવના કદાચ વાસ્તવિક હોય, પણ તું પરણેલી છે."

"હા, હા, પરણેલી છું, સૌભાગ્યવતી છું, સુખસંપન્ન છું. મ્હારે શું નથી! રહેવા ઘર ને ખાવા ધાન્ય છે, દારૂડીયો પરસ્ત્રીલંપટ અને શબ્દેશબ્દે સોટીઓ ફટકાવતો પુણ્યાત્મા પતિ પ્રભુ છે. હું સુખી છું! મ્હારે શું નથી?"

"સવિતા! તું એમ સમજે છે કે હું ત્હારૂં હૃદયમંથન નથી સ્હમજતો?"

"સ્હમજતા નથી, સાંભળો છો, ફક્ત સાંભળવા ખાતરજ?"

"સવિતા, હું એટલો બધો નિષ્ઠુર નથી હો! મ્હને ક્રોધિત કરવાને બદલે તું ધીરજવી છે. મ્હારા હૃદયમાં ત્હારા પ્રેમની કિંમત છે. પણ લાચાર, એ સાબીત કરવા હું રૂપાય છું. સવિતા!" દિનેશ ડુસકાં લેવા લાગ્યો.

"કારણ કે ત્હમારો પ્રણયપ્યાલો અન્ય સ્થળે ઢોળાઈ ગયો છે, નહિ?"

"ના."

"ત્યારે આજન્મ અપરિણીત રહેવા માગો છો, નહિ?"

"એનું કારણ બીજુંજ છે!"

"શું?"

"તું વિધવા નથી. નહિતર."

"નહિતર પુનર્લગ્ન કરત નહિ?"

"હા."

"બરાબર છે. વિધવા કરતાં હું સુખી છું. કારણ કે એ તો બાપડી દુઃખીયારી. અને હું તો આંખોમાં ધૂળ નાંખીને દરેકને ઊંઠાં ભણાવવાનો અધિકાર ધરાવું છું. એને દૈવે સોંપા પતિની મધુરી યાદ છે. મ્હારે મસ્તકે જીવતા જાલીમની આબરૂદાર બેડી છે. વિધવા એટલે દુઃખી ને સધવા એટલે સુખી! ઠીક દિનેશ! ત્હમારા આટલા સૌજન્ય બદલ આભાર! આજે આખો રાતનો ઉજાગરો કરાવ્યો છે, નહિ? હવે કદી યે મારો વિચાર કરશો નહિ! જાવ સુઈ જાવ."

સવિતા ગઈ. ચાંદની ઊડે ને અદૃશ્ય થઈ જાય તેમ જોતજોતામાં અદૃશ્ય થઈ ગઈ. આભો બનેલ દિનેશ સ્થંભી ગયો. ઉઘાડા શિરે ચાલી જતી સવિતાના અંબોડે પરોવેલ ગજરામાંના ચિમળાયેલ ગુલાબ વિજળીના પ્રકાશમાં જ્યાંસુધી નજરે પડયાં ત્યાંસુધી અનિમેષ દૃષ્ટે જોઈ રહ્યો. દૂરદૂરથી આવતો ડુસકાંનો અવાજ દિશાઓમાં ભળી જવા લાગ્યો. દિનેશે કાન માંડયા. જાણે કો અતૃપ્ત આત્માના ઉંડાણમાંથી ઊઠી રહેલ કરૂણોર્મિ તોફાને ન ચડ્યો હોય! દિનેશ દોડયો. નિર્જીવ સ્વપ્નવત્ સુસવાટાબંધ ધસતા તીર સમી સડસડાટ ચાલી જતી સવિતાને પાછી પાડી.

"સવિતા! નહિ જવા દઉં!" દિનેશે કાંડુ પકડ્યું.

"મ્હને અડકશો નહિ, આભડછેટ લાગશે."

"મ્હને સમજાયું છે."

"શું?"

"ત્હારું સ્નેહમંથન."

"હા, પણ જોજો પાસે આવતા, હું પરણેલી છું."

"મ્હને બીજું પણ સમજાયું છે."

"બીજું શું?"

"મ્હારી ફરજ."

"નિરાશ્રિત સવિતાને શરણ રાખવાની?" સવિતાએ કટાક્ષ ફેંક્યો.

"ના."

"ત્યારે?"

"આકડા સાથે ઉગેલ જુઇને મોગરા સાથે રોપવાની, ગર્ભઅરકે શોભના મણિને અર્જ્યકલગીએ જડવાની."

"સત્ય?"

"દિનેશમાં દંભ નથી, એવો વિશ્વાસ હોય તો ચાલ."

રુદનધ્વનિ શમ્યો, સવિતાના ચ્હેરા પર આછુંઆછું સ્મિત ફરકવા લાગ્યું, જાણે કે ક્ષત્રિયવીરાંગના પ્રતાપી વનરાજને સુવર્ણસાંકળે બાંધી રણવાસ પ્રતિ ન લાવતી હોય તેમ દિનેશના દેદીપ્યમાન દેહછોડને મૃદુલ કરવેલડીએ વિંટાળી સવિતા ઘેર આણી ને દિનેશના પલંગમાં બેઠી ગઇ.

"સવિતા! મ્હેં બહુ દુઃખ આપ્યું, નહિ?"

"હા. લ્હેનો બદલો વ્યાજ સાથે લઇ લેવાની."

મદોન્મત્ત રમણીહૃદયના ઉલ્લાસમી ચુંબનવૃષ્ટિમાં દિનેશનું મુખ ઢુંબાઢુંબ દીસવા લાગ્યું.

"દિનેશ, હજી સમાજની સોટીઓ બાકી છે હોં!"

"જેણે ત્હારી સોટીઓ સહન કરી છે તે સમાજથી ડરશે?"

"કરી મોટી સહન! રહી તો ગયાં'તાં!"

દિનેશના ભવ્ય લલાટ પર રમતા મનોહર વાળને સવિતાએ પીંછેથી ખેસ્યા ને નમાવેલ મસ્તકને ખોળામાં રાખી મુખ પર એક નાજુક ટપલી મારી દિનેશ સામે જોઈ રહી.

"સવિતા આ તોફાન ક્યાં સુધી?"

"જીવીશું ત્યાં સુધી."

# તંત્રીસ્થાનેથી

## નવા બંધારણનો અમલ

એપ્રિલની પહેલી તારીખથી જાહેર થયા પ્રમાણે હિન્દમાં નવા બંધારણનો અમલ શરૂ થઈ ગયો છે. પ્રધાન પદના સ્વીકાર પહેલાં કોંગ્રેસે ગવર્નરો પાસે ખાતરી માગી. ગવર્નરોએ એવી ખાતરી આપવા પોતાની અશક્તિ જાહેર કરી, બંધારણપૂર્વક વર્તતાં પોતે એવી ખાતરી ન આપી શકે એમ જણાવ્યું. પરિણામે કોંગ્રેસે પ્રધાનપદનો સ્વીકાર ન કર્યો. આ પરિસ્થિતિમાં કોંગ્રેસ અને સરકાર બન્ને પોતપોતાના નિર્ણયને વળગી રહ્યાં છે અને પોતે જે માર્ગ સ્વીકાર્યો છે તેજ સાચો છે એમ સાબીત કરવા પ્રયત્ન કરે છે.

ગાંધીજીએ ગવર્નરો પાસેથી ખાતરી માગવામાં કોંગ્રેસનો શો હેતુ છે તે સ્પષ્ટ કર્યું છે. તત્કાળ પરિસ્થિતિ જોડે કામ લેવાને ગવર્નરોને બ્રિટિશ પ્રધાનો જે 'વિધાનો કરે તે વચન જેવાં હોય છતાં અભિપ્રાયરૂપે જ ગણી લેવાય. એવા અનેક પ્રસંગો બને ગવર્નરોનાં વચનો રીતસર. કોંગ્રેસની માગણી પ્રમાણે અપાયેલાં હોય તો અભિપ્રાય તરીકે ગણી ન લેવાય એ સ્પષ્ટ જ છે

બીજી એક બાબત કોંગ્રેસપક્ષે રાજ્યતંત્રના સંચાલકોમાં રહેલી અશ્રદ્ધાની છે. ધીમે ધીમે એ અશ્રદ્ધા વધતી ગઈ છે તેથી જ કોંગ્રેસે આ જાતનું વલણ લીધું છે. આ વલણ બંધારણની દૃષ્ટિએ નિર્વાહ્ય છે કે નહિં તે માટે વિવિધ અભિપ્રાયો બંધારણના તજ્જ્ઞોએ જાહેર કર્યા છે. છતાં માત્ર બંધારણપૂર્વકની વિચારણાથી અને મંત્રણાથી ઉપર નિર્દિષ્ટ અશ્રદ્ધા દુર ન થાય એ લક્ષમાં રાખવાની જરૂર છે એટલે ગવર્નરો ખાતરી આપે તો આ અશ્રદ્ધા દૂર થવાનો પણ સંભવ છે એ વિચારવાની બ્રિટિશ રાજ્યનીતિજ્ઞોએ જરૂર છે. જેવા માનવમાનવ વચ્ચેના સંબન્ધ અને વ્યવહારો તેવા જ પ્રજાપ્રજા વચ્ચેના એમાં બંધારણને વળગી રહીને નિષ્ક્રિયતા વ્હોરી લેવી એ બુદ્ધિમત્તાનો દુરુપયોગ થતો હોય તેવું લાગે.

અત્યારે તો પ્રધાનો મળી આવ્યા છે. એમણે પોતાનો કાર્યક્રમ વગેરે પણ જાહેર કર્યું છે. છતાં બહુમતીનો એમનામાં વિશ્વાસ ન હોય એ તો સ્પષ્ટ જ છે. તેથી જ ગવર્નરો તત્કાળ ધારાસભાઓ બોલાવતા નથી. અંતમાં કઈ જાતનું સમાધાન થશે એ કહેવું મુશ્કેલ છે. છતાં ગવર્નરો ખાતરી આપવાનો માર્ગ સ્વીકારે એમાં જ આ કોયડાનો ઉકેલ છે.

## ડૉ. શ્રી. આનન્દશંકર ધ્રુવને અભિનંદન!

બનારસ હિન્દુ યુનિવર્સિટીએ શ્રી. આનન્દશંકર ધ્રુવને ડૉક્ટર ઑફ લેટર્સની પદવી આપી તે બદલ શ્રી. આનન્દશંકરભાઈને અમારાં અભિનન્દન છે. ગુજરાત બહાર રહીને એમણે સમસ્ત હિન્દની સેવા કરી છે અને ગુજરાતને ગૌરવ અપાવ્યું છે. એમની વિદ્યાશક્તિ અને કાર્યદક્ષતાએ એમને વિશાળ ક્ષેત્રમાં મોકલ્યા. ગાંધીજીએ એમને વિદ્યાક્ષેત્ર કાશીને સોંપ્યા. આજે એ ગુજરાતમાં પાછા આવ્યા છે. હવે ગુજરાત એમની વિદ્વત્તા અને અન્ય શક્તિઓનો લાભ પામે એમ અમે ઇચ્છીએ છીએ. ગુજરાત યુનિવર્સિટીનું સ્વપ્ન સિદ્ધ કરવામાં તેઓ મદદરૂપ થાય એવી અમારી એમને આગ્રહપૂર્વક વિનંતિ છે. એમનું દીર્ઘ અને યશસ્વી જીવન ગુજરાતને સમૃદ્ધ બનાવે એવી અમારી અભ્યર્થના છે.

## શ્રી. ચંદ્રવદન મહેતાને અભિનંદન!

ગુજરાત સાહિત્ય સભા તરફનો સન ૧૯૩૫ના વર્ષનો સુવર્ણચંદ્રક શ્રી. ચંદ્રવદન મહેતા તેમના સરસ નાટકોના આલેખન માટે મેળવવા ભાગ્યશાળી થયા છે તે માટે અમારાં તેમને હાર્દિક અભિનંદન છે. શ્રી. ચંદ્રવદન મહેતા આપણા હાલના નાટ્યકારોમાં ઊંચું પદ ધરાવે છે; એટલું જ નહીં પણ રંગભૂમિના આયોજનના એમના ચોકસાઈભર્યા અને સચોટ જ્ઞાને તેમ જ અભિનયકલામાં એમની કુશળતાએ એમને સાહિત્યરસિકોની આલમમાં બહુ પ્રેમપાત્ર બનાવ્યા છે. અમે ઇચ્છીએ છીએ કે ભાઈ ચંદ્રવદન મહેતાની 'ગુજરાત નાટ્યમંદિર'ની સુંદર ભાવનાને ઇષ્ટ સિદ્ધિ જલદી પ્રાપ્ત થાય.

## સ્વર્ગ. ડૉક્ટર શ્રીધર વેંકટેશ કેતકરને નીવાપાંજલિ

મહારાષ્ટ્રના છતાં સાથેસાથે ગુજરાત માટે પણ જ્ઞાનકોશ કરવાનું કાર્ય હાથ ધરનાર શ્રી. શ્રીધર કેતકરના દિલગીરીભર્યા અવસાનની અમે સખેદ નોંધ લઈએ છીએ. ડૉક્ટર શ્રીધર કેતકર એક કુશળ રાજનીતિશાસ્ત્રી, સમાજશાસ્ત્રી અને સમર્થ નવલકથાકાર તેમ જ વિવેચક હતા. ભાષા અને સાહિત્ય માટેની એમની ધગશ ને તેને પરિણામે મેળવેલી કીર્તિને માટે એ યોગ્ય હતા. ગુજરાતના યોગ્ય અભિમાને એમના ગુજરાતી જ્ઞાનકોશને બહુ ઉત્તેજન ન આપ્યું છતાં કહેવું જોઈએ કે એ પ્રેરણા તેમ જ એવા કામની ખાંત ગુજરાતી લેખકોની વધતી જતી સંખ્યામાંથી કોઈએ પ્રતીપ પ્રેમના પક્ષપાત ને સેવાભાવથી જરૂર ઉપાડી લેવી જોઈએ. ડૉ. કેતકરના સાહિત્યપ્રિય ને લોકસેવાપ્રિય આત્માને અમે શાશ્વત શાંતિ ઇચ્છીએ છીએ.

# સાહિત્ય સંસદનો વસંતોત્સવ

સંસદ તરફથી વસંતોત્સવ નિમિત્તે બે દિવસનો કાર્યક્રમ રવિવાર તા. ૧૮ મી અને સોમવાર તા. ૧૯ મી એપ્રિલે અનુક્રમે સવારસાંઝનો ગોઠવાયો હતો. રવિવારે સવારે સવાનવ વાગે રેક્સિ સિનેમાગૃહમાં શ્રી. કનૈયાલાલ મુનશીલિખિત 'બે ખરાબજણ' નાટકનું સાગરકૃત ચલચ્ચિત્ર સભ્યોને બતાવવામાં આવ્યું હતું. એકંદરે ૧૪૦૦ જેટલા પ્રેક્ષકોએ આ ચિત્ર જોવાનો લાભ લીધો હતો.

સોમવારે સાંઝે સાડાછથી નવ વાગ્યા સુધીનો કાર્યક્રમ મલબાર ટેકરી પરના શ્રી. મુનશીના નિવાસસ્થળ પાછળના ભવ્ય ચોગાનમાં યોજાયો હતો. શ્રી. મનહરરામ મહેતાકૃત લોકપ્રિય ગુર્જરીકીર્તનથી ક્રમનો આરંભ થયો. બાદ શ્રી. હરિલાલ ભરુચાના પ્રસ્તાવ અને શ્રી. શંકરપ્રસાદ રાવલના અનુમોદનથી મેળાવડાનું પ્રમુખપદ શ્રી. મોતીચંદ કાપડીઆને આપવામાં આવ્યું. બાદ સ્થાનિક લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી, માટે ચૂંટાયલા સભ્યો શ્રી. કનૈયાલાલ મુનશી, શ્રી. લીલાવતી મુનશી, શ્રી. નગીનદાસ માસ્તર, શ્રી. મંગળદાસ પકવાસા, શ્રી. રતિલાલ ગાંધીને ચૂંટણીમાં તેમને વરેલી ફત્તેહ માટે અભિનંદન અપાયાં. પ્રમુખ ઉપરાંત આચાર્ય શ્રી. રો. આનંદશંકર ધ્રુવ, શ્રી જયસુખલાલ મહેતા, શ્રી. માધવલાલ ભટ્ટ, શ્રી. રસિકબહેન દેસાઇ, વગેરેએ ઉપર્યુક્ત સભ્યોની લોકસેવાની યોગ્ય પ્રશંસા કરી હતી. શ્રી. મુનશી તેમજ અન્ય અભિનંદિતોએ પોતાને આપેલા અભિનંદન માટે વળતો ઉપકાર માન્યો અને તેમને રાષ્ટ્રસેવા કરવાની તક સાંપડવા બદલ ધન્યભાગ્ય દર્શાવ્યું. બાદ પ્રમુખશ્રીના ઉપકારની દરખાસ્ત શ્રી. લીલાવતીબહેન ઠક્કરે મૂકી તેને શ્રી. મોહનલાલ દેસાઇએ ટેકો આપ્યો હતો.

આ પછી ગરબા અને નૃત્ય થયાં. કુમારી સરોજ દેસાઇ અને શ્રી. તિલોત્તમા પાઠકના ગરબા સરસ હતા. નૃત્ય પણ ઠીક ઠીક સારું હતું. કુમારી કોકિલા મુનશીનું સંગીત વખાણપાત્ર હતું. એક અજાણ્યા ભાઇ હાસ્યરસ પીરસવા આવ્યા પણ હાસ્યાસ્પદ બની ઊતરી ગયા. વખત બહુ વીતી ગયો હતો તેથી ઘણાની ઘેર જવાની ઇન્તેજારી જણાતી હતી. આ પછી સમારંભમાં ભાગ લેવા પધારેલ બહેનોના શીઘ્ર ગરબાની યોજના હતી પણ તે અમલમાં મુકાય તે પહેલાં તો અલ્પાહાર તરફ આક્રમણ શરૂ થઇ ગયું હતું.

ઉત્સવના અલ્પાહાર બાદ ઉત્સવનું વિસર્જન થયું.

---



# નવું સાહિત્ય

## સાભાર સ્વીકાર અને અવલોકન

**સોહીનાં આંસુ**—લેખક: ધનશંકર હીરાશંકર ત્રિપાઠી; પ્રકાશક: જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ અને મુંબાઈ, ૨; મૂલ્ય: રૂપીઆ એક

**સ્વપ્નદ્રષ્ટા**—લેખક: કનૈયાલાલ માણેકલાલ મુનશી; પ્રકાશક: ઉપર પ્રમાણે; બીજી આવૃત્તિ; મૂલ્ય: રૂપીઆ અઢી

**અભિનવ સંગીત**—લેખક: મૂળસુખલાલ અનુપરાય દિવાન; પ્રકાશક: એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ ૨, મૂલ્ય: રૂપીઆ સવા

**વ્યાપક ધર્મભાવના**: લેખક: મહાત્મા ગાંધીજી; પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી રસ્તો, અમદાવાદ; મૂલ્ય: ચૌદ આના

**Is Life Worth Living! Or The Royal Road to Happiness**-Author: Duty & Love; Publisher: M. J. Karani, Borah Bazaar, Bombay.

**પ્રભાતનો તપસ્વી અને કુકકુટદીક્ષા**—કર્તા: કવિ ન્હાનાલાલ; પ્રકાશક: સી. જમનાદાસની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, ૨; આવૃત્તિ બીજી; મૂલ્ય: આના આઠ

**નાગા બાવા**—લેખક: ચંદ્રવદન મહેતા; પ્રકાશકમંડળ: ધનસુખલાલ મહેતા, વિલોચન ધ્રુવ અને ચંદ્રવદન મહેતા, ગોવાળિયા તળાવ, ગ્રાંટરોડ, મુંબાઈ, ૭, મૂલ્ય: રૂપીઆ એક

**દેવેન્દ્ર**—લેખક: માધવરાવ ભાસ્કર કર્ણીક; પ્રકાશક: એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ નં. ૨.

**भारतीय साहित्य परिषद, वर्धा (मध्यप्रांत) पत्रिका-२-प्रकाशक : उपाध्याय; व्यवस्थापक, सस्ता साहित्य मंडलद्वारा प्रकाशित; नया बाजार दिल्ली.**

આ પરિષદ તરફથી તેના મંત્રી શ્રી કનૈયાલાલ મુનશી અને કાકાશ્રી કાલેલકર તરફથી આ બીજી હિન્દી પત્રિકાદ્વારા તેની વિવિધ પ્રવૃત્તિઓનો સુંદર ખ્યાલ આપવામાં આવ્યો

છે. આપણા પ્રાંતીય સાહિત્યકારોને એમાંથી વિવિધ પ્રેરણાઓ જરૂર મળશે.

**ચીરાગ**—તંત્રી : બસુઅલી જી. પટેલ, ચીરાગ કાર્યાલય, ચીનચોક, લીંબડી; વાર્ષિક લવાજમ: સ્વદેશમાં રૂપીઆ ત્રણ; પરદેશમાં શિલિંગ પાંચ

પ્રાચીન અને અર્વાચીન મુસ્લિમ સંસ્કૃતિ અને તેના ધ્યેયના વિચારો સાહિત્યના વિવિધ અંગોદ્વારા પ્રગટ કરતું આ નવું માસિક છે. તેના જન્મનો અમે સપ્રેમ સત્કાર કરીએ છીએ. 'વ્યાપક ધર્મભાવના' દ્વારા હિન્દની કોમોમાં આવા માસિકો ઘણી એકદીલી સિદ્ધ કરી શકે.

**નવલગ્રંથાવલિ**—તારણ કાઢનાર: નરહરિ દ્વારકાદાસ પરીખ; પ્રકાશક: ઉપર પ્રમાણે; મૂલ્ય: રૂપીઆ બે

**મુસ્લિમ સમયનું સ્પેન અને બીજા નિબંધો**—અનુવાદક: ઈમામુદ્દીન સ. દરગાહવાળા, દરગાહ શરીફ, નવસારી; મૂલ્ય: આના આઠ

**વહેમી**—લેખક: સ્વ. વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી; પ્રકાશક: જયમનગૌરી વ્યોમેશચંદ્ર પાઠકજી, ખપાટિયા ચકલા, સુરત; મૂલ્ય: આના આઠ

**ન્યાયનો નાથ**—લેખક: મનહરનાથ મા. ધારેખાન; પ્રકાશક: પરમાનંદ પીતાંબરદાસ; સ્વસ્તિક ગ્રંથમાલા કાર્યાલય, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ; મૂલ્ય: રૂપીઆ ત્રણ; માળાના ગ્રાહકોને રૂપીઆ બે

**મરણ અને પુનર્જન્મના ભેદો**—લેખિકા અને પ્રકાશક: બહેન પીલુ ભીખાજી મકાતી (નોશાકરી પીલાં), બોરીઆ સ્ટ્રીટ, નવસારી; ત્રીજી આવૃત્તિ; મૂલ્ય: નથી આપ્યું

**ઓતરાતી દીવાલો**—લેખક: બાલકૃષ્ણ દત્તાત્રેય કાલેલકર; પ્રકાશક: જીવનજી ડાહ્યાભાઈ દેશાઈ, નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી રસ્તો, અમદાવાદ; બીજી આવૃત્તિ; મૂલ્ય: ૭ આના

કાકાશ્રીની પ્રત્યેક સાહિત્યકૃતિમાં એમની લાક્ષણિક સફળતા હોય છે તેમ આ લોકપ્રિય અને સાહિત્યકારપ્રિય પુસ્તકમાં પણ છે. અમદાવાદથી 'ઓતરાતી દીવાલો' તે પ્રસિદ્ધ સાબરમતી કારાગૃહનિવાસ. કાકાસાહેબ આ જેલમહેલના મહેમાન હતા ત્યારે એક સ્થિતપ્રજ્ઞની જીવનદૃષ્ટિથી આ એક વાસ્તવિક ઇતિહાસચિત્ર જેવું અમૂલ્ય પુસ્તક એમણે લખ્યું હતું. જેલજીવનના એમના રોજરોજના અનુભવની આનંદપ્રદ, વાસ્તવિકતાભરી, સરસ અને સુન્દર કૃતિ છે. એની ઘણીયે આવૃત્તિઓ થાય છતાં તેના વાચકોને કદી એ અરુચિકર નહીં જ થાય એટલી અમે ખાતરી આપીશું.

શાં.

**ધૂપદીપ**—લેખક: હીરાલાલ લલ્લુભાઈ દવે; પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર: રાજકોટ; મૂલ્ય: વાર્ષિક ફાળે ૭ આના: છૂટક: આઠ આના: પાકું પૂંઠું: બાર આના

લેખકે બાળકોને ગમે તેવી ટૂંકીટૂંકી વાર્તાઓના સંગ્રહ 'ફૂલો ફૂલ' પછી આ વાર્તાસંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે તે પણ 'ફૂલો ફૂલ' જેટલો નાના વાચકોના આદરને

પાત્ર થાય તેવો છે. સંગ્રહમાં કુલ ચાર વાર્તાઓ છે ને તે લોકપ્રિય થવાના ગુણ ધરાવે છે. બાળકો માટે આપણા વધતા જતા ગુણવાન સાહિત્યમાં આ વાર્તાઓની જરૂર ગણના થવી જોઈએ.

**યૌવનના તરંગ**--લેખક અને પ્રકાશક: મહાવીર પ્રસાદ દાધીચ, સાંઘાણ; મૂલ્ય: રૂપીઓ એક

શ્રી દાધીચ મારવાડી—હિન્દી ભાષાભાષી હોવા છતાં ગુજરાતી તરફ સ્વાભાવિક પ્રેમથી આકર્ષાયા છે અને એમ કરતાં એમણે 'કોકિલનિકુંજ' એ કાવ્યસંગ્રહ અને આ 'યૌવનતરંગ' ગદ્યકાવ્ય ગુજરાતી સાહિત્યસૃષ્ટિને નજર કર્યાં છે. એમનામાં ઊગતા કવિની રસવૃત્તિ છે અને સંસ્કૃત સાહિત્યની રસસમૃદ્ધિ તારવી એ જ સાહિત્યની આયોજન પદ્ધતિએ ગુજરાતી કૃતિઓ રચવામાં કુશળતા ધરાવે છે. એમની કૃતિ આથી કેટલાકને—ખાસ કરીને સંસ્કૃત કાવ્યશૈલીના મુગ્ધજનોને બહુ રુચિકર લાગે પણ એવો વર્ગ હાલ ગુજરાતી સાહિત્યરસિકોમાં અલ્પ છે. ગુજરાતી કાવ્યશૈલીએ એની ભગિનીઓના સાહિત્યવિકાસ સાથે કૂચ કરતા કરતા એક પ્રકારનો વિશિષ્ટ વિકાસ સિદ્ધ કર્યો છે અને તે સરલ અને અંગ્રેજી વિચારપ્રધાન કાવ્યસર્જનની સુભગ સમિશ્રણની સિદ્ધિ કરવામાં. શ્રી. દાધીચને એમની સંસ્કૃત સાહિત્યરત શૈલી સાથે આંગ્લ શૈલીનો પણ પૂર્ણ પરિચય છે. તેઓ 'ઇલા કાવ્યો' કે કાન્તની કોઈ એવી કાવ્યશૈલીનું પરિશીલન કરશે તો એમનું કાવ્યસર્જન એ વિશેષ સફળતાથી કરી શકશે એટલું જ નહીં પરન્તુ તે વધુ રસિકભોગ્ય થશે.

**રંભાનું રસોઈ ઘર**: ખંડ ૨:—લેખિકા. સુમતી નાગરદાસ પટેલ, પ્રકાશક: અશોક પ્રકાશન મંદિર વડોદરા અને મલાડ (મુંબઈ); મૂલ્ય: ત્રણ આના.

આ ઉપયોગી પુસ્તિકા અશોક બાલપુસ્તકમાળાનો ગુચ્છ ૨ પુષ્પ ૧૨ છે. શ્રી. સુમતીબહેને આપણા પાકશાસ્ત્ર સંબંધી બાળકોને રસદાયક થાય તેવા પુસ્તકની સુંદર યોજના કરી છે. બાળકો આ પુસ્તકનો સત્કાર કરશે. કન્યાશાળાઓમાં આવાં પુસ્તકો ઇતર વાચન તરીકે દાખલ કરાય તો પરોક્ષ રીતે એમાંથી બાલિકાઓ આ વિષયનો વિજ્ઞાનદૃષ્ટિએ વિચાર કરતી થાય.

**મુંબાઈ**—સંપાદક: નાગરદાસ ઇ. પટેલ; મલાડ, મુંબાઈ; બાલવિનોદમાળા પુસ્તક ચોવીસમું; ચિત્રકાર: જગમોહન મીસ્ત્રી, દિનકર ભુવન ખાર; મૂલ્ય: ત્રણ આના.

મુંબાઈનાં અને મુંબાઈ જોવા આવનાર બાળકોને આ નાના પુસ્તકથી મુંબાઈનો બહુ જ ગાઢ પરિચય થયા વગર રહે તેમ નથી. આપણા બાલકોના માનસને જોઈતો વિચારપરિપાક આપવાની શ્રી. પટેલની તત્પરતા ને યોજના અમને રુચિકર છે.

રાં.

**ભારતીય સાહિત્ય પરિષદ ઔર ભાષાકા પ્રશ્ન**:—પ્રકાશક: ભારતીય સાહિત્ય પરિષદ વતી માર્તણ્ડ ઉપાધ્યાય. વ્યવસ્થાપક: સસ્તા સાહિત્યદ્વારા પ્રકાશિત; મૂલ્ય આના ૭

ઉપર આપણુમાંના પ્રત્યેક મરીરીટીએ; છતાં પણ આ દેશકાળમાં તો હાલ પેલા સુદામાજીની ધર્મપત્ની પ્રાચીન સુદામાપુરીમાંથી બોલી ઊઠતી જાણે સંભળાતી નથી?

'એ તો જ્ઞાન મુને ગમતું નથી ઋષિરાયજી રે।
લાવો બાલક માગે અન્ન લાણું પાયજી રે।

પણ જૂપને પણ મારવાની શકિત ધરાવતા હિન્દમાં ઘણા હતા ને હવે તો વધારે પણ થતા જાય છે. છતાં તેઓ પણ શ્રદ્ધાભર આ બોધ સાંભળશે:

'જૂના ધરમ લો જાણી, સતો! જૂના ધરમ લો જાણી.'

પુસ્તકના શબ્દબ્રહ્મ પર નાંખેલું નવીન તેજ શાંતિથી અનુભવી હૃદયમાં ઊતારવા જેવું છે. દેવનાગરી લિપિમાં છપાયલા આ સુંદર કોષને ગુજરાતીઓ સપ્રેમ અપનાવશે એમ અમે ઇચ્છીશું અને આટલી મોડી છતાં હમણા પ્રસિદ્ધ કરેલી આ કૃતિ માટે નવજીવનપ્રકાશન મંદિરના વિદ્વાન સંચાલકોનો ઉપકાર આપણે જરૂર માનીશું.

શાં. છ. રા.

**જ્ઞાતિનું ઘડતર**- લેખક અને પ્રકાશક: માણેકલાલ પ્રાણજીવનદાસ શાહ; ગોલ્ડફિલ્ડ લેધર વર્કસ, ૧૫૪-૬૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨; મૂલ્ય રૂ. ૧-૮-૦

ખડાયતા [વણિક] જ્ઞાતિ ગુજરાતનાં શહેરો અને ગામડાંમાં વેરાયેલી છે તેના મુખપત્ર 'ખડાયતા મિત્ર' ની સં. ૧૯૯૨ ની ભેટ તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે. જ્ઞાતિએ તેની જાગૃતિનાં છેલ્લાં પચ્ચીસ વર્ષોમાં પોતાના ઘડતરમાં શું શું સિદ્ધ કર્યું છે ને નથી કર્યું તેની સૂક્ષ્મ વિગતો અને કેળવણી વગેરેનાં ફંડોનો આંકડાવાર અહેવાલ આમાં આપ્યો છે. શ્રીયુત કેશવ હ. શેઠે ઓગણસાઠ પૃષ્ઠોમાં પુસ્તકનો પ્રવેશક લખી આપ્યો છે; પુસ્તકની સામગ્રી ઉપરાંત એ જ્ઞાતિની હાલની સ્થિતિનું વાસ્તવિક ચિત્ર આછું છતાં સબળ રીતે આલેખ્યું છે તે ઉપરથી આ જ્ઞાતિસંસ્થાના અને તેના હાલના પ્રગત સભાસદોની સિદ્ધિઓ અને ત્રુટિઓનું સહજ અમને ભાન થાય છે.

દેશકાળે તોડવા જોઇએ તેવા જ્ઞાતિના જૂના ગઢોને હાલ તેઓ તોડવા માંડ્યા છે અને તેવા ઉત્ક્રાન્તિના આ દેશકાળમાં આ વણિકકોમે પોતાનાં છિન્નભિન્ન થઇ ગએલાં તત્ત્વોને એકઠાં કરી તેમાં પ્રાણ પૂરી જે વ્યવસ્થિત સેવાકાર્ય કરી બતાવ્યું છે તે જરૂર અભિનંદ્ય છે. આપણા હાલના દેશકાળની આશાજનક કે નિરાશાજનક સ્થિતિનું પ્રતિબિંબ નરેમરથી ઘડતર કરતી આવી જ્ઞાતિઓમાં નાના સ્વરૂપે દેખાય છે. 'યોગ્યતમનું અતિજીવન' એ સૂત્રાનુસાર જ્ઞાતિઓ ભલે જીવે કે ઓગળી જઇ અદૃશ્ય થઇ ઘડાતા રાષ્ટ્રમાં એકરસ થઇ જાય કે નવે સ્વરૂપે જીવે એ પ્રશ્ન વિચારતાં એટલું તો વિચાર્યા વગર નથી રહેવાતું કે જ્ઞાતિ કહેવાતી સંસ્થાનું ક્ષેત્ર બહુ જ સંકુચિત છે. તે સંકુચિત ક્ષેત્રને જીવનવિકાસ સાધવા મથતી એક પેટી કહેવું કે લાખોના હિસ્સાઓથી બનેલી જીવનવિકાસ અને આર્થિક વિકાસ કરવા અંગેઅંગ પ્રયત્ન કરતી સંસ્થા ગણવું? વર્ણાશ્રમના નિર્બંધમાં જ્યારથી સડાનો પ્રવેશ થવા માંડ્યો ત્યારથી જ્ઞાતિ એ સંસ્થા અને એનું નામ વાયડાં પડી ગયાં છે. એના આદર્શો ભલે ઊંચા હોય પણ અસ્મિતાવાળા રાષ્ટ્રની પ્રજાના આદર્શો આગળ એ આદર્શો ચ્યુત ને મોળા લાગવાના જ. પ્રજાસમગ્રની દૃષ્ટિએ વિચાર કરતાં '**જ્ઞાતિશ્ચેદનલેન કિં?**' એ ભર્તૃહરિની ઉક્તિના સ્મરણ સાથે સંકુચિત માનસમહત્વ નાનાનાના સ્વાર્થો, અહંભાવની સરસાઇઓ અને વેરઝેરનાં પ્રદર્શનોનું પણ સ્મરણ થાય છે જ. કોઇપણ જ્ઞાતિ આ સ્થિતિમાં જ્ઞાતિ મટી એના સ્વભાવાનુકૂલ બીજા સમૂહ સાથે એક થઇ આખાએ 'દેશનો એક સમસ્ત વણિક સમાજ'નો આદર્શ સેવવા મંડી જાય તો આપણા રાષ્ટ્રના હાલના ઘણાએક મહાપ્રશ્નોમાંના-જેવા કે શારીરિક વિકાસ, સંસ્કારવિકાસ, આર્થિક વિકાસ વગેરે-કેટલાક બની શકે તેટલી વધારે વ્યાપકતાથી ને મતભેદની ભિન્નતા વગર વેળાસર ઉકેલી શકાય. નાના, મોટા, નિર્ધન, માલેતુજાર એ ભેદોની ભૂલભૂલામણીમાં જ્ઞાતિબંધુઓના બંધુત્વની એકવાક્યતા પણ હાલ નથી અનુભવાતી. [આ કે આવી બીજી ધીમેધીમે ઉન્નતિને પંથે જતી જ્ઞાતિ કે બીજી અનેક અવનતિમાં ઉતરતી જતી જ્ઞાતિના ભાવિ માટે વિચારતાં આવા આવા પ્રશ્નો સહેજે ઉત્પન્ન થાય છે અને એનો ઇષ્ટ નિકાલ એ જ જણાય છે કે જ્ઞાતિએ જ્ઞાતિની ભાવના ભૂલી જવા માંડી "એક વિરાટ સમાજ માટે બનવું જોઇએ" એ ઉદાર ભાવનાપ્રેમ કેળવવો જોઇએ. સુભાગ્યે પ્રાંતીય ભિન્નતાઓ

આગળતી જાય છે તેમ ઉદાર જીવનવિકાસ સાધવા મથતી ભારતપ્રજામાં જ્ઞાતિએ ઉત્પન્ન કરેલી સંકુચિત ભાવનાની સૃષ્ટિઓએ પણ ભાંગી જવું જોઇએ.

**જીવનસંસ્કૃતિ**–પ્રયોજક : જેઠાલાલ છોટાલાલ શાહ, [ઊર્મિલ], સાવલી; પ્રકાશક: મળજી નાથજી કોઠારી, ભુલેશ્વર, મુંબઇ નં. ૨;

'સંજિવન' નામક એક જ્ઞાતિમાસિકની ભેટનું આ પુસ્તક છે. માસિક હાલમાં બંધ થયું છે પણ તેમાંની લેખાવલિમાંથી કેટલીક સારીસારી કૃતિઓનું ઉદ્ધરણ કરી તેમનો આ પુસ્તકમાં પ્રયોજકે સમાવેશ કર્યો છે. પુસ્તકનાં પ્રવેશક તેમ જ નિવેદન [સંજીવનનો વધારો] એ લેખ એ ગત માસિકના તંત્રી શ્રી મળજી કોઠારીએ લખી આ પુસ્તકની લેખાવલિનું દૃષ્ટિબિન્દુ સ્પષ્ટ કર્યું છે. શ્રી ઊર્મિલ એક આશાપ્રદ લેખક જણાય છે અને આવી લેખાવલિને વિશેષ ધ્યાન દઈ જરા ઊંડા જઇ એમણે સુઘડતાથી રજૂ કરી હોત તો પુસ્તકના સત્વમાં એ વિશેષ વૃદ્ધિ કરી શકત.

જીવનસંસ્કૃતિના લેખો એકંદરે જે જ્ઞાતિ માટે યોજાયા છે તેને તેમ જ સામાન્ય ગુજરાતી સમાજને પ્રેરક થાય તેવા છે. હિન્દુ સંસ્કૃતિમાં પ્રભુ તરીકે પૂજાયલા શ્રી કૃષ્ણ વાસુદેવના જીવન અને ભવ્ય જીવનકાર્યનો ફાળો આપણા હાલના જીવનની સંસ્કૃતિને પોષે તેવો છે. એ મહાવિભૂતિએ એક કાળે ભારતના કાલનિર્માતા રાજવંશીય કુટુંબોમાંથી પોતાના કર્તવ્યને યોગ્ય એવાનું સંરક્ષણ અને નાશને યોગ્ય તેવાઓનું નિકંદન કાઢ્યું હતું. આપણા આધુનિક દેશકાળમાં પણ આપણી જીવનસંસ્કૃતિ સારાં અને નરસાં બન્ને પ્રકારનાં તત્ત્વોથી ગૂંચવાઇ કુંઠિત બની છે અને લોકસેવાભાવનો કૃષ્ણના જેવો આદર્શ સેવનારા આપણા દેશમાં જેમ જેમ વધતા જશે તેમ તેમ તેઓ આપણી સંસ્કૃતિને હાલ જે બાહ્ય અને આંતર અંધારપટો ગૂંચવી રહ્યા છે તેમાંથી તેને વેળાસર મુક્ત કરશે અને તેઓ આપણા આ સમર્થ રાષ્ટ્રને સમૃદ્ધ કરી જગતને જોઇતી શાંતિનો અદ્ભુત ફાળો આપશે. આ થાય તે પહેલાં નિઃસત્ત્વ થયેલી ઘણીએક જ્ઞાતિઓએ નાબૂદ થવું પડશે અને ઘણાએક માનવોને તેમની માનવતાને વિશેષ સંસ્કારવી પડશે. આપણા સમાજને એક આદર્શ રાષ્ટ્ર બનવું હોય તો નાના કે મોટા પ્રત્યેક રાષ્ટ્રજને પોતાના અંગત અહંભાવને ઓગાળી દઇ રાષ્ટ્રના જ દૃષ્ટિકોણથી અને રાષ્ટ્રને જ ખાતર પોતાના જીવનસંસ્કારો ખીલવવા પડશે.

શંકરપ્રસાદ રાવલ

**સચિત્ર કાવ્યસરિતા**—લેખક અને પ્રકાશક: મહાસુખભાઇ ચુનીલાલ, વિસનગર; વિક્રેતા: ઍન. ઍમ. ઠક્કર અને કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨; મૂલ્ય: રૂપીઆ ચાર (સુધારેલીવધારેલી ત્રીજી આવૃત્તિ)

આ દળદાર પુસ્તક કાવ્યપુસ્તક છે. કાવ્યો બહુધા વીતી ગયેલા જમાનાનાં જૂનવાણી વાચકોની રુચિને કદાચ ગમે તેવાં છે. આપણા સાહિત્યના ઉત્તમાંગ કાવ્યના હાલ થયેલા વિકાસ સમયે આવાં પુસ્તક માથું મારી આગળ આવી શકે તેવી સ્થિતિ હવે તો રહી જ નથી. લેખકે પુસ્તકને અનૌચિત્યથી ચિત્રાંકિત કરવામાં પણ કચાશ રાખી નથી તેમ જ તેની પ્રસ્તાવના

લેખક તરીકે એ શ્રી. રમણલાલ દેસાઈ જેવા આપણા જવાબદાર સાહિત્યકારને મેળવવા પણ ભાગ્યશાળી થયા છે. શ્રી રમણલાલ દેસાઈએ જો કે સંકોચ સાથે છતાં પણ આમાની કેટલીક કૃતિઓનું વધારે પડતું મૂલ્યાંકન કર્યું છે તે તેમનામાં વિવેચકમાનસમાં જોઈતી નીડરતાનો અભાવ દર્શાવે છે. પ્રતિષ્ઠિત લેખકોએ પ્રસ્તાવનાઓ લખી આપવામાં સસ્તા થવાની કંઈ જરૂર નથી. વળી કેટલાંક ચિત્રો તેમજ વિષયવસ્તુ પણ સુરુચિનો ભંગ કરે તેવાં છે ને તે અહીં નહીં ચીતરાયાં હોત તો ગુજરાતની સુરુચિને કંઈ ગુમાવવાનું હતું નહીં. આપણા સાહિત્યના આ યુગે તેના સાહિત્યકારો પ્રત્યે ઉદારતા દાખવવા સાથે એટલા જ કડક થવાની પણ જરૂર છે.

વિ.

My Own Pocket English Gujarati Dictionary--Editor: Sumanlal N. Talati; Publishers: The General Book Depot, Princess Street, Bombay, 2; Price: Re 0-14-0

આ નાનકડો અંગ્રેજીગુજરાતી શબ્દકોશ લગભગ ૮૦૦ પૃષ્ઠોનો છે. પ્રત્યેક અંગ્રેજી શબ્દ તેના ઉચ્ચાર, ગુજરાતી અને અંગ્રેજી પર્યાય, પદચ્છેદ વગેરે સાથે આપવામાં આવ્યો છે ને એમ કરવામાં ચોકસાઈ સારી રીતે જાળવવામાં આવી છે. પાછળના ભાગમાં કેટલાક ઉપયોગી શબ્દો, રૂઢિ અને રૂઢિપ્રયોગો, નામનાં બહુવચન, નારીજાતિના શબ્દો તથા વ્યાપારના પારિભાષિક શબ્દો વગેરે ઉમેરવામાં આવ્યાં છે. ગુજરાતી જોડણીની વિશેષ શુદ્ધિ ને એકવાક્યતા માટે ગુજરાત વિદ્યાપીઠના પ્રસિદ્ધ કોશના ધોરણને સ્વીકારી લીધું હોત તો આ કોશનો એ વિભાગ પણ વિશેષ સંગીન થઈ શકત. એકંદરે આ એક ઉપયોગી સારો શબ્દકોશ છે એ કહેવું જોઈએ.

( અનુસંધાન પૃ. ૮૯૬ નું ચાલુ )

તા. ૨૫ : આચાર્ય શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવને ડૉ. ઑફ લેટર્સની પદવી બનારસ હિંદુ યુનિવર્સિટીએ આપી તે માટે મુંબાઈ શ્રી ફાર્બસ ગુ. સભામાં દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીને પ્રમુખપદે સભા મળી.

તા. ૨૬ : પંડિત માલવીયજી વડી ધારાસભા માટે ઉમેદવારી કરશે એ સમાચાર પ્રકટ થયા. દાહોદમાં સમાજવાદી પરિષદ મળી. મહાસભાની કારોબારી સમિતિ અલ્લાહાબાદ ખાતે મળી.

તા. ૨૭ : મિસિસ રીઝ્મન હવે માજી રાજેન્દ્રશાહ સાથે લગ્ન કરી શકશે એ સમાચાર પ્રકટ થયા.

તા. ૨૮ : સમાચાર પ્રકટ થયા કે મુનશી દંપતીએ મુંબાઈની પ્રાંતીય મહાસભાસમિતિમાંથી રાજીનામાં આપ્યાં.

તા. ૩૦ : ગુજરાતી સાહિત્ય પરિષદના બંધારણમાં ફેરફાર કરવા સારુ માગેલી જાહેર સૂચનાઓનો આખર દિવસ.

# વર્તમાન સા[illegible]

## —:રોજનોંધ:—

### એપ્રિલ : ૧૯૩૭

તા. ૧ : હિંદમાં મહાસભાને આશ્રયે જ્યાં ત્યાં બંધારણ વિરોધ દિવસ પાળી હડ[illegible] પાડવામાં આવી. સમ્રાટ છઠ્ઠા જ્યોર્જે નવા બંધારણની જાહેરાત કરી હિ[illegible] પ્રજાને સંદેશો પાઠવ્યો. કવિ શ્રી. ખબરદારને માર્ચની આખરે મદ્રાસમાં મ[illegible] હિન્દી સાહિત્ય સંમેલન અને અખિલ હિંદી કવિ સંમેલન ભરાયાં તેમાં [illegible] ગતાધ્યક્ષ નીમ્યા હતા ને તેમણે 'દેવીનું ખપ્પર' એ પોતાની કવિત[illegible] હિંદી અનુવાદ તેમાં ગાયો હતો.

તા. ૨ : જાપાનમાં વસતા હિંદીઓની ઇન્ડિયન નૅશનલ કમીટીના સભ્યોએ ઠરાવ [illegible] કે મહાસભાના નિર્ણય અનુસાર બ્રિટિશ તાજપોશીમાં ભાગ ન લેવો.

તા. ૩ : વિલેપારલા કેળવણી મંડળને આશ્રયે શિક્ષણ સભાની ત્રણ દિવસની બેઠ[illegible] શરૂઆત થઇ.

તા. ૪ : નવા દિલ્હી ખાતે મહાસભાની કારોબારીની સભા મળી. અંધેરીમાં સાહિ[illegible] સભાની સ્થાપના થઈ.

તા. ૫ : અમદાવાદની પૉપ્યુલર હાઇ સ્કૂલના હેડમાસ્ટરને ફરજ અંગેની ગેરવર્તણૂક[illegible] કેદ ને દંડની સજા થઇ.

તા. ૬ : હિન્દનું સત્યાગ્રહમઠ ચર્ચોપીલી 'બારડોલી' ખાતે આગામી મહાસભા ભ[illegible] એવો નિર્ણય થયો. 'જન્મભૂમિ'ની જામીનગીરી સરકારે જપ્ત કરી હતી [illegible] પગલું હાઇકોર્ટની અપીલમાં ગેરવાજબી ગણાયું. દેશમાં સ્થળે સ્થળે રાષ્ટ્[illegible] સપ્તાહ શરૂ થયું. લોકમાન્યના પટ્ટશિષ્ય શ્રી. એન. સી. કેલકરે રાજપ્રકરણ[illegible] જીવનમાંથી નિવૃત્તિ લીધી.

તા. ૭ : આફ્રિકાનિવાસી એશિયાવાસીઓ ગોરી સ્ત્રીઓને નોકરીમાં રાખી શકે ન[illegible] એવા પ્રબંધનું બિલ રજૂ થયું છે એવા કેપટાઉનથી ખબર પ્રસિદ્ધ થ[illegible] એશિયાવાસીઓમાં જાપાનિઝ નથી ગણવાના.

તા. ૮ : સ્વેડિશ સત્તાધારીઓ 'નોબેલ પ્રાઇઝ' ગાંધીજીને આપે તે સામે બ્રિટિ[illegible] પ્રજામાંના કેટલાકોએ વિરોધ દર્શાવ્યો છે. આમની સભામાં હિન્દી વજીર લૉ[illegible] ઝેટલૅન્ડનું મહત્ત્વનું નિવેદન.

તા. ૯ : મહાસભા અને સરકાર વચ્ચે પ્રધાનપદ સંબંધમાં પડેલા મતભેદની વાટાઘા[illegible]

ઠરાવ પેશ થયા. પંડિત જવાહરલાલનું ભાષણ લોકતંત્ર અને સામ્રાજ્ય એ વિષયનું લંડનમાં ભારતી સ્પેનહિન્દ સમિતિમાં વંચાયું.

તા. ૧૦ : મરાઠી અને ગુજરાતી શબ્દકોશના સંપાદક ડૉ. શ્રીધર કેતકરનું અવસાન થયું. મહાત્માજીએ હિન્દી વજીર લૉર્ડ ઝેટલેંડે કરેલા ભાષણનો અને લૉર્ડ લોધિયનના પત્રનો જવાબ આપ્યો. તેમણે વળી અમેરિકાના તેરસો વર્તમાનપત્રોના વાંચકો પ્રતિ સંદેશો પાઠવી હિન્દની વર્તમાન રાજકીય સ્થિતિનો સ્ફોટ કર્યો. જાહેર થયું કે જર્મનીની ગણતરી પ્રમાણે બ્રિટિશ વિમાનીદળમાં વીસ હજાર વિમાનો છે. ઉત્તર ધ્રુવ જવા ને શોધખોળ કરવા માટે સોવિયેટ રશિયાએ એક ટુકડીને વિદાય કરી.

તા. ૧૧ : શ્રી ફાર્બસ ગુજરાતી સભાની વાર્ષિક સાધારણ સભા દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીને પ્રમુખપદે મળી.

તા. ૧૨ : ચૈત્રી નવા વર્ષે કવિ નાનાલાલે સાઠ વર્ષ પૂરાં કર્યાં, તે માટે તેમના મણિ-મહોત્સવની ઉજવણી થઈ. ગાંધીજીના કથનનું શ્રીનિવાસ શાસ્ત્રીજીએ સમર્થન કર્યું.

તા. ૧૩ : શ્રી બ્રીજમોહન બિરલા યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખ રૂઝવેલ્ટના આમંત્રણથી ત્યાંના ખેતીવાડી ખાતાના અને વેપાર ખાતાના મંત્રીઓને મળ્યા, તેમણે તેમની સાથે હિંદના આર્થિક પ્રશ્નોની ચર્ચા કરી.

તા. ૧૪ : અમદાવાદમાં શ્રી સમાજે પ્રેમાભાઈ હૉલમાં કવિશ્રી નાનાલાલનો મણિમહોત્સવ શ્રી શાંતિબેન બરફીવાળાના પ્રમુખપદે ઊજવ્યો. વિશ્વભારતી ચીનભવનના ઉદ્ઘાટનવિધિ પ્રસંગે ડૉ. રવીન્દ્ર ટાગોરનું પ્રવચન થયું. આ જ વિધિ અંગે રાષ્ટ્રપતિ જવાહરલાલ નહેરૂએ સંદેશો મોકલ્યો કે આ ભવન આપણા પૌરસ્ત્ય ભ્રાતૃભાવનું એક શુભ ચિહ્ન છે.

તા. ૧૫ : કાઠિયાવાડ વિદ્યાર્થી પરિષદ રાજકોટમાં શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકના પ્રમુખપદે મળી. જનુની શીખ હિંદી સભાએ સરકારને માગણી કરી કે સ્વરક્ષણ માટે અમને હથીઆરો રાખવાનો હક આપો.

તા. ૧૭ : તરુણ ગુજરાતી સાહિત્યસભા તરફથી મુંબાઇ ક્લેરેટસી લૉજમાં તૃતીય વર્ષોત ઉત્સવ અંગે પંડિત મોહન પ્રસાદનું કથક નૃત્ય અને અભિનયનો જલસો થયો. સુપા ગુરુકુલ વિદ્યામંદિરનો વાર્ષિક સમારંભ ત્રણ દિવસ સુધી ઊજવાયો તેમાં શ્રી. કનૈયાલાલ મુનશીએ પદવીદાન પ્રસંગનું વ્યાખ્યાન આપ્યું. સાહિત્ય સંસદના સભ્યોના વિનોદાર્થે સાગર ફિલ્મ કંપનીનું શ્રી મુનશીકૃત ખેલપટ 'બે ખરાબ જણ' રૉક્સી થિયેટરમાં બતાવવામાં આવ્યું.

તા. ૧૮ : સાહિત્ય સંસદનું સ્નેહ સમેલન શ્રી. મુનશીને નિવાસસ્થાને ભરાયું.

તા. ૨૧ : પ્રસિદ્ધ થયું કે હબસિનિયામાં વસતા હિન્દીઓના હિતોના પ્રશ્નો ઉપર ઇટાલિયન અને બ્રિટિશ સરકાર વચ્ચે વાટાઘાટ ચાલે છે

( અનુસંધાન પૃ. ૮૯૭ )

# ભયંકર દર્દો જલદી મટાડો

આપણા દેશમાં શ્વાસ નળીઓ અને છાતીને લગતા રોગો બહુ સામાન્ય થઇ પડેલા છે, અને આવા રોગો અનેક મનુષ્યોની જીંદગીને હરી લે છે. બીજા કોઇ પણ રોગોના કરતાં આ રોગોથી નીપજતાં મરણોની સંખ્યા વધારે છે. મુંબઇની મ્યુનિસીપાલીટીએ પ્રસિદ્ધ કરેલા સત્તાવાર આંકડાઓ જોતાં માલમ પડે છે કે એકલા મુંબઇ શહેરમાંજ દર મહીને કુલ મરણોમાં ૪૫ ટકા જેટલું મરણ પ્રમાણ છાતી, ફેફસાં અને શ્વાસ નળીઓના રોગીઓનું હોય છે. આ મોટા મરણ–પ્રમાણમાં ક્ષયથી નિપજતાં મરણો ગણવામાં આવેલાં નથી કેમકે ક્ષયને જુદોજ રોગ ગણવામાં આવે છે. આથી જોઇ શકાશે કે છાતી અને ફેફસાંના દરદોનો પ્રચાર ઘણો મોટો છે એટલુંજ નહીં પણ તેનાથી મરણો પણ સહુથી વિશેષ પ્રમાણમાં નીપજે છે. માનવજાતીનો આ રીતે થઈ રહેલો ભયંકર સંહાર અટકાવવો હોય તો આ દરદોનો તત્કાળ ઇલાજ કરવોજ જોઇએ.

આ પ્રકારનાં દરદોમાં મુખ્યત્વે શરદી, સળેખમ, ખાંસી વગેરે દરદો આવે છે. જો આવાં નાનાં ગણાતાં દરદોનો તત્કાળ ઉપાય કરવામાં ન આવે તો મોટી ઉમરના માણસોમાં પણ એવાં દરદ ઘર કરતાં જાય છે, તો પછી બીચારાં કોમળ બાળકોની તો વાતજ શી કરવી? માટેજ આવા દરદોનો તત્કાળ ઇલાજ કરવો જોઇએ, એટલુંજ નહીં પણ ખૂબ અસરકારક અને પદ્ધતિસરનો ઇલાજ કરવો જોઇએ, એના ઇલાજમાં પહેલું પગથીઉં તો શરીરના એ ભાગોમાં ભરાયલો કચરો સાફ કરવો એ છે. પછી એ ભાગને પોતાનું નિયમિત કામકાજ બરાબર કરી શકે એવા સશક્ત બનાવવા જોઇએ. એ પછી એકજ કામ કરવાનું રહે છે કે નબળા પડી ગયેલા શરીરને ફરી તાકાત અને ચેતન આપવું જોઇએ.

આ ત્રિવિધ કામ માત્ર એકલું **સીરોલીન** "રોશે" જ કરી શકે છે. ઉપરાંત આ દવા સર્વથી હાનિરહિત હોઇ લાંબો વખત સુધી લેવામાં આવે તોપણ કોઈ પ્રકારે નુકસાન કરતી નથી. ખાંસી, શરદી, બ્રોંકાઇટીસ, ન્યુમોનીઆ તેમજ શરૂઆતની સ્થિતિમાં ક્ષય રોગમાં **સીરોલીન** "રોશે" છેલ્લા ૪૦ વરસના અનુભવે ઉત્તમ અસર કરનાર દવા તરીકે સિદ્ધ થઇ ચૂકેલી છે. ન્યુમોનીઆમાં તો એ એટલી સરસ અસર કરે છે કે માત્ર ૨૪ જ કલાકમાં તાવનું પ્રમાણ ૪ ડીગ્રી જેટલું ઘટાડી દે છે. શ્વાસ લેવામાં પડતી તકલીફ એના સેવનથી તત્કાલ દૂર થાય છે અને બળખા જલદીથી છુટવા માંડી છાતી અને ફેફસાં એકદમ ચોકખાં અને હળવા થઇ જાય છે.

ક્ષય રોગના ઉપચાર તરીકે પણ **સીરોલીન** "રોશે" અદ્ભૂત અસર કરે છે. **સીરોલીન** "રોશે" શરીરને સર્વ રીતે લાભ કરનાર સર્વોત્તમ ગુણકારી દવા છે.

# યુરોપના વેપારીઓ ગોદરેજના નાહવાના સાબુ પોતાના દેશમાં આયાત કરે છે!!!!!!!

પોતાના દેશના નામાંકીત ડાક્ટરો અને રસાયણશાસ્ત્રીઓના ગોદરેજના નહાવાના સાબુ માટેના ઉંચા અભિપ્રાય જાણી જરમનો હિંદુસ્તાનથી ગોદરેજના સાબુ અને ખાસ કરીને ગોદરેજના સુખડના સાબુ મંગાવીને વાપરવા લાગ્યા છે.

બર્લીન ચેમ્બર ઓફ કોમર્સ અને એક્સપેરીમેંટલ કેમીસ્ટ્રી માયક્રોસ્કોપી અને બેક્ટરીઓલોજી માટેની જર્મન પબ્લીક લૅબોરેટરીના કેમીસ્ટ ડૉ. ઓક્ર કહે છે કેઃ—

"મેં ગોદરેજના વેજીટેબલ ટૉઇલેટ સાબુ તપાસ્યા છે અને મારા અભિપ્રાય મુજબ તે એવા પ્રકારના છે કે જે વડે સ્ટ્રેપટોકોકસ, અને સ્ટેફીલોકોકસના જંતુઓ તેમજ ટાઇફોઇડ તાવના અને બીજા એવા રોગોના જંતુઓ મરી જાય છે. જંતુનાશક તરીકે એ સાબુ અતિ ઉત્તમ છે.

હેર કાર્લ કુમુકજ કહે છે કેઃ—

હું ચામડીના દર્દોનો સ્પેશીયાલીસ્ટ છું અને જાણું છું કે જાનવરોની ચરબીમાંથી બનાવેલા સાબુ મનુષ્યની ચામડીને માટે ભારે નુકશાનકારક હોય છે. લાંબા વખતના અંગત વપરાસ પછી અને તે પછીની રસાયણીક તપાસના અંગે હું વગર આનાકાનીએ તમારા વેજીટેબલ સાબુઓને તંદુરસ્તી અને ખુબસુરતી જાળવવા માટેના સાબુ તરીકે માનભર્યું ઉંચ્ચ સ્થાન આપુ છું.

**ગોદરેજના સુખડના સાબુ અને ફેમીલી સોપ કોઇ પણ દુકાનદાર પાસે જરૂર જોવા માંગશો.**

કારખાનુંઃ—

## ગોદરેજ સોપ્સ લીમીટેડ,

ડીલાઇલ રોડ, મુંબઇ.

સોલ એજન્ટ: **નાદીરશાહ પ્રીંટર એન્ડ કંપની, મુંબઈ.**

# સાહિત્ય સંસદ

સંસદ કાર્યાલય–૧૧૧–એસ્પ્લેનેડરોડ
મુંબાઇ નં. ૧

# અધિકારી મંડળ

પ્રમુખ–શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી.

**ઉપપ્રમુખો**

શ્રી. મનહરરામ હ. મહેતા

,, મોતીચંદ ગી. કાપડીઆ

**કોશાધ્યક્ષો**

શ્રી. મનુભાઇ મા. ઠાકર

,, જયંતિલાલ કા. ઠક્કર

**—ગુજરાત—**

સંપાદક: સાહિત્યસંસદ

**તંત્રી મંડળ**

શ્રી. મનસુખલાલ જ. મહેતા

,, રમણ ન. વકીલ

,, શંકરપ્રસાદ છ રાવલ

,, ભાનુશંકર બા વ્યાસ

,, [illegible] સ મડયા

**વ્યવસ્થાપક**

શ્રી. હરિલાલ અ ભરૂચા.

**મંત્રીઓ**

શ્રીમતી લીલાવતી લાલ
કુકુદ દેસાઇ.

શ્રી. મનહરનાથ માણેકનાથ
બારેખાન

,, ભાનુશંકર બા. વ્યાસ

,, હરિલાલ અ ભરૂચા

ગુજરાત—સમસ્ત ગુજરાતનું દરેક ગુજરાતીનું પત્ર છે ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી સંસ્કારનો વિકાસ કરવાનું એનું ધ્યેય છે. જ્યાં જ્યાં ગુજરાતી વસે છે ત્યાં ત્યાં ગુજરાતનો સંદેશો પહોંચાડવાના "ગુજરાત" ને અભિલાષ છે. તમે ગુજરાતી હોવાનું અભિમાન રાખતા હો તો ગુજરાત તમારે અવશ્ય વાંચવું જ જોઇએ

આજે જ ગ્રાહક થાઓ.

**લવાજમના દર**

| | |
|---|---|
| બાર માસ | છ માસ |
| હિન્દમાં: રૂ ૫–૦–૦ | રૂ ૨–૧૨ ૦ |
| પરદેશ: ૧૨ શીલીંગ | ૭ શીલીંગ |
| [ સંસદના સભ્યો અને પુસ્તકાલયો માટે ] | |
| હિન્દમાં: રૂ ૪–૦–૦ | રૂ ૨–૦–૦ |
| પરદેશ: ૧૧ શીલીંગ | ૬ શીલીંગ |

**લવાજમ મોકલવાનાં સ્થળો.**

(૧) વ્યવસ્થાપક, ગુજરાત કાર્યાલય, ૧૧૧, એસ્પ્લેનેડ રોડ, મુંબાઇ–૧.

(૨) શ્રી હરિલાલ ભરૂચા. ૨,–ચોપાટી રોડ, મુંબઇ–૭.

તા. ક.–અન્ય સ્થળે મોકલવામાં આવેલાં લવાજમ માટે વ્યવસ્થાપક જવાબદાર નથી

# ગુજરાત



નવું પુસ્તક ૪ : : અંક ૪

જુન ૧૯૩૭

## જય સોમનાથ !

'પાટણની પ્રભુતા' ને 'ગુજરાતના નાથ'ના પુરઃસંધાનરૂપ
ઐતિહાસિક નવલકથા

કનૈયાલાલ મુનશી

[ પૃષ્ઠ ૮૨૬થી ચાલુ ]

[ પ્રબોધિની એકાદશીને દિવસે સોમનાથના શિવાલયમાં અધિષ્ઠાતા ગંગાના હાથ નીચે ભજવાતો આરંભો નર્તકીનાં નૃત્ય ખંભાતની પુરી ચૌલાનો નૃત્યનો પ્રથમ દિન હોવાથી તે જ્યારે તૈયાર થઈ ત્યાં ઉ. સોમનાથ સિવાય બધા માટે અપશુકન ઉ ગુર્જરેશ્વર ભીમદેવના આગમનની ખબર.

અને કથા શરુ કરે છે.

ગંભીરતાથી અને મમત્વથી ગુરુ ઘોઘાબાપાની જશગાથા કહી સંભળાવે છે. સુલતાનનુ કલંક, હમીરના દૂતોનું આગમન, ઘોઘારાણાનો યવનસેનાને માર્ગ આપવાનો નકાર. રણભૂમિનુ તાંડવ, ઘોઘાબાપાનો અદ્ભુત યુદ્ધખેલ, વીરાંગનાઓનું જૌહર વગેરે પ્રસંગો રાજગુરુ વિગત સાથે વર્ણવે છે. સામંત બધું સાંભળી સ્તબ્ધ બની જાય છે. સોમનાથને ચરણે સ્વાર્પણ કરવાનો નિર્ણય કરી એ પિતાની શોધમાં જવા તત્પર થાય છે. રાજગુરુ પણ એની સાથે જવા તૈયાર થાય છે. બંને રણથંભી માતાના મંદિરને રસ્તે જવા નિર્ણય કરે છે. મહમૂદની સેનાનું પ્રયાણ ઉગ્ર આંધિનું આક્રમણ. સજ્જન એ આંધિનો નાયક બની સુલતાનના સૈન્યના એક વિભાગનો નાશ કરી પોતે પદ્મડી સાથે મૃત્યુને વરે છે. સુલતાનના વ્યક્તિત્વથી સેનામાં ઉત્સાહનો સંચાર. રાજગુરુ અને સામંત દૂત બની આવે છે. સામંત સુલતાન પર છેવલેણ તરાપ મારે છે. સુલતાન એને હરાવી ઔરસ્વથી રાજગુરુ સાથે છૂટતો જવા દે છે. સુલતાનનો વિજય માટે નિશ્ચય. એના પ્રતાપ અને ગૌરવથી સૈન્યમાં પ્રાણનો સંચાર. સામંતનું રણને રસ્તે પ્રભાસ આવવું–રસ્તામાં લોકોને જંગલમાં ભરાઇ પાછળથી હુમલો કરવાની સલાહ આપવી–સામંતની સર્વજ્ઞ સાથે મુલાકાત–સામંત સર્વજ્ઞને પણ પારણુ છોડવા અને પાછળથી હમ્મીરને પૂરો કરવા સમજાવે છે. સર્વજ્ઞ તેમ કરવા ના પાડે છે. સામંત ચૌલાને મળવા સોમનાથના મંદિરમાં જાય છે, ન જોતાં તેનો ઉદ્વેગ–નર્તકી કુંડલા ત્રિપુરસુંદરી બનીને આવે છે, સામંતને મહામાયાનો ખરો ભક્ત કહી મંદિરમાં લઈ જાય છે. દીક્ષા લેવા સામંતની ના. સાધુઓ સામંતને બાંધે છે. શિવરાશી આવી કુંડલાનો ઢોંગ ખુલ્લો પાડે છે. — હવે આગળ વાંચો ]

## પ્રકરણ દશમું [ચાલુ]

એટલામાં બાવાઓ આવ્યા–આઠ, દસ, બાર–નામના જ આચ્છાદને પોતાનું શરીર ઢાંકતા. એમની રાતી આંખમાં ને એમના મુખ પર ઉગ્રતા હતી.

"મહારાજ," એક વૃદ્ધે બરાડો માર્યો, "આ શું ? મહામાયાની પૂજા અનાદિ કાલથી કદી અટકી નથી તે શું આજે અટકશે ? આ તો પ્રલયકાલ આવી લાગ્યો !"

જ્યારે બાવાઓ હોકારા કરતા હતા ત્યારે બારણાની પેલી તરફ અંધારામાં અનેક અનાચ્છાદિત આકૃતિઓ અધીરાઇથી વાટ જોતી સામંતે જોઇ ! કેવોએક નાટક એની દષ્ટિ આગળ થઇ રહ્યો હતો ! જાણે પોતે સ્વપ્નાવસ્થામાં હોય એવો ખ્યાલ એને આવ્યો.

શિવરાશિ પણ ઉગ્ર બન્યો હતો. "હું એજ કહું છું. આ કુંડળા ઢોંગ કરે છે; એનામાં મહાશક્તિ ઉતર્યાં નથી. જેનામાં ઉતર્યાં છે તેને ગુરુદેવ આજે પૂજવા દેતા નથી."

પળવાર બધાએ આ શબ્દોનો અર્થ સમજવાનો યત્ન કર્યો, અને પેલો વૃદ્ધ બાવો અગ્નિઝરતી લાલ આંખે આગળ આવ્યો.

"મહામાયા ત્રિપુરસુંદરીને અપૂજ રાખવાની કોની મગદુર છે ? જે વિધિઓ ઉલ્લંઘે એને ગુરુપદનો અધિકાર નથી."

"હા !" સિદ્ધેશ્વરે અર્થસૂચકતાથી કહ્યું અને શિવરાશિ સામે જોયું. તેના હૈયામાં ચાલી રહેલો વિરોધ તેના મુખ પર દેખાતો હતોઃ ગુરુભક્તિ કે વિધિસેવા–સંયમ કે ચૌલાનો મોહ ?

વૃદ્ધે આવીને રાશિને હાથ જોડ્યા. "રાશિજી ! વિધિઓ તમે નહીં સાચવો તો સાચવશે કોણ ! અનાદિકાલનો ધર્મ લોપાય છે તે મારાથી નથી જોવાતું."

"મહામાયા ત્રિપુરસુંદરીની પૂજા થવી જ જોઈએ," સિદ્ધેશ્વરે ધીમેથી ઉમેર્યું, સર્વજ્ઞને મહાત કરી, શિવરાશિને અધિકારસિદ્ધ બનાવવાનો આ અવસર હતો. આ બાવાઓના વિશ્વાસપાત્ર થવામાં ભાવિ અધિકારની ચાવી રહી હતી.

શિવરાશિ નિશ્ચય પર આવ્યા. "જરૂર, મહાશક્તિ કદી અપૂજ રહે જ નહીં. સિદ્ધેશ્વર! ચાલ, જઈને ચૌલાને લઈ આવીએ. પરમપૂજ્ય જગદમ્બાની વિધિઓનું ઉલ્લંઘન હું નહીં સાંખી-શકું" કહી તે અને સિદ્ધેશ્વર ચૌલાને લેવા ગયા, અને બાવાઓએ હર્ષનાદ કર્યો. તેને એક તો નીરાંત હતી. અત્યારે ગુરુદેવ પ્રાણાયામ કરવામાં ગૂંથાયા હશે એટલે એમને કોઈ ખબર પણ પહોંચાડી શકે એમ નહોતું.

પણ શશિને જતા જોઈ સામતનું હૈયું જે ચૌલાને જોવા તલસતું તે આ સ્થિતિમાં તેને જોવાનો પ્રસંગ આવી પડતાં થરથર કાંપવા લાગ્યું. અનિમિષ નેત્રે ને ઉંચે શ્વાસે તે બારણા તરફ જોઈ રહ્યો. એણે પોતાના બંધન તરફ ફરીથી જોયું, પણ બળજોરીથી કે કળાથી તે છૂટે એમ નહોતાં. સહેજ તેણે પોતાનું કુલ મસ્તું જોયું અને ભાવી હતું તે જે સ્વપ્નસુંદરી સમી સ્ત્રીના સ્મરણો પર તે જીવતો હતો તેને ભ્રષ્ટ થતી જોવાનું પણ તેને કર્મે લખાયું હતું! એને મોઢે નિરાશાના ફીણ આવ્યા.

૫

ચૌલા તો અર્ધમૂર્છામાં હતી. તેનાં ઘેનભર્યાં નયનો મદભર હતાં; તેના મુખ પર વિહ્વળતા હતી; તેના ગુલાબી અર્ધખીડેલા હોઠોમાંથી થોડીથોડી વારે શબ્દો નીસરતા: "મારા શંભુ, મારા નાથ." આવી મૂર્છા એને હમણાંની અવારનવાર આવતી હતી. તે વખતે તે કલ્પનાસૃષ્ટિમાં ખોવાઈ કે પાર્વતી બની ભગવાન શંકર સાથે કૈલાસ પર વિહાર કરતી હતી. પાસે ચિંતાતુર વદને ગંગા બેઠી હતી. પહેલાં તો એ માનતી હતી કે ચૌલા ગાંડી થતી જતી હતી, પણ સર્વજ્ઞે એને ખાત્રી દીધી હતી કે આ ગાંડપણ નહોતું પણ શિવસામર્થ્યની પરાકાષ્ઠા હતી.

એટલામાં શિવરાશિ ને સિદ્ધેશ્વર, ઉતાવળા ને હસ, આવ્યા અને ગંગા ચમકી.

"કેમ શું છે?" ગંગાએ ગભરાઈ પૂછ્યું.

"ચૌલા—" પણ તે વખતે બોલે તે પહેલાં દૂર ઊંડો ને ગંભીર શંખનાદ સંભળાયો અને એ અવાજ કાને પડતાં ચૌલા પથારીમાં બેઠી થઈ ગઈ.

"મારા નાથનો શંખનાદ," તે વિહ્વળ બની ચારે તરફ જોઈ રહી. "મા, મા, મારા નાથ બોલાવે છે. મને લઈ જા, ભગવાનની પાસે. નાથ, પ્રભો, હું આવી—આ આવી."

શિવરાશિ હસ્યો. ચૌલામાં ખરેખર મહામાયા ઉતર્યાં લાગતાં હતાં. અને એણે ધાર્યો હતો તે અવસર આવી લાગ્યો હતો. "ચૌલા, હા. તને ભગવાન સોમનાથ બોલાવે છે.

હું તેડવા આવ્યો છું."

સફાળી ચૌલા ઉઠી, ને અભિસારિકાની ઉત્સુકતાથી પાસે આવી. "રાશિજી, ખરેખર? તો મને લઇ જાઓ, લઇ જાઓ મને... મારા નાથને બતાવો, મારા જટાધારી શંભુને." અર્ધબીડેલા હોઠો મળવાનો તલસાટ વ્યકત કરી રહ્યા. ચૌલાને ખભે હાથ મૂકી શિવરાશિ બારણા તરફ તેને લઇ જવા લાગ્યો. ગંગા વચ્ચે પડી. "રાશિજી! આ શું કરો છો? ચૌલાને ક્યાં લઇ જાઓ છો?"

"સિદ્ધેશ્વર! ગંગાને અહીંઆં રાખ. એનું ત્યાં કામ નહીં" કહી શિવરાશિ ચૌલાને લઇ ગયો, અને સિદ્ધેશ્વરે ગંગાને એના જ ઘરમાં પુરી બહાર બારણે સાંકળ ચઢાવી. અને જ્યારે ત્રિપુરસુંદરીના મંદિરનાં ગુપ્તદ્વારમાંથી ચૌલાને અંદર આવતી જોઇ ત્યારે સામંતની અજાયબીનો પાર રહ્યો નહીં. એણે તો એમ ધાર્યું હતું કે શિવરાશિ કકળતી ચૌલાને તેની મરજી વિરુદ્ધ ઉપાડી લાવશે. તેને બદલે તો હોંસીલી, લાડીલી પ્રિયતમા ઉત્સાહઘેલી બની પોતાના પ્રિયતમને મળવા ધસી આવતી હોય એમ ચૌલા આવી. એની આંખમાં ઉત્સાહ હતો; અણુબીડાયલા હોઠમાંથી અધીરો નિશ્વાસ નીકળતો; એના પગમાં પણ થનગનાટ હતો. તે હરણીની માફક કુદતી નતંતી આવતી હતી, નાની ને નાજુક, સમીરમાં કમલિની ડોલે તેમ ડોલતી. લાજમર્યાદાથી અસ્પૃષ્ટ તે આવી. એના મુખપર પ્રયણ-ઘેલછાના દિવ્ય ઉલ્લાસના ઓળા હતા. પ્રણયતલસાટના અનુભવથી જે પળે સ્ત્રીત સુંદરતમ બને છે તે પળ અત્યારે ચૌલાની હતી. સામંતે તેને પહેલાં જોઇ હતી તેનાથી તે અત્યારે હજારગણી દેદીપ્યમાન દેખાતી હતી; અને આ દિવ્યતાના દર્શનમાં મગ્ન બની પ્રસંગનું ગાંભીર્ય પણ તે પલવાર ભુલી ગયો.

"મારા શંભુ અહીંઆં છે—આ મંદિરમાં?" તેણે ચારે તરફ જોઇ પૂછ્યું. તેની આંખોમાં તેજ હતાં, પણ તે આસપાસ શું છે તે જોઇ શકતી નહોતી.

"હા. આજે અહીંઆ તારી વાટ જુએ છે," શિવરાશિએ કહ્યું.

ચારે તરફ મશાલ લઇ ઉભેલા બાવાઓ આ ત્રિપુરસુંદરીને સદેહે આવતી જોઇ નીચી આંખો ઢાળી, સ્તવનો બોલી રહ્યા. તે અંદરના બારણામાં અદ્દષ્ટ થઇ ગઇ-મનોહર વિદ્યુલ્લેખાસમી. અને શિવરાશિ ને બાવાઓ પાછળ પાછળ ગયા. ચૌલાની શિવભક્તિએ તેમનો વિષ મેલ પલવાર ધોઇ નાંખ્યો હતો.

અંદર ઉતાવળે, અધીરે પગલે તે ગઇ. તેની પૂજા કરવા ઉત્સુક અંધકારમાં ઉભેલાં નરનારીઓને તેણે જોયાં નહીં. મહામાયાની પૂજાવિધિ પ્રમાણે તેનો વેશ નહોતો ને તેને શરીરે લેપન નહોતું. તેણે મંત્રથી વિશુદ્ધ એવી મદિરાનું પાન નહોતું કર્યું. પણ એ બધું તેણે કરવું જોઇએ એ સૂચવવાનું કોઇને ભાન રહ્યું નહીં. એમને તો ભગવાન શંકરને પ્રણયતલસાટમાં ભેટવા ધાતાં મહાશક્તિ જગદમ્બા ત્રિપુરસુંદરી દેખાયાં. મંદિરના વૃદ્ધ પુજારીએ વર્ષો ને વર્ષો થયાં દર વર્ષ મહીને જુદીજુદી સ્ત્રીઓમાં ત્રિપુર-સુંદરી ઉતર્યાં જોયાં હતાં, એટલે આ તો અનુભવ તેને નવો નહોતો. પણ આજે તે પણ

ભાન ભૂલી ગયો. "જય મહામાયા !" શબ્દથીજ તેને ઉત્તર આપવા ઉપરાંત તે કંઈ કહી કે કરી શક્યો નહીં. પણ શિવરાશિ આ પ્રસંગનો લાભ લેવા ચુક્યો નહીં. ગંગા સર્વજ્ઞને શંકરભાવે ભજતી હતી; ચૌલા તેને એ ભાવે શા માટે ન ભજે ! તે ચૌલાની આગળ થઈ, ત્રિપુરસુંદરીના ગર્ભદ્વાર આગળ જઈ ઉભા, અને પાસે ગોખલામાં એક ત્રિશુલ પડયું હતું તે જાણે અજાણ્યે તેણે હાથમાં લીધું.

ચૌલા આવી, મંદિરમાં–દોડતી. અધીરે નયને તેણે શિવરાશિને વચ્ચે ઉભેલા જોયા. "શિવરાશિજી ! મારા નાથ ક્યાં છે ?"

"આ રહ્યા" બે હાથ આડા રાખી શિવરાશિએ અર્થ સૂચવ્યો. પણ એ અર્થ સમજવાની ચૌલામાં શક્તિ ન હતી. તેણે શિવરાશિને દૂર ખસેડયા ને ગર્ભદ્વારમાં દોડતી તે ગઈ. "મારા નાથ, હું આવી ! આ આવી ! આ–આવી !" ને તે મંદિરમાં શંકરનું લિંગ હતું તેને વળગી પડી અને કાલાઘેલા શબ્દે લાડ કરવા લાગી. પાછળ ઉભેલા નરનારીઓ ગર્ભદ્વારમાંથી આ અદ્‌ભુત પ્રણયને સબહુમાન જોઈ રહ્યા.

પણ ચૌલા તરત બેભાન થઈને પડી, એટલે પ્રેક્ષકોને ભાન આવ્યું કે ચૌલાએ વિધિપુરઃસરની તૈયારી કર્યા વિના શંકરના લિંગને સ્પર્શ કર્યો હતો. એણે પહેર્યાં હતાં તે કપડાં એને શરીરે હતાં. એણે લેપન કર્યું નહોતું. મહામાયાના પ્રતિકની પૂજા થઇ નહોતી. બધી વિધિઓ અત્યારે ભુલાઇ ગઇ હતી. જે વિધિઓ ત્રિપુરસુંદરીની પૂજાનું રહસ્ય હતું તેને ભ્રષ્ટ કરી. ચૌલાએ પોતાની ભક્તિથી આ ભિન્નરસ પ્રેમીઓને વિશુદ્ધ ભાવની ભૂમિકા પર આણ્યા હતા. પણ એ ભક્તિનો જાદુ પુરો થયો એટલે એક બીજાની સામે જોઇ, આ નવીન વિધિના પ્રકાર તરફ તેઓ અણગમો બતાવી રહ્યા.

શિવરાશિને તો નિષ્ફળતા સાંપડી હતી–ગુરુનું માન અને આજ્ઞા બંને તોડયાં તોયે. એને શું કરવું તે સુઝ્યું નહીં. પણ બેઠા બાવાઓ બડબડવા બેઠા. અધુરી રહેલી વિધિઓ પુરી થવી જોઇએ. મહામાયાનું મંદિર આમ ભ્રષ્ટ ન થાય.

ફુંકશાનો અવાજ પણ સંભળાયો. જગદંબા આમ ન ઉતરે–આ તો ઢોંગ હતો કે ગાંડપણ.

અને કોઇએ સૂચન કર્યું કે બેભાન ચૌલાને લઈ, તેને વિધિપુરઃસર તૈયાર કરી, મહામાયાની પૂજા પુરી કરવી......

અનેક જીભો વળવળવા માંડી. રસીલાં નરનારીઓ અધીરાં બન્યાં.

૬

ગંગસર્વજ્ઞ પ્રાણાયામ કરવા બેઠા પણ હમેશની માફક એ સ્વસ્થતા ન પ્રાપ્ત કરી શક્યા. ધ્યાન કરવાને ઉત્સુક એમનું ચિત્ત પોતાની વૃત્તિઓ કેમે કરી ન રોકી શક્યું.

"ના, ના. પણ આ દીક્ષા કોઇ દહાડો એ ખુશીથી સ્વીકારે નહીં," ગંગાએ કહ્યું.

"અરે આ તો અજ્ઞ્ય લોકો છે," સામંતે કહ્યું, અને તેની આંખ આગળ વિષયલાલસામાં ભયંકર કુંડલા આવી અને તેને કમકમાં આવ્યાં.

"હં" કહી સર્વજ્ઞ અંદર ગયા, અને છુટેલો સામંત અને ગંગા બને સાથે ગયાં. તે અંદરના ચોગાનમાં આવેલા ત્રિપુરસુંદરીના મંદિર આગળ ગયાં ત્યાં, સામંતની નજરે ભુતાવળ પડયું ને તે આંખો ચોળતો ઉભો એક જ મશાલના નામના ચંચળ પ્રકાશમાં અનેક નરનારીઓ ત્રિપુરસુંદરીનાં સ્તવનો ગાતાં ગોળ ગોળ ફરતાં હતાં અને હાથે તાલ દેતાં હતાં. આ સ્રીપુરૂષો હતાં કે તેના કાળા મોટા ભયંકર ઓળા, તે પણ સમજાતું નહોતું. પણ જે કમકમાટ એને ભાઇકાકાઓના શબો પર ઉડતાં ગીધો જોઇને નહીં આવ્યો હતો તે તેને આ ઓળાઓ જોઇ આવ્યો...

અત્યારે વામમાર્ગીઓની બિભત્સ વિધિઓ જોતાં, એ વિચાર આવતાં એની આંખે અંધારાં આવ્યાં.

આ બધાં ત્રણચાર માણસોની આસપાસ ફરતાં હતાં જેમાંના એકના હાથમાં મશાલ હતી. એકદમ ગાતાં પૂજકો મુગાં થઇ ગયા. સ્તવનો ને પગરવને ભેદી એક ભયત્રસ્ત મુખમાંથી નીકળતી ચીસ પર ચીસ તેને કાને અથડાઇ. સર્વજ્ઞે ને ગંગાએ તે ચીસ કોની હતી તે પારખ્યું, ને સામંત સમજી ગયો. સર્વજ્ઞે પગ ઉપાડયો, ગંગા થરથર કાંપી રહી; પણ સામંતની ધીરજ ખુટી ગઇ. મ્યાનમાંથી તરવાર કાઢી, સિંહના જેવી ગર્જના કરી તે આ બિભત્સરસના રસીઆઓ પર તુટી પડયો. હાથમાં તરવાર લઇ ધસતા આ કાલભૈરવને જોઇ પેલાં નરનારીઓએ માર્ગ આપ્યો. વચ્ચે વૃદ્ધ પુજારી મશાલ ધરી ઉભો હતો. એક મજબુત સ્રી છુટી જવા મથતી ચૌલાને પકડીને ઉભી હતી. તે હમણાં જ ભાનમાં આવી હતી, અને પોતાની આસપાસ ફરતાં સ્રીપુરુષોનાં રૂપ જોઇ ચીસો પાડતી હતી. આગળ શિવરાશિ તેની આરતી ઉતારતા હતા.

એક છલંગ મારી સામંત પાસે આવ્યો, અને પેલી સ્રીને દૂર કરી છુટવાનો પ્રયત્ન કરતી ચૌલાને પોતાના હાથમાં લીધી. એનું ખડ્ગ રાશિની આરતીની જ્વાલાઓથી ચમકતું પલવાર બધાને ડરાવી રહ્યું.

"રાશિ! આ શું?" સર્વજ્ઞે પુછ્યું. રાશિની આંખો ફાટી ગઇ. એક તરફ કાલભૈરવ સમો હાથમાં ખડ્ગધારી સામંત ઉભો હતો. બીજી તરફ ગુરુદેવ નયનોથી તેને ઠપકો દેતા ત્યાં ઉભા હતા. એના હાથ ધ્રુજ્યા, અને તેમાંથી આરતી ધણણુ કરીને ભોંય પર પડી.

"ગુરુદેવ! ગુરુદેવ! ગુરુદેવ!" ગભરાએલાં સ્રીપુરુષોના મુખમાંથી અવાજ નીકળ્યો.

"રાશિ! તેં આજે મહામાયાની પૂજાવિધિનું મહાસત્ર તોડ્યું છે," સર્વજ્ઞે અત્યંત ખેદથી કહ્યું. "તેની મરજી વિરુદ્ધ તું ચૌલાને આ પૂજનમાં લઇ આવ્યો છે."

"ના, ના. એ ઇચ્છાથી આવી-પોતાની મેજે." સિદ્ધેશ્વર હીંમત કરી રાશિની મદદે આવ્યો.

(અનુસંધાન પૃ. ૯૬૧)

# ક્યારે ?

: અંજની ગીત :

ઉદય પામતાં ઉદયાચલ પર
કનકકાંતિએ ઉજ્જ્વલ ભાસ્કર,
ચેતનની ચિનગારી અંબર
અર્પે અવનીને.

પણ તવ વદન-ઉષા કલ્યાણી
અંતરમાં ઊઘડી ન જાણી !
ઘોર તિમિરરજની ઘેરાણી
મુજ જડ જીવનમાં !

વિશ્વરાત્રિએ તારક ચંદર,
ભ્રમતી જ્યોત્સ્નાઓયે સુંદર,
સંતાપે આકુલ અવની પર
સરસ શાંતિ સીંચે

પણ મુજ જીવનરાત્રિતિમિરે
તનુ તારક પણ ના પલકારે
અંતર નીરવ હાહાકારે
પ્રભાવદન માટે

ક્યારે અંધારાં ઓસરશે
પ્રભાતવદને તુહિન પ્રગટશે
સોનાચેતનવરો વિતરશે
આ મૃત જીવનને

કમલ નિમીલિત મુજ આત્માનું
ક્યારે સૂર્યસ્મિત પ્રભા
સુખ ઓથી, ખીલશે, ધરા
જીવન ફોરવવા

પૂજાલાલ

# નવલકથાની પ્રિયા

નીલાકાશે એક દિન પડી હતી મેઘઘટા,
શ્રાવણનાં જલબિંદુ પડી સુગભીર
તોડતાં'તા નીરવતા છાયી'તી જે ગૃહેગૃહે
કુંજકુંજે કાનનમાં જાહ્નવીને તીર :

બેસી મારા ગૃહદ્વારે ત્યારે કોઈ નવલનાં
પાના હું યે ફેરવતો હતો એકદિન !

ધબ દઈ અચાનક ચોપડી ત્યાં પડી ગઈ
ખંડમહિં થયો મૃદુ નૂપુરઝંકાર !
ચોપડીના પીંજરનું દ્વાર ખોલી આવી ઊભી
લજ્જાવેશે મૂરતિ કો' મધુમય, બ્હાર !

સ્તબ્ધ બની પૂછ્યું મેં 'રે કોણ તું સૌંદર્યદૂતી!
શ્યામવેશે આવી આજ મારે ગૃહદ્વાર ?'

મુનશીની મંજરી કે દેસાઈની રાજેશ્વરી,
અલકા શું શરદબાબુની કહે કોણ ?
ટાગોરનાં ગીત આડે બેસી ગાતી ભેદમૂર્તિ
લાવણ્યની રેખા ધરી આવી શું અમોલ ?

સોનાચૂડીવાળો જરા હાથ એનો ઊંચો થયો,
ઓરે ! ઉઠયો વીણાતારે રાગિણીનો શોર !

કહ્યું એણે 'સર્જકના હૈયાતળે ઉછળતા
આનંદમોજાનું બની ભાવના પ્રતીક;
ખેંચી જાઉં નૌકા એની રંગ રંગ વેશધાટે
ભાષાના અનીત તીરે બેસું હું અધીર'

અને એણે અંચલના છેડલેથી કુંચી કાઢી,
ખોલી નાખ્યાં મારાં મૃદુ હૃદયનાં દ્વાર;
અંધકારે શૂન્યમુખ પડેલ એ કોડિયામાં
ચેતનની ફુંક મારી ચાલી ગઈ બ્હાર !

સુરેશ ગાંધી

કારખાના વચ્ચે મારું બાલપણ ઘડાયું છે. મારું ભણતર, મારી રખડપટ્ટી, મારા સુખઃદુખના અનુભવ, મારો રોટલો મોટે ભાગે રેલગાડીને આભારી છે. વડોદરાને પાદરે બાજર દેવાના પિત્રાઇઓ વચ્ચે, આગગાડી નાટકમાંના ગુલામમહમ્મદ અને બાધરજીના ખોળામાં એમની કોટડીમાં રંધાયલો રોટલો ખાઈ ખાઇને હું ઉછર્યો છું. એમની ખાંધે ઉંચકાઇને એંજીનોમાં ફર્યો છું. ખરું પૂછો તે એંજીનો બાળપણમાં મારી બાબાગાડીઓ જ હતી. ગઇ રાતે જ એ જગ્યાએથી વ્હેલી પરોઢે હું આગગાડીમાં પસાર થઇ અહીં આવ્યો; જ્યાં હું રમતો, ઉછરતો, એ વડોદરાના જુના કારખાનાનું એક ઇંટાડું યે આજે શોધ્યું જડે એમ નથી. અત્યારે તો તે વખતની એક જુની કોટડી અને દરવાજો છે. ગઇકાલ સુધી એ સમયના કર્મીમેનોમાંનો બીજા પ્રવેશનો લલ્લુશંગ અમદાવાદમાં ડ્રાઇવર તરીકે ફરતો હતો. ત્યાર પછી પણ આ ગામના કારખાનામાંથી તેમ જ બીજા સ્થળેથી સંબંધમાં આવેલી ઘણી વ્યક્તિઓ હજી આજે મોજુદ છે. એમનાં જીવન આલેખી આ ચન્દ્રક ચોંટાડવાના આવડા માનને પાત્ર હું બન્યો છું, એની જરી ખબર પણ એમને નહિ હોય. મારું ચાલત, રેલ્વેમાં મારું રાજ્ય હોત, તો ગુજરાત તેમ જ ગુજરાત બહારનાં જે જે કારખાનાઓમાંથી તેમ જ સ્ટેશનો પરથી વિવિધ વ્યક્તિઓ મેં વીણીવણી છે, ત્યાં જઈ આ ચન્દ્રક બતાવી એમને ગર્વઘેલા કરત, અને કહેત કે આ માનનો ખરો જશ તો તમને છે. હજી પણ હું એમ કરી શકું, પરંતુ રે આપણા દેશની પરિસ્થિતિ! હરખઉભરામાં તણાઇ એમ કરવા જતાં હું એમનો રોટલો જોખમી નાંખું એ ભયે મારે સંકોચાવું પડે એમ છે. ખરેખર! એમાંનો એક જણ, મારો એ રામરખવાળ જેવો રાઠોડી ગુલામ મહમ્મદ પણ અત્યારે અહીં હોત તો કેવો આનંદ થાત. તેમ જ એ રેલગાડીની એકનિષ્ઠાથી મજુરી કરી મારા ભણતર તેમ જ જીવનવિકાસ માટે સાધનની જોગવાઇ કરનાર, અને છેવટે એ ચાકરી કરતાં જ દેવલોક પામનાર મારા પિતા આ મિજલસમાં હાજર નથી. નાટ્યકલાના એ શોખીન દૂર ગામથી મને નાટક કરતો જોવા દોડી આવતા; પરંતુ આગગાડી નાટક માટે મને ચન્દ્રક લેતો જોવા આજે હાજર હોત તો એના જેટલો આનંદ બીજા કોઇને ન થાત.

એટલે આ માન લેવાનો મને તો જરા પણ હક્ક નથી. વળી સાહિત્યના બીજા અંગની માફક નાટક એક જ પાત્ર પર અવલંબીને લખાતું કે ભજવાતું નથી. એમાં અનેકની મદદ, સમજ, એકદીલી, એખલાસ, અને ખેલદીલીની જરૂર પડે છે. મારું ધનભાગ્ય કે મને નાનામોટા જુદીજુદી પ્રવૃત્તિવાળા આબાલવૃદ્ધના વિવિધ પ્રકારના સંઘનો સહકાર મળતો ગયો છે. એ દ્વન્દ્વવૃત્તિવાળા અને સંઘશકિતમાં શ્રધ્ધા રાખનારા મારા સહયોગીઓએ મારામાં વારંવાર મુકેલા વિશ્વાસ ખાતે નાટકો ભજવવાનો જશ નોંધાવો જોઇએ. એમાં મોટાભાગનો જશ તો પુરૂષ કરતાં પણ મોટા પ્રમાણમા સ્ત્રીવર્ગે રંગભૂમિ ઉપર સાથ આપી સહઅભિનય । સિદ્ધાંતને અમલમાં મુકાવી ચિરંજીવી બનાવ્યો છે, એમને છે. અને બાકીના પુરૂષવર્ગમાં વિદ્યાર્થીઓ ચિત્રકારો, નૃત્યકારો, સંગીત જાણનારાઓ અને બધાના સહકાર ઉપરાંત લગભગ બધા જ નવજવાન કવિઓએ રંગભૂમિ ઉપર એક કરતાં વધારે વાર ઉતરી મગરૂરી અપાવી છે, એ સર્વેને છે. હું તો હું એક સાધારણ સૂત્રધાર, સૃષ્ટિપટ ઉપર પથરાયલી સુખદુઃખમિશ્રિત રંગીલી અને રોમાંચક રંગભૂમિ ઉપર નમુનાઓ

વિશાળ જીવનમાંના તાણાવાણામાંથી એકાદ બે તંતુઓ ઉપાડી યથાશક્તિ યથામતિ મારી હથેળી વડે દીવેટ બનાવી રંગભૂમિના તખ્તા ઉપર નાનકડો દીવો પ્રગટાવવા મથું છું. એના જ્યોતિપ્રકાશ માટેના સાધનરસ તો લોકજીવને જ પુરા પાડવાના છે.

નવીન નાટ્યકળાની આટલી કદર કરવાની વૃત્તિ ધરાવનાર સભા સમક્ષ એક બે ફરિયાદ રજુ કરવાને, આ મોકો જતો કરવાનું મન થતું નથી. આપ આગગાડીની આટલી પ્રશંસા કરો ત્યારે મને ખુબ જ સંતોષ થાય છે, કારણ, મારા લખાણ માટે મને જરા વસવસો રહ્યા કરતો હતો. આપણે ત્યાં કાયદાના જાણનારાઓ પોતાની જાતને સૌરાષ્ટ્રમાં સૌથી વધારે વિદ્વાન મનાવવા પ્રયત્ન કરે છે. એમાંના ઘણા મહાશયો ગુજરાતી ભાષાને ગામડી, ગમાર, અને ન સમજાય એવી કહી નિંદે છે. ગુજરાતી ભાષામાં કંઈપણ લખનારને 'સાક્ષર' કહી એમની ઠેકડી કરે છે. એમને અંગ્રેજીમાં વધારે રસ છે, એમાં એમને સમજ પણ ઝટ પડે છે. પરંતુ એથી પણ અઘરી એમને આપણી ભાષા લાગે છે. આગગાડી નાટકમાંની ભાષા એવી જ રીતે કેટલાક મહાશયોને 'સાક્ષરી' એટલે કે અઘરી લાગી છે! એમના આ મનસ્વીપણાભર્યા ઢોંગઢાંગને હવે ઉઘાડા પાડવાની જરૂર છે. એમને પોતાના ખંડ સુંવાળા મુલાયમ શૈલીગાદલાંથી શણગારવા છે. અથવા પરણનાર વરરાજાને મુખવાસ ચાવવાના મુખમાં મોં શેક્સપીઅરની ભેટ આપવામાં મોટપ માનવી છે, અને ગુજરાતી સાહિત્ય તરફ અમસ્તી એટલી સૂગ કેળવવામાં સંસ્કારિતા મનાવવી છે. વહેલી તકે એ વિદ્વાનો સ્વભાષા તરફ નજર દોડાવે તો સારું, એટલું યે ન થાય તો એને વગર વાંચ્યે ભાંડે નહિ એટલો પ્રબોધ થાય તો યે બસ છે.

મારી બીજી ફરિયાદ હજી વધારે મહત્ત્વની છે. હું નાટકો લખું છું, મોટે ભાગે ભજવવાનું દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખીને. અને એ ભજવતાં રંગભૂમિ ઉપરાંત સાજસામગ્રી અને નટ-નટીઓની જરૂર પડે છે. એ બધું તો મળી રહે છે. મેળવી લઈએ છીએ. પરંતુ આપણી આજની પરિસ્થિતિને અંગે પહેલે પગથીએ જ મોટી ગોઠવણની મુશ્કેલી નડે છે, એ તરફ આપ સૌનું ધ્યાન ખેંચવા રજા લઉં છું. તમે જે નાટકની પ્રશંસા કરી રહ્યા છો એ નાટક, અને નાટક માત્ર વાંચવાનું સાહિત્ય નથી એ જાણો છો! એ તો છે રાજ્યસંરક્ષણનું, હથિયાર અને બોંબગોળાનું, આર્મ્સ અને એમ્યુનિશનનું સાહિત્ય, એની તમને કદાચ ખબર નહિ હોય. મને તો એની પુરેપુરી ખબર પાડવામાં આવી છે. આ નાટક—કે કોઈપણ નાટક, ભજવવાની વખતે મારે ઉપર સૂચવેલા ખાતામાં રજા લેવા જવું પડે છે. રંગભૂમિનો વહિવટ આપણી સરકારના દફતરે રાજ્યસંરક્ષણના ખાતામાં નિર્માયેલો છે. અલબત્ત, એનું એક કારણ એ પણ છે કે આપણી સમગ્ર સરકાર નાટકશાળાના ઉપયોગની મહત્તા આપણી અત્યારની પ્રજા કરતાં વધારે જાણે છે. પરંતુ અમારી મુસીબત તો એથી યે વધારે છે. મેં જે ભાષામાં આગગાડી લખ્યું છે તે ભાષા એ દફતરના અધિકારી પરીક્ષકને ન આવડતાં, મારે લીટીએ લીટી સમજાવટમાં કલાકો બગાડવા પડ્યા હતા. અને તેમ છતાં નાટકના બે પ્રયોગો ભજવવા માટે રજાને પાત્ર ન જ ઠર્યાં. સુરત શહેરમાં અમે 'મૂંગી સ્ત્રી' ભજવ્યું ત્યારે પણ અમને એ મુસીબત નડી

પણ કદાચને આવો કકળાટ અમને જરૂરનો પણ હોય. આગગાડી કે નાગાબાવા નાટકનું વસ્તુ કેટલાકને નવીન લાગ્યું છે, પરંતુ હું ખરું કહું છું. મેં કશું જ નવું કર્યું નથી. દેવદેવી જેવા રાજારાણીના પ્રણયજીવનમાં જ કૃત્રિમ રીતે રસ લેવાને પ્રાચીન કાળથી ટેવાતા આવેલા આપણે. હજી નજર જ નથી દોડાવી એટલે નવાઈ લાગે છે. બાકી આપણી ચારેગમ વીર, હાસ્ય, કરુણ. અદ્ભુત નાટકની વસ્તુ રગદોળાતી મોટે ભાગે ઢંઢાવલી ઠેર ઠેર પડી છે. એના ઉપર મીટમનન માંડવાની જરૂર છે. હું તો છું કોણ માત્ર? પરંતુ આપણી આસપાસના રોજીંદા જીવનમાંની તીવ્ર વેદનાઓ, ઝીણામાં ઝીણી અરેરાટીઓ, તીણામાં તીણાં દિલદર્દોને ફકત જોઈ રહીને નહિ, પરંતુ એ બધા સાથે તાદાત્મ્ય સાધી તન્મય થઇ એ બધાંને હવીજાણી અલ્લાદીનના દીવા જેવી નાટયકલાની કલમ અડાડનાર. ત્રણે કલાનો કોવિદ નાટકકાર પાકશે ત્યારે નૂતન રંગભૂમિનો પરદો ઉપડશે. ત્યારે નવીન પરદા રોશનીથી, સુયોગ ધ્વનિનિયમનથી, રસ અનુસાર રંગનાં નિયોજનથી, ભાવભરી સ્પષ્ટ ભૂમિકા પ્રત્યક્ષ થશે. અભિનયકલા એ સજીવ કલા બનશે, ત્યારે અભિનયનું વકતવ્ય વ્યકિતએવ્યકિતએ વૈવિધ્ય સાધનારું બનશે. અને જ્યારે એ નવીન વસ્તુવાળાં નાટકોનું દર્શન થવા માંડશે ત્યારે આપણી ગોકળગાય જેવી ગતિની હસ્તી જ નહિ રહી હોય. નાટયસાહિત્યમાં એવું વાવાઝોડું આવે એવાં ચિન્હ અત્યારે ભલે નહિ દેખાય પરંતુ એ આવશે એ ચોકકસ છે, અને એ આવશે, તે મેં ઉપર કહેલા કકળાટમાંથી જ આવશે એ પણ નિસંશય છે.

તમે આપેલા સન્માન માટે, અંગત મિત્રો અને જાહેર પત્રોએ મને આપેલા અભિનંદન માટે આ તકે સામટો આભાર માની લઉં છું. ફરીથી કહું છું કે અમને તો વ્હાલી છે કલમ. અને આપે આપેલા ચન્દ્રકને બદલે અથવા એ ઉપરાંત અમારી જીવન-સાથી રહે એવી કંઈ નહિ તો એક કલમ મળી હોત તો, આ ચન્દ્રકને દાબડીમાં મુકી દર્શનપ્રૂનો રાખવાને બદલે, રોજબરોજ પરોઢપ્રભાતે કલમ વાપરતાં સાહિત્યસભાને સંભારી

સંભારી એ કલમને ખીલવવા અને ખેડવવા પ્રોત્સાહિત થાવ. ફરીવાર કહું છું મારે તો જોઈતું છે નૂતન રાષ્ટ્રના ઘડતર માટે સજીવ અને સ્વતંત્ર, નવીન અને પગભર, શિક્ષણ-કલાકેન્દ્રસ્વરૂપ સુન્દર અને સસ્તું નાટ્યઘર. એ સોણલું બર ન આવે એવી શંકા સેવનારા ભલે એ સેવે. પરંતુ હું માનું છું કે દરેક શાળામાં નાનકડી નાટ્યશાળા રચવી અઘરી નથી. કંઈ નહિ તો બે ત્રણ નિશાળો મળીને પણ એટલું જરૂર કરી શકે. પણ રે આપણી નિશાળો! છતાં એ દિશામાં અખતરા સફળ પુરવાર થવાથી મને એ બાળરંગભૂમિ ઉપર તાલીમ લઈ ખીલતા ખેલતા બાળકો ઉપર ખુબ જ આશાઉત્સાહ બંધાયાં છે; એટલે હું કહું છું એવો ભવ્ય અને મનોરમ, સંગીન અને કલામય રંગમંડપ સરજાશે એ નિશ્ચિત છે. એ રંગમંદિર મારી નજરમાં રચાય તો આપે અતિ ઉમળકાથી આપેલા સુવર્ણચન્દ્રકમાંથી સોનેરી કળશ બનાવરાવી એ મંદિરના ઘુમ્મટ પર ચઢાવું તો આપ આજના જેટલા જ ઉમળકાભેર સંમતિ આપશો એવી આશામાં, આપ બધાના સહકારથી એવો પ્રસંગ વ્હેલો આવે એ હોંસમાં, મને આ માન આપવા માટે ફરીથી આપ સૌનો આભાર માનું છું.*

---

* તા. ૨૭ મે ૧૯૩૭ને દિવસ અમદાવાદમાં 'ગુજરાત સાહિત્ય સભા' આગળ

---

થોડાક ઉદ્ધત શબ્દો કોઈ કુટુમ્બના, કોઈ પડોશના, કોઈ મજાના કાન ફફડાવી મૂકશે: તેમણે ઘણીવાર આવું કર્યું છે. અર્ધાં મુકદ્દમાઓ અને અર્ધાં વિગ્રહોનું ઉત્પત્તિસ્થાન જીભ છે.

જેમ્સ બોઈડન

# છજામાં સૂર્યોદય

: : વસંતતિલકા : :

સૂતો હતો હું ઝરૂખા મહીં એક રાતે
આકાશ સોહતું સુનીલ નિરભ્ર માથે:
ઘેરામહીં પ્રહર કૈંક ગયેલ મારા
તેથી પછી સ્થિર રમંત શશાંક તારા. ૧

ઝાઝો ઉપદ્રવ અસહ્ય કરી પ્રિયાને,
મેં આમ એ કરી હતી કપરી સજાને,
આદેશને અનુસરી અગણાજનોના
ને આપી માન વિધિને ગત પૂર્વજોના ૨

આરામ મુક્ત મળતો મુજ વલ્લભાને
શબ્દો થકી નવું સચોટ કરેલ સાને;
ને મારી હાલત થઈ કથી અત્ર જે તે-
શાખો શીદ મુખની કોણ સુણે ન હેતે! ૩

હું એકલો મુજ સુનેલ હતો જગતમાં,
આંખો ગયેલ ઢળી મારી વિચારવામાં:
દેતું સુધાકરનું બિંબ પવિત્ર, ચારુ
આસાગરીથી મુખ આવરી દીન મારું. ૪

મેં કેટલી ક્ષણ વીતાવી ન તેહ જાણી,
જ્યાં તાન મારું રહી તેજની સૃષ્ટિ તાણી:
ના પાડી નેન મુજ ત્યાં ય ઢળી ગઇ જે
ક્યારે અને ક્યમ, ન યાદ! મળી ગઇ તે. ૭

હું નિંદર્યો, મગજને કંઇ લાગ્યું એવું
ના સ્વપ્ન એ હતું છતાં કંઇ સ્વપ્નજેવું:
કલ્લોલતો ઉછળતો નદ હું નિહાળું
તે મધ્ય મારું તન નાવ બનેલ ભાળું ૮

ઢોળે મીઠું સ્મિત શશી કરથી બહોળાં.
આવ્યા જતા જ્યાંહી અનેક તરંગ ધોળા:
હંકારતો સ્વમત હું તરણી ત્યાગી-
મારા વિના નહિ જ કો મુજ અન્ય સાથી. ૯

પ્રસ્થાન ક્યાંયથી કર્યું, નહિ તે પ્રમાણ્યું,
શી લક્ષ્યભૂમિ હતી મારી, ન તે ય જાણ્યું:
ચારે દિશા થઇ પડી મુજને સમાન,
ક્યાં માર્ગ, ક્યાં ખડક, તેનું ન લેશ ભાન. ૧૦

# કજોડું

રમણ ન. વકીલ

શરદે મ્હારા હાથમાં એક કાગળ મૂકયો. મ્હેં કાગળ વાંચ્યો. શરદના સસરાએ પોતાની દીકરી-અથવા શરદની પત્નીને-મુંબાઇ તેડાવવા લખ્યું હતું. શો જવાબ લખવો-આ અણધારી ઉપાધિમાંથી કેમ છૂટવું એ બાબત શરદને મ્હારી સલાહની જરૂર હતી. આવા આવા પ્રસંગોએ હું શરદને બહુ ઉપયોગી થઈ પડતો એ વિચારે મ્હને આનંદ થતો.

શરદનાં માબાપ ગરીબ હતા, છતાં ન્યાતમાં ભણેલા છોકરાઓનો અભાવ હોવાને કારણે મેટ્રીક પાસ થતાં જ શરદનાં લગ્ન એમની જ્ઞાતિના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થની પુત્રી સાથે થયાં. વ્હેવાઇપક્ષ પૈસાદાર અને પ્રતિષ્ઠિત એટલે શરદનાં માતાપિતાના આનંદનો પાર ન્હોતો, પણ એ જ કારણે દરેક બાબતમાં એમને નમતું મૂકવું પડતું અને ત્હેમના દબાયલા રહેવું પડતું. લગ્ન માટે શરદની પરોક્ષ રીતે અનુમતિ લેવાઇ હતી. પણ મૂળથી જ વ્યવહારિક જ્ઞાનમાં શરદ ઉણો હતો. તે સાથે એનામાં જન્મથી જ બંડવૃત્તિનો અભાવ હતો. લગ્ન થયે આજ પાંચ વર્ષ પૂરાં થયાં પણ પોતે પરણેલો છે એમ શરદે કદી કલ્પ્યું પણ ન્હોતું, તો અનુભવ્યું તો કયાંથી જ હોય? લગનની જવાબદારી અને લગનજન્ય સામાજિક વ્યવહાર કે ફરજોથી તે કેવળ અજ્ઞાત હતો. લગ્નનાં નૈસર્ગિક પરિણામો સ્હમજવા જેટલી બુદ્ધ તો ત્હેનામાં હતી, પણ તે સ્હમજવા તેણે કોઇ દિવસ પ્રયત્ન નહિ કરેલો. અને એ બાબતોનો જેમ એ વિચાર કરતો તેમ એને પરિણીત જીવન વિશેષ અરૂચિકર અને ભયંકર લાગતું. લગ્ન પરત્વેની આવી ઉગ્ર ઉદાસીનતા માટે એના માનસ કરતાં આપણો સમાજ વિશેષ જવાબદાર હતો એમ હું એના લાંબા સહવાસ પછી સ્હમજી શકયો હતો. બાકી સ્વભાવે શરદ રસિક હતો. રોમિયો અને જુલિયટના પ્રેમપ્રસંગો પર એ કલાકો સુધી રસપૂર્વક ચર્ચા કરતો. એ પ્રેમની ફીલસુફી ખૂબ ઝીણવટભરી રીતે સ્હમજાવી શકતો. પણ પોતાના લગ્ન સંબંધી, પોતાના પરિણીત જીવન સંબંધી એ શબ્દ પણ ઉચ્ચારતો નહિ

પ્રસ્તુત પત્ર ઉપર શરદે થોડીવાર વિચાર કર્યો પણ એને કાંઇ સુઝ ન પડી. બુદ્ધિ વિષયક બાબતોમાં શરદ મ્હારો મિત્ર, ગુરૂ અને નેતા હતો. પણ આવી બાબતોમાં એ

મ્હારો શિષ્ય બની જતો. સ્વાભાવિક રીતે જ એણે મ્હારી સલાહ પૂછી.

"ત્હારા સસરાને લખ કે હજુ મ્હારે ભણવાના છ સાત મહિના બાકી છે, એટલે હમણાં ત્હમારી દીકરીને બોલાવી શકાય તેમ નથી."

શરદે વિચાર સરખો કર્યા વગર મ્હેં લખાવ્યું તેમ લખી નાંખ્યું. કોઇને પણ નાખુશ ન કરી શકનાર શરદ મ્હારી સૂચના વગર આટલું પણ ન લખી શક્યો હોત. બીજે દિવસે કાગળનો જવાબ આવ્યો. કાગળ વાંચીને જ શરદ અવાક્ બની ગયો.

"આવતી કાલે રાતની ગાડીએ હમારા પડોશી મગનલાલ મુંબાઇ આવનાર છે, ને આવો સારો સંગાથ છે અને સારો દિવસ છે એટલે ચિ. મણિ એમની સાથે જ નીકળશે. ત્હમે બજારકે સ્ટેશન ઉપર તેડવા જજો અને પ્હોંચ્યાનો કાગળ તરત જ લખજો."

સસરાઓની સહજ એવી આ હિકમત અને નફટાઇથી હું જરા પણ વિસ્મિત ન થયો; પણ બિચારો શરદ!!

હમે ચૌદ રૂપિયાની એક ઓરડી રાખી વાલકેશ્વર પર રહેતા. બે ખાટલા, એક ટેબલ, બે ખુરશી, ચોપડીઓ માટે એક નેતરની ઘોડી અને ચ્હા બનાવવાનો સામાન ને પાણીનો એક કુંજો મૂક્યા પછી ઓરડીમાં ચાલવાની જગા પણ માંડ રહેતી. આવતી જ કાલે અ. સૌ. મણિભાભી આવવાનાં અને તે પણ—વિના આણે—પ્હેલી જ વાર. એટલે એમનો કેમ સમાસ કરવો એ બાબત હમે બન્ને મનમાં મુંઝાયા. ઘરમાં ચ્હાની તપેલી, એક સાણસી, ત્રણચાર ચ્હાના પ્યાલા એ ઉપરાંત વાસણમાં બીજું શું હોય? માંજવાની ઉપાધિને લીધે પાણી પીવાના પ્યાલાની જગાએ પણ હમે ચ્હાના કપનો જ ઉપયોગ કરતા, ન્હાવાનું બન્નેને નળ નીચે જ અનુકૂળ હતું.

તાત્કાલિક બીજી મ્હોટી જગા પણ મળવી અશક્ય. અને મળી આવે તો આર્થિક દૃષ્ટિએ પણ તે હમને ન પાલવે. શરદને કોલેજ ફેલોશિપના પચાસ મળતા. મ્હને બાપાજી તરફથી દર માસે પચાસનો મનીઑર્ડર મળતો. કોલેજ હૉસ્ટેલની કલબમાંથી હમે બે વચ્ચે એક ડબ્બો મંગાવતા જેના મહિને ત્રીસ થતા, ચૌદ રૂપિયા ભાડું, સાત રૂપિયા ઘાટીના, બે ધોબીના, બે લાઇટના, સાતઆઠ રૂપિયા દૂધ, ચ્હા, સાકર ને કેરોસીનના, બાકી રહે તેમાંથી હમારા બેની કોલેજની ફી, પુસ્તકો, કપડાં, ટ્રામ, બસ, રેસ્ટોરાં અને કદાચિત સિનેમા. અને બીજો થોડો પરચુરણ ખર્ચ આમ હમારૂં ગબડિયું ગાડું ચાલ્યે જતું. એટલે વિશેષ કમાવાનો વિચાર સરખો ય હમે નહિ કરેલો. બાકી શરદને એકાદ ટ્યુશન મળતાં અઘરૂં ન પડત. પણ આ એની ઉંચી પરીક્ષા હતી, અને હમેશ મુજબ એને ફર્સ્ટક્લાસ મેળવવો હતો. એટલે એ બાબત એણે વિચાર પણ નહિ કરેલો.

તે દિવસે શરદ આખો દિવસ ઉદાસ રહ્યો. કાગળ લખવાનો સમય ન્હોતો. તાર કરીએ તો પણ એની અસર થવા સંભવ ન્હોતો. એકકેમાથે પડી ભણી લીધે જ છૂટકો હતો.

રાત્રે સાડાચારનું એલાર્મ મૂકી હમે બન્ને પથારીમાં પડયા. શરદે શો વિચાર કર્યો હતો તે જાણવાની ઇચ્છાથી મ્હેં પૂછ્યું:

"શરદ, કાલની શી ગોઠવણ કરીશું?"

"મ્હને તો કાંઇ સ્હમજણ નથી પડતી. ઘરમાં તો કાંઇ સાધન કે સામાન પણ નથી. કાલે સ્હવારે જમવાનું શું?" શરદે પોતાની મુંઝવણ કહી.

"કાલે વળી ઉપ્પો જ મંગાવીશું–ને બપોરે બજારમાંથી સામાન લાવવાની વ્યવસ્થા કરીશું."

"પણ આ દસ ફુટની ઓરડીમાં આપણો ત્રણનો સમાવેશ કેમ થશે? આમાં રાંધવાનું, જમવાનું, સુવાનું, ન્હાવાધોવાનું ને વાંચવાનું–એ બધું કેમ બનશે?"

'બીજી જગા મળે ત્યાં સુધી ચલાવી લેવાનું, હમે બન્ને અહીં રહેજો, હું મ્હારી સવડ બીજે કરી લઇશ?" મ્હેં કહ્યું.

"ના, ના, ત્હારે તો મ્હારી સાથે જ રહેવાનું. તું છે તો મ્હને કેટલી નિરાંત છે? ને સાથે રહીએ તો ખર્ચ પણ ઓછું આવે છે."

આ વ્યવહારિકતા અચાનક શરદમાં આવતી જોઇ હું જરા વિસ્મિત થયો સમય ને સંજોગો સર્વોત્તમ શિક્ષક છે એ મ્હારી માન્યતા દૃઢતર થઇ.

મ્હેં કહ્યું–"જો આપણે મ્હોટી જગાની તપાસ કરીએ, પછી બહુ હરકત નહિ પડે."

શરદ–"પણ મ્હોટી જગાનું ભાડું પણ મ્હોટું ભરવું પડે ને?"

એક વખત આવી બાબતો શરદને મન ક્ષુલ્લક હતી. એની ગણના માટે એના બુદ્ધિશાળી ભગજને તસ્દી આપવી એને ગમતી નહિ.

"એ આપણને બહુ મુશ્કેલ નહિ પડે," મ્હેં શરદને આશા આપતાં કહ્યું," "સ્હવારે એકેક ટયુશન વધારે કરીશું તો પણ પચાસ રૂપિયા સ્હેજે મળી રહેશે"

"ટયુશન કરીએ તો પછી વાંચવાનું શું?" શરદે મુશ્કેલી રજુ કરી.

"વળી ટયુશનમાં કેટલો વખત જવાનો છે? રાત્રે એક કલાક વધારે વાંચીશું. અથવા સ્હાંજનો ફરવાનો સમય ઓછો કરીશું."

બજારમાંથી લાવવા મૂકવાની ચિંતામાંથી તું મુક્ત. એટલો વખત ત્હારે બાબી સાથે ગાળવાનો."

મ્હારા છેલ્લા શબ્દોથી શરદને દુઃખ થયું હોય એમ મ્હને લાગ્યું.

એ પ્રકરણ આગળ લંબાવવા હવે મ્હારી ઇચ્છા ન્હોતી. હમે બન્નેએ ઉંઘવા યત્ન કર્યો. પણ ઉંઘ આવે જ શાની? મ્હને અનેક વિચારો આવતા. શરદ પણ પાસાં ફેરવ્યા કરતો હતો.

x x x x

શરદ ને હું આજ લગભગ ચાર વર્ષથી મિત્રો હતા. પણ એની પોતાની પાસેથી અગર એના બાલમિત્રો પાસેથી મ્હેં એનું આગળનું જીવન, એના ઘરના સંજોગો વગેરે જાણેલાં. શરદ બાળક હતો ત્યારે પણ એનું ચાતુર્ય જોઈ એના શિક્ષકો મુગ્ધ થતા, અને ઉપલા વર્ગના શિક્ષકો પાસે મુક્તકંઠે એની પ્રશંસા કરતા. શરદ અંગ્રેજી પાંચમી ભણતો ત્યારે મેટ્રીકના વિદ્યાર્થીઓને શરમાવવા એક શિક્ષકે એને બીજગણિત (Algebra) નો દાખલો ગણવા મેટ્રીકના વર્ગમાં બોલાવેલો. આ દાખલો આખા વર્ગમાં કોઈને આવડ્યો ન્હોતો. શરદે તે પાંચ જ મિનિટમાં ગણી આપ્યો. મેટ્રિકવર્ગના વિદ્યાર્થી તો ત્યારે એમ પણ કહેતા કે ખુદ શિક્ષકને પણ એ હિસાબ ન્હોતો આવડતો. આ ઘટના શરદના બાળમિત્ર માધવે મ્હને એકવાર કહી હતી.

કૉલેજના પ્હેલા વર્ષથી જ હમે સાથે હતા પણ ત્યારે હું શરદને હમારા વર્ગના પ્રથમ સ્કોલર તરીકે જ ઓળખતો. એથી વિશેષ પરિચયમાં આવવાનો પ્રયત્ન મ્હેં કદી કરેલો નહિ. કારણ ત્યારે મ્હારી એવી માન્યતા હતી કે કૉલેજજીવનનો ખરો આનન્દ માત્ર છેલ્લી પાટલી પર બેસનાર વિદ્યાર્થીઓ જ માણી શકે છે. શરદના પરીક્ષાના જવાબપત્રો પ્રોફેસરો આખા વર્ગને વાંચી સંભળાવતા, ત્યારે હમે બધા શરદનો ઉપહાસ કરતા ને આવા ન્હાના છોકરાની મુક્તકંઠે પ્રશંસા કરતા–બુદ્ધિમત્તાના મૂર્તસ્વરૂપ સમા લેખાતા–પ્રોફેસરોની હમે દયા ખાતા.

બહુશઃ હું છેલ્લે બાંકડે બેસતો. પ્રોફેસર હિસાબ ગણવા કે લખવા પાટિયા તરફ ફરે એટલે એમને ચાકના કટકા હમે મારતા. પોતાના સૌન્દર્યના ગર્વે ફુલાતી કે છોકરાઓને અસ્પૃશ્ય લેખી સહુથી સરેડાની છોકરીઓને ચાલવાના આગળના બાંકડાઓ પર કવચિત્ કાગળનાં '[illegible]' ફેંકવામાં હું ગૌરવ માનતો. કૉલેજમાંથી પરબારો અગર કંટાળાભર્યાં વ્યાખ્યાનોમાંથી ગાપચી મારી હું ટેનિસ ખેલ્યા કરતો. છતાં પરીક્ષામાં નાપાસ થઈ વર્ષ બગાડવું મ્હને સ્વભાવથી જ પ્રિય ન્હોતું. આમ આગ લાગે ત્યારે કૂવો ખોદવાના મ્હારા સ્વભાવને લીધે હું હમેશા ત્રીજા વર્ગમાં જ આવતો. આથી આખો દિવસને રાત ગદ્ધા-વૈતરું કરી, પાઠ્યપુસ્તકો ગોખી ગોખી–ઉપલા વર્ગમાં પાસ થનાર વિદ્યાર્થીઓ પ્રત્યે મ્હને જરા પણ માન ન્હોતું. કેટલેક અંશે મ્હને તેમની દયા આવતી, કંઈક અંશે હું તેમને તિરસ્કારતો.

એ વર્ષે હું જાણી શક્યો કે શરદ મ્હેં કલ્પ્યો હતો તેવો ન્હોતો. એને વાંચવામાં વિશેષ આનન્દ મળતો એટલે એ ટેનિસ રમવા આવતો નહિ. બાકી ટેનિસ પણ એ ઠીક ઠીક રમી જાણતો. હમે બન્નેએ સાથે ઇંટર આર્ટ્સની પરીક્ષા પસાર કરી. એણે પ્હેલા વર્ગમાં ને મ્હેં હમેશના નિયમ પ્રમાણે ત્રીજા વર્ગમાં. છતાં મ્હારા અંગ્રેજીમાં સારા માર્ક્સ હોવાથી મ્હેં અંગ્રેજી સાહિત્યને મ્હારા વૈકલ્પિક વિષય (optional Subject) તરીકે પસંદ કર્યું. શરદને પોતાના વિભાગમાં લેવા માટે દરેક વિષયના પ્રોફેસરો વચ્ચે હરિફાઈ થતી. પણ શરદને સાહિત્ય પ્રિય હતું એટલે તેણે પણ અંગ્રેજી વિષય પસંદ

કર્યો. આમ હમે એક વર્ગમાં આવ્યા. હમારા વર્ગમાં સોળ જ વિદ્યાર્થીઓ અને હેમાં ય ગુજરાતી હમે બે જ એટલે આપમેળે હમે વિશેષ પરિચય કેળવી શક્યા ને શરદ માટેના મ્હારા વિચારો બદલાયા.

એની બુદ્ધિ જેટલી તીવ્ર હતી તેટલું જ હેનું હૃદય નિખાલસ હતું. એ કદિ ચીડવ્યો પણ ચીડાય નહિ એટલી શાંત પ્રકૃતિનો હતો. એને મિત્ર ભાગ્યે જ હશે, પણ એને દુશ્મન પણ ન્હોતાં. સ્હામાના દૃષ્ટિબિન્દુ સાંભળી, હેના પર વિચાર કરી હેને સમજવાં પ્રામાણિક પ્રયત્ન કરવા જેટલી ઉદારતા હેનામાં હતી એટલે દૂર રહી હેને જોનારને એનામાં વ્યક્તિત્વનો અભાવ લાગે એ સ્વભાવિક છે. પણ મ્હારા બે વર્ષના પરિચય દરમ્યાન એની અસાધારણ પ્રતિભા ને વ્યકિતત્વને હું બરાબર ઓળખી શક્યો. સાથે એટલું પણ જોઇ શક્યો કે એનામાં એક મહા દોષ હતો-તે અસાધારણ સહનશીલતા. બીજા એને એના વ્યકિતત્વના મહાગુણ તરીકે લેખતા ને ઓળખાવતા. હું હજુ પણ એને એનો એ મહાદોષ જ લેખું છું.

હમે બન્ને બી. એ. થયાં. શરદ પ્હેલા વર્ગમાં પાસ થયો એ કહેવાનું જ ન હોય પરિણામે એને કૉલેજમાં ફેલોશીપ મળી. શરદના સહવાસ અને સહાયને લીધે આ વર્ષ હું પણ બીજા વર્ગમાં આવ્યો હતો. બી. એ. થયા પછી હમે બન્નેએ સાથે રહી અભ્યાસ કરવાનો વિચાર કર્યો. શરદે એમ. એ. નો મ્હેં એલ એલ. બી. નો. એટલે હમે વાલકેશ્વર પર ઓરડી લીધી-અને બે મિત્રો તરીકે-ના-કે બે ભાઇઓ તરીકે હમે હમારું જીવન હમારી સ્વતંત્ર ઓરડીમાં શરૂ કર્યું.

x x x x

શરદને ગૃહસ્થાશ્રમના જીવનની ચેતવણી આપતી હોય તેમ ઘડિયાળની ઘંટડી બરાબર ચાર વાગ્યે વાગી. હમે પથારીમાંથી ઉઠ્યા કપડાં પહેર્યાં અને ભાડે ગાડી કરી શરદની ગૃહદેવીને સત્કારવા મુંબાઇના સેન્ટ્રલ સ્ટેશને ગયા. હમે બન્ને ક્ષોભને લીધે કાંઈ વિશેષ બોલી શક્યા નહિ.

શરદને માટે વિમાસણનો ભાર વહતી ગાડી બરાબર સાડાપાંચે સેન્ટ્રલ સ્ટેશનમાં દાખલ થઇ. ગાડી આવી ને શરદે મહા મહત્વની મુશ્કેલી રજુ કરી.

"અરણ્, એક વાત તો હું ભૂલી જ ગયો. હું એને ઓળખીશ કે કેમ એ બાબત મ્હને શંકા છે."

"અરે મૂર્ખા! આખરે તું વેદિયો તે વેદિયો જ રહ્યો. ત્હારી પોતાની વહુને પણ નહિ ઓળખી શકે!"

"પણ મ્હેં તો એને બે ચાર વાર જ જોઈ છે. ને અત્યારે તો એનો ચ્હેરો પણ મ્હને બરાબર યાદ નથી."

'જુઓ! આ ઉપરથી એક વાત સ્પષ્ટ થાય છે. કે [illegible]

શરદને કંઈક યાદ આવ્યું. "હા, પણ એક વસ્તુ મ્હને યાદ આવે છે એના ગાલ ઉપર એક કાળો તલ છે."

"તો તો ઓળખતાં વાર નહિ લાગે." મ્હેં કહ્યું. મ્હને પેલા ઈરાની હાફિઝની કવિતા યાદ આવી. માશૂકના ગાલના તલ ઉપર આ કાવ્યગુરુએ પોતાના મનોદેશના સમરકંદ બોખારા ઓવારી નાંખવા કદિ કલ્પના નહિ કરી હોય!":

ગાડીનો વેગ ઓછો પડ્યો. તે સાથે અમારા બન્નેના હૃદયનો વેગ વધવા લાગ્યો. ગાડીમાંથી ઉતરતી એકેએક યુવાન સ્ત્રીના ગાલ પર પેલા સમરકંદ ને બોખારાથીયે અધિક કિંમતના તલની શોધ કરવા જેટલો સમય ન્હોતો, સાચું કહું તો હમારા બેમાંથી કોઈમાં અખતરો કરવા જેટલી હિમ્મત જ ન્હોતી. હમારી આ શોધ કોણ જાણે ક્યાં સુધી ચાલી હોત. પણ હમારા સુભાગ્યે મણિબ્હેનને સાથે લઈ આવનાર ગૃહસ્થ શરદને ઓળખતા હ. અમને ત્યાંથી પસાર થતા જોઈ પેલા ગૃહસ્થે જુસ્સાદાર અવાજે બૂમ પાડી.

"ઓ શરદભાઈ!"

અમે બન્ને એ ગૃહસ્થની પાસે ગયા. જેમ ઉલટથી તરુણ સ્ત્રીએ અમને જોઈ પોતાનું મોઢું ગાડીની દિશામાં ફેરવ્યું પેલા ભાઈને જવાની ઉતાવળ લાગી.

"લ્યો ત્યારે શરદભાઈ હું તો જઈશ. તમારે જવાનું વાલકેશ્વર ને મ્હારે જવાનું ભૂલેશ્વર સ્વામીનારાયણની ચાલ પાસે."

મણિબ્હેનનો પહોંચ્યાનો કાગળ લખવાની સૂચના કરી, આ રત્નનું સંપેતરું હમને સોંપી તે સદ્‌ગૃહસ્થ સિધાવ્યા. મુંઝવણમાં પડેલો શરદ એક શબ્દ પણ બોલી શક્યો નહિ.

હવે મણિએ એનું મોઢું હમારા તરફ ફેરવ્યું. બે ઝીણી મદભર આશ્ચર્યથી ચમકતી આંખો શરદ પર ઠરી. મ્હેં મણિને આટલી તંદુરસ્ત અને રૂપાળી ન્હોતી ધારી. એનું શરીર ભરાવદાર હતું, ચ્હેરો ખાદીલો ને પ્રફુલ્લ હતો. પણ સરસ્વતિના એ મોઢા પર મ્હને ક્યાંય ન દેખાઈ. ક્ષણ બે ક્ષણ હમે ત્રણે જડ જેમ ઉભા રહ્યા. અને મ્હેં એ મૌનનો ભંગ ન કર્યો હોત તો મ્હને ભય છે કે અનન્ત કાળ સુધી હમે એમ જ ઉભા રહેત.

"આટલા બે પોટકાંના ચાર આના! જા, જા હવે અમારા હાથ ભાંગી ગયા છે?" મજુર તરફથી તે શરદ તરફ ફર્યાં. "લ્યો ત્હમે આ આટલું ગાદલું ઉંચકી લ્યો, ને આ પેટી મ્હારે માથે ચઢાવી દો."

સ્ત્રીદાક્ષિણ્યની મ્હારી લાગણી ઘવાઇ. મ્હને ભાભી સાથે બોલવાની તક પ્રાપ્ત થઇ.

"એમ તે હોય! એ તો એ જ લઇ લેશે."

"તે એમ કાંઇ ચાર આના મફતના આવ્યા છે? પાણીનું બેડું ભરી હું તો સડસડાટ ચાલી જાઉં. તો આનો તે શો ભાર." મણિભાભીએ પોતાની શરીર-સંપત્તિનો ખ્યાલ આપતાં કહ્યું.

આખરે મજુર સાથે મ્હેં ત્રણ આના ઠરાવ્યા ને હમે બ્હાર નીકળી, ગાડી કરી ભારે હૃદયે વાલકેશ્વર તરફ રવાના થયા.

વિકટોરિયામાં પણ શાંતિ હતી. મણિભાભી મુંબાઇ પ્હેલી વાર જ આવેલાં એટલે એ વિસ્મયભરી દૃષ્ટિએ આગળ પાછળના આલીશાન મકાનો જોવામાં ગુંથાયાં હતાં. શરદ એની મુંઝવણમાં હતો. એટલે મ્હારે માટે મૌન રાખવાનો એક જ માર્ગ હતો.

અમારી ગાડી અમારા રહેવાના મકાન સ્હામે ઊભી રહી. મણિભાભીએ ઘર તરફ એક હર્ષભરી નજર નાંખી. એમના વિચારો હું કળી ગયો, બીજી જ ક્ષણે પોતે ગૃહિણી છે એ વિચાર આવતાં જ ત્હેમનાથી બોલ્યા વગર ના રહેવાયું.

"ત્હમે એકલા હતા તો પછી આવડું મ્હોટું ઘર રાખવાની શી જરૂર હતી"?

એનો આ સુખદ ભ્રમ ભાંગવાનું મ્હને મન ન થયું. પણ શરદ શાંત હતો એટલે જવાબ મ્હારે જ આપવો રહ્યો.

"ભાભી આ ઘરમાં તો બીજા ઘણાં ય ભાડુતો રહે છે."

એક ઘરમાં એકથી વિશેષ કુટુંબ રહી શકે એ વિચાર જ આપણા દેશના લોકોને આઘાતો અપ્રૂરો હોય છે.

"તો તો ઠીક, નહિ તો વાસીદું વાળતાં જ મ્હારો તો દિવસ પૂરો થાય."

મણિની આ વાચાળતા પાછળ બુદ્ધિની ઊણપ હતી તે શરદે જોઇ. એને એનું દુઃખ થતું હતું તે હું જોઈ શક્યો.

આખરે અમે અમારી ઓરડીમાં દાખલ થયા.

વાચક! મોહમયીનું બાહ્યજીવન જોઇ મણિના હૃદયમાં શા શા ભાવ જન્મ્યા તે તું સ્હેજે કલ્પી શકે એમ છે. આ શહેરના આંતર જીવનમાં ઉતરવાની-તેને સમજવાની ત્હેનામાં બુદ્ધિ કે જિજ્ઞાસા ન્હોતી એટલે આવી સામાન્ય અનુભવની વાતોને હવે પડતી મકું.

ઘરમાં જતાં વ્હેંત એક આશ્ચર્યભરી નજર નાંખી, અને પછી પોતાની ટીપે ઉઘાડી અંદરથી એક ડાબડો કાઢ્યો. ને શરદ તરફ ફરી.

"મ્હારી દીવાળી મામીની કયુનું ઘર તમે જોયું છે ના!"

"હા કેમ!" શરદે ટૂંકમાં જ પતાવ્યું.

"આ ઘરેણાંનો દાબડો એને ત્યાં આજે જ પહોંચાડવાનો છે."
ોની ચિંતના ટાળવા મ્હેં કહ્યું–"તો તમે બન્ને જમણાં જ અહીં આવો."

"મ્હારા મનમાં પણ એમ જ હતું, પણ રસોઇનું શું? આ આહીં તો ચૂલો નથી દેખાતો."

"ભાભી, તમારે રસોઇની ચિંતા ન કરવી, તમે તમારે નિરાંતે જાવ. તમે ીશો ત્યારે જમવાનું તૈયાર જ હશે."

ન્હાઇ ધોઇ તે બન્ને ગયાં. હું એકલો પડ્યો. ધારીને બે બાજુ લાગવાનું કહી, હું ાની તપાસ કરવા નીકળી પડ્યો. ગિરગામ બેકરોડ ઉપર ચાલીસ રૂપિયાની એક જગા ંદ કરી હું પાછો ઘેર આવ્યો. પડોશીને ત્યાંથી એક થાળી, વાટકો ને બે લોટા માંગી ાં. હજુ તે બન્ને આવ્યા ન્હોતા.

અગિયારેક વાગ્યે તે બન્ને પાછાં ફર્યાં. આ દરમ્યાન શરદે ખરી વસ્તુસ્થિતિ ંને અનેક વાતો કરી લીધી હશે એમ મ્હેં માન્યું. કારણ એની વાચાળતા ને આનંદ ો અંશે ઓછાં થયાં હતાં.

બપોરે હમે નવી જગા જોઇ આવ્યા ને બીજે દિવસે ત્યાં રહેવા જવાનું નક્કી ર્યું. એ બધી ધમાલમાં રાત પડી. ભાણું મગાવી હમે જમી પરવાર્યાં. મણિભાભીના હૃદયમાં એક પ્રકારની મુંઝવણ થતી લાગી. એ ઓછી કરવા મ્હેં કહ્યું.

"ચાલ શરદ, હું તો હવે જઇશ"

"ક્યાં?" શરદ આશ્ચર્યથી મુગ્ધ થયો.

"આજે તો હું પ્રબોધની ઓરડી ઉપર સુવાનો છું"

"ના, ના, અત્યારે કાંઇ જવું નથી." એના શબ્દોમાં વિનતિનો ભાવ હતો.

"પણ ત્હારી આ વરસની રાત"–એ શબ્દો મ્હારા હોઠ ઉપર આવી અટકી ગયા. હું ત્યાંથી જતાં પોતે એકલાં પડશે–એવો કાંઇક વિચાર આવતાં શરદનું શરીર કંપી ઊઠ્યું. આ ભાવ મ્હારા સિવાય બીજું કોઇ કળી શકે એમ ન્હોતું. કારણ હું શરદના અણુએ અણુને ઓળખી શક્યો હતો.

શરદની ઘણી ના છતાં તે રાત્રે હું ત્યાં ન સુતો. શરદને એથી ઘણું દુઃખ થયું. મણિભાભીએ પણ જવા મ્હને 'ના' પાડી. પણ એ દેખીતી 'ના' પાછળ 'હા' જ હતી એ હું જોઇ શક્યો.

એ વરસની રાત! કંઇ કંઇ નવલકથાકારો ને કવિઓનાં હૃદય એ કલ્પના માત્રે

ઉત્તેજિત થાય છે. કંઇક યુવાન યુવતીઓ એનાં સ્વપ્નાં સેવતાં–માનવઆનંદની પરાકાષ્ઠા રૂપ લેખાતા એ અનુભવને ઝંખે છે. પણ બિચારો શરદ!

એ રાત્રે એના હૃદયમાં શા ભાવ હશે એ અમે બે જ જાણી શકયા હોઇશું. એક અજાણી બાળા સાથે, જેની સાથે પોતાને બોલવાનો પણ પુરો પરિચય નથી, જેના જીવનમાં પોતાના જીવન સાથે કાંઈ પણ સામ્ય નથી, જે પોતાના મનના વિચારો કે હૃદયના ભાવ જાણી કે સ્હમજી શકી નથી–ત્હેની સાથે એક એકાન્ત ઓરડીમાં સારી યે રાત!! પણ જગતે ત્હેમને તે પરવાનો આપ્યો હતો. સમાજે ત્હેમને આજ્ઞા કરી હતી!

x x x x

બે એક માસ વીતી ગયા. હમને બન્નેને એકેક ટ્યુશન મળી ગયું હતું. એટલે પૈસાની ખાસ ભીડ ન્હોતી પડતી. સુધારાનો પવન મણિના બાલ્યજીવન ઉપર અસર કરી રહ્યો હતો. જ્યાં બુદ્ધિનો અભાવ હોય ત્યાં એનું પરિણામ દેખાદેખીમાં જ વ્યકત થાય છે. અને એનું પરિણામ બહુધા વિપરીત જ આવે છે. મણિભાભીની જરૂરિયાતો વધવા માંડી. એમના પ્હેરવા ઓઢવામાં આ નવીનતા આવી. શરદે વિરોધ વગર બને ત્યાં સુધી મણિભાભીની વધતી જતી માગણીઓ સંતોષી. પણ શરદની આર્થિક સ્થિતિનો મણિભાભીને વિચાર સરખોય ન્હોતો. એટલે મણિભાભીને નારાજ કરવાના ઘણા પ્રસંગો ઉપસ્થિત થતા.

પડોશણનું જોઇ આજે મણિભાભીને ઘડિયાળનું મન થયું.

શરદ આ સંયોગોમાં ઘડિયાળના પૈસા ખર્ચી શકે એમ ન્હોતું. જમતાં જમતાં ઘડિયાળ પ્રકરણ ઉઘડ્યું.

શરદ–"પણ આપણા ઘરમાં એક ઘડિયાળ તો છે."

મણિ–"પણ મ્હને તો હાથે પહેરવાનું ઘડિયાળ જોઇએ છે."

શરદ–"હાથનું ઘડિયાળ તો હું પણ નથી પ્હેરતો."

મણિ–"ત્હમને નહિ ગમતું હોય, ત્હમારે ન પ્હેરવું એટલે બીજા પણ ન પ્હેરે?"

શરદ–"પણ ત્હને ઘડિયાળ જોતાં પણ કયાં આવડે છે?"

"લ્યો વળી ત્હેમાં શું થઇ ગયું? આ ચંચળ બ્હેનને પણ કયાં આવડે છે? છતાં એ પ્હેરે છે ને?" મણિએ સાદી સ્વાભાવિક દલીલ કરી.

બાળકો ઘડિયાળને રમકડા તરીકે લેખે છે ત્હેની મ્હને ખબર હતી, સ્ત્રીઓ ત્હેને શણગાર લેખે છે તે ત્યારે જ મ્હને સ્હમજાયું. મ્હારાથી બોલ્યા વગર ન રહેવાયું.

"તો ભાભી, હું ત્હમને રમકડાંનું ઘડિયાળ લાવી દઇશ તો તે ચાલશે? ત્હમારે કયાં વખત જોવો છે!" મ્હેં હસતાં હસતાં કહ્યું.

"હા એમ કાંઈ અમે ન્હાના કીકલા નથી."

"Women are grown-up children" (સ્ત્રીઓ એ પુખ્ત ઉમરના બાળકો છે) એ બાયરનનું કથન મ્હને યાદ આવ્યું. બાળકોને મ્હોટાનું અનુકરણ કરવાનું

મન થાય છે, તે અનુકરણ કરે છે. સ્ત્રીઓમાં પણ એ સ્વભાવજન્ય છે એટલે જ બાપડીને આમ કર્યું હશે.

શરદે સમજાવી ઘડિયાળ લાવી આપવાનું કહ્યું ત્યારે તે ઘડિયાળપ્રકરણ બંધ થયું. આવી આવી ઘટના વગર શરદનો એકે ય દિવસ પસાર થતો નહિ. એને વાંચવાનું હોય, ત્યારે મણિભાભીને ચોપાટી કે એપોલો બંદર પર ફરવા જવાનું મન થાય. શરદને લખવાનું મન થાય અને એને એકાન્ત જોઈએ ત્યારે મણિભાભી ઘરની શાંતિ ભંગ થાય એવું કંઈક કામ કાઢી બેસે. આમ બન્નેના જીવનનો અસંતોષ દિનપ્રતિદિન વધતો ગયો. આખરે શરદની ને મ્હારી પરીક્ષા આવી. હમેશાં પ્હેલા વર્ગમાં પાસ થનાર શરદ આ વખતે બીજા વર્ગમાં આવ્યો એથી એના પ્રોફેસરોને નવાઈ ન લાગી.

પ્રોફેસરોના સદ્‌ભાવને લીધે શરદની તે જ કૉલેજમાં આસિસ્ટન્ટ પ્રોફેસર તરીકે નિમણૂંક થઈ. મ્હેં પણ પાસ થઈ મ્હારા ગામમાં વકીલાત શરૂ કરી–અને હમે બન્ને આમ જુદા પડયા.

x x x x

આજે એના વિદ્યાર્થીઓ એની વિદ્વત્તા ને વાગ્ધારા જોઈ મુગ્ધ થાય છે. વિદ્યાર્થીઓ તરફથી એની પ્રસંશા થતી જોઈ હું ખુશ થાઉં છું–પણ બીજી જ પળે એના ગૃહજીવનની સનાતન અશાંતિને અસંતોષ જોઈ હું દુઃખી થાઉં છું. પણ એની અનંત સહનશીલતા ને લીધે જગત તો શું પણ ખુદ મણિ પણ એનું એ આંતરજીવન નથી જોઈ કે સમજી શકતી.

હું જ્યારે જ્યારે મુંબાઈ જાઉં છું ને એને ત્યાં રહું છું ત્યારે મ્હને એક વિચાર આવે છે.

વયનાં કે રૂપનાં કજોડાં વેઠી લેવાય–પણ આ બુદ્ધિનાં ને સંસ્કારનાં કજોડાં !!

માથેરાન ૨૧-૪-૧૯૩૫

# સૃષ્ટિકુંભ

: મિશ્ર :

નહીં ! નહીં ! આશ ! સુવર્ણ કુંભ
છોને હશે ! મોહક મ્હેક ના મને :

સૃષ્ટિ તણો કુંભ રચેલ રૂડો
વસુંધરાના તળીએ જડેલો,
આકાશનું નાજુક ભવ્ય મોઢું
રહે શદા શાશ્વત ને અખંડ;
સન્ધ્યાતણા સોનલરંગ શોભતો,
ઉષાતણા દિવ્ય અનંત રંગે
કિનારીઓ ક્ષિતિજની સુશોભિત
ગૂંથી, રચી; રંગીન જાળમાયા !

આદિ અને અંત વિરામશે અહીં !
મૃત્યુ તણા ભીષણ ઘંટ ગાજશે,
ડોલી જશે વિશ્વ અનંત પાયા
જ્યાં કારમા ગર્જન તો વિનાશના
થશે; તહીં સોનલ સૃષ્ટિકુંભ
વિરામશે.

ત્યાં મુજ શુન્યદૃષ્ટિ,
સૃષ્ટિ રચી, સ્વાર્થ ભરેલી વૃત્તિ,
કયાં આશની મોહક એ વિધાત્રી
નાજુકશી અંતરમાં ઘૂસાડવી !
ને આશના સ્તમ્ભ પરે ખીરાજી
રમું, બીજા સ્તમ્ભ અનંતમાળમાં
રોપાવવા !

રે ! જહીં સૃષ્ટિકુંભની
આશા નથી ટેક અનંતયાદે
ઊભા રહેવા ! તહીં મારી શી ગતી?!

નટવરલાલ ગાંધી

# તભંગ

એકાંકી નાટક]

નલિન ભટ્ટ

[ ગતાંકના પૃ. ૮૫૨ થી ચાલુ ]

## પ્રવેશ પાંચમો

સ્થળ :—ગંગોત્રીનો કિનારો :—

સમય :—મધ્યાહ્નમાં અર્ધી ઘડી બાકી.

[ કુમારિલ અને કૌટિલ્ય ]

: (તર્પણ કરતાં) કૌટિલ્ય! મધ્યાહ્નને હવે માત્ર અર્ધી જ ઘડી બાકી છે. આપણે હવે તરુકુંજમાં જવું જોઈએ.

: હું પણ હવે નિવૃત્ત જ થયો છું. માત્ર મારું ઉપવસ્ત્ર ધોઈ એટલી જ વાર છે.

: કૌટિલ્ય! એક વાત પૂછું. આપણે જ્યારે ગુરુજીને પેલી વાત કહી ત્યારે તેમના મુખારવિંદ ઉદાસીનતાની સ્હેજ છાયા તરતી હતી ખરું ને?

: હા, તે તો મેં પણ નિહાળી હતી પરંતુ તેનું કારણ શું હશે?

: કારણ કેવી રીતે કલ્પી શકાય? પણ હશે: ચાલો આપણે આપણા કેન્દ્રસ્થાને પ્હોંચીએ.

: હા ભાઈ ચાલો.

[બન્ને તરુકુંજનો માર્ગ લે છે. માર્ગમાં અનેક પ્રકારનો વાર્તાલાપ કરતા કરતા કુંજની સમીપે આવી પહોંચે છે ]

1 : લે આ તરુકુંજ પણ દેખાય છે. બંધુ! આજે મને સાચ્ચે વનમાં કંઈ નૂતનતા નથી ભાસતી!

: હું તો તે જ ક્યારનો નિહાળી રહ્યો છું. જો તો ખરો! સર્વત્ર સૌંદર્યની જ છોળો ઉછળે છે.

કુમારિલ : અતિથિના સન્માનાર્થે તો સારું યે વન વીકસી ન ઉઠ્યું હોય!

કૌટિલ્ય ; સંભવિત છે. અરે!! પણ આ પૂર્વ દિશામાં તો જો. આકાશ તિમિરથી છવાતું ભાસે છે.

કુમારિલ : અને તેવી જ રીતે આ દિશામાં.

[જોતજોતામાં સકલ આકાશ તિમિરથી છવાય છે.]

કૌટિલ્ય : બંધુ! સર્વત્ર કૃષ્ણતા છવાઇ છે છતાં યે કુદરત કેવી શાંત સૌમ્ય અને ગંભીર ભાસે છે? જાણે કુદરતના ગર્ભમાંથી મૂર્તિમતી પવિત્રતા જ અવતરવાની ન હોય!

કુમારિલ : અરે આ તરુવેલી-પંખીઓ પણ કેવાં સ્તબ્ધ બની ગયાં છે! જાણે ઉંચે શ્વાસે અતિથિના આગમનની જ પ્રતીક્ષા ન કરતી હોય!

કૌટલ્ય : અરે આ ગંગોત્રી પણ કેવું મંદ-મિષ્ટ હાસ્ય કરી રહી છે? શિકરે શિકરે સ્મિત-કુસુમો જ ન વેરતી હોય!

કુમારિલ : અને તેની ફેનાવલી? જાણે કેતકી પૃષ્પોની માળાઓ! (એવામાં અવાજ આવે છે અને બન્ને જણા એક ચિત્તે સુણે છે) "અરે! ઓ અનંત તત્ત્વો! રખે ચૂકતા અતિથિના આતિથેય સત્કારમાં. તમારા આધિષ્ઠાતા વસંત દેવનો આદેશ છે."

[ધ્વનિનો રણકાર સર્વત્ર ઘૂમી રહે છે]

કુમારિલ : બંધુ! સાંભળ્યું! આજે તો વિશ્વનું અનંત યૌવન વિકસ્યું છે!

કૌટિલ્ય : કુમારિલ! કુમારિલ! જો તો ખરો પૂર્વમાં!!

કુમારિલ : વિદ્યુત્તો ચમત્કાર! વ્યોમની ઘનઘોર ઘટાને ઉજાળતો. વને વને દ્યુતિ પ્રસરાવતો. પર્ણે પર્ણે તેજ વેરતો. જાણે વિશ્વમાંગલ્યની આગાહી જ ન કરતો હોય!

કૌટિલ્ય : બંધુ! આશ્ચર્ય! આકાશમાંથી એક-અખંડ-તડિલ્લતા ઉતરે છે. અરે કોઇ એના ઉપર આરૂઢ થયું છે.

કુમારિકા કૌટિલ્ય! એ જ આજના અતિથિ. સકલ સૃષ્ટિના સૌંદર્યનું સત્ત્વ નીતારીને જ વિધાતાએ એમની મૂર્તિ ન સર્જી હોય!

કૌટિલ્ય : ત્વરા કર. આપણે વાસંતીના તરુકુંજમાં જઇએ. [કુમારિલ અને કૌટિલ્ય તરુકુંજમાં જઇ પહોંચે છે. પળવારમાં મેનકા અવતરે છે અને આકાશનું તિમિર ઓસરતી વિદ્યુત ઉડી જાય છે.]

વાસંતી : [મેનકાને અલિંગનાં] ભદ્રે! ત્હારી જ પ્રતીક્ષા કરતી હતી.

મેનકા : [ ચારે તરફ વિલોકી ] અહો ભાગ્ય મ્હારાં દેવી ! ભગવતી ! ચરણે નમું છું.

કૌટિલ્ય : [ ધીમેથી ] કેવો મધુર કંઠ ! જાણે કોકિલા !

વાસંતી : વત્સે ! **શિવાઃ સન્તુ તે પન્થાનઃ** કેવી દિવ્ય મૂર્તિ ! જોતાં જ જાણે નમન કરીએ.

મેનકા : દેવી ! વિશ્વના અખંડ યૌવનનો આપના જ અંગમાં નિવાસ છે કે શું ?

વાસંતી : કેવી મીઠી મશ્કરી ! ન હોય આ ઇન્દ્રનું નંદનવન-સદા પ્રફુલ્લિત અને આનંદકારી.

મેનકા : દેવી ! નંદનવન તો આની તુલનાએ શુષ્ક અરણ્યસમું લાગે છે. તે તો છેવટે વિહારસ્થાન. અને આ તો દૈવીજનસ્થાન. ત્યાં તો સર્વત્ર વિલાસના જ ભણકારા પડે છે. અહીં સર્વત્ર તો પવિત્રતાના પડે છે પરંતુ જ્યાં દેવીનો વાસ હોય ત્યાં દેવત્વ હોય જ ને.

વાસંતી : મેનકા ! નહોય આ મારો પ્રભાવ. આ તો તે પવિત્ર તપસ્વીની ભૂમિ છે. શૂન્યમાં ઉડતા રજ કણોમાં જે પવિત્રતા ભાસે છે તે તેમના શરીરમાંથી ઝરતાં પવિત્રતાના રજ-કણોને જ આભારી છે.

મેનકા કયા સ્થાનને એ મહાત્મા પોતાની પુનિત ચરણ રજથી પવિત્ર કરે છે ? દેવી ! કેમ જવાશે એ પવિત્રતાની જ્વલંત જ્વાળા સમીપે !

વાસંતી : વત્સે ! એમ નિરાશ થયે ન ચાલશે જો તપસ્વી પાસે તપજ્વાળા છે તો ત્હારી પાસે ક્યાં લાવણ્યનો દાવાનળ નથી ? જ્વાળાની જ્યોતિ તો દાવાનળમાં આપો આપ જ ઉતરી જશે. હતાશ ન બન. મદનની સહાયથી તું વિજયી થશે ચાલો આપણે તરુકુંજમાં અંતર્ભાગમાં જઈએ ઘડી પછી આપણે મન્મથોદ્યાનમાં જવાનું છે.

[ કહી વાસંતી મેનકાને લઈ જાય છે. ]

કુમારિલ : બંધુ આપણે પણ આશ્રમ તરફ પળીએ.

[ માર્ગમાં. ]

કૌટિલ્ય : અતિથિનું નામ સાંભળ્યું કે ? કેવું મધુરું !

કુમારિલ : અરે નામની ક્યાં વાત કરે છે ? સકળ કાયા જ જાણે મધુરતાની વેલી ન હોય !

કૌટિલ્ય : મુખમંડળ પણ કેટલું પ્રભાવશાળી ! વાણી તો જાણે મધુધારા જ.

કુમારિલ : મુખ તો જાણે કૌમુદીના સત્ત્વનું જ ન બનાવ્યું હોય ! અને નેનો ? એક પલકારમાં જાણે સમગ્ર વિશ્વને માપી લેવાની શક્તિ ન ધરાવતાં હોય ! ધન્ય છે એવી અનન્ય સૌંદર્યમૂર્તિને !

કૌટિલ્ય : બંધુ ! અંગે અંગમાંથી લાવણ્ય નીતરતું હતું.

કુમારિલ : બંધુ ! નમન કરો એવી દેવીને ! કે જેના સૌંદર્યપ્રભાવથી આજે વિશ્વ શાન્ત અંતર છે.

કૌટિલ્ય : અને નમન હજો એવા સંપૂર્ણ સૌંદર્યના સૃષ્ટાને! બધુ! આશ્રમ પણ આ પહોંચ્યો છે. ત્વરા કર ગુરૂજીને સકલ વૃત્તાંત પાઠવીએ.

પ્રવેશ પાંચમો સમાપ્ત

## પ્રવેશ છઠ્ઠો

સ્થળ :—વાસંતીનો તરુકુંજ

સમય :—સાયંકાળ પૂર્વે ૭ ઘડી.

[ વાસંતી અને માલતી ]

માલતી : દેવી? મેનકાને મન્મથોદ્યાનનો માર્ગ બતાવ્યો!

વાસંતી : હા. અને તે ત્યાં ગઇ એ ખરી.

માલતી : ત્હમે પણ સાથે ગયાં હતાં?

વાસંતી : હા.

માલતી : તમો ત્યાં શા નિશ્ચય ઉપર આવ્યાં?

વાસંતી : નિશ્ચય?–હાં–ઠીક, કહુ છું. પ્રથમ તો મદન અને મેનકા ઉભય ત્રાસ પ હતાં. કારણ રાજર્ષિને ચલિત કરવા એ હિમગિરિને ચલિત કરવા બ છે. ક્યાં એમનું સાત્વિક બ્રહ્મતેજ અને ક્યાં બીચારી મેનકાનું ક્ષુદ્ર દૈ બળ! ક્યાં માતણ્ડનો પ્રચંડ પ્રભાસાગર અને ક્યાં ઇંદુની મૃદુ તેજ શૈવલિ મદન પણ એટલોજ હતાશ બન્યો હતો.

માલતી : પછી શું બન્યું?

વાસંતી : મેં ત્હેમને ધૈર્ય અને શ્રદ્ધાપૂર્વક પ્રયત્ન આદરવા કહ્યું. રાજર્ષિનું પૂર્વ : તેઓને કહી સંભળાવ્યું. અને સૂચવ્યું કે એઓ તો રાજાના ઋષિ બનેલ એ લે વિજય મેળવતાં બહુ યત્ન કરવા પડે. જો કે એમનો પ્રભાવ ર જેવો છે—અસહ્ય છે. એમના હૃદયની સ્નેહ-સ્રોતસ્વિનીનું સલિલ ‹ પ્રખર તાપથી સુકાઇ ગયેલ છે. છતાં એ તપસ્વી હૃદયશૂન્ય તો નથ એટલે નિઃશંકપણે, મેનકાનાં નેનો એ હૃદયના પત્થરના પડો ભેદી ત્હેમાંથી સ્નેહસ્રોત વહેવરાવશે.

માલતી : પછી?

વાસંતી : મ્હારા વચને તેમનાં હતોત્સાહ હૃદયમાં આશાનું સિંચન કર્યું અને પોતે પોતાનો પ્રભાવ અજમાવવા, પ્રતિજ્ઞા કરી. મેનકા આજે સાય ગંગોત્રીને તીરે જશે. મદન પણ અમર્ત સ્વરૂપે તેની સંગે સંચરશે. રાજર્ષિ તો નિયમ પ્રમાણે ત્યાં સંધ્યોપાસના કરવા પહેલેથી જ એટલે ત્યાં તેમનું મિલન થશે. અને પછીનું કાર્ય તો મેનકા સંભાળી એમ તો ચતુર છે. અને તો ખાત્રી છે કે તેઓ વિજયી જ નિવડશે. ચ ચાલો આપણે જઇએ.

[ બન્ને જાય છે. ]

પ્રવેશ છઠ્ઠો સમાપ્ત

# મોગલ બાદશાહોની કળાસમૃદ્ધિ

નરોતમભાઈ પટેલ

પ્રવાસેથી પાછા આવતી વખતે કેટલાંક ઐતિહાસિક શહેરો જોવાનો મોકો મળ્યો. દિલ્હી, આગ્રા, અને ફત્તેહપુરસીક્રી જેવા શહેરોમાં મોગલ સમયની શિલ્પસમૃદ્ધિ છૂટે હાથે વેરાએલી છે. મોગલ બાદશાહોના જીવન અને રહેણીકરણી પ્રમાણમાં હિંદમાં થઈ ગએલા કોઈપણ રાજામહારાજાના કરતાં વધારે વિલાસી હતી એની ઇતિહાસ સાક્ષી પૂરે છે. વિલાસને પોષવા માટે સાધનો પણ વિલાસી જોઈએ. જમાના થયાં કળાને અને વિલાસને નિકટનો સંબંધ છે તેથી કરીને જ કેટલીક વખત સાચી કળા પણ વિલાસમાં ખપી જાય છે. અને વિલાસને પણ કળા તરીકે ઓળખાવવામાં આવે છે. કળા અને વિલાસ વચ્ચે એકાએક ન પારખી શકાય એવો સૂક્ષ્મ ભેદ છે. આજે પણ એ ગોટાળો દૂર થયો નથી. ગમે તેમ હો પણ મોગલ બાદશાહોએ વિલાસને પોષવા ખાતર અથવા ગમે તે હેતુથી પણ હિંદની શિલ્પને ઉત્તેજન આપ્યું અને તેથી કરીને જ મોગલ સમયની કેટલીય કળાકૃતિઓ ઉદ્ભવી, અને કળાકૃતિઓએ આજે અમર સ્થાન પ્રાપ્ત કર્યું છે. આ લેખ દરમિયાન પ્રવાસના વર્ણન કરતા કળાની દૃષ્ટિએ એનું શું મહત્ત્વ છે એ પર વધારે ઝોક રહેશે.

મોગલ સમયની ઇમારતોમાં ઘુમટ મોટો ભાગ ભજવે છે. ઘુમટ બાંધવાની કળાને મોગલ સમયમાં ખીલવાનો પૂરતો અવકાશ મળ્યો. એ સમયમાં બંધાએલી બધી કબરોને ઘુમટ હોય છે જ. કેટલાક કળાવિશારદોનું એમ માનવું છે કે મોગલ સમયમાં જે સારી સારી ઇમારતો બંધાઈ તે હિંદુ શિલ્પકળાને આધારે નથી બંધાઈ. પરંતુ બહારથી કારીગરો લાવીને બંધાવવામાં આવી છે એટલે કે એનો આધાર બહારના કોઈ દેશની શિલ્પકળા પર રહેલો છે. મોગલ બાદશાહો હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાં પણ હિંદુસ્તાનમાં ઘુમટ બાંધવાની કળા તો હતી જ. ગુજરાત અને રજપુતાનાની મોગલ સમય પહેલાંની કેટલીક ઇમારતો આની સાક્ષી પૂરે છે. એ ઉપરાંત વિજાપુરનો પ્રખ્યાત ઘુમટ પણ એ સમય પહેલાં બંધાએલો છે. આપણે બહુ ઊંડાણમાં ન ઉતરતાં હિંદુ શિલ્પકળાની દૃષ્ટિએ ઘુમટનું શું મહત્ત્વ છે અને કયી સંજ્ઞા પર આખું હિંદુશિલ્પ રચાએલું છે તે જોઈએ.

એમ માનવાને કારણ મળે છે કે ઘુમટ તો હિંદમાં ઘણા સમય થયાં ચાલુ છે.

ઘણાં વર્ષો પહેલાં જ્યારે માણસો જંગલમાં ઝૂંપડું બાંધીને રહેતા ત્યારથી ઘૂમટની પ્રથા ચાલી આવી છે. હિંદમાં એ પ્રથા ખાસ કરીને બંગાળમાંથી શરુ થએલી હોવી જોઇએ. કારણ કે ત્યાં વાંસ પુષ્કળ પ્રમાણમાં હતા અને છે. વાંસ પુષ્કળ પ્રમાણમાં થતો હોવાથી વાંસની જ ઝૂંપડી કરવામાં આવતી હતી અને છાપરા માટે પણ વાંસ જ વાપરવામાં આવતો હતો. તે વખતે છાપરા ઉપર નાંખેલા વાંસને વચ્ચે એક જ જગ્યાએ એકત્રિત કરવામાં આવતા હતા. એકત્રિત કરતી વખતે વાંસને વચ્ચેથી વાળવામાં આવતો હતો. લીલા વાંસને વાળતાં મુશ્કેલી આવતી નથી. આમ કરવાથી ઝૂંપડાનો આકાર ઘૂમટ જેવો જ થઇ જતો. પછી તો એમાં સુધારો વધારો થતો ગયો. હિંદમાં પથ્થરયુગ આવ્યો એટલે શરુઆતમાં ઘૂમટ બનાવી ન શકાયો. તેથી કરીને તો આપણે દક્ષિણમાં જોઇએ છીએ તેવાં ગોપુરમના ઘાટનાં મંદિરો બંધાવા માંડયાં. મધ્ય એશિયામાં મકાનમાં મોટે ભાગે લાકડું જ વપરાતું હોવાથી ઘૂમટની પ્રથા ચાલુ રહી. મોગલો મધ્ય એશિયામાંથી આવ્યા એટલે કેટલાક કળાવિશારદો એમ કહેવા મંડી પડયા કે ઘૂમટની આયાત તો મધ્ય એશિયામાંથી થઈ છે. કાગનું બેસવું અને તાડનું પડવું થયું એટલે એમ ન માની લેવાય કે કાગડાના વજનથી જ તાડ પડી ગયો છે. હિંદુ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ તેમ જ હિંદુઓની ધાર્મિક માન્યતા પ્રમાણે મોગલ-સમયમાં બંધાએલા ઘૂમટોનું શું મહત્વ છે એ તપાસવાથી ઘૂમટ હિંદુ-શિલ્પકળાને આધારે બંધાયો છે કે બીજી કોઇ કળાને આધારે બંધાયો છે એ વધારે સ્પષ્ટ થશે,

કમળ એ હિંદુ-કળાનું પ્રતીક છે. હિંદુઓએ કમળને જ પોતાની કળાના પ્રતીક તરીકે શા માટે પસંદ કર્યું ? એની પાછળ પણ મજબૂત કારણો રહેલાં છે. કમળ (પંકજ) નો જન્મ સરોવરના કાદવમાંથી થાય છે. કાદવ જેવી ગંદી વસ્તુમાંથી જન્મ થવા છતાં એ પાણીમાં થઇને સપાટી ઉપર આવે છે અને શોભામાં બીજાં બધાં ફૂલોને ઝાંખાં પાડી દે છે, હિંદુકળાની પણ એવી જ ઊર્ધ્વગતિ કલ્પી છે. એમાં રોજના જીવનમાં બનતા બનાવો કરતાં આદર્શ તરફ વધારે ઝોક હોય છે. હિંદુ ચિત્રકારે ચીતરેલું ચિત્ર અને હિંદુ શિલ્પીએ બનાવેલી પ્રતિમાનાં અંગ પ્રત્યંગ કદાચ પ્રમાણસર ન હોય પરંતુ એની પાછળ રહેલો આત્મા, મોં પરનો ભાવ વધારે તાદૃશ હશે અને હંમેશાં એની ઊર્ધ્વગતિ જ હશે. કમળના પ્રતીકની પાછળ ધાર્મિક ભાવના એ રહેલી છે કે જેવી રીતે કાદવમાંથી જન્મ પામવા છતાં કમળ રસ્તો કરીને પાણીની સપાટી ઉપર આવીને બીજાં બધાં ફૂલોમાં અનોખું સ્થાન પ્રાપ્ત કરે છે તેવી જ રીતે નીચેના થરમાં જન્મવા છતાં માણસનો આત્મા પણ ઊર્ધ્વગતિથી પરમપદને પ્રાપ્ત કરી શકે છે. હિંદુઓની માન્યતા પ્રમાણે કૈલાસ શિવનું ધામ છે. ત્યાં માનસ સરોવર આવ્યું છે અને માનસ સરોવરમાં પુષ્કળ કમળ થાય છે એવી માન્યતા છે. માણસ મરણ પછી સત્કર્મ કર્યાં હોય તો કૈલાસમાં જાય છે એવી પણ માન્યતા છે. કૈલાસમાં કમળ ખૂબ થાય છે તો પછી શિલ્પકળામાં પણ કમળ ઉતારીને કૈલાસની થોડી ઘણી મોજ મૃત્યુલોકમાં શા માટે ન માણવી? કમળને પ્રતીક તરીકે સ્વીકારવામાં આ પણ એક કારણ હોઇ શકે છે. તેથી કરીને તો હિંદુ શિલ્પકળામાં આપણે ઠેકઠેકાણે કમળને જોઇએ છીએ દરેક ઘૂમટમાં અને થાંભલાની બેસણી આગળ, ઘુમ્મટની

પ્રતિમામાં, છત અને ભીંત ઉપરના અજન્તાના ચિત્રકામમાં, ઇલોરાના શિવમંદિરના થાંભલાઓમાં અને બીજી અસંખ્ય જગ્યાએ આપણે કમળ અને કમળની પાંદડી જોઈએ છીએ.

ઘૂમટની અંદર કમળ અને હિંદુ શિલ્પકળાનાં બીજાં તત્ત્વો કેવો ભાગ ભજવે છે તે જોઈએ. ઘૂમટ ઉપરથી સાંકડો શરૂ થઈને વચ્ચે પહોળો થઈ વળી પાછો સાંકડો થઈ નીચે આવેલા ચક્રના ભાગને મળે છે. હિંદુધર્મમાં ચક્રનું ઘણું મહત્ત્વ છે. ચક્ર આખા વિશ્વના પ્રતીકરૂપ છે. તેથી કરીને આખા વિશ્વના પાલક શ્રી કૃષ્ણનું હથિયાર સુદર્શનચક્ર છે. ઘૂમટ જ્યાં આગળ ચક્રને મળે છે ત્યાં આગળ બે બાજુએ કમળની પાંખડી હોય છે. ઉપરની બાજુથી ઘૂમટ 'મહાપદ્મ'માંથી નીકળે છે. અહીં આગળ કમળ હોય છે, અને એની પાંદડી પણ ઘૂમટ ઉપર પથરાએલી દૂરથી સ્પષ્ટ જોઈ શકાય છે. આખા ઘૂમટનો ઉદ્‌ભવ કમળમાંથી થાય છે એમ બતાવવાનો શિલ્પીનો આશય છે. હિરણ્યગર્ભની ઉત્પત્તિ પણ કમળમાંથી થઈ છે એટલે હિંદુઓની ધાર્મિક માન્યતાની દૃષ્ટિએ જોતાં એની અગત્ય વધારે છે. 'મહાપદ્મ'ની ઉપર આમળું તેની ઉપર કળશ અને તેની ઉપર સામાન્ય રીતે કમળની કળી હોય છે. કેટલેક ઠેકાણે કળશને બદલે પણ આમળું હોય છે. કળશ અને આમળું જીવનનાં સર્જકતત્ત્વનાં પ્રતીક છે એટલે ઘૂમટની ઉપર બહુ બંધબેસતા આવે છે. મુસલમાનોએ બંધાવેલા ઘૂમટો ઉપર મુસલમાન ધર્મના પ્રતીક તરીકે અર્ધચંદ્ર વિરાજે છે. એ સિવાયનું બીજું બધું જ હિંદુ શિલ્પકળાને આધારે જ રચાયેલું છે. તો પછી એને પરદેશમાંથી આયાત થએલી કળા તરીકે કેવી રીતે ગણાવી શકાય? ઉત્તર હિંદુસ્તાનમાં મુસાફરી કરતી વખતે આવી ઘૂમટવાળી ઇમારતો અસંખ્ય માલુમ પડી આવે છે. લખનૌ શહેરમાં પણ ફરવા નીકળીએ તો મોટા ઇમામબાડા, છોટા ઇમામબાડા અને નવાબોની કબરથી માંડીને નાનામાં નાની કબરોના ઘૂમટો પણ ઉપર કહ્યા પ્રમાણેની હિંદુ કળાના આધારે જ બંધાયેલા દેખાશે. સો વર્ષો પહેલાં બંધાએલી મેડીકલ કૉલેજના ઘૂમટો પણ હિંદુ શિલ્પકળાને આધારે જ બંધાએલા છે.

મોગલ બાદશાહોએ મોટી મોટી મહેલાતો, વિશ્રામભવનો, કબરો અને મસ્જીદો મોટે ભાગે રાજધાની અને તેની આજુબાજુના પ્રદેશમાં જ બંધાવી છે. દિલ્હી ઐતિહાસિક દૃષ્ટિએ ઘણું જૂનું અને ઘણું મહત્ત્વનું શહેર છે. મહાભારતના કાળથી શરૂ કરતાં દિલ્હીની ગાદીએ કેટલાય રાજાઓ આવ્યા અને તે ગયા. દિલ્હી કેટલીય જગ્યાએ બંધાઈ અને તૂટી. પાંડુ કૌરવો, પૃથ્વીરાજ ચૌહાણ અને બીજા રજપૂત રાજાઓ, પઠાણ અને ગુલામવંશના રાજા અને મોગલબાદશાહોએ જુદે જુદે ઠેકાણે દિલ્હી બંધાવી અને તોડી. નાદીરશાહ જેવા બાદશાહે એને બાળી પણ ખરી. આવી રીતે દિલ્હી ઉપર કેટલાય તડકા છાંયા આવ્યા અને ગયા. અંગ્રેજોને લાગ્યું હશે ઐતિહાસિક દિલ્હી શહેરમાં પોતાનું નામ નિશાન રહેવું જોઈએ એટલે તેમણે પણ કરોડોનો ખર્ચ કરીને નવી દિલ્હી બંધાવી છે.

રજપૂત રાજાઓના સમયના તો જાણવા જેવા શિલ્પકળાના નમૂના વધારે નથી. મોગલ શિલ્પસમૃદ્ધિનો મોટો ભાગ સચવાઈ રહ્યો છે. ઈ. સ. ૧૯૦૫માં લોર્ડ કર્ઝને જૂની ઇમારતોને સાચવી રાખવા માટે સરકાર પાસે ખાસ કાયદો કરાવીને હિંદી કળાની ભારે

સેવા કરી છે. લોર્ડ કર્ઝન ભારતીય કળાનો બહુ શોખીન હતો અને અસલના વખતમાં બંધાએલી પ્રખ્યાત ઇમારતોની પોતે જાતે મુલાકાત લઇને ભારતીય કળા સચવાઇ રહે એની ખાસ કાળજી રાખી હતી. જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં વધારાનો ખર્ચ કરીને પણ જૂની કળા સચવાઇ રહે એવો પ્રયત્ન તેણે કર્યો છે.

દિલ્હીમાં કળાની દૃષ્ટિએ નીચે જણાવેલી ઇમારતો ધ્યાન ખેંચે એવી છે.

(૧) કુતુબ મિનાર (૨) હુમાયુની કબર (૩) સફદરજંગની કબર (૪) દિલ્હીનો કિલ્લો અને (૫) જુમ્મા મસ્જીદ.

કુતુબ મિનારઃ–કુતુબુદ્દિનની શાહજાદીને યમુનાના દર્શન કરીને ખાવાનો નિયમ હતો તેથી કરીને આટલો ઊંચો મિનારો કુતુબુદ્દિને બંધાવ્યો હતો એમ ઇતિહાસમાં કોઇક ઠેકાણે વાંચ્યાનું મને સ્મરણ છે. જો આ બીના સાચી જ હોય તો શાહજાદીને મિનારો રોજ ચઢવા ઉતરવાની ઠીક કસરત મળતી હશે અને આ કસરત મળ્યા પછી બીજી કોઇ પણ કસરત કરવાની ભાગ્યે જ જરૂર રહેતી હશે. અત્યારે તો મિનારા ઉપરથી યમુના ક્યાં આવી એ કહેવું મુશ્કેલ છે તો પછી દર્શનની તો વાત જ ક્યાંથી? બારથી તેર માઇલ દૂર મોટી નદી હોય તો પણ પાણી ન જોઇ શકાય તો પછી યમુનાની તો વાત જ શી કરવી? અને નદીનો પ્રવાહ તે સમયના પ્રવાહ કરતાં બહુ તો અર્ધો માઇલ કે એક માઇલ દૂર ખસ્યો હશે. બારથી તેર માઇલના અંતરમાં એક માઇલ નદી આમ જાય કે તેમ જાય તો પણ પ્રવાહ દેખી શકાય એટલી પાસે આવે જ એ નકકી છે. ઐતહાસિક દૃષ્ટિએ જોતાં એમ માલૂમ પડે છે કે મુળ આ મિનારો પૃથ્વીરાજ ચૌહાણે બંધાવવો શરૂ કર્યો હતો. પૃથ્વીરાજનો વિચાર એક મોટો કીર્તિસ્થંભ બંધાવવાનો હતો પરંતુ ઘણા કારણોને લીધે એ બે જ મજલા બંધાવી શક્યો. ત્યારપછી કુતુબુદ્દીને આ મિનારો પુરો કરાવ્યો. એની ફરતે અરબી અક્ષરો લખીને મિનારાની બહારની શોભા વધારી, કંઇક કારણને લીધે ઉપરના બે મજલા તુટી પડયા હતા. લોર્ડ કર્ઝને એ મજલા ફરીથી બંધાવ્યા. પરંતુ પહેલા બંધાવેલા એવા તો આવી શક્યા જ નથી અને બીજા મજલાઓ કરતાં અતડા જ પડી જાય છે. મિનારા ઉપર ચઢયા પછી દૂર દૂરનું દૃશ્ય જોઇ શકાય છે. જૂની દિલ્હીના ખંડીએરો દૃષ્ટિગોચર થાય છે. પાસે જ પાણીપતના પ્રખ્યાત મેદાનની અણી આવી રહેલી છે અને પાણીપતનું મેદાન દૂર દૂર સુધી પથરાયેલું નજરે પડે છે.

કુતુબમિનારની તજેડીમાં પાસે જ કુવત-ઉલ-ઇસલામ મસ્જીદના ખંડીએરો છે. મસ્જીદમાં પ્રવેશવાના દરવાજા પર સરસ કોતરકામ છે. દરવાજાની ત્રણ બાજુએ અરબી ભાષાના શબ્દોને કળાત્મક રીતે લખીને વધારે આકર્ષક બનાવવામાં આવ્યા છે. અરબી ભાષાના શબ્દો આકર્ષક રીતે લખવાની કળા મુસલમાનોએ સરસ રીતે ખીલવી છે અને એ સમયની લગભગ બધી ઇમારતોમાં હિંદુકળાની સાથે સાથે સુવ્યવસ્થિત રીતે લખાએલા અરબી શબ્દો સુંદરતામાં વધારો કરે છે. દરવાજાની પાસે જ લોહસ્થંભ છે. ચોમાસાં આવ્યા ને ગયા તોય સ્થંભનું લોખંડ જેવું ને તેવું જ હોય એવું લાગે છે. જરાયે કટાયું

હોય એમ જણાતું નથી.

કબરોની બાંધણી:—પોતાના બાપના માનમાં સમ્રાટ અકબરે એક કબર બંધાવી છે. દિલ્હીથી કુતુબમિનાર જતાં એ કબર રસ્તામાં આવે છે. મોગલ સમયમાં સુંદર આરસપહાણની કબર બાંધવાની પ્રથા પ્રચલિત હતી. કોઈપણ બાદશાહનું અવસાન થાય તો તેની પાછળ કબર બાંધવામાં આવતી. કેટલાક બાદશાહે તો રખેને પોતાના મરણ પછી કબર બાંધવાની રહી જાય તે ભયથી અથવા તો બીજા કોઈ કારણે અગમચેતી વાપરીને પોતાની હયાતીમાં જ કબરો બંધાવી હતી. બાદશાહ ઉપરાંત શાહી કુટુંબના માણસો, બાદશાહના ગુરુઓ અને મોટા સરદારોની પાછળ પણ કબરો બંધાતી. તાજમહેલ આવી કબરોનો સર્વોત્તમ નમુનો છે. તાજમહેલ પહેલાં પણ એ ઢબની કબર બાંધવાનો પ્રયત્ન થયો છે. મોગલસમયની કબરો જોતાં આપણને કેટલાક તબક્કા માલુમ પડી આવે છે હુમાયુની કબર ને તાજમહેલના પહેલા તબક્કામાં ગણી શકાય. હુમાયુની કબરમા ઘુમટ, જાળી વગેરે તાજમહેલના જેવું લાગે છે પરંતુ પ્રમાણ જળવાયુ નથી. કબર ફરતેની જાળી પણ એટલી બધી સારી નથી. આરસપહાણ પણ તાજમહેલના જેવા કીમતી નથી. તાજમહેલમાં બધે જ આરસપહાણ વપરાયો છે જ્યારે આ કબરમા એવુ નથી. આના પછીનો તાજમહેલ તરફનો બીજો તબક્કો આપણે આગ્રામાં આવેલી ઇતમુદ્દિનની કબરમાં જોઈ શકીએ. એ કબરનો ઘુમટ; કબરની ફરતે જાળી અને આખી બાંધણી હુમાયુની કબર કરતાં પ્રગતિ સૂચવે છે. આરસપહાણ પણ સારો વાપરવામાં આવ્યો છે અને ઘુમટનું પ્રમાણ પણ ઠીક જળવાયુ છે.

મસ્જીદોનું શિલ્પ

દિલ્હીનો કિલ્લો શાહજહાં બાદશાહે બંધાવ્યો હતો. શાહજહાંના સમયમા રાજ્યમાં ઠીક શાંતિ હતી એટલે એણે મોટો સમય સારા સારાં મકાનો બંધાવવામા જ ગાળ્યો અને એની પાછળ અઢળક દ્રવ્ય ખર્ચ્યું. દિલ્હીના કિલ્લાનો વિસ્તાર પ્રમાણમાં છે નાનો પરંતુ બાંધકામની સફાઈ ખૂબ સરસ અને દીપી નીકળે એવી છે દિવાને-ઇ-આમ, દિવાને-ઇ-ખાસ, સ્નાનગૃહો, રંગમહેલ, મોતીમસ્જીદ વગેરે ખાસ ધ્યાન ખેંચે એવાં છે. દિવાને-ઇ-આમમાં શાહજહાં મયુરાસન ઉપર બેસી સેના અને લોકોની અરજીનો નીકાલ કરતો. મયુરાસન વિના બાદશાહની બેઠકની સુંદરતા જરા મારી જાય છે એમ છતાં દિવાને-ઇ-આમની અંદરની ચિત્રકળા તેમજ શિલ્પકળા ધ્યાન ખેંચે એવી છે. બાદશાહને આરામ કરવાનો ઓરડો ચિત્રકળા અને કોતરકામના ઉત્કૃષ્ટ નમુનાની સાક્ષી પૂરે છે. ન્યાયની તુલા જે ઓરડામાં ચીતરવામાં આવી છે તે ઓરડાનું આરસનું કામ ખાસ ધ્યાન ખેંચે એવું છે. જુદી જુદી જાતના સ્નાનગૃહો તો ઠેકઠેકાણે છે. સ્નાનગૃહોના બાંધણીએ આરસમાં ઠેકઠેકાણે કમળ કોતરી કાઢવામાં આવ્યું છે. કિલ્લામાં આવેલી મોતીમસ્જીદ શાહજહાંએ શાહીકુટુંબના માણસોને નમાજ પઢવા માટે બંધાવી હતી. એ મસ્જીદ જો કે કદમાં નાની છે તો પણ આરસપહાણની બાંધેલી હોઈને એ ઢબની બંધાએલી દિલ્હીની કોઈપણ મસ્જીદ કરતાં કળાની દૃષ્ટિએ ચઢી જાય એવી પ્રમાણસર બંધાએલી છે.

જુમામસ્જીદ

જુમામસ્જીદની બાંધણી તો હિંદમાં ગમે ત્યાં જોઈએ તો એક સરખી જ માલુમ

પડે છે. કદમાં મોટી કે નાની હોય એટલો જ ફેર, ચાંપાનેરની જુમામસ્જીદ લો કે અમદાવાદની લો, આગ્રાની લો કે ફતેહપૂર સિક્રિની લો, બધી એક જ ઢબે બંધાએલી છે. આ જુમા મસ્જીદ અમદાવાદની જુમા મસ્જીદ કરતાં જરા વિશાળ છે. નાના મોટા ઘુમટો આગળ કહ્યા પ્રમાણે હિંદુ શિલ્પકળાના આધારે બંધાએલા છે એટલે કમળ પ્રતીક તરીકે ઠેકઠેકાણે માલુમ પડે છે.

અશોકનો સ્થંભ

આ સ્થંભ જૂની દિલ્હીમાં આવ્યો છે. આ સ્થંભ બંધાવવામાં અશોકના બીજા સ્થંભોની પેઠે કળાની દૃષ્ટિ કરતાં પ્રચારની દૃષ્ટિ વિશેષ હતી. છતાં પણ કળાના નમૂના તરીકે એનું સ્થાન ઓછું નથી.

આ સિવાય બીજાં ઐતિહાસિક મકાનો કળાની દૃષ્ટિએ ઓછાં મહત્ત્વનાં હોવા છતાં ઓછાં નથી. દિલ્હીની આજુબાજુ કેટલાય માઇલ સુધી ખંડીએરો પથરાએલાં છે. એનો સમય નક્કી કરવો પણ મુશ્કેલ છે. દિલ્હી પર તો સંસ્કૃતિના કેટલા ય થર ચઢ્યા છે. કુતુબમિનારમાં હિંદુ તેમ જ મુસલમાન કળા ભેગી મળી છે. મૂળ બંધાવવા માંડેલો પૃથ્વીરાજ ચૌહાણે પરંતુ પૂરો કર્યો કુતુબુદ્દીને, એને અરબી શબ્દોથી શણગારવામાં આવ્યો કુતુબુદ્દીનના સમયમાં.

નવી દીલ્હી.

નવી દિલ્હીના મકાનો બંધાવવામાં સરકારે અઢળક પૈસો ખરચ્યો છે હિંદુ શિલ્પકળાનું તો એમાં નામ નિશાન પણ નથી. આખું દિલ્હી પ્રાશ્ચાત્ય ઢબે બંધાયું છે. એનો પ્લાન પશ્ચિમના એંજિનિયરોએ યુરોપની આધુનિક શિલ્પકળાને ધ્યાનમાં રાખીને દોર્યો છે. એમાં સગવડ, મોકળાશ વગેરેને વધારે મહત્ત્વ આપવામાં આવ્યું છે. હિંદુસ્તાનમાં સામાન્ય રીતે ખીચોખીચ મકાનો બાંધવાની પ્રથા છે. હિંદનાં બધાં ય શહેરો એની સાક્ષી પૂરે છે. એ પ્રથાને તોડીને નવી દિલ્હીનાં મકાનો બંધાયાં છે. આમપ્રજા પણ એવી મોકળાશ ને હવા ઉજાશવાળા મકાનમાં રહે એ આવકારદાયક છે. પરંતુ આમપ્રજા તો જેવા મકાનોમાં રહેતી હતી એમાંજ રહેવાની અને એજ લોકોને માથે દેવું કરીને નવી દિલ્હી બંધાઈ. ગવર્મેંટ હાઉસ, ધારાસભાનાં મકાનો અને બીજાં અનેક મકાનો પાછળ તેમ જ રસ્તાઓ બનાવવામાં અઢળક પૈસો ખરચાયો છે. હિંદના રાજામહારાજાને પણ એમ લાગ્યું હશે કે દિલ્હી જેવા ઐતિહાસિક શહેરમાં એમનું નામનિશાન ન રહે એ બરોબર નથી એટલે તો રાજ્યની ગરીબ પ્રજા ભલે ભૂખે ટળવળે તો પણ કેટલાકે એકેક મહેલાત ખેંચી આંધી છે.

દિલ્હીની પેઠે આગ્રામાં પણ મોગલબાદશાહોએ શિલ્પકળાના નમૂનાઓ તરીકે ઇતિહાસમાં ચીરંજીવ રહે એવી ઇમારતો બંધાવી છે. આગ્રામાં મુખ્ય જોવા લાયક સ્થળો નીચે પ્રમાણે છે. (૧) અકબરની કબર (૨) ઇતુમુદ્દૌલની કબર (૩) આગ્રાનો કિલ્લો (૪) તાજમહેલ અને (૫) જુમામસ્જીદ.

**અકબરની કબર.**

આગ્રાથી સાતેક માઇલ દૂર સીકન્દ્રા ગામની પાસે આ કબર આવેલી છે. અ
પોતાની હયાતીમાં જ આ કબર બંધાવી હતી. કબર બંધાવવામાં મુખ્ય ઇરાદો
હતો કે પોતાના મરણ પછી એ જગ્યાએ પોતાને અને શાહીકુટુંબના બીજા માણ
દફન કરવામાં આવે. હિંદુ શિલ્પકળાના નમુના તરીકે આ કબર જુદી જ ભાત પાડે
એના ઘૂમટો આગળ સમજાવ્યા પ્રમાણે હિંદુ શિલ્પકળાની ઢબે જ બંધાયા છે. '
વર્ષની જહેમત પછી ત્રીસ લાખ રૂપિયાનો ખર્ચ કરીને આ કબર બંધાવવામાં આવી
એના જેવી ઢબની કબરમાં આ કબરને હિંદમાં સારામાં સારી કબરની ગણતરીમાં ગણી શ

**ઇતુમુદ્દીનની કબર.**

પોતાના સસરા અને વઝીર ઇતુમુદ્દીનના સ્મરણાર્થે આ કબર ઈ. સ. ૧૬૨૩
જહાંગીર બાદશાહે બંધાવી છે. નૂરજહાં પોતે સરસ ચિત્રકાર હતી એટલે કબ
અંદર કરવાના ચિત્રકામની ડીઝાઇન એણે જાતે કરી હતી. પોતાના પિતાની કબરને કલ
દૃષ્ટિએ સારી શણગારી શકાય એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે એટલે બીજી બધી ક
કરતાં કળાની દ્રષ્ટિએ અને શિલ્પકળાના નમૂના તરીકે ચઢી જાય એવી છે. આ કબરનો ઘૂ
અને એને ફરતી જાળી સરસ છે. આરસપહાણનું કોતરકામ જોતાં માલુમ પડે છે કે હુમા
કબર પછી બંધાએલી આ કબર શિલ્પકળાની દૃષ્ટિએ આગળ વધી છે. એનું શિલ્પ
તાજમહેલના શિલ્પકામની ઘણી જ નજીક જાય છે. આ કબરને તાજમહેલ તરફ
જનારા બીજા તબક્કા તરીકે ગણાવી શકાય.

**આગ્રાનો કિલ્લો**

આ કિલ્લો અકબરે બંધાવ્યો હતો. દિલ્હીના કિલ્લાની પેઠે એમાં દિવાને-ઇ-અ
દિવાને-ઇ-ખાસ, મોતી મસ્જીદ અને સ્નાનાગારો વગેરે છે. પરંતુ શિલ્પકળાના ન
તરીકે દિલ્હીના કિલ્લાની અંદરનું બાંધકામ આના કરતાં ચડી જાય એમ છે. આગ્ર
કિલ્લો સરખામણીમાં દિલ્હીના કિલ્લા કરતાં વિશાળ છે. રાણીને રહેવાના આવાસો, દા
ઓને રહેવાની જગ્યા કોઇ દાસી અથવા નોકર તોફાન કરે તો પૂરી રાખવાની કોટડી
મુખ્ય રાણી તેમજ જનાનાને સંતાકુકડી રમવાની જગ્યા વગેરે આગ્રાના કિલ્લામાં
જ્યારે દિલ્હીના કિલ્લામાં એનો અભાવ છે. દિલ્હીનો કિલ્લો જોયા પછી આગ્રાના કિલ્લા
ખાસ વિશેષતા લાગતી નથી.

**તાજમહેલ**

મોગલોના સમયમાં બંધાએલા શિલ્પકળાના નમૂનાઓમાં દેશપરદેશના મુસાફરો
ધ્યાન ખેંચનાર હિંદુ શિલ્પકળાના નમૂના તરીકે અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કરનાર તો તાજ
મહેલ જ છે. આજે વર્ષો થયાં શાહજહાં બાદશાહના પોતાની પ્રિયતમા પ્રત્યેના પ્રેમ
પ્રતીકરૂપે એ ઉભો છે. તાજમહેલ એ નિર્જીવ ઇમારત નથી પરંતુ શાહજહાંના હૃદય
મૂર્તિમંત કાવ્ય છે. એનો ઘૂમટ, એના ચાર મિનારા, મુખ્ય દરવાજો અને બીજું બધું
પ્રમાણસર છે એટલે સૌંદર્યમાં ઓર વધારો કરે છે.

તાજમહેલ હિંદુ શિલ્પકળાની ઢબે જ બંધાયો છે એના સમર્થનમાં કેટલાંક કારણો ટાંકવા જરૂરી છે. આગળ કહેવામાં આવ્યું છે તેમ એનો ઘુમટ કમળમાંથી નીકળેલો હોય એવો દેખાય છે. ઉંધી ભાતનું અર્ધખીલેલું કમળ જેવી રીતે ઉપર વચ્ચે પહોળું અને નીચે સાંકડું હોય છે તેવી જ રીતે આખા ઘુમટનો આકાર લાગે છે. ઘુમટની ઉપર મહાપદ્મ આવેલું છે. તેની ઉપર કળશ છે અને કળશની ઉપર કમળની કળી છે. એ પરથી એમ સાબીત થાય છે કે તાજમહેલ બાંધનાર શિલ્પીએ કમળને પ્રતીક તરીકે માન્ય રાખ્યું છે. કમળની કળીની ઉપર ઇસ્લામના પ્રતીકરૂપ અર્ધચંદ્ર છે, અર્ધચંદ્ર સિવાય બીજું બધું ય હિંદુ-શિલ્પકળાની ઢબે જ છે. તાજમહેલના મિનારા ઉપર પણ કમળ પ્રતીક તરીકે વપરાયું છે. ઘુમટની ફરતે ચાર મિનારા છે. ઘુમટની સાથે પાંચ થાય. એ પાંચે મળીને પંચરત્ન બને છે. મનુષ્ય દેહ પૃથ્વી, પાણી, વાયુ, આકાશ અને તેજ એમ પાંચ મહાતત્ત્વોનો બનેલો છે. તાજમહેલનાં પંચરત્નો પણ હિંદુ-તત્ત્વજ્ઞાન પ્રમાણે પાંચ તત્ત્વો સૂચવે છે. પંચરત્ન શિલ્પમાં ઉતારવાની પ્રથા હિંદુ-શિલ્પીઓ ઘણા લાંબા કાળથી ચાલુ રાખતા આવ્યા છે. આ પરથી એમ સાબીત થાય છે કે તાજમહેલ ભલે મોગલ બાદશાહે બંધાવ્યો હોય પરંતુ એમાં હિંદુ-શિલ્પકળાની પૂર્ણતા પ્રતિબિંબિત થએલી છે. શાહજહાં અને એની બેગમની કબરની ફરતે આરસની સુંદર જાળી છે એ જાળીનું કોતરકામ ખૂબ આકર્ષક છે. તાજના અંદરના ભાગમાં ભીંતોમાં અને બીજે ઠેકાણે જુદા જુદા રંગના આરસ બેસાડીને વેલ, ફુલઝાડ અને બીજું ચિત્રકામ કર્યું છે એ ખાસ ધ્યાન ખેંચે એવું છે.

તાજમહેલમાં આવેલી શહેનશાહ શાહજહાં અને એની બેગમની કબર પાસે જતાં મોટો દરવાજો આવે છે. એ દરવાજો પણ કળાના અદ્વિતીય નમુનામાં ઊભો રહી શકે એટલો કળાત્મક રીતે શણગારવામાં આવ્યો છે દરવાજાની ત્રણે બાજુએ સુંદર ચિત્રકામ છે. એ ઉપરાંત સુંદર અરબી અક્ષરોથી એને વધારે સુંદર બનાવવામાં આવ્યો છે. કુતુબ મિનાર પાસે આવેલી મસ્જીદના દરવાજા કરતાં આ દરવાજા ઉપરના અરબી અક્ષરો વધારે પ્રમાણસર અને આકર્ષક રીતે લખાયા છે. આખો તાજમહેલ આરસપહાણનો બનેલો હોવાથી વધારે આકર્ષક અને મોહક લાગે છે. ચાંદની રાતમાં રૂપેરી જ્યોત્સ્નામાં નહાતો તાજમહેલ જોવાની ઓર મજા આવે છે કોલાહલવાળા પ્રદેશથી દૂર આવેલા તાજમહેલમાં ચારે નીરવ શાંતિ હોય છે. પૂનમનો ચંદ્રમા પોતાના અમીભર્યાં કિરણો પોતાના પ્રતિસ્પર્ધી જેવા દેખાતા તાજમહેલને મહાત કરવાને માટે જાણે કે રીસમાં ને રીસમાં પોતાની પુરેપુરી શક્તિ અજમાવતો હોય એમ ફેંકે છે. જેમ જેમ કિરણોની ઝડીનો મારો વધે છે તેમ તેમ તાજમહેલ ઓર દીપી નીકળે છે. આમ એક બીજાને મહાત કરવાની હરિફાઈ વર્ષો થયાં ચાલ્યા જ કરે છે. એક બાજુથી યમુના નદી શાંત રીતે વહે છે અને ચંદ્રમાના જેવું પોતાનું રૂપ થયું છે કે એનાથી દબી ગયું છે એ જોવા માટે જાણે કે તાજ નદીમાં ડોકિયાં કર્યા જ કરે છે. યમુના નદી ઉપર થઈને વહેતો ઠંડો પવન વાતાવરણને વધારે શાંત, સૌમ્ય બનાવે છે, આવા તાજને જોઈને કવિઓને કાવ્ય સ્ફુરે એમાં નવાઈ નથી. તાજમહેલને જોયા પછી જ મહાકવિ રવિન્દ્રનાથ ઠાકુરે 'શાહજહાં' નામનું સુંદર કાવ્ય રચ્યું હતું. આજે કેટલા ય કવિઓને કાવ્ય લખવાની પ્રેરણા આપી છે અને ભવિષ્યમાં

ફત્તેહપુરસિક્રીના દિવાને-ઇ-ખાસમાં અકબરની બેઠકની ચારે બાજુએ ચાર પ્રધાનો બેસતા અને વચ્ચે અકબરની બેઠક રહેતી. અકબરની બેઠક જે થાંભલા ઉપર રહેતી તેની ઉપરનું કોતરકામ ઘણું જ સુંદર છે. કળાના ઉત્કૃષ્ટ નમૂનાઓમાં એ થાંભલાનું કોતરકામ ઊભી શકે એમ છે.

ફત્તેહપુરસિક્રીમાં કોતરકામથી ભરપૂર કોઇપણ કામ હોય તો તે ઇસ્તંબોલી બેગમ અથવા ટર્કીશ સુલતાનનું મકાન છે. ઘર છે તો નાનું પણ કોતરકામ વિનાની જરા ય જગ્યા રહેવા દીધી નથી. ઘરની અંદરના ભાગમાં અને બહાર, ભીંત ઉપર તેમ જ સીલીંગ ઉપર ખૂબ બારીક કોતરકામ છે. જુદીજુદી જાતની વેલ, કમળ તેમ જ બીજી આકૃતિઓ ખૂબ સફાઇથી અને કુશળતાથી કોતરવામાં આવી છે. આ નાનકડું મકાન કોતરકામની દૃષ્ટિએ ફત્તેહપુરસિક્રીના કોઇપણ મકાન કરતાં ચઢી જાય એવું છે. ફત્તેહપુરસિક્રી તો શું પણ મોગલ સમયના કોઇપણ બારીક કોતરકામ કરતાં ચઢી જાય એમ કહું તો અતિશયોક્તિ નથી.

**બીરબલનો મહેલ.**

આ મહેલ પણ કળાની દૃષ્ટિએ જોવા જેવો છે. એમાં કોતરકામ છે અને ભીંતો ઉપર ચિત્રો પણ કાઢવામાં આવ્યાં છે. પરંતુ ચિત્રકામ કેટલીક જગ્યાએ તદ્દન ભૂંસાઈ જવા માંડયું છે. આ ઉપરથી એમ અનુમાન કરી શકાય કે રંગોની મેળવણી કરવામાં એ સમયના ચિત્રકારો અજન્ટાના ચિત્રકારોની તુલનામાં ઉભી ન શકે. અજન્ટા કરતાં ઓછો સમય થયો હોવા છતાં એ ચિત્રો જતાં રહે એટલી ચિત્રકારની ખામી. બાકી આજે કેટલાંય વર્ષો થયાં તો પણ અજન્ટાના ચિત્રોનો રંગ જેવો ને તેવો જ છે.

**જોધબાઇનો મહેલ.**

અકબરની રજપુત રાણી જોધબાઇનો મહેલ બહુ વિશાળ છે. રાણી જોધબાઈ હિંદુ ધર્મ પાળતી હોવાથી મહેલની પાસે દર્શન કરવા માટે એક નાનકડું મંદિર પણ છે. આ મહેલની પાસે જનાનાને સંતાકુકડી રમવા માટે ભૂલભૂલામણી બંધાવવામાં આવી છે. જોધબાઇના મહેલ સિવાય બીજી રાણીઓને રહેવા માટેના આવાસો પણ બંધાવ્યા છે. ફત્તેહપુરસિક્રીના કિલ્લામાં જનાના માટે આવાસો ઘણા પ્રમાણમાં છે. અને તેથી કરીને જગ્યા પણ વિશાળ રોકી છે. ચોપાટ રમવાની જગ્યા, ફુવારા, હોજ વગેરે બધી સગવડથી ભરપૂર છે. પરંતુ દિલ્હી અને આગ્રામાં જેવી રીતે મોટા પ્રમાણમાં સફેદ અને ઉંચા પ્રકારનો આરસપહાણ વાપરવામાં આવ્યો છે તેવી રીતે અહીં નથી.

**જુમામસ્જીદ.**

આગ્રા અને દિલ્હીની જુમામસ્જીદ કરતાં આ જુમામસ્જીદ વિશાળ છે. એમાં વિદ્યાર્થીઓને ભણાવવા માટે જુદીજુદી ઓરડીઓ છે અને હજુ પણ એમાં વર્ગો ચાલે છે.

**બુલંદ દરવાજો.**

ફતેહપુર સિક્રીની મસ્જીદમાં દાખલ થવાને મૂકેલો દરવાજો બુલંદ દરવાજાના નામથી

ઓળખાય છે. અકબરની રાજધાની જ્યારે ફત્તેહપુરસિક્રીમાં હશે તે વખતે કિલ્લામાં જવાને માટે આ જ મુખ્ય દરવાજો તરીકે વપરાતો હશે, કારણ કે ત્યાં જવાને માટે ધોરી રસ્તો પણ છે. એ દરવાજાની ઉંચાઈ ૧૩૪ ફુટ છે. એના જેટલો ઉંચો દરવાજો હિંદુસ્તાનમાં બીજે ક્યાં ય નથી. અકબરે દક્ષિણ જીત્યું તેના માનમાં આ દરવાજો બંધાવ્યો છે એમ કહેવાય છે. દરવાજાના બારણાને ઘોડાના ખરથી જડવામાં આવ્યો છે. રણક્ષેત્રમાં મરી ગએલા દુશ્મનના ઘોડાના એ ખર છે એમ કહેવાય છે. એ દરવાજો ભવ્ય તો છે જ, એટલું જ નહિ પણ એની ત્રણે બાજુએ અરબી અક્ષરોથી શણગારવામાં આવ્યો છે. દરવાજા ઉપરની બન્ને બાજુએ કમળનાં ફુલો કોતરી કાઢવામાં આવ્યાં છે. એક તો બુલંદ દરવાજો ઉંચો છે અને બીજું કે એ ટેકરીપર આવેલો છે એટલે દૂર દૂરથી પણ જોઈ શકાય છે અને કેટલાં ય વર્ષો થયાં અહીં ઉભો ઉભો અકબરના સમયની ફત્તેહપુરસિક્રીની જાહોજલાલીનો દૂર દૂરથી આવતા મુસાફરોને સાદ પાડીને કહેતો હોય એમ લાગે છે.

સલીમ ચીસ્તીની કબર.

અકબરનાં ગુરુ સલીમ ચીસ્તીની કબર જુમામસજીદના ચોગાનમાં જ એક બાજુએ આવેલી છે. એ દેખાવમાં નાની છે પરંતુ કળાની દૃષ્ટિએ ઘણી અગત્યની છે. નાનકડી કબરને કળાની દૃષ્ટિએ સુંદર બનાવીને અકબરે પોતાના ગુરુ પ્રત્યેનો ભાવ વ્યક્ત કર્યો છે. એની અંદર વપરાએલો આરસપહાણ ઉંચી જાતનો છે. કબરની ફરતેનું આરસમાં કરેલું કોતરકામ તાજમહેલમાં કરેલા આરસના કોતરકામને પણ બાજુએ મૂકી દે એવું છે. અંદરના ભાગમાં કરેલું ચિત્રકામ પણ સુંદર છે અને આટલાં વર્ષો વીતી ગયાં તો ય રંગ જેવો ને તેવો જ છે. વળી આ કબરને પણ મરોડદાર અરબી શબ્દોથી વધારે આકર્ષક બનાવવામાં આવી છે.

કહેવાય છે કે પાણીની ખેંચને લીધે અકબરને ફત્તેહપુરસિક્રી છોડવું પડ્યું હતું.. એની પાસે કોઇ નદી પણ આવી નથી અને વસ્તી પણ વધારે નથી. ગમે તેમ હો પરંતુ કિંમત અને સગવડની દૃષ્ટિ બાજુએ રાખીને કેવળ કળાની દૃષ્ટિએ જોઇએ તો ફત્તેહપુરસિક્રીનું સ્થાન મોગલ સમયની શિલ્પસમૃદ્ધિમાં અનોખું રહેશે. એમાં આવેલાં બધાંય મકાનો લાલ પથ્થરનાં બાંધેલાં છે. ફત્તેહપુરસિક્રીની આજુબાજુના નજીકના પ્રદેશમાં લાલ પથ્થર મળી આવ્યા હશે એટલે બધે જ એ પથ્થર વાપર્યા હશે એમ માલુમ પડે છે. કિલ્લાની અંદરના મકાનોના જેવું બારીક કોતરકામ મોગલસમયની ઈમારતોમાં બીજે ક્યાંય નથી. એ કિલ્લામાં ઈસ્તંબોલી બેગમનું મકાન અને સલીમ ચીસ્તીની કબર વગેરે જગ્યાએ છૂટી છૂટી કળાસમૃદ્ધિ પડી છે. એ શહેર અકબરે છોડ્યું એટલે એના પછીના કોઇ બાદશાહે એની દરકાર લીધી નહોતી એટલે ઘણાં ય મકાનો એમને એમ પડી રહ્યાં. દિલ્હી અને આગ્રાના કિલ્લામાં બાંધેલાં મકાનો જોતાં એમાં ઉંચી જાતનો આરસપહાણ વાપરેલો હોવાથી ખૂબ સફાઈદાર લાગે છે. જ્યારે ફત્તેહપુરસિક્રીમાં આરસપહાણ વાપરવામાં નથી આવ્યો, લાલ પથ્થર જ છે. પરંતુ એ લાલ પથ્થર ઉપર કેટલીક જગ્યાએ કળાકારે પોતાનો પ્રાણ રેડ્યો છે. ઈસ્તંબોલી બેગમના ઘરનું કોતરકામ કરનાર અને સલીમ ચીસ્તીની જાળી

કોતરનાર કળાકાર જો તાજમહેલ બનાવવામાં મદદરૂપ થાત તો તાજમહેલ કોતરકામની દૃષ્ટિએ ઓર દીપી ઉઠત. વળી લાલ પથ્થરની ઉપર કોતરકામ કરીને કિલ્લાની અંદરના મકાનો બનાવવામાં આવ્યા છે એટલે તો કળાની દૃષ્ટિએ એની કિંમત વધી જાય છે. પૈસાદારની કન્યા પોતાનું શરીર નહિ જેવી અથવા તો ઓછી ભાતવાળી રેશમી સાડીથી શણગારે અને ગરીબની કન્યા પોતાની સુતરાઉ સાડીને કળાત્મક રીતે શણગારોને પહેરે એટલો ફેર દિલ્હી અને આગ્રાના કિલ્લામાં આવેલાં મકાનો અને ફત્તેહપુરસિક્રીના મકાનો વચ્ચે છે. એક આપણને ભપકામાં આંજી નાંખે છે રેશમી સાડી પહેરીને ફરવા નીકળેલી ધનિકની કન્યાની જેમ, જ્યારે બીજા જોનારની આંખ ઠારે છે, કળાત્મક રીતે શણગારેલી સુતરાઉ સાડી પહેરીને નીકળેલી ગરીબની કન્યાની પેઠે. એની અંદર શું વસ્તુ વાપરવામાં આવી છે એની કળાની દૃષ્ટિએ એટલી કિંમત નથી જેટલી એને મનુષ્યે કેવી રીતે પોતાનો પ્રાણ રેડીને કળાથી દીપાવી છે. અજન્ટાની ગુફામાં ભીંતો ઉપર અને છત ઉપર ચિત્રો કાઢયાં છે એ કંઇ આગ્રાના તાજમહેલ જેવા સફાઇદાર આરસપહાણ પર નથી કાઢયાં. પર્વત અને ટેકરીઓ ઉપર સામાન્ય રીતે જેવા ખરબચડા પથ્થર આવે છે તેની ઉપર જ અજન્ટાના ચિત્રકારોએ પોતાની કળા અજમાવી છે. પરંતુ આવા પથ્થર પરનાં ચિત્રો પણ આજે જગતના ચિત્રોમાં અનોખું સ્થાન ભોગવી રહ્યાં છે. જ્યારે આવા ખરબચડા પથ્થર ઉપર આટલી સરસ રીતે જાણે કે તે વખતની હિંદની સંસ્કૃતિનું ભાવવાહી અને કળાની ભાષામાં બોલતું ચિત્રપટ ન હોય તેવી રીતે ચિત્રો રજુ કર્યા છે ત્યારે તો મુશ્કેલીમાંથી પાર થઇને પણ પોતાની કળાની સાબીતીનું દૃષ્ટાંત પુરૂં પાડવા માટે કળાકારોની વધારે કિંમત થાય છે. એવું જ વધારે અંશે નહિ તો થોડે અંશે ફત્તેહપુરસિક્રીના કળાકારોનું છે. મોગલ બાદશાહોએ બંધાવેલી દિલ્હી અને આગ્રાની મહેલાતો જોયા પછી જો ફત્તેહપુરસિક્રી ન જોઇએ તો કળાની દૃષ્ટિએ કિંમતી વસ્તુ જોવાની ગુમાવી કહેવાય.

દિલ્હી અને આગ્રાના કિલ્લા આજે નિર્જન નથી લાગતા જ્યારે ફત્તેહપુરસિક્રી આજે નિર્જન લાગે છે. એની અંદરના કેટલાં યે મકાનો તો તૂટી ગયાં છે અને જીર્ણ અવસ્થામાં પડયાં છે. આટલી બધી વિશાળ જગ્યામાં આજે નીરવ શાંતિ છે. જ્યારે અકબર બાદશાહની રાજધાની એ નગરમાં હશે ત્યારે નગરજનોના અને શાહી કુટુંબનાં કીલકીલાટથી આખા કિલ્લાનું વાતાવરણ ગાજી રહ્યું હશે. આજે એજ અકબરના કિલ્લામાં મૃત્યુના જેવી ભયંકર શાંતિ અને રાત્રે શિયાળવાં રાત્રિની શાંતિમાં ખલેલ પહોંચાડે છે. મોટી મોટી મહેલાતો આજે ખાલીખમ છે અને ચોકીપહેરો ન હોવા છતાં ત્યાં ન જવાનું કોઇ પસંદ કરતું નથી. ફત્તેહપુરસિક્રીનું શહેર નથી. આજે તો કિલ્લાની તળેટીમાં ખોબા જેવું નાનકડું ગામ વસે છે. એની અંદરની સામગ્રી જોઇ આવીને બુલંદ દરવાજાની ભવ્યતા જોયા પછી કિલ્લાની અંદરના ખંડીએર તરફ જોતાં આંખમાંથી બે આંસુ સરી પડે છે.

---

૯

ચૈતન્ય મૂર્તિશાં મીન સૌમ્ય શાંતિભર્યાં રસે–
આંખને અણુસારે, જો! દર્શાવે પ્રભુ પ્રાણુમાં!

૧૦

આનર્ત્તદેવ જય પશ્ચિમ ચન્દ્રનાથઃ
પૂર્વે વસે જગતનાથ સુબંગદેવ:
ને ઉત્તરે બદરિકેશ હિમાલયેશઃ
શ્રી રામ આર્ય જયદેવ સુદક્ષિણેશ!

૧૧

સોમેશ એક આરે ને સંયોગીશ બીજે દીપેઃ
ઘંટાથી આરતી ઓપે મૌનશ્રી માતૃજ્યોતની!

૧૨

યુદ્ધેશ રૌદ્ર નટરાજ પુનર્ભવેશ–
ઝૂઝે સદા ઉદધિને જ અપૂર્વ આરેઃ
સ્વાતંત્ર્યના સમય પ્રેરક વાસુદેવ–
બન્ને સુહાય જગ રક્ષક દીનનાથ!

૧૩

આર્યોના પુણ્ય આદર્શો દેવરૂપ પૂજાય ત્યાં–
ચરિત્રે સંસ્કૃતિ ખીલે ગૃહે ગ્રામે જળાશયે!

૧૪

વિરમતાં પથિકો ય જળાશયે
હરહાર શરણે બલ ઝીલીને
કમલ હંસલ માનસરોવરે
લલિત રમ્યલીલા વિલસે ઉરે

૧૫

બ્રહ્માજી સર્જને મ્હાલે, વિષ્ણુ સંવર્ધને મચે–
શિવ પ્રસર્જને ધમે, સમુત્ક્રાંતિ જગત્ રચે!

૧૬

એ આર્ય સંસ્કૃતિ પળાતી ચરિત્રમાં ત્યાં–
ઐશ્વર્ય એક પ્રભુનું જ પૂજાતું ના કયાં?
ત્યારે હતો સકલ ભારત સ્વસ્થ સિદ્ધ–
સ્વાધીન ગુર્જર સુરાષ્ટ્ર હતો પ્રસિદ્ધ!

૧૭

પરાક્રમી પુરૂષાર્થે પરમાર્થે દીનાધીન-
છપ્પન કોટિના જોગી સર્વ વિશ્રામ અપંતા!

૧૮

પૃથ્વી ઝૂઝે ધરી પરે રવિ આમધામે-
એવાં ઘૂમે સુગન્ધિધારક સુમ્મ આજે!
એ સોમનાથ જય ભારત દ્વારિકાનો-
સિંહાદ્રિદેશ ધૂધવે સૂર હિન્દ કેરા-

## ગીત

માન સરોવર એક છે હિમાલયે:
બીજું છે વિરમગામ!
એકમાં હંસકમળ જળમાંહે ઝૂલતાં-
બીજે હરિહર ધામ!
ફરતાં દેવાલયે, ઘંટડીઓ ઘણુધણે-
મૌન શાંતિમાંને વિશ્રામ!
મોંઘેરી માત એક દૂધે ધવરાવતી:
બીજી આ જીવન આરામ!
જનનીને જન્મભૂમિ કેરાં સંતાન એક-
શૂરાપૂરાં છે તમામ!
ગુણુપેટી ગરવી લોકમેદની તે ગુર્જરી-
ગર્જે જો! ઘેરે ગાન!
ડુંગર દરિયે નદી વનની કુંજે ભરી
સર્જે નવયૌવન વિધાન
એક વનરાજ: બીજા સિધ્ધરાજ વિજયસિંહ-
જગવે સ્વતંત્રતાનાં તાન!
એનો એ ગુર્જરરાષ્ટ્ર હિન્દ બાહુ વીર-
ઝૂઝે જો! સ્વરાજ મસ્તાન!
આજને કાજ, જીવિત જોગવિયે નવયુગે,
જગ ભારતનું જાગે ભાન!

લલિત

સં. ૧૯૯૩ ચૈત્રી પ્રતિપદા સોમવાર
વિરમગામ-તા. ૧૨-૪-૩૭

# એક સમસ્યા*

જયન્તીલાલ વ્યાસ

વિશ્વવિદ્યાલયની પરીક્ષામાં બેસનાર દશ વીશ હજાર વિદ્યાર્થીઓ સમક્ષ એક જ જાતનો પ્રશ્ન મૂકાયેલો હોય છે. એક જ શાહીએ એક જ અક્ષરે છપાયેલો તે હોય છે. તે પ્રશ્નપત્રનો એક જ સત્ય ઉત્તર આપવાથી વિદ્યાર્થી ઉત્તીર્ણ થયેલો મનાય છે. એ માટે પાસેના વિદ્યાર્થી પાસેથી ઉત્તરને ચોરી લીધે પણ કાર્ય સાધી શકાય છે. પણ રાષ્ટ્ર સમક્ષ પરીક્ષાનો નિયમ એટલો સહજ નથી. એક એક જાતિ સમક્ષ વિધાત્રી એક નોખો સ્વતંત્ર પ્રશ્ન મૂકે છે. તે પ્રશ્નની સત્ય મીમાંસા આપ્યે જ વિશ્વવિદ્યાલયનું માન પામી શકે છે. ભારતને પણ તેણે એક વિશેષ પ્રશ્ન સોંપ્યો છે. જ્યાં સુધી તેની સત્ય મીમાંસા થાય નહિ ત્યાં સુધી અશાન્તિ દૂર થઇ શકે એમ નથી. આપણે પણ ચોરી કરીને પરીક્ષા પત્રનો જવાબ લખીએ; પણ તે કેમ ચાલે? પરીક્ષક વારંવાર તેની ભૂરી પેન્સીલથી ગોળ ગોળ ચિન્હ દોરે છે. આપણે જ્યારે સ્વાધીનતા જોઇએ છે એમ બોલીએ છીએ તે યથાર્થ જોતાં શું હોય છે તે જોઇએ. મનુષ્ય જ્યારે સંપૂર્ણ એકલો હતો ત્યારે તે સંપૂર્ણ સ્વાધીન હતો. તે સ્થળે તેને કોઇનો સંબંધ નથી. કોઇની પાસે કશું લેવું નથી, કોઇની પાસે કોઇ આશ્રિત નથી. તે સ્થળે તેનું સ્વાતંત્ર્ય હરવાને કોઇ હસ્તક્ષેપ નથી. પરંતુ મનુષ્ય જે સ્વાધીનતા ચાહે છે તે એ નથી. રૉબીન્સન ક્રુસો જનહીન દ્વીપ પર જ્યાં સુધી એકલો હતો ત્યાં સુધી તે પૂર્ણ સ્વતંત્ર હતો. જે ક્ષણે ફ્રાઇડે આવ્યો તે ક્ષણથી જ ફ્રાઇડે સાથે પરસ્પર સંબંધ બંધાઇ ગયો. સંબંધ માત્ર જ અધીનતા છે. જે સ્થળે અવિશ્વાસ છે, ભય છે તે સ્થળે ઉભય એક બીજાને છેતરીને જીતવા ચાહે છે. તે સ્થળે બન્નેનો સંબંધ કુદરતી ભાવ ગુમાવે છે. ફ્રાઇડે જ્યાં સુધી હિંસક, અવિશ્વાસી હતો ત્યાં સુધી રૉબિન્સન ક્રુસોની સ્વાધીનતા ભયભીત હતી. જેની સાથે આપણા સંબંધની પૂર્ણતા હોય છે, જે આપણો પરમ બન્ધુ બને છે, જે આપણા ચિત્તને બાંધી રાખે છે, ત્યાં આપણું ચિત્ત સ્વાધીનતા પ્રાપ્ત કરે છે. ત્યાં કોઇ અડચણ હોતી નથી. જે સ્વાધીનતા સંબંધહીન, અને નેતિસૂચક, તે શૂન્યતાસૂચક સ્વાધીનતા મનુષ્યને પીડા આપે છે. એનું કારણ એ છે કે અસંબદ્ધ મનુષ્ય મનુષ્ય નથી. અન્યની સાથે, સર્વની સાથે સંબંધ બાંધવાથી જ તે પોતાની-સત્યની ઉપલબ્ધિ કરી શકે છે. મનુષ્યને ગૃહરાજ્યમાં કે રાજ્યતંત્રમાં વિશ્વ સામો ઉભો રહે છે તે ક્ષણે પરસ્પર સહજ સંબન્ધનો વિપર્યય જ હોય છે. જે ક્ષણે ભાઇઓમાં

---

* રવીન્દ્રનાથના અમુક બંગાળી ઉપરથી સૂચિત.

સન્દેહ અથવા ઈર્ષ્યા અથવા લોભ પ્રવેશ કરે છે ત્યારે સંબંધને આઘાત પહોંચે છે, ઠોકર ખાતાં ખાતાં જીવનયાત્રાનો પ્રવાહ પ્રતિહત થઇ શુષ્ક થાય છે.

તે ક્ષણે પરિવારમાં વિનાશ પ્રવેશે છે. રાષ્ટ્રવિપ્લવ પણ સંબંધભેદનો વિપ્લવ છે. કારણ સંબંધભેદ જ અશાન્તિ અને તે અશાન્તિમાં સ્વાધીનતાની ક્ષતિ. આપણી ધર્મસાધનામાં પણ કઇ મુક્તિને મુક્તિ કહી શકીએ? જે મુક્તિ અહંકાર દૂર કરી વિશ્વની સાથે ચિત્તનો યોગ સાધે તેને. આપણે એકાંત સ્વાધીનતાની શૂન્યતાને ચાહતા નથી. આપણે ભેદને ભેળવી દઇ સંબંધની પરિપૂર્ણતા ચાહીએ છીએ. જ્યારે દેશની સ્વાધીનતા માગીએ છીએ. ત્યારે નેતિસૂચક સ્વાધીનતા ચાહતા નથી. આપણે પશ્ચિમના ઇતિહાસમાં શીખ્યા છીએ કે ત્યાં સ્વાધીનતા પુકારી લોકો માંહેમાંહે કોલાહલ કરે છે. આપણે પણ તે કોલાહલનું અનુકરણ કરીએ છીએ. આપણે પણ બોલીએ છીએ કે હમોને સ્વાધીનતા જોઇએ છીએ. ત્યાં સ્વાધીનતા એટલે કે સમાજદેહમાં ભેદનું દુ:ખ સાલે છે, સમાજવર્તી લોકોમાં કોઇ ને કોઈ વિષયમાં કોઈપણ પ્રકારે સંબંધનો વિચ્છેદ વા વિકૃતિ થઇ છે. તે દૂર કરવાને મુક્તિ ચાહે છે. આપણે પણ બોલીએ કે સ્વાધીનતા જોઇએ છે ત્યારે વિચારવું પડશે કે ભારતમાં કયો ભેદ છે? કયો ભેદ આપણા દુ:ખ-અકલ્યાણનો પોષક બનેલો છે? જેઓ પોતામાં પોતાની ઇચ્છાથી ભેદને નિમંત્રે છે; પોષે છે તેઓને સ્વાધીનતા જોઇએ છે. એનો કશો અર્થ નથી. યુરોપમાં જે ભેદ છે તે શ્રેણિગત ભેદ છે. એક જ જાતિના મનુષ્યો અધિકાર માટે લડે છે. તેઓના વિપ્લવનું માત્ર કાર્ય એ છે કે અધિકારની રૂકાવટ પ્રબલ થતી અટકે વાણિજ્ય ક્ષેત્રમાં જેઓ ધનસત્તા રાખે છે અને જેઓ શ્રમસત્તા વાપરે છે તેઓમાં પરસ્પર અધિકારનો ભેદ અત્યંત પ્રબલ થઈ રહ્યો છે. એ ભેદની પીડામાંથી વિપ્લવ જન્મે છે. આપણી ભેદબુદ્ધિ જુદા પ્રકારની છે. એ ભેદબુદ્ધિ તોડવાથી જ આપણું રક્ષણ કરી શકીશું..

પહેલાં કહેવાયું તેમ વિધાતાની પરીક્ષાશાળામાં સર્વપરિક્ષાર્થીને એક જ પ્રશ્ન પૂછવામાં નથી આવતો. ભેદ એકજ જાતનો નથી રહેતો. એક પગ ઉઘાડો, અને એક પગે બુટ તે એક પ્રકારનો ભેદ, એક પગ મોટો અને એક પગ ન્હાનો, તે એક બીજો ભેદ. પગનું હાડકું ભાંગી જતાં એક અવયવનો વિચ્છેદ, એ ત્રીજો ભેદ; આ પ્રમાણે સર્વ ભેદ સ્વાધીનશક્તિના રસ્તામાં બાધા ઉત્પન્ન કરે છે. પણ ભિન્ન ભિન્ન ભેદનો ઉપાય ભિન્ન ભિન્ન હોય છે. આપણે હમેશાં બોલીએ છીએ કે આપણો રાજા વિદેશી અને એ દુ:ખ ફેડવાથી સર્વ દુ:ખનો નાશ એમ માનીએ છીએ. પણ તે ડોકટર સાહેબ, અનિદ્રાને ઇન્સોમ્નીઆ કહે છે તેવું છે. આપણામાં જ ભેદનો અન્ત નથી. ભેદજ દુ:ખ આપે છે. એ ભેદ વિદેશીઓ સાથે હો કે સ્વદેશીઓ સાથે હો. જ્યારે દેશનાં સમસ્ત અંગમાં પ્રાણ સંચાર ન કરે ત્યાં સુધી, એનું જીવન સુખરૂપ બનતું નથી. જ્યારે તેનો પગ કાર્ય કરે અને તેનો હાથ ફળ પામે. હાથ કાર્ય કરે અને પગ ફળ પણ પામે. કોઇ પૂછશે કે હિંદ રાષ્ટ્ર નથી? પણ મોઢે ભય નથી એમ બોલવાથી ભય જતો નથી. ફાંસીએ ચઢેલા મનુષ્યને કહીએ કે ભય શું છે? દુર્ગા બોલી કૂદી પડ-ઝુલી પડ, ત્યારે તે સાન્ત્વના

કહી શકાતી નથી. કારણ દુર્ગ બોલવામાં તે રાજી છે પણ ખુલી પડવાને તૈયાર નથી. સ્ટીટશૈરમાં ભેદ ગમે તેટલા હો પણ ભેદબુદ્ધિ નથી. ત્યાં પરસ્પરમાં રક્તમિશ્રણમાં કોઈ હરકત નથી. નથી ધર્મમાં, આચારમાં, કે સંસ્કારમાં. હરકત છે તે એવી પ્રચંડ છે કે સર્વના કરતાં ગંભીર આત્મીયતાની ધારા નાડીમાં વહે છે પણ મોટે તે જુદી જ હોય છે ચિરકાળથી હિંદ એક મહાજાત પોતાને કલ્પે છે. છતાં ધર્મમાં શાસનથી અવરુદ્ધ થઇ એકત્ર પ્રાણ આપવાનું બળ કરી શકતી નથી. પ્રાણ એક નથી. પરાણોના હુમલામાં ઓલહરણ થયું જાય છે અને જ્યારે જ્યારે તે વાત સાંભળવામાં આવે ત્યારે દરેક જણ 'એ તો અમુક જાતની છોકરી' એમ કહી મન વાળે છે. એ પ્રાણગત યોગ નથી. એકનો આઘાત બીજાના મર્મ પર જેટલો તેવો વાગતો નથી. જાતીયઐક્યનો આદિમ અર્થ છે જન્મગત ઐક્ય. તેનો ચરમ અર્થ પણ તે જ. આપણી રાષ્ટ્રીય એક સાધનાના મૂળમાં એક મસ્ત જાતીય અવ્યવસ્થા છે એ વાત અન્દર અન્દર સહુ જાણે છે. ટેકા દેઈથી એ અન્દરનો કદી જતો નથી. હિન્દુ મુસલમાન વિરોધ એ તેનું ઉજ્જ્વલ દૃષ્ટાંત કોઈ કહેશે કે હમારી ચારે બાજુ જે વિદેશી તૃતીય પક્ષ છે તે જ હમારામાં ભેદ પડાવે છે. એમાં હમારો દોષ નથી.

જહાજમાં ફાટ હતી જ. જ્યાં સુધી તોફાન કે ઝાડી હતી નહીં ત્યાં સુધી તે જહાજ ચાલ્યું જાય છે. જે દિવસે તોફાન ઉઠ્યું તે દિવસે ફાટથી ઉભરાઇ જહાજ ડુબવાની તૈયારી કરે છે. કપ્તાન કહે છે કે એ દોષ તોફાનનો એથી બધા મળી તોફાનને ઉચ્ચ સ્વરે ગાળ દે તો તે નિરર્થક.

હિન્દુ જાતિમાં જે સનાતન ભેદબુદ્ધિની વનસ્પતિ આપણા રસ્તાને રોકી ઊભી છે તેમાંથી એકાદ ડાળ ભાંગવાથી રસ્તો ખુલતો નથી. નિત્ય પરિવર્તનના ક્ષેત્રમાં ધ્રુવને અધ્રુવની જગ્યાએ, અધ્રુવને ધ્રુવની જગ્યાએ બેસાડવાથી વિપદ થવાની જ. એક જ ભૂમિમાંથી ભિન્ન ભિન્ન રચના અને ગુણની વનસ્પતિ ઉગે છે. પૃથ્વી નિત્ય આપણને ધારણ કરે છે. પૃથ્વી ધર્મની માફક ધ્રુવ થવાથી જ આપણને લાભ, તેની નકલમાં સર્વનાશ છે.

સંસારમાં જે સ્થળ શુદ્ધિનું ક્ષેત્ર છે તે સ્થળે શુદ્ધિયોગથી મનુષ્યને સત્યપ્રાપ્તિ થાય છે. તે સ્થળે અશુદ્ધિનો ઉત્પાત નાશ ઉત્પન્ન કરે છે. જીવનયાત્રાના પદેપદે અશુદ્ધિને માની ચાલવાનો જેનો ચિરકાલીન અભ્યાસ તે ચિત્રગુપ્તના હિસાબની ભયે પણ કદાચ દેવરાજ સ્વર્ગ પહોંચે ત્યાં પણ શાન્તિ પામશે નહિ. પ્રાચીન ભારત એક દિવસ વિધાતાની પાસે વર માગતું હતું ત્યારે બોલ્યું છે કે. स नो बुद्ध्या शुभया संयुनक्तु । स एकः अवर्णः ત્યારે ભારત ઐક્ય ચાહતું હતું પણ તે સ્થિતિ આજે નથી. એક દિવસ એક ફકીરે કોઈક કારણસર રસ્તાની વચ્ચે ખૂંટી ચોડી. એ આકસ્મિક ખૂંટીને સર્વકાળને માટે રસ્તાની વચ્ચે રાખવાથી ઉદ્ધાર છે ? ઉદ્ધાર કોણ કરશે ? અશુદ્ધિ કરશે નહિ કારણ કે તેનું કાર્ય છે કે આંખ સામે હોય તેને સ્વીકારવું–શુદ્ધિનું કાર્ય છે કે રત્ન પ્રત્યે તેનો વિચારપૂર્વક યોગ સધાય–જે દેશમાં જે છે તેનો જ સ્વીકાર કરાય. જે છે તેની જ પુનઃ પુનઃ આવૃત્તિ કરવામાં આવે તે દેશમાં પૃથ્વીએ સો સો વર્ષમાં

જેમની તેમ ખુંટીઓ વચ્ચે ઊભી રહેશે. છેવટે એક દિવસ કોઇ મનુષ્ય ભકિતગદ્‌ગદ થઈ ત્યાં સિંદૂરનો લેપ કરે ઉપર એકાદ મન્દિર રચે એ રીતે અબુદ્ધિના રાજ્યમાં આકસ્મિક ખુંટી, સમસ્ત સનાતન થઇ ઉઠે. જે નિષ્ઠાવાન છે તે બોલી ઉઠે છે કે વિધાતાની વિશેષ સૃષ્ટિ એમાં છે. અન્ય કોઇ સાથે હમારો મેળ થશે નહિ. રસ્તો બંધ થશે તો ચાલશે, ખુંટી જવાથી હમારો ધર્મ બન્ધ થઇ જાય છે. જે ખુંટીશ્વરીને માને નહિ તે વિધર્મી–અને કહે છે કે અહા એ જ આધ્યાત્મિકતા ! જીવનયાત્રા એ રીતે માટી કરવામાં રાજી થાય છે. એથીજ બુદ્ધિના રસ્તામાં, કર્મના રસ્તામાં, મનુષ્ય પરસ્પર મળી સમૃધ્ધિના પંથે ચાલે ત્યાં ખુટી જડવાની બુદ્ધિ– કેવળ જીવનનો હ્રાસ છે. ખુટીરૂપિણી ભેદબુદ્ધિ પાસે ભકિતભર્યા વિચારવિવેકને બલિદાન કરવાની વૃત્તિ જ આજે પ્રવર્તે છે. માનવજગત એમ આત્મ અને પરના ભેદમાં વિભકત બનેલું છે. ધર્મનો દુર્ગમ દુર્ગ કરી બીજાને દૂર ઠેલી પોતાને પુરી રાખે છે. મુસલમાન જાતિમાં ધર્મ સમાજના પ્રબળ નિયમના જોરે તેમાં એક નિબિડ ઘનિષ્ઠ ઐકય જામ્યું છે. અને ધર્મસમાજમાં સનાતન અનુશાસનના પ્રભાવે એક પ્રબલ અનૈકય વ્યાપ્ત થયેલું છે. એનું ફળ એ કે પ્રયોજન વિના પણ હિન્દુ પોતાને ક્ષતિ પહોંચાડે છે. અને પ્રયોજન હોવા છતાં હિન્દુ બીજાને મારી શકતો નથી. મુસલમાન પ્રયોજન સબળ ન હોવા છતાં પોતાની રક્ષા કરે છે. અને પ્રયોજન બરોબર હોય તો બેદમ માર મારવા હિંમત કરે છે. તેનું કારણ એ નથી કે મુસલમાનના કાંડામાં જોર છે પણ તેના સમાજમાં જોર છે. એથી જ બુદ્ધિની જગ્યાએ વિધિ અથવા આત્મશકિતની જગ્યાએ ભગવાનને પુકારવા એ જડત્વ છે. હિન્દુજાતિએ બુદ્ધિવાદને બુદ્ધિવાદથી, શારીરિક શકિતને શારીરિક શકિતથી હઠાવવી પડશે. આપણી લડાઇ અબુદ્ધિના ભૂતની સાથે છે. કારણ કે એ જ આપણી ચારે બાજુ ભેદ ઉત્પન્ન કરે છે. એ જ આપણી ખાંધે પરવશતાનું પાંજરું લટકાવે છે. સમસ્ત મનથી–પ્રાણથી પુકારવાનો વખત આવી પહોંચ્યો છે **य एकवर्णः** । જે સકલ વર્ણ ભેદથી અતીત **स नो बुध्ध्या शुभया संयुनक्तु** । તે આપણને શુભ બુદ્ધિ આપી પરસ્પર સંયુકત કરે.

# નવું સાહિત્ય

## શ્રી ચંદ્રવદન મહેતાનાં નાટકો

૧

પ્રિય પ્રિયંવદા,

વાંચતાં આશરે અગિઆરેક વર્ષો વીતી ગયાં છે છતાં મારી તો ખાતરી છે કે તું આપણા નવીન ગુજરાતની રસવૃત્તિને રચનાર પેલા નવીન કવિ 'યમલ'કારને તો નહીં જ વીસરી ગઇ હોય. છતાં સંસાર અને સાહિત્યના બન્નેય પ્રદેશોમાં સાથે સાથે માથું મારનાર તેં કદાચ આપણા એ પ્રિય નવકવિને વિસારે નાંખ્યો હોય તો આજે હું તેને તારા હૃદય આગળ જરા વધારે વિસ્તારથી પરિચિત કરવાની ઊમેદ રાખું છું. સંસારમાં સરસાં રહી નાનાં નાનાં સુંદર કાવ્યો જેવાં છોકરાંના નિર્મળ પ્રેમરસને લૂંટવો કે નાનાં નાનાં છોકરાં જેવાં કાવ્યોના રસને હૃદયમાં ઊતારવો તે માટે આપણે ઘણીવાર વાદવિવાદ કરી ને રૂસણાં યે લીધાં છે, છતાં એનો નિર્ણય આપણે કરી શક્યાં નથી જ. એ નિર્ણય હું ધારું છું કે આપણાથી કદીયે નહી જ થાય અને થશે તોયે હું તો બંને તરફ જ સરખો વિભક્ત થઇશ એમ કહું તો તને ગમશે કે નહીં? વર્ષો વીતી ગયાં તેથી કદાચ પેલી કાળા પર ધોળા નામવાળી 'યમલ' નામની કવિતાની ચોપડી તને યાદ નહીં રહી હોય. એમાંનાં સોનેટોની કેટલીક સુંદર પંક્તિઓ તે ખુબ વાર વાંચી વાંચીને મોઢે કરી દીધી હતી. પછી તો તે ચોપડી મોટાં મોટાં પુસ્તકોમાં કે તેમની સોડમાં કંઇ ભરાઇ ગઇ ધારી આપણે ખુબ શોધી. એ ચોપડી પછી તો આપણી પડોશણ છોકરી ઇલા ઊપાડી ગઇ હતી તે એક દહાડો વાંચતી હતી ત્યારે આપણને ફરી મળી આવી ઇલાએ પોતાના બચાવમાં કહ્યું હતું તે યાદ છે કે એ ચોપડી એના જેવી જ કાળી ને નાની હતી તેથી જ તે ઊપાડી ગઇ હતી?

પછી તો સાતેક 'યમલ'ને પોતાનામાં સમાવી 'શ્રી. ચંદ્રવદનની ઇલા' આપણી પાસે આવી. 'ઇલા'નો લીલો-આછો લીલો-સાળુ તને યાદ જ હશે. તેની બીજી નકલ મંગાવી આપણે આપણી પેલી કાળી ઇલા પડોશણને તેના લગ્ન પ્રસંગે તેની પહેલાંની ચોરીથી ખુશખુશ થઇ જઇને ભેટમાં આપી હતી. આ બધું યાદ છે કોને?

કાંતની 'ઇલા કાવ્યો' જેટલી સુંદર, સરળ ને ફરીફરી જેના પાન કરીએ તે કાવ્યકૃતિનો હવે તને વિશેષ પરિચય આપવાની જરૂર નથી જ.

પણ તારા મંસારની ગડમથલમાં તું ઘણીવાર માત્ર સુંદર કાવ્યોને જ યાદ રાખે છે. કાવ્યોના કવિ કે તેના જીવનની ટૂંકી કથાને યાદ રાખવાં તને ઘણીવાર ભારે થઈ પડે છે. હું બહુવાર કહું ત્યારે તું તે જાણવા આગ્રહ કરે પણ પાછી કવિ, તેનાં કાવ્ય પુસ્તક કે તેની જીવનવાર્તા એ સંબંધમાં કંઈ ને કંઈ ભયંકર ગોટાળા કરી નાંખે છે. આથી આજે અહીં દૂરથી આ લેખિત પત્રના દસ્તાવેજથી હું તને 'ઇલા'કારનો જરા વધારે પહેલો પૂરીવાર પરિચય આપું છું. ને દસ્તાવેજને તો મારી પ્રિયતમા સાચવી જાણે છે ને? પેલા એક જેવું તો નહીં થાય ને?

સૉનેટના અંગ્રેજી પદ્યબંધને હાલના જે જે નવીન કવિઓએ આપણી ગુજરાતીમાં અદ્ભુત સફળતાથી ઊતાર્યો છે તેમાંના એક તો ચંદ્રવદન મહેતા. મારી માફક એઓ જૂની ઓગણીસમી સદીના છેલ્લા દસકામાં ગુજરાતમાં આવ્યા નથી પણ વીસમી સદીના પ્રથમ વર્ષમાં આવ્યા છે. આપણા સ્વદેશી વર્ષને યાદ કરીએ તો છપ્પનના વળતા વર્ષમાં આ આશાભર્યા કવિવર ને નાટ્યકારના જન્મનો આપણા ગુજરાતને લાભ થયો છે.

ગુજરાતની પૅરિસ સુરત નગરીમાં જન્મી, ભણી શ્રી ચંદ્રવદન મહેતા મુંબઈમાં ભણ્યા ને વસ્યા છે અને આ બન્ને શહેરોના હૃદયને બુદ્ધિના ગુણોનો વિરલ વારસો લઈ અને સાહિત્યમાં અવતાર આપવા આ સાહિત્યકારે જાણે બીડું ઝડપ્યું છે. સ્વતંત્રતાના એ પાકા પૂજારી છે. સેવા (નોકરી) કરવાના લલાટલેખ એમને માટે નથી દીસતા. શ્રી ચંદ્રવદનની સાહિત્યભૂમિની રસાળતામાંથી નવલિકાઓ અને નવલકથા—જે તરફ આપણા વાચકો હમણા હમણાંના ખૂબ ધસડાયા છે—કરતાં કવિતાની સર્જન મૂર્તિઓ સમી સુંદર અંગોંગ ભરી, સુઘડતાથી શોભતી અને ઓજસ્વી આત્માવાળી માનવબાળાઓ વધુ મધ્યામાં અભિનય નાટ્યાદિ કળાસુંદરીઓ છે. નવલિકાઓ તો જો કે આ કવિનાટ્યકારે થોડી લખી છે પણ એના હૃદયનો સાચો ઝોક તો પેલી મનોરમ કવિતાદેવી કે નાટ્યરસ ને અભિનયકૌશલ્યને મૂર્ત કરે એવી કલાદેવી તરફ જ મને તો લાગે છે પણ તું ઘણીવાર પેલી જુલિયન, કે 'અખુ'ને આપણા નવલિકાઓના આકાશની તારિકાઓ જેવી યાદ તો કરે છે ને? 'જુલિયનભાભી'ની નાની નણંદ કે 'અખુ'ની બ્હેન થવાનું તો રમાબા કે કલ્પનાને પણ ગમે છે. તેમની ચપ ઇચ્છા વિશે તો તું પણ જાણે છે.

પણ કવિના કલાપ્રદેશમાં સૂક્ષ્મ રમતજનો કરતાં આપણે ચંદ્રવદન મહેતા સાથે બીજા-સ્વાંગમાં વધુ પરિચિત થયાં નથી! ઉચ્ચ કોટિના અને સંસ્કારી અભિનેતા તરીકે નર્મદના શતાબ્દી ઉજવણા પ્રસંગે ઑપેરા હાઉસમાં એકૂતની ભૂમિકામાં અને 'નરસૈંયો—ભક્ત-હરિનો'માં નરસિંહ મહેતાની ભૂમિકામાં આપણે એ નટનાટ્યકારને નીરખી એના કલાદર્શનની ઝાંખી કરી હતી એ પ્રસંગ તો તું નહીં જ ભૂલી શકે.

આપણા ગુજરાતમાં નાટ્યકલા અને અભિનયકલા પ્રત્યે વર્ષોથી ઉદાસીનતા જ કેળવવામાં આવી છે. છેક સ્વર્ગ કે તેની પાસથી હિન્દે આ કલાનાં આદ્ય દર્શન કર્યાં ને તેને આપણે નીચે પૃથ્વીમાં ઉતારી એમ આપણે દાવો કરીએ છીએ. આપણા ભરતમુનિએ એનું નાટ્યશાસ્ત્ર રચ્યું છતાં એ ભાવના પ્રત્યે, એ કલા પ્રત્યે, એ શાસ્ત્ર પ્રત્યે કે આપણો નાટ્યકાર કે નટ વર્ગ પ્રત્યે આપણે કેટલોક પ્રેમ કેળવ્યો? આપણે કદરદાનીની કેટલીએક ઉદારતાથી કે મીટે મીટ માંડી એના પ્રેમી થયાં? જૂનાં સંસ્કૃત નાટકો કે ગુજરાતનાં આદ્ય પ્રયત્નો જેવાં નાટકો આપણે કયા શ્રેષ્ઠ નાટ્યગૃહમાં કે કયાં રસજ્ઞ અભિનેતાઓ અને અભિનેત્રીઓદ્વારા આપણે રજુ કર્યાં? નર્મદ, રણછોડભાઇ, મહીપતરામ (ભવાઇસંગ્રહ કરતા એમને ગણાવીએ તો) નવલરામ વગેરેએ એમના જમાનાના શોક મુજબ ભાવના પોષી પણ એ બિચારા શું કરી શકયા? સંસ્કૃત નાટકો ગુજરાતીમાં ઉતર્યાં તે નાટ્યસાહિત્યના પરિચય માટે. પણ નાટકને ભજવી સાકાર કરનાર અભિનેતાઓ કોણ જાણે ભાવિના ગર્ભમાં જ ઘડાતા હતા કે શું? ભવાઇયાસિદ્ધ નાગરોથી માંડી ભવાયા સુધીના ગુર્જર નરપુંગવોએ સ્ત્રીના સ્વાંગ પહેરી અંબામાતા કદાચ રીઝવ્યાં હશે કે બહુચરમાતાને કઢંગા અભિનયથી ખાળ્યાં હશે એનો ઇતિહાસ તો ગુજરાત રજૂ કરે તે ખરો. નવરાત્રિમાં કહેવાતા 'મર્દાની' ગરબા ગાનારા મુંબાઇના રસોઇઆઓએ, સુરત ભરૂચ વડોદરાના બ્રાહ્મણો કે ગોલારાણાઓએ કે અમદાવાદના બ્રાહ્મણવાણિઆઓએ તો આ કલાની હાંસીજ કરી છે ને કીર્તિનો કલશ પૂરો કરવા ક્ષુદ્ર નાટકશાળાઓ ઊભી કરનાર નાટક કંપનીઓવાળાઓએ આજ સુધી ગુજરાતી રંગભૂમિ ઉપર જૂદો જ રંગ જમાવી રંગની, રંગભૂમિની, નાટ્યકલા કે અભિનયકલાની હાંસી જ કરી ભવ્ય ભવાઇઓ ભજવી બતાવી છે. આપણી કલાની આવી ભવાઇઓ થવાથી ગુજરાતે કેટલુયે ગુમાવ્યું હશે?

શિષ્ટ નાટ્યસાહિત્ય તરીકે આપણે મણિલાલકૃત 'કાન્તા' રમણભાઇના 'રાઇનો પર્વત' કે નાનાલાલના 'જયાજયંત' ને આપણે યુનિવર્સિટિ સુધી અભ્યાસક્રમમાં લઇ ગયા પણ અભિનયકલાનું શું? સારી કલાકૃતિઓ અને ઠીક ઠીક અભિનેતાઓ અને અભિનેત્રીઓનો રંગ કંઇક અંશે ઠીક ઠીક જમાવી 'કાકાની શશી'ના 'બે ખરાબ જણ'ના ને 'આગગાડી'ના પ્રયોગો સુધી આપણે આવ્યા. છતાં જેઇએ તેવા સારા પ્રમાણમાં રંગભૂમિ ઉપર અભિનયકલાને ઔચિત્ય પુરઃસર રજૂ કરે એવો કલારસિક યુવકયુવતીઓનો સંઘ આપણે હજી હવે જ ઊભો કરવાનો રહ્યો છે.

# વર્તમાન સાર

## —:રોજનીશી:—

### મે : ૧૯૩૭

તા. ૧ : અમદાવાદ ખાતે સ્ત્રીઓ માટેના વિકાસગૃહના અવિધિપુરઃસર કામનો આરંભ થયો.

તા. ૨ : અમદાવાદની ગુજરાત સાહિત્ય સભામાં રણજિતરામ સુવર્ણચંદ્રક શ્રી. ચંદ્રવદન મહેતાને અર્પણ થયો. '૩૬'ના વર્ષની સમાલોચના શ્રી. ડોલરરાય માંકડે વાંચી.

તા. ૩ : જાહેર થયું કે રશિયા મોટા દરિયાઈ કાફલાની તૈયારી કરે છે.

તા. ૪ : અમદાવાદ પ્રેમાભાઈ સભાગૃહમાં આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવને અમદાવાદના નગરજનોએ તેમને ડૉક્ટરની પદવી બનારસ યુનિવર્સિટિએ આપી તે બદલ અભિનંદન આપ્યું.

તા. ૫ : મેટ્રિકની સપ્લીમેન્ટરી (જૂના અભ્યાસક્રમની) પરીક્ષાનું પરીણામ જાહેર થયું.

તા. ૧૧ : મહાત્માજીએ તીથલ ખાતે હવાફેર માટે રહેવાનું શરૂ કર્યું.

તા. ૧૨ : લંડન ખાતે નામદાર શહેનશાહ જ્યૉર્જ છઠ્ઠાના રાજ્યાભિષેકનો વિધિ થયો.

તા. ૧૪ : લંડન ખાતે શ્રી. સ્ટેન્લી બૉલ્ડવિનના પ્રમુખપદે બ્રિટિશ સામ્રાજ્ય પરિષદ મળી.

તા. ૧૫ : પરિષદના સભાસદોના દ્વૈવાર્ષિક લવાજમની છેલ્લી તારીખ. ઇંગ્લેંડના પ્રસિદ્ધ મજૂર મુત્સદ્દી લૉર્ડ સ્નોડનનું અવસાન. વડોદરાની પ્રજાએ સત્યાગ્રહને પરિણામે કાર્નિવલનું દ્યુતગૃહ બંધ કરાવ્યું. શ્રી. જમશેદ ટાટા તેમના ઓસ્ટ્રિયન મિત્ર સાથે ઓસ્ટ્રિયામાં વિમાનની હોનારતમાં માર્યા ગયા. રત્નાગિરિ ખાતે શ્રી. કે. એફ. નરિમાનને પ્રમુખપદે રાજકીય પરિષદ મળી.

તા. ૧૭ : લાઠીમાં અન્નક્ષેત્ર મંદિર સઘળા હરિજનો માટે ખુલ્લું મૂકાયાનો વિધિ થયો.

તા. ૧૮ : મુંબઈના એક બેકાર પારસી વકીલે આત્મહત્યા કરી.

તા. ૨૦ : જાહેર થયું કે કાઠિયાવાડના લાઠીનરેશે હરિજનો માટે કોઠી અને મંદિરોનાં દ્વાર ખુલ્લાં મૂક્યાં. દેશનિકાલ થયેલ અલ્વર નરેશનું પેરિસમાં દાદર પરથી લપસી જવાથી અકસ્માતથી અવસાન. 'હિન્દુ મુસલિમ એક જ માતાના પુત્રો છે' એવો સંદેશો પયગંબર જયંતી ઉત્સવ નિમિત્તે મહાત્મા-

(અનુસંધાન પૃ. ૯૬૧)

[અનુસંધાન પૃ. ૬૦૮ થી ચાલુ]

"તેમાં આ ચીસ પાડતી હતી. નહીં! સિદ્ધેશ્વર! તું લકુલેશ મતના કલંકરૂપ છે. રાશિ, જા અત્યારે અહીંઆંથી. કાલે તને હું યોગ્ય પ્રાયશ્ચિત્ત આપીશ."

"ના-ના. એ પોતાની મેળે આવી," રાશિએ કહ્યું.

"હા, હા, હા!" વૃદ્ધ પૂજારીએ આગળ આવી સૂર પુર્યો. એની પાસે બીજા ત્રણ બાવાઓ પણ આવીને ઊભા. એમનાં મુખ પર ગુરુના તરફ સ્પષ્ટ વિરોધ હતો. એકબેએ તો હાથમાં ચીપીઆ લીધા હતા અને તેના ખખડાટથી સર્વજ્ઞને ડરાવવાનો પ્રયત્ન તેમણે કરવા માંડ્યો હતો.

શાંત ને સ્વસ્થ સર્વજ્ઞ આ બધાને ધ્યાનથી જોઈ રહ્યા.

"તમે બધાએ મળીને આજે આ મંદિરને ભ્રષ્ટ કર્યું છે," શાંતિથી સર્વજ્ઞે કહ્યું. "આંખો હોય તો જુઓ, કેવી શરમથી, કેવા ભયથી ચૌલા તમારી આકૃતિઓ જોઈ રહી છે. આ મહામાયાનું મંદિર છે, દંભીનું નથી, જુલ્મીનું નથી, વિલાસપ્રેમીઓનું નથી. જ્યાં સુધી તમે બધા પૂરેપૂરું પ્રાયશ્ચિત્ત ન કરો ત્યાં સુધી આ મંદિર આજથી બંધ રહેશે."

"આ મંદિર બંધ રહેશે! કોણ કરશે?" વૃદ્ધ બાવાએ આગળ આવી, ભયંકર અવાજે પૂછ્યું. એનો હાથ ચીપિઓ ઉગામવા તલસતો હતો એ પણ સ્પષ્ટ દેખાતું હતું.

ગુરુદેવ ખડખડ હસી પડ્યા. "કોણ કરશે? હું-સ્તો-ભગવાન્ લકુલેશના સંપ્રદાયના અધિષ્ઠાતાના અધિકારથી."

"મગદૂર છે તમારી?" વૃદ્ધ બાવાએ હાથ ઉગામ્યો, અને સામંત તરત કૂદીને તેનો હાથ પકડવા ધસ્યો.

"સામંત, દૂર જા." શાંતિથી ગુરુદેવે કહ્યું. "હરદત્ત, મને મારવો છે? લે આ માથું-તારા ગુરુનું. તારી અધોગતિ પૂરી કર." કહી ગુરુદેવે માથું નમાવ્યું.

વૃદ્ધ બાવાની આંખો આકુળવ્યાકુળ થઈ ગઈ. તેના હાથમાંથી ચીપીઓ પડી ગયો, અને તે ભોંય પર ફસડાઈ પડ્યો. અને ધીમે પગે સર્વજ્ઞે પાછા જઈ સેંકડો વર્ષો બંધ ન થએલાં ત્રિપુરસુંદરીના મંદિરનું ગર્ભદ્વાર બંધ કર્યું.

"તમારાં પાપના સંચયથી ત્રિપુરારિનું ત્રીજું નેત્ર ખુલ્યું છે. દાનવ સમો હમ્મીર આ મંદિર તોડવા ધસી આવે છે. જ્યારે પ્રાયશ્ચિત્તથી તમારાં પાપ ધોશો, અને એ વિપત્તિ દૂર થશે ત્યાં સુધી મહામાયાની પૂજા મારા સીવાય કોઈ નહીં કરે." અને આત્મબળના આ પ્રભાવ આગળ નમતું આપી બધા વીખરાઈ જવા લાગ્યા.

૭

થોડી વારે મંદિરના આંગણમાં એકલા સર્વજ્ઞ ઊભા હતા. ચૌલા માના ખોળામાં માથું નાંખી પોતાની ભયંકર અવદશા સંભારી ડૂસકે ડૂસકે રડતી હતી. સામંત એક

ભીંતને અઢેલી બેસી ગયો હતો.

"ગંગા," સર્વજ્ઞે કહ્યું, "ચૌલાને હવે ઘેર લઈ જા. આ પરમ ધામનું શું થવા બેઠું છે? સામંત!"

"જી"

"બેટા, મોડી રાત થવા આવી છે. હવે તું જવાની તૈયારી કર."

"જેવી આજ્ઞા."

"ગંગા, આ ચોહાણને ઓળખ્યો? એ અને એના બાપને ચૌલાએ ભસ્મ કરી હતી. યાદ છે, ચૌલા?"

ચૌલા ભક્તિની ધૂનમાંથી જાગી હતી એટલે તેણે સામંતને ઓળખ્યો. સામંત પણ પાસે આવ્યો બંનેએ સામે જોયું.

"ગંગા, બહાદુર ચૌહાણ છે. પંદર દહાડામાં તો એના પર દૈવકોપ ઉતર્યો છે. એના વિશાળ કુલમાં આજે એ એકલો ભગવાન સોમનાથની સેવામાં તત્પર ઉભો છે. એને તારે ત્યાં લઇ જા ને જમાડ. એણે બિચારાએ ખાધુંએ નથી એના ઉપર બધાનો આધાર છે." કહી સર્વજ્ઞ નીચું માથુ નાંખી, ખેદયુક્ત નયનો ભોંય પર રાખી, ધીમે ધીમે ચાલી ગયા.

ચૌલા તો શરમાંદી ઉભી હતી. થોડા વખત પર જે અવસ્થામાં તેને સામંતે જોઇ હતી તેનું સ્મરણ થતાં એ પૃથ્વી પાસે માગ માંગી રહી હતી. ગંગાએ તેને હેતથી સાથે લીધી.

"ચોહાણ ચાલો. મને કહો તો ખરા કે તમારા પર શી શી વીતી છે?"

x x x x x

અને ઘણે દિવસે સામંતે આપવીતી કહેતાં અનંદમગ્ન રાત્રિ ગુજરી. અને ચૌલા આ બહાદુર નરની વાતો સાંભળી નવો ઉત્સાહ અનુભવવા લાગી.

---

# ડૉ. રવિશંકર ગણેશજી અંજારીઆકૃત પુસ્તકો

**૧૯૩૭ ના માર્ચ આખર સુધીમાં ખરીદનારને નીચેની ખાસ ઘટાડેલી કિંમતે આપવામાં આવશે.**

| | મૂળ કિંમત | ઘટાડેલી કિંમત |
|---|---|---|
| ૧ વગર દોકડાનો વૈદ્ય | ૨-૦-૦ | ૦-૧-૧ |
| ૨ પ્રભાત પ્રાર્થનામાળા | ૨-૦-૦ | ૦-૧૧-૦ |
| ૩ વૃદ્ધાવસ્થામાં તંદુરસ્તી | ૧-૮-૦ | ૦-૮-૦ |
| ૪ વહૂને શિખામણ | ૧-૦-૦ | ૦-૫-૦ |
| *૫ આદર્શ જીવન | ૧-૦-૦ | |
| *૬ હિંદના હિતનો ઉકેલ | ૧-૦-૦ | |
| ૭ હઠયોગ | ૧-૪-૦ | ૦-૭-૦ |
| *૮ શતશ્લોકી | ૦-૧-૦ | |
| *૯ આરોગ્ય દોહાવલી | ૦-૧-૦ | |
| કુલ કિંમત રૂ. | ૯-૧૪-૦ | |

*આ પુસ્તકો છુટક મળી શકશે નહિ આખા સેટમાં જ અપાશે. **પોસ્ટેજ ખર્ચ અલગ.**

**નવ પુસ્તકોના આખા સેટની મૂળ કિંમત રૂ. ૯-૧૪-૦ થાય છે તે રૂ. ૩-૪-૦ મળશે.**

ઉપરનાં પુસ્તકો મુંબઈ તેમ જ અમદાવાદમાં નીચે જણાવેલા ઠેકાણેથી મળી શકશે. પરંતુ મુંબઈમાં ઘટાડેલી કિંમત ઉપર રૂપીએ ૦-૨-૬ અને અમદાવાદમાં રૂપીએ ૦-૧-૬ ખર્ચ જેટલું વધુ લેવાશે.

**મુંબાઈમાં:—આર આર. શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, બઈ નં. ૨**

**અમદાવાદમાં:—ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ-અમદાવાદ.**

---

દરેક સાવજનિક પુસ્તકાલયમાં અને દરેક સંસ્કારી ગૃહમાં ખાસ રાખવા જેવાં રુચિક, બોધક, ઉપકાર અને મનુષ્ય જીવનને માર્ગદર્શક થાય તેવાં શિષ્ટ વાચન માટે પસંદગી પામેલાં ઉત્તમ કોટિનાં પુસ્તકો;—

| | મૂળ કિંમત | લેવાની કિંમત |
|---|---|---|
| શ્રી ધોંડો કેશવ કર્વેનું આત્મચરિત્ર | ૩-૦-૦ | ૧-૮-૦ |
| ૨ વીર ગાર્ફિલ્ડ | ૧-૮-૧ | ૧-૦-૦ |
| ૩ બેન્જામીન ફ્રેન્કલીન | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૪ બુકર ટિ. વૉશિંગ્ટન | ૧-૧૨-૦ | ૧-૦-૦ |
| ૫ ફોરમ પુસ્તક ૧-૨ | ૧-૧૩-૦ | ૧-૦-૦ |
| ૬ થોમસ એલ્વા એડીસન | ૨-૦-૦ | ૧-૦-૦ |
| ૭ અપંગની પ્રતિભા (હિલન કેલરની આત્મકથા) | ૦-૧૨-૦ | ૦-૧૨-૦ |
| ૮ જગતના સીતારા | ૦-૮-૦ | ૦-૭-૦ |
| ૯ અમારા જીવનની કેટલીક યાદગીરીઓ | ૧-૮-૯ | ૧-૪-૦ |
| ૧૦ ગાંધીજીની આત્મકથા ભાગ ૧-૨ | ૧-૦-૦ | ૧-૦-૦ |

પોસ્ટેજ તથા રવાનગી ખર્ચ જુદું.

**લખો:—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.**

**રાવપુરા—વડોદરા.**

સાહિત્ય સંસદ તરફથી
તંત્રીમંડળ:
મનસુખલાલ કૃ. મહેતા
મધુ ન. વકીલ
શંકરપ્રસાદ છો. રાવળ
ભાનુશંકર બા. વ્યાસ
યશવંત સ. પંડ્યા



નવું પુસ્તક ૪:
અંક: ૫

જુલાઈ ૧૯૩૭

## અનુક્રમણી



વાર્ષિક લવાજમ: હિંદમાં રૂ. ૫
સંસદના સભ્યો માટે: રૂ. ૪
પરદેશમાં ૧૨ શીલીંગ

આ અંકની કિંમત આઠ આના

## એક લાભકારક વીમો ઉતરાવવાથી તે ચાળીસ વર્ષ પછી તમારી ઘડપણની લાકડી થઈ પડશે

# હાલમાં

ઓરીએન્ટલ મ્યુચ્યુઅલ તરફથી ઉતારવામાં આવેલો વીમો નકામો જશે નહીં. તેની પાછળ વધુ પૈસા ખરચવા પડતા નથી; ફક્ત મહીને દિવસે 'પ્રિમીઅમ' દાખલ થોડાક રૂપીઆ કડવા કરવા પડે છે.

છેલ્લી ગણત્રી મુજબ "હોલ લાઇફ" અને "એન્ડાઉમેન્ટ" પર અનુક્રમે રૂ. ૨૬ અને રૂ. ૨૧ જેટલાં બોનસો જાહેર થયાં હતાં.

બીજા જરૂરી પુરાવા અમારાં ૧૯૩૬ના વર્ષના કામકાજના આંકડા આપ મેળે આપશે.

રજુ થયલું કામકાજ
રૂા. ૨,૫૩,૨૫,૫૦૦

ભરપાઇ થયલું કામકાજ
રૂા. ૨,૭૧,૪૫,૫૦૦

આજે તો હજુ તમારી શરૂઆત થાય છે. હજુ તો તમે, સ્કુલનો દરવાજો વીતાવી, જહેમતી જીવનના મંડપમાં તરતનો પ્રવેશ કર્યો છે; તમને કાંઇ વાતની ચિંતા નથી કારણ કે તમને એકલે હાથે જ ખરચ કરવાનો નથી તથા તમને મદદ કરવાવાળાં જીવતાં જાગતાં ઉભેલાં છે. આવા સંજોગોમાં તમે એક સ્વાર્થી જીવન ગાળો છો. તમારા પર આધાર રાખનારાઓના ભવિષ્યનો વિચાર કરતા નથી.

*આજથી **ચાળીસ વર્ષ** બાદ, જીવનમાં ઓરજ અકલ્પિત રંગો જોવામાં આવશે. ખર્ચોપાણી જીવનનો મુખ્ય સવાલ થઇ પડશે. ઘરમાં પત્ની તથા સ્કુલમાં બચ્ચાંઓ નીભાવવાના ખર્ચ, દીકરાઓને આગળ પાડવા તથા દીકરીઓને રીત આપવા માટેનો ખરચ ઉઠાવવા માટે સારી જેવી રકમની પહેલી જરૂર પડશે.

*આવા યોગ્ય ટાંકણે, તમને યોગ્ય રકમ પુરી પાડવાનું કામ ઓરીએન્ટલ મ્યુચ્યુઅલને ભરોસે છોડો.

**વીગતો માટે સેક્રેટરીને અરજી કરો.**

અમારા પ્રતિનિધિને પુછપરછ કરી અમારી ખેંચાણકારક યોજનાઓની માહિતી મેળવો. જો તેમ નહીં બની શકે તો અમારા પ્રસિદ્ધિપત્રની એક નકલ માટે લખો જે અમે ખુશીની સાથે તરત તમારે શરનામે રવાના કરી દઇશું.

યોજનાની માહિતીના સુચિપત્ર માટે લખો :-

## ધી ઓરીએન્ટલ મ્યુચ્યુઅલ લાઈફ એસ્યોરન્સ સોસાયટી લી०

ઓરીએન્ટલ મ્યુચ્યુઅલ બીલ્ડીંગ, કોટ, મુંબઇ.

અને કથા શરુ કરે છે.

ગંભીરતાથી અને મમતથી ગુરુ ઘોઘાબાપાની જશગાથા કહી સંભળાવે છે. સુલતાનનું કલંક, હમીરના દૂતોનું આગમન, ઘોઘારાણાનો ચવનસેનાને માર્ગ આપવાનો નકાર. રણભૂમિનું તાંડવ, ઘોઘાબાપાનો અદ્ભુત યુદ્ધખેલ, વીરાંગનાઓનું જોહર વગેરે પ્રસંગો રાજગુરુ વિગત સાથે વર્ણવે છે. સામંત બધું સાંભળી સ્તબ્ધ બની જાય છે. સોમનાથને ચરણે સ્વાર્પણ કરવાનો નિર્ણય કરી એ પિતાની શોધમાં જવા તત્પર થાય છે. રાજગુરુ પણ એની સાથે જવા તૈયાર થાય છે. બંને રણચંડી માતાના મંદિરને રસ્તે જવા નિર્ણય કરે છે. મહમૂદની સેનાનું પ્રયાણ ઉગ્ર આંધિનું આક્રમણ. સજ્જન એ આંધિનો નાયક બની સુલતાનના સૈન્યના એક વિભાગનો નાશ કરી પોતે પદમડી સાથે મૃત્યુને વરે છે. સુલતાનના વ્યક્તિત્વથી સેનામાં ઉત્સાહનો સંચાર. રાજગુરુ અને સામંત દૂત બની આવે છે. સામંત સુલતાન પર છરાથી તરાપ મારે છે. સુલતાન એને હરાવી ગૌરવથી રાજગુરુ સાથે છૂટો જવા દે છે. સુલતાનનો વિજય માટે નિશ્ચય. એના પ્રતાપ અને ગૌરવથી સૈન્યમાં પ્રાણનો સંચાર. સામંતનું રણને રસ્તે પ્રભાસ આવવું–રસ્તામાં લોકોને જંગલમાં ભરાઇ પાછળથી હુમલો કરવાની સલાહ આપવી–સામંતની સર્વજ્ઞ સાથે મુલાકાત–સામંત સર્વજ્ઞને પણ પાટણ છોડવા અને પાછળથી હમ્મીરને પૂરો કરવા સમજાવે છે. સર્વજ્ઞ તેમ કરવા ના પાડે છે. સામંત ચૌલાને મળવા સોમનાથના મંદિરમાં જાય છે, ન મળતાં તેનો ઉદ્વેગ–નર્તકી કુંડલા ત્રિપુરસુંદરી બનીને આવે છે, સામંતને મહામાયાનો ખરો ભક્ત કહી મંદિરમાં લઈ જાય છે. દીક્ષા દેવા સામંતની ના. સાધુઓ સામંતને બાંધે છે. શિવરાશિ આવી કુંડલાનો ઢોંગ ખુલ્લો પાડે છે. શિવરાશિ ચૌલાને ફસાવે છે ત્યાં ગંગસર્વજ્ઞ આવી તેને અને સામંતને છોડવે છે. — હવે આગળ વાંચો ]

## પ્રકરણ અગીઆરમું

### અણહીલવાડ પાટણ

પહેલાં બસો વર્ષ સુધી અણહીલવાડ જંગલની વચ્ચે એક માત્ર ગઢ હતો. ગુજરાતમાં એવા સેંકડો ગઢ હતા. ત્યાંના ચાવડા રાજાઓ દર વર્ષે થોડાંક માણસો લઈ બહાર પડતા અને પાસેના મંડળોને રંજાડતા, ગામડાઓમાં પોતાની આણ ફરતી કરતા, અને ભીલોને જંગલમાં નસાડી મુકતા. કોઇ વાર પાટણના ધણીઓની હદ વધતી, તો કોઇ વાર ઘટતી. કોઇ વાર પ્રબળ કોઇ પડોશીની બીકે એમને પાવાગઢમાં ભરાઇ બેસવું પડતું, ને કોઇ વાર એમની હાક લાટ ને સૌરાષ્ટ્રના પ્રદેશોમાં વાગતી.

પણ આ ગઢનું ભાવિ વિધિએ સોનાને અક્ષરે લખ્યું હતું. સંવત ૧૦૧૭માં ચાલુક્યવંશના મૂળરાજદેવ એની ગાદીએ આવ્યા ત્યારથી એનાં રંગ ને રૂપ બદલાઇ ગયાં. આસપાસનાં જંગલો કપાઇ ગયાં, અને તેની જગાએ અનેકમાં નગર ને પુરા ભલા વસવા લાગ્યાં. રાજના શૌર્યે એ ગામોને સુરક્ષિત કર્યાં અને શ્રીમાળ, કનોજ, વઢિયાણ અને ભૃગુકચ્છની કિર્તિ વસતી ત્યાં આવીને ઘર કરવા લાગી. પણ ગુર્જરભૂમિની શૂરવીર જાતિઓ પણ ધીમે ધીમે એ વિજયી વીરના છત્ર નીચે સેવા લેવા લાગી. મૂળરાજદેવની મુત્સદ્દીગિરિથી અણહીલવાડનો વિસ્તાર ને પ્રતાપ બંને સાથે વધ્યાં. જ્યાં એક નાનકડો ગઢ હતો ત્યાં ખંભાત, ભરૂચ ને માંગરોળના વેપારીઓએ સમૃદ્ધિની સ્થાપના કરવા માંડી ત્યાં દેશ-

દેશના વિદ્વાન બ્રાહ્મણોએ સંસ્કાર ને વિદ્યાનાં કેંદ્રો સ્થાપ્યાં. નાના માટીનાં ઘરોનું સ્થાન પ્રાસાદોએ લેવા માંડ્યું. સુંદર મંદિરોના ગગનચુંબી શિખરો ધર્મ ને સમૃદ્ધિની સાખ દેવા લાગ્યાં. અને આ બધાની આસપાસ એક મોટો વિસ્તારવાળો ગઢ બંધાયો. અણહીલવાડ માત્ર ગઢ હતો તે પત્તન થયું.

મૂળરાજદેવની આણ ચારે તરફ વધવા માંડી. જુનાગઢના પ્રતાપી રાજાએ આણ સ્વીકારી, કચ્છે સ્વીકારી, લાટે સ્વીકારી; અને આખા પ્રદેશના રાજવીઓમાં પાટણનો નરેશ અગ્રસ્થાન પામ્યો. ઝાલોર, મારવાડ ને સ્થાનક (થાણા) ના નરપતિઓ તેમની મૈત્રી શોધતા થયા. ઉજ્જયણીના ચક્રવર્તી રાજાઓ આ પ્રબલ થતા જતા પડોશીને ડગતો રાખવા અનેક પ્રયોગો કરી રહ્યા, પણ એકેમાં સફળ ન થયા. અને મૂળરાજદેવ કૈલાસવાસી થયા ત્યારે અણહીલવાડ પાટણ પશ્ચિમનું પાટનગર બની ગયું.

મૂળરાજદેવના કુલદેવતા ભગવાન્ સોમનાથ હતા. ભગવાનની પણ તેના વંશજો પર મહેર હતી; અને મૂળરાજદેવના પુત્ર ચામુંડ અને તેના પુત્ર દુર્લભસેનની ગ્લાનિ ને દુંકબુદ્ધિથી ધરણી ધ્રુજવા લાગી ત્યારે લકુલેશાસનના અધિષ્ઠાતા ને સોમનાથના મઠાધિપતિ ગંગ સર્વજ્ઞના આશીર્વાદથી ભીમદેવ ગાદી પર આવ્યા.

(૨)

આજે ભગવાનનું એ પરમધામ તોડવા ગર્જનનો હમ્મીર ધસી આવતો હતો ત્યારે ભગવાનની કૃપાથી બાણાવલિ ભીમ જેવો પ્રતાપી વીર પાટણની ગાદીએ હતો. એણે યવનનો વિનાશ કરવાનું વ્રત લીધું. જે લોદ્રોદ્રનો રાજા ન કરી શક્યો, વીર આનંદેવ ન કરી શક્યા તે કરવા એ તત્પર થયા. એની વીર હાક ગામે ગામમાં સંભળાઈ અને કચ્છ ને સોરઠ, શ્રીમાલ ને ગુજરાત, લાટ ને કોંકણના વીરોના હૈયામાં તેનો પ્રતિધ્વનિ થયો. જે દેશો હતા તે પ્રાન્તો થઈ ગયા; પાટણ પર બધાની દૃષ્ટિ ઠરી; જુદી જુદી પ્રજા હતી તે એક ઝંડા નીચે આવવા તલસી રહી; પ્રતિસ્પર્ધી રાજાઓ પાટણના પતિની આજ્ઞા ઉઠાવવામાં મોટાઈ માનવા લાગ્યા. ભૃગુકચ્છથી દદ્દો ચાલુક્ય આવ્યો, પેઢીઓનું વેર વીસરી જુનાગઢનો રાજા રત્નાદિત્ય આવ્યો; કચ્છથી કમો લાખાણી આવ્યો; આબુથી ત્રિલોચનપાલ પરમાર આવ્યો. ભગવાન સોમનાથનું સંરક્ષણ દ્વારિકાથી વાંસદા ને દમણથી આબુ સુધી દરેકનો પરમ મનોરથ બની ગયો, અને બાણાવલિ ભીમદેવ મહારાજ એ મનોરથ સિદ્ધ કરવાનું સાધન લેખાયા. પાટણ સ્વધર્મસંરક્ષણ અને સ્વાધીનતાની અભેદ્ય મૂર્તિ બન્યું. એક વીરની આજ્ઞા, એક નગરનો પ્રેમ, અને આક્રમણનો વિરોધ કરવાનો એકાગ્ર તલસાટ—એ ત્રણે મળી ગુર્જરાતની એકતા અને પાટણની મહત્તા રચી.

ભીમ બધા વચ્ચે વિદ્યુતની માફક ચમકતો. કોઈ દેકાણે તે વીરતા પ્રોત્સાહનો તો કોઈ ઠેકાણે ભયંકર કોપથી શિથિલતાને ડામતો. એની વિશાળ આંખોમાં યુયુત્સાની ઝનુન જ્વાળા જ ઝરતી. કોઈ વાર તે ઘોડેસ્વાર થઈ આસપાસમાં ફરી નગીના ને ઉત્સાહની જ્યોત

ગારી આપી આવતા. ઘણી વાર સૈનિકોની વ્યૂહરચનામાં મશગુલ રહેતા. એમનો ઢંઢેરો ગામેગામ ફરી ગયો હતો કે મરદ માત્રે યવનોની સામે થવા આવી પહોંચવું. અને આ નિમંત્રણથી આકર્ષાઇ જોજનોથી રોજરોજ શૂરવીરો સમરાંગણનો મહોત્સવ રચવા આવી પહોંચતા. આ બધાને શસ્ત્રસજ્જ કરવા, તેમને આયુધોનો ઉપયોગ શીખવવો, તેમને ટુકડીવાર ગોઠવવા, તેમની દરેક હાજતો પુરી પડે તેવી યોજનાઓ કરવી અને કોટનો કાંકરે કાંકર અવિશુદ્ધ રાખવો એ કામમાં ભીમદેવ અને વિમલ મંત્રી રાત ને દિવસ રોકાયલા રહેતા.

આ ઉત્સાહની વાતો ગામેગામ થઇ રહી. તેની પ્રેરણાથી ઘેરઘેર વીરની વધાય દેવાતી, ઉત્સાહે ઘેલા યુવકોની છાતી ફાટફાટ થતી, વીરાંગનાઓ ભયથી ધબકતે હૈયે કુંકુમ-કેસરે વધામણાં દેતી. યવનોનું આક્રમણ ખાળવા તત્પર બનેલા અપ્રતિરથ ભીમની દંતકથા સાંભળી સાંભળી યુદ્ધોત્સાહનો ઉદધિ ઉછળ્યો. અને આ સાગરના મંથનના ગેરસમો ને હસતે મુખે ને શ્રદ્ધાળુ હૈયે વચ્ચે ઘુમી રહ્યા.

રાજગઢની એક નાનકડી ઓરડીમાં દામોદર મહેતા બેઠા હતા. કેટલાય દિવસો થયાં એમની આંખે પણ નિદ્રા નહોતી વરી. એમની પાસે હમ્મીરના વિજયપ્રયાણની ખબર આવતી અને એમની ચિંતા વધતી હતી. એમણે પહેલાં તો પાટણનાં વૃદ્ધો, સ્ત્રીઓ ને બાળકોને પાવાગઢ મોકલી આપ્યાં; વેપારીઓને ખંભાત ને ભરુચ રવાના કર્યા; અને નિરુપયોગી જનસમૂહને દૂર ભાગી જવાની સોઇ કરી આપી. હમ્મીર પાટણને ઘેરો ઘાલે તો તે લાંબો સમય ટકે તેથી તેમણે ચારે તરફથી અનાજ મંગાવી કોઠારો ભરાવ્યા. ગામના જળાશયોમાં મહીનાનું પાણી ભરાવી દીધું. ખંભાતમાં જહાજો એકઠાં કરી તેમને યુદ્ધ માટે તૈયાર કર્યાં. આસપાસના દરેક રાજાઓના દરબારમાં ભીમદેવના સંધિવિગ્રહક તરીકે એમણે કામ કર્યું હતું એટલે તેમની સાથે વાટાઘાટ ચલાવવી, તેમનાં સૈન્યો મંગાવવાં, જે માંગે તેને પૈસાથી રીઝવવા એ કામ પણ એમને જ માથે પડ્યું.

પણ આટલેથી તેમને અત્યારે સંતોષ નહોતો ગુજરાતનાં ગામે ગામની વ્યવસ્થા તેમણે માથે લીધી હતી. ગરજનના હમ્મીરનું ઘાતકીપણું જે દરેકની બત્રીશીએ ચડ્યું હતું, તેને અવકાશ ન મળે તેથી એમણે બધા ગામોમાંથી સ્ત્રીઓ ને બાળકોને સુરક્ષિત સ્થળે મોકલાવી દેવાની પેરવી કરી હતી.

આ બધું કામ હસતે મુખે ને મીઠું બોલે આ નાગરશિરોમણિ કર્યા જ કરતા. વિમલ મંત્રીની વાત ખરી હતી; કોઇ દહાડો એમનો મિજાજ ગયો હોય એમ કોઇએ જોયું કે જાણ્યું નહોતું. બીકમાંથી રસ્તો કાઢવાને તે સદાય તૈયાર રહેતા.

આ હમ્મીરને અટકાવવાને શરૂ ગુજરાત તત્પર થતું હતું.

( ૩ )

આજે ત્રણ દિવસ થયાં એક જ વાત દરેક સૈનિકને મોંઢે હતી અને દરેક સામાન્ય

હૈયામાં અશ્રદ્ધા પ્રગટાવતી હતી. કહેવાતું કે રણના રાજવી મનાતા ઘોઘાબાપાને હમ્મીરે હણ્યા હતા, અને તેમનું ભૂત સોમનાથ ભગવાનને બચાવવા ગુજરાત તરફ આવ્યું હતું. ઘણાએ એ ભૂત જોયું હતું; કેટલાકે તો તેની સાથે વાત પણ કરી હતી. તે કહેતું હતું કે હમ્મીર બહુ જબરો છે એટલે બધાએ જંગલોમાં ભરાઇ જવું, અને એ જાય એટલે પાછળથી એને રંજાડવો. આ વાત બધા કરતા હતા ને જેમ વાત ચોળાતી તેમ તેમનાં બહાદુર હૈયાં કૈં કૈં સંભવિતથી અસ્વસ્થ થતાં હતાં. આ વાત ખોટી નહોતી સૈનિકો કહેતા, ભરજવાળ ગઢવી જેણે પોતે ભૂત જોયું હતું ને વાત કરી હતી, તે પોતે પાટણ આવી લાગ્યા હતા ને મહારાજ ભીમદેવ સાથે એમણે એ વિશે વાત કરી હતી એમ પણ કહેવાતું કે બાણાવળિએ એ વાતને હસી કાઢી હતી. પણ હસી કાઢે કે ખરી વાત ખોટી થાય છે? લોકોએ શંકાશીલ હૃદયે ડોકું ધુણાવવા માંડ્યું

કેટલાકે એવી વાત ચલાવી હતી. ઘોઘાબાપાનું ભૂત એ જુવાન હતા તેવું હતું. એની આંખો કારમી હતી. જાણે ચીતા પરથી ઊતર્યો હોય એવી ધોળી ફૂક તો એમની ચામડી હતી. એમને ગળે પણ મોટો ઘા હતો, જેમાંથી લોહી ટપકતું. આ વર્ણન એટલી વાર કરવામાં આવ્યું હતું કે જાણે જાતે જ ભૂત જોયું હોય એમ એમની આકૃતિ આખા પાટણમાં દરેક જણને પરિચિત બની ગઇ.

પાટણની ચારે તરફ જોજન સુધી દિને દિને વધતી જતી સેનાનો પડાવ હતો. તેને સીમાડે એક સાંજના પહોર કેટલાક ચોકીદારો બેઠા બેઠા ગપ્પાં મારતા હતા. ગપ્પાંનો વિષય ઘોઘાબાપાનું ભૂત હતો—એ સિવાય બીજો વિષય જડવો મુશ્કેલ હતું. એટલામાં દૂરથી ધૂળ ઉડતી જણાઇ અને ચોકીદારો વાત અધૂરી મૂકી, શસ્ત્ર સજ્જ કરી, તે તરફ ધ્યાનથી જોવા બેઠા. સૌરાષ્ટ્રને રસ્તેથી ચાર સાંઢણીઓ ઝપાટાબંધ આવતી હતી. એક ચોકીદારે હોકારો કરી થોડે દૂર બેઠેલા સૈનિકને ચેતવ્યો, અને એ પ્રમાણે ચારે તરફ હોકારાના સંદેશા ફરી વળ્યા.

એક ચોકીદાર પહેલી સાંઢણીવાળાને મળવા આગળ ગયો. એ સાંઢણી પર એક યુવક બેઠો હતો, જે નજરે પડતાં ચોકીદારનાં હાંજા ગગડી ગયાં. એજ કારમી આંખો—એજ ચીતા પરથી ઊઠ્યા હોય એવી ચામડી—એજ ગળા પર આડો ઘા!

'કોણ છો?" તેણે થરથર ધ્રૂજતાં પૂછ્યું.

"ચોહાણ છું. સોમનાથથી આવ્યો આવ્યો છું—ભીમદેવ મહારાજને મળવા."

"ઘોઘાબાપા!" ચોકીદારથી બોલાઇ ગયું. તે યુવક હસ્યો નહીં; ભૂત કૈં હસે! તેણે ના પણ ન પાડી; ખરી વાત હોય તો કૈં ના પડાય! સાંઢણીવાળો આગળ વધ્યો.

બીજા ચોકીદારે શબ્દ ઝીલી લીધા "કોણ, ઘોઘાબાપાનું ભૂત?" તેણે પણ ભૂતને ઓળખ્યું ને તે અવાક્ થઇ ગયો.

ત્રીજાની પણ એજ વલે થઇ. સૈનિકે સૈનિકે એ શબ્દ પ્રસર્યો ને સાંઢણીવાળો યુવક બેફિકર આગળ ધપતો રાજગઢ તરફ ચાલ્યો

જ્યારે યુવકની સાંઢણીઓ રાજગઢ પાસે પહોંચી ત્યારે તેના દરવાજા આગળ સૈનિકોની મેદની ઉભી હતી. રાત પડવા આવી હતી. યુવકે પોતાની સાંઢણી બેસાડી અને તેના પરથી તે અને એક વૃદ્ધ બ્રાહ્મણ બે જણ ઉતર્યા. આ નવા આવનારને સૈનિકો વિંટાઇ વળ્યા.

"મારે ભીમદેવ મહારાજને મળવું છે. સોમનાથ પાટણથી સંદેશો લઇ આવ્યો છું."

એકદમ એક વૃદ્ધ ગઢવી ગઢના દરવાજામાંથી બહાર આવ્યો, અને ઉભી રહેલી ઠઠને હાથવતી દૂર કરવા લાગ્યો. તેની સાથે એક મશાલચી હતો. બધાએ માગ આપ્યો, અને વૃદ્ધ પેલા યુવકની સામે જ આવ્યો. તેણે યુવકને જોયો, ને તેની આંખો આકુળ વ્યાકુળ થઈ ગઈ. તેણે ગાંડાની માફક આંખે હાથ દીધા, અને જેમતેમ કરતાં તેનો સાફો તેણે સીધો રાખ્યો.

"ઘોઘાબાપા! ઓ મારા બાપ!" કહી બે હાથ સાફા પર રાખી અરજણ ગઢવી પાછા રાજગઢમાં જવા લાગ્યા. સૈનિકોના હોશકોશ ઉડી ગયા.

"અરજણ ગઢવી! કહો ભીમદેવ મહારાજને કે હું અગત્યને કામે મળવા માગું છું."

અરજણ ગઢવી ને તેનો મશાલચી ઝપાટાબંધ અંદર ગયા, અને અંધારામાં સામંત અને તેનો વૃદ્ધ સાથી ત્યાં ઉભા. જોતજોતામાં ત્યાં ઉભેલા સૈનિકો વીખરાઈ ગયા. ઘોઘાબાપાના ભૂતની સાથે ઉભા રહેવાની કોઈને હીંમત નહોતી. ધીમે ધીમે યુવક એની પાછળ ગયો.

અત્યારે એક પ્રશ્ન વણઉકેલ્યો રહ્યો હતો. આગળ વધી હમ્મીરની સામે જવું કે તૈયાર થઇ રહી અહીંઆં જ યુદ્ધ આપવું.

"હું તો નક્કી જ કરી બેઠો છું કે આગળ ધસવું. પહેલો ઘા તે રાણાનો," ભીમદેવે કહ્યું. "આપણા આ સૈન્ય આગળ એનો શો હીસાબ છે?"

દામોદર મહેતાએ હસીને શિર ધુણાવ્યું. "મહારાજ ! જે આટઆટલા સૈન્યો હરાવીને આવ્યો તેની અવગણના કેમ થાય?"

"પણ આપણું સૈન્ય તો જુઓ. ને આવશે તે પહેલા તો એનાથી સવાયું થઇ જશે અને એ થાકેલો, ને આપણે તાજા."

"ને એને તો દેશ અજાણ્યો," જુનાગઢના રા' રવાએ કહ્યું.

"એને તો રણ ઓળંગવું હતું. આગળ વધીએ ને હાર ખાઇએ તો એને પ્રભાસ પાટણનો રસ્તો મોકળો મળે. અહીંઆં એ પાટણને ઘેરો ઘાલીને પડે તો છ મહીના નીકળી જાય."

"અને એ થાકે ને જુદો," ત્રિલોચનપાળે ઉમેર્યું.

"ના, ના," ભીમદેવે દઢતાથી કહ્યું, "આ આપણા સૈન્ય સાથે હું પાટણના કોટમાં ભરાઇ બેસું તો મને લાંછન લાગે." બોલતાં બોલતાં ને ઘુંટણીયે પડી ટટ્ટાર થઇ ગયા. "મારે તો વીજળી પડે તેમ એના પર તૂટી પડવું છે, અને એના લશ્કરને જમીનદોસ્ત કરવું છે. ત્રિપુરના આ અવતારનો વિનાશ કરવા તો મહાદેવજીએ મને જન્મ આપ્યો છે. મહેતાજી, અમે આગળ ધસીશું—અમને કોઇ રોકી શકશે નહીં—ગુજરાતીઓના બાહુબળે અમે આ વિદેશીને ભગાડી મુકીશું. આપણામાંથી જે કાયર હોય તે ભલે પાછા ઘેર જાય. અમે તો આગળ જ વધીશું ને હમ્મીરનો પરાજય કરી અમારી કીર્તિ અમર કરીશું." અને ભીમદેવની આંખમાંથી ગર્વના તેજ ખરવા લાગ્યાં.

"ધન્ય છે, ધન્ય છે," એમ ત્યાં બેઠેલા ઘણા શૂરવીરોના મોઢામાંથી નીકળી ગયું. એમની રગોમાં પણ નવચેતનના ચમકારા થયા.

"પણ રણને થાકેલો એ કરવાનો શું છે?" રા' રવાએ ધીમેથી દામોદર મહેતાને કહ્યું. બધાને લાગ્યું કે આ મંત્રી નાહક ડર્યા કરે છે.

"જો રણ ઓળંગતાં ન થાક્યો તે આ રસાળ ભૂમિમાં આવતાં થાકશે?"

"થાકશે નહીં તો થકવીશું. તમે, મહેતાજી, પાટણ રહો ને પાછળથી અમને મદદ પુરી પાડજો. મારા હૃદયમાં અચળ શ્રદ્ધા છે. આ દૈત્યના દર્પને ચૂરો કરી પવિત્ર ગુર્જરભૂમિને ફરીથી અમે પવિત્ર કરીશું. ભગવાન સોમનાથની સહાય છે ત્યાં એ મદન કોણ! કેમ

ખરી વાત ને?" તેણે આસપાસ બેઠેલા વીરોને પુછ્યું.

"ખરી વાત–ખરી વાત," ઉત્સાહથી તેમણે જવાબ દીધો.

વૃદ્ધ કમા લાખાણીની એક આંખ પણ ઉગ્ર થઇ ગઈ. "ચુડીયો પહેરી કે બેઠા છીએ શું?" તેણે બરાડો માર્યો.

"કોની મગદુર છે કહે?" ભીમદેવે ઉછળીને કહ્યું.

"અન્નદાતા! ઘોઘાબાપા" જાણે આજ સવાલનો ઉત્તર હોય તેમ દોડતા ગભરાતા આવતા અરજણ ગઢવી ખંડમાં આવતાં બોલ્યા. તેના સાફાનું ઠેકાણું નહોતું અને તેની આંખોમાં ભય હતો એના હાથ થરથર કાંપતા હતા. એને આમ જોઈ બધા ચકિત થઇ ગયા.

"શું છે ગઢવી?" સખ્તાઇથી ભીમદેવે પુછ્યું; "શું થયું છે?"

"અન્નદાતા, ઘોઘાબાપા આવ્યા છે," અરજણે કહ્યું ને આંખે હાથ દઈ દીધા. અને બધા બેઠેલા ઉભા થઇ ગયા. અકલ્પ્ય ડર બધાના હૃદયમાં પેઠો. ભીમદેવ એકલા જ ધ્રુજતા ગઢવી તરફ અધીરાઇથી જોઈ રહ્યા.

"ગઢવી, આવવા દો જે હોય તેને. કાળભૈરવ પોતે હોય તોય મને વાંધો નથી."

પાછળથી સામંત આવી લાગ્યો—સ્વસ્થ, સખ્ત ને શીઘ્ર, એકાગ્ર સ્થિર આંખ આખી સભાને માપતો. એજ આંખો, એજ ચામડી. એજ ઘા!

"મહારાજ! હું ઘોઘાબાપાનો પૌત્ર સામંત છું" કહી તેણે ભીમદેવને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. "ભીમદેવ મહારાજનો જય! જય સોમનાથ!" વિમળે તેને તરત ઓળખ્યો, અને બધા સ્વસ્થતા પ્રાપ્ત કરે તે પહેલાં કહ્યું "ચોહાણ વીર, પધારો."

ભીમદેવ આગળ આવી સામંતને ભેટી પડ્યા. "ચોહાણ વીર! તમારા કુળે રજપૂતોની ઇકોતેર પેઢી તારી. આવ, આવ."

સામંત વિનય સાથે પણ દૃઢતાથી ભીમદેવના વિશાળ બાહુમાંથી છુટો પડ્યો, અને અલગ, સખ્ત ને બાવરીશો જરા દૂર ઉભો. અને આ જીવતો માણસ હતો એમ ધીમે ધીમે બધાની ખાત્રી થઇ. અરજણ ગઢવી એકલા જ આ વાત માની શક્યા નહીં.

"બેસો, ચોહાણ!" ભીમદેવે સામંતનો હાથ લઇ તેને પોતાની સામે બેસાડ્યો. સામંત બે પગ વાળી માનભેર બેઠો. "ક્યાંથી આવ્યા? શા ખબર લાવ્યા છો?"

"હું ગુરુદેવ ગંગ સર્વજ્ઞ પાસેથી આવ્યો છું."

"પ્રભાસથી! તમે ત્યાં ક્યારે ગયા?" દામોદર મહેતાએ કહ્યું.

"હું હમ્મીરની સેનામાંથી છુટો પડ્યો એટલે બારોબાર પ્રભાસ ગયો. બહાર અમારા ગુરુ નન્દીદત્ત ઉભા છે."

(અનુસંધાન પૃ. ૧૦૨૮)

# બિચારો કવિ

અશોષ

રા. રા. કવિ પંચવદનભાઈ,

તમારા કાવ્યસંગ્રહ—ચંપાનાં ફૂલ-ની જે એક સો નકલો તમે આજથી છએક માસ પહેલાં અમારે ત્યાં નંગઠ મૂકી હતી તે પાછી લઈ જવા કે પાછી મંગાવી લેવા સત્વર વ્યવસ્થા કરશો.

આજ સુધીમાં એ પુસ્તક ખરીદનાર કોઈ જ ભૂલ્યેચૂકયે પણ ન નીકળી આવ્યું એ નવાઈ જેવું લાગે છે. તે માટે જાહેર ખબર અને અવલોકનની બાબતમાં તમે બેદરકારી બતાવી છે એ જ કારણ છે, છતાં બારપંદર દિવસે તમારા તરફથી હિસાબ વગેરેની ઉઘરાણી તો હોય જ! જાણે અમે એ એક જ પુસ્તકનું વેચાણ કરવા બેઠા હોઈએ!

અમે સલાહ આપીએ ત્યારે તમને-લેખકોને-કડવું લાગે છે. પણ આવી કઢંગી-કદરૂપી-હાલતમાં ચોપડી છપાવતા પહેલાં અમારા જેવા કોઈ જાણકારની સલાહ લીધી હોત તો તમને ઉપયોગી થઈ પડત. અને કીંમત રાખવામાં પણ તમે કાંઈ નિયમ જાળવતા નથી. અંદરના લખાણની કીંમત તમારે મન ગમે તેટલી હોય છતાં એ જાહેરમાં ન મૂકાય એનું નામ વ્યવહારકુશળતા.

તાજેતરમાં પ્રગટ થયેલા ઘણાખરા કાવ્યસંગ્રહો તમે જોયા જ હશે. તે બધામાં રૂપરંગ પર કેટલું લક્ષ આપવામાં આવ્યું છે તેનો વિચાર તમે કર્યો હોત તો પણ તમારું પુસ્તક તમે સુધારી શક્યા હોત. પણ આ બધી સલાહ અત્યારે તો નિરુપયોગી છે. તમને કદાચ ભવિષ્યમાં પ્રકાશન કરો ત્યારે કામ આવે એમ ધારીને લખું છું.

પણ અઢી વરસ ગુમાવ્યાં. પણ પરિચયને બદલે ટૂંકો સરખો અભિપ્રાય પણ ન મળ્યો. એકે પોતાની નાજુક તબિયતનું અને બહુ વ્યવસાયનું કારણ જણાવ્યું, બીજાએ મારો કે મારા માનસનો બીલકુલ પરિચય નથી એવું કારણ જણાવ્યું.

જાહેરાત વગેરેમાં અમે તમારે હિસાબે તદ્દન અકુશળ એ હું સ્વીકારું છું. છતાં વર્તમાનપત્રો અને માસિકોને બબ્બે નકલો મોકલાવેલી. વર્તમાનપત્રોમાંનાં ઘણાંખરાં અવલોકનો કાવ્યો વાંચ્યા વગર જ લખાયેલાં. માસિકોમાં કોઈકે પુસ્તકનો સ્વીકાર કર્યો છે. અવલોકન માટે એમને અવકાશ મળે ત્યારે ખરો. આ ઉપરાંત સીધી જાહેરાત કરવાની મારી શક્તિ નથી. વળી એ બધાં પત્રોના અધિપતિઓના કે અવલોકન લખનારના પરિચય સાધતાં તો કદાચ મારે બે દશકા વીતાવવા પડે. આવી પરિસ્થિતિમાં મેં જાતે આ પ્રકાશન કર્યું તે ડહાપણ નથી કર્યું એમ તમે અને તમારા જેવા અન્ય માને એ સ્વાભાવિક છે.

વાર્તાઓ કે નવલકથા લખવાની તમારી વ્યવહારુ સલાહ માટે આભાર માનું છું. જીવનમાં અને સાહિત્યમાં કવિતા સાથે એ સ્વરૂપને પણ અવકાશ છે એ હું સમજું છું. પણ માત્ર સૂચના કે સલાહથી જ સર્જન થતાં હોત તો આ જવાબને બદલે તમને એક વાર્તાસંગ્રહ જ મળત. છતાં સર્જક પોતાના સર્જનનો ઝોક વાળી શકે તો તમારી સલાહ ઘણી કીમતી થઇ પડે,

મારા એક સ્નેહીને 'ચંપાનાં ફૂલ'ની તમારે ત્યાંની બધી નકલ હિસાબ કરીને લઇ જવાની મેં સૂચના આપી છે એટલે તમે એને સાચવવાના ત્રાસમાંથી સત્વર મુક્ત થશો. કોઈ રડ્યોખડ્યો ખરીદનાર આવે તો એ પુસ્તક અલભ્ય નથી એટલું જણાવશો તો કૃપા થશે. તમારી સલાહ માટે ફરીને આભાર માનું છું.

**લિ. પંચવદનનાં નમન**

## [પત્ર ૩ જો]

મહેરબાન શેઠશ્રી પૂનમલાલજીની સેવામાં,

આજ સુધી ગુજરાતી સાહિત્યનો ઉદ્ધાર માટે આપ જે આર્થિક મદદ કરતા આવ્યા છો તે જાણીને આ વિનંતિપત્ર લખવા પ્રેરાયો છું. આપના જેવાની મદદનું મહત્ત્વ સાહિત્યજગતમાં કેટલું છે તે અમારા જેવા સાહિત્યકારો વિશેષ સમજી શકે એમ મારું માનવું છે.

આ સાથે મારો કાવ્યસંગ્રહ નામે 'ચંપાનાં ફૂલ' હું આપને મોકલું છું. તે વાંચતાં આપને મારી યત્કિંચિત્ સાહિત્યસેવાનો પરિચય થશે એમ આશા છે. મેં એ

પુસ્તકનું પ્રકાશન જાતે જ કર્યું છે એટલે અત્યારે એ પ્રકાશનના ખર્ચના બોજા તળે દબાયેલો છું. આપ જેવા સાહિત્યપ્રચારક લોકો પ્રત ખરીદ કરે અને શાળાઓમાં કે બીજી કોઈ શિક્ષણસંસ્થાઓમાં એનો પ્રચાર કરે તો હું બોજામાંથી સત્વર જ મુક્ત થઈ જાઉં. બેશક એ માટેની મારી પાત્રતાનો નિર્ણય મારે આપ ઉપર જ છોડવાનો છે. અને જ્યારે ગુજરાતના અન્ય પ્રસિદ્ધ સાહિત્યકારોને આપે યથાર્થ નવાજ્યા છે તો મને ભય શાનો હોય! આવી મદદ મળતાં મારી સાહિત્યસેવાને જે વેગ અને ઉત્સાહ મળશે તે માટે પણ હું સર્વદા આપનો આભારી રહીશ.

હું નથી ધારતો કે કમાઈ કરવાની લાલચે આપને આ લખતો; એ માટે પ્રકાશન ખર્ચનો હિસાબ બીડેલ છે તે જોતાં આપને વિદિત થશે. અત્યારે તો મારો ઇરાદો અજાણતાં વહોરી લીધેલા આ બોજામાંથી છૂટવાનો જ છે. બેચાર મિત્રોની સલાહથી પરિચય વગર પણ આપને આ લખવાની હિંમત કરી છે તે સહન ક્ષમા કરશો. પણ તમારો પરિચય ગુજરાતી સાહિત્ય પ્રત્યેનું તમારું વાત્સલ્ય જાણનાર કોને નહિ હોય? તમારા જેવા વધારે દાનવીરો આપણા સાહિત્યક્ષેત્રમાં નથી એ ગુજરાતનું કમનસીબ છે નહિંતર ગુજરાતી સાહિત્ય અવશ્ય વિશેષ પ્રગતિમાન બને. આપને કાંઈ સલાહ આપવી એ ધૃષ્ટતા ગણાય, પણ હું અને મારા જેવા અન્ય લેખકો તો ઇચ્છે કે છૂટાછૂટક પૈસા વેરવાને બદલે આપ એક પ્રકાશનસંસ્થા ઊભી કરો અને તેનો લાભ ઊગતા લેખકોને આપો; કારણ કે મદદની ખરી જરૂર અમ જેવા ઊગતા લેખકોને જ છે. જેઓ પ્રતિષ્ઠિત થયા છે તેમની પાસે તો બીજે કોઈ પ્રકાશક જશે અને તે કહેશે તેવી શરતો સ્વીકારશે.

મેં જે પ્રકાશકને ત્યાં મારો અપ્રસિદ્ધ ગ્રંથ વેચવા મૂક્યો હતો તેનો જે પત્ર આવ્યો તેની નકલ આ સાથે મોકલી છે. તે પરથી અમારા જેવા લેખકોની કેવી દશા છે તેનો કાંઈક ખ્યાલ આપને આવી શકશે.

આપનું સાહિત્ય તરફનું મમત્વ પ્રતિદિન વધતું રહો અને તેથી ગુજરાતી સાહિત્ય વિશેષ સમૃદ્ધિ મેળવે એમ ઇચ્છતો,

હું છું, ગુજરાતી સાહિત્યનો એક નમ્ર સેવક.

પંચવદન

[પત્ર ૪ થો]

શ્રી. કવિ પંચવદન જોગ,

તમારો પત્ર તથા તે સાથે મોકલેલી ભારી વિગત મળી છે. પુસ્તકો અને ગ્રન્થકારોને મદદ કરવામાં મારી જાતે નિર્ણય કરતો નથી. પણ એમના પરિચિત અને ચોપડીઓ

વાંચવામાં રસ લેનારા બેપાંચ ગૃહસ્થોના અભિપ્રાય પૂછાવે છે. તમે એક જ ચોપડી મોકલી હતી એટલે બધાને પૂછાવવું અનુકૂળ પડયું નથી. પણ અહિં જ રહેતા તેમના એક મિત્ર રા. લક્ષ્મણસિંહ જેઓ અત્રેની મ્યુનિસિપાલિટીમાં સભ્ય છે તેમના અભિપ્રાય માટે મોકલતાં, તેમનો અભિપ્રાય મદદ માટે ન આવવાથી તમને કાંઈ પણ મદદ થઇ શકે તેમ નથી તે જાણશો. છતાં આવું કાંઇ તમારે છપાવવું હોય તો અર્પણપત્રિકાનો વિચાર કરીને પહેલેથી જણાવવું. વળી અત્રેની એક ગુજરાતી સભાના મંત્રીને પૂછતાં તેઓ પણ તમારા વિષે કાંઇ જાણતા નથી. તેમની લાયબ્રેરીમાં પણ તમારૂં પુસ્તક છે નહીં. માટે જ્યાંસુધી તમે પોતે કાંઇક જાણીતા ન થાઓ ત્યાંસુધી તમને શેઠશ્રી તરફથી કાંઇ પણ આર્થિક મદદ મળી શકે તેમ નથી તે જાણશો. આ બાબતમાં હવે વિશેષ પત્રવ્યવહાર કરવાની જરૂર નથી.

લિ. ગોપાળજી અંબારામ,
શેઠ પૂનમલાલના સેક્રેટરી.

[ પત્ર ૫ મો ]

ચિ. ભાઇ,

તારા તરફથી ઘણા વખત થયાં પત્ર નથી તો ચિંતા થાય છે માટે તરત કાગળ લખજે. ગઇ કાલે જ શશીની પહેલી વર્ષગાંઠ ગઇ અને એને બીજું વરસ શરૂ થયું છે. હવે તું લખે ત્યારે એને અને એની માને મોકલાવી આપું. અહીં તેડવા આવવાનો નકામો ખરચ કરીશ નહિ. મારો વિચાર તો હમણાં અહિં જ રહેવાનો છે.

બીજી એક ખાસ બાબત જણાવવાની કે પરસોત્તમ કાકા તેમના સવાબસો રૂપિયાની ઉઘરાણી કરવા આવ્યા હતા. અને હવે તું કમાતો થયો છે એટલે નકામું એમનું દેવું રાખી વ્યાજ ચડાવવું નહિં એમ કહેતા ગયા છે. તેમાં દોઢસો રૂપિઆ તો આપણે વહુના સીમન્ત વખતે લીધેલા અને આજે શશીને પણ એક વરસ પૂરું થઇ ગયું છતાં તે આપણે આપી શક્યાં નથી. શહેરમાં સાચવીને રહેવું અને બનતી કરકસર કરવી.

તેં છાપેલી ચોપડી મોકલી હતી તે તો બહેન એને સાસરેથી ચાર દહાડા આવી હતી તે લઇ ગઇ છે. મેં તો તારે કામની હશે એમ ધારીને સાચવી રાખી હતી. ચોપડીઓમાં તો ભણવા માટે જોઇતો ખરચ કરવો પડે. પણ બાઈ, જુની ચોપડીઓ મળતી હોય તો લેવી કે ખરચમાં બચત થાય. તું સમજુ છે એટલે વધારે લખવાની જરૂર નથી. ભગવાન આપણને સારી સ્થિતિ દેખાડશે. અહિંના તારા બાપજી તો તારાં ખુબ વખાણ કરે છે. કાગળનો જવાબ જલદી લખજે,

લિ. તારી માતુશ્રીના આશીર્વાદ

# શ્રમજીવીનું સવાર

: ઢાળ :

હવે પોઢયા જાગોને મ્હારા પ્રાણીયા !
તોડી સમણાંની સૃષ્ટિના તાર, ઘેરાતો પોકાર, સુણો રે સોસો શંખનો.
પ્યારી પાછલા પ્હોરની નિંદરા !
જાણું છું તારાં પ્રેમનાં પૂર, રવિવાર દૂર, લાચાર છું લાડલી !
વીરા, વસો વસંતના વાયરા !
કુંજો હવે ને ધનિકનાં ધામ, નથી અહીં કામ, હોસ્નીઆ ઘેરાય છે.
વનની વાટે વળો રે વ્હાલાં પંખીડાં !
ઘણું ગમે તમારૂં ગાણું, મોંઘું થાયે ભાણું, હવે ના પોષાય છે
મ્હારા ભવનાં ભાગીદારણ ભામિની !
ઉઠોઉઠો વીતી ગઇ રાત, થવા આવ્યા સાત, મિલે મોડું થાય છે.
ત્હમે આજ સુવાડોને પારણે,
એને કરવી છોડો હવે કોટિ, બનાવોને રોટી, માનોરે મ્હારાં માતુની !
ત્હમે એવું અતિથિ ! ના લાવશો,
ઘણું ઘણું તમોમણી માન, છતાં રહેતું ભાન પળે રે પળે પેટનું.
ત્હમે કોપશો ના કોટિ-અર્જી !
રૂધિર આપીને રેડશો લેવા, જવા ઘોને દેવા ! સેવા રે કરશે સંગિની.
બાઇસિકલ ! બાજી રે ત્હારા હાથમાં,
ગાડી ઉપરીની આગળ દોડે, હવે ત્હારે ખોળે, મ્હારી રે પવનપાવડી !
છેટીછેટી દોડામણી કલ્પના !
છેડ્યા સાચા જીવનના રંગ, તમોનાથી સંગ, દિને રે મ્હારે દોડાદડ
હવે ચિતડે ચમકો રે યંત્ર આંકડા,
ચમકો ચમકો મ્હેલે ચાટુ હારા, ભુંડા જીવન વાસ, પેટારે પોષી[2] ધંધા.

રમણીક અરાલવાળા

---

[1] 'રામલક્ષ્મણ વનમાં સીધાવતાં' એ ચાલ.
[2] આખા :

# પરિષદ વ્યાખ્યાનમાળા

(શ્રી. નર્મદસ્મારક વ્યાખ્યાનમાળા)

## ગુજરાતનો ઇતિહાસ

### કર્ણદેવ પહેલો-(વિ. સં. ૧૧૨૦ થી ૧૧૫૦)

દુર્ગાશંકર શાસ્ત્રી

કર્ણના પ્રકરણમાં પ્રબંધો કોઇવાર કેટલું ઓછું કહે છે એનો દાખલો જોવા મળે છે. દ્વયાશ્રયમાં તો કર્ણના કોઇપણ પરાક્રમનું વર્ણન કરેલું નથી. સ્વાભાવિક રીતે દ્વયાશ્રયકારના મન આગળ પોતાના આશ્રયદાતા સિદ્ધરાજના જન્મની વાત ઘણું મહત્ત્વ ધારણ કરે છે અને તેથી કર્ણનાં મીનળદેવી સાથેનાં લગ્નના પ્રસંગના અને સિદ્ધરાજના જન્મ-ઉછેર વગેરેના વર્ણન તરફ જ એ વળી જાય છે. આ રીતે કર્ણની ઉપેક્ષા થઇ છે. પાછળથી પ્ર. ચિં.કારે આશા ભીલને હરાવ્યાની[1] તથા કર્ણાવતી સ્થાપ્યાની વાત લખીને કર્ણનો થોડો ઉદ્ધાર કર્યો છે (પૃ. ૧૧૫-૧૧૬) અને મું. ગે.માં કર્ણ વિશે આ બે જ વાત લખી છે (પૃ. ૧૭૭-૧૭૮).

પણ કર્ણનો કાળ ખરી રીતે એવો બનાવહીન નથી. એના પોતાના મું. ગૅઝિટીઅર લખાયા પછી મળી આવેલા એક તામ્રપત્રથી કર્ણનું પ્રબંધોમાં ન કહેલું હોવા છતાં સૌથી મોટું પરાક્રમ જણાવાનું સાધન મળ્યું છે. અને આ પરાક્રમ તે લાટનો વિજય. પણ અહીં થોડો પૂર્વ ઇતિહાસ યાદ કરવો પડશે.

ચાવડા સમયમાં રાષ્ટ્રકૂટ રાજાઓને તાબે લગભગ આખું ગુજરાત હતું અને તેઓ દક્ષિણ ગુજરાત કે લાટમાં રાજધાની રાખીને રાજ્ય કરતા હોવાથી આખા ગુજરાતને લાટ મંડળ પણ કહેતા (જુઓ ઇ. એ. પુ. ૧૪ પૃ. ૧૯૯ તથા એ. ઇ. પુ. ૭ પૃ. ૪૯)

અને આ રાષ્ટ્રકૂટ સત્તા મૂળરાજના રાજ્યકાળના આરંભ સુધી વિદ્યમાન હતી, એ તો ચોક્કસ છે. પછી મૂળરાજના સમયમાં લાટમાં દક્ષિણના, રાષ્ટ્રકૂટ પછી થયેલા સત્તાધીશ ચાલુક્ય તૈલપના મહા મંડલેશ્વર બારપ્પનું રાજ્ય હતું એમ દ્વ્યાશ્રય (સ. ૬) કીર્તિકૌમુદી (સ. ૨ શ્લો. ૩,) સુ. સં. (સ ૨ શ્લો ૫) વગેરેના ઉલ્લેખોથી તથા એ બારપ્પના પૌત્ર કીર્તિરાજના શક સં. ૯૪૦ (વિ. સં. ૧૦૭૫)ના એરથાણના લેખથી ચોક્કસ જણાય છે. (જુઓ વીએના ઓ. જ. ગ્ર. ૭ પૃ. ૯૮) આ બારપ્પને મૂળરાજે હરાવ્યો હોવાનું ઉપર કહેલા પ્રબંધો કહે છે. પણ એ કથનો સાચાં હોય તો પણ એનો અર્થ ચડી આવેલા દુશ્મનને મૂળરાજે પાછો કાઢ્યો એમ જ કરવો પડશે પ્ર. ચિ. (પૃ. ૪૫) ના વર્ણનનો તો એવો સ્પષ્ટ અર્થ છે જ; અને લાટ દેશ મૂળરાજ પછી ઘણા વખત સુધી બારપ્પના વંશજોના હાથમાં હતો એ હકીકતથી પણ એ જ નિશ્ચય થાય છે.

મારી કહેવાની મતલબ એ છે કે મૂળરાજથી લાટ જીતી શકાયું નહોતું એટલું જ નહિ પણ મૂળરાજ પછી ભીમદેવ સુધીના રાજાઓ લાટને જીતી શક્યા નહોતા. દુર્લભરાજે કાંઈક પ્રયત્ન કરેલો પણ નિષ્ફળ ગયો. કારણ શક સં. ૯૭૨ (વિ સં. ૧૧૦૬)નું બારપ્પથી પાંચમી પેઢીના ત્રિવિક્રમપાલનું એરથાણનું તામ્રપત્ર મળ્યું છે (પ્રા. લે. મા. નં. ૭) આ લાટનો વિજય કરીને કાયમ માટે એ પ્રદેશને ગુજરાતનો એક ભાગ બનાવી દેવાનું મહાકાર્ય કર્ણદેવે કર્યું. છતાં એ કાર્યનું અલ્પ પણ સૂચન કોઈ પ્રબંધમાં નથી. કર્ણ વિ. સં. ૧૧૩૧ ના નવસારી તામ્રપત્રથી આ વિજયની આપણને ખબર પડે છે. આ તામ્રપત્રમાં લખ્યું છે કે ચૌલુક્યકુળના રાજ્યમાં તેના સેવક (तत्पादपद्मोपजीवी) અને મહામંડલેશ્વર મોનકી વંશના દુર્લભરાજે લાટ દેશના નાગસારિકા વિષય (નવસારી જીલ્લા)માંથી નડિયાદપદ્રકમાંનું ખમજા ગામ દાનમાં આપ્યું છે. (જુઓ ગુજરાતી સાહિત્ય પરિષદના રિપોર્ટમાં છપાયેલું ખમલાછાનું તામ્રપત્ર).

આ દાનપત્રમાં 'વિજયમાન નાગસારિકા વિષય' એ રીતે શબ્દો છે એ ઉપરથી તરતમાં એ પ્રદેશને જીત્યો હોવાનું અનુમાન થાય છે. વળી આ દાનપત્રથી કર્ણે લાટનો વિજય કરીને નવા જીતાયેલા પ્રદેશની વ્યવસ્થા માટે અધિકારીઓની પણ નીમણુંક કરી દીધી હોવાનું નક્કી થાય છે.

કર્ણદેવે આ લાટના વિજય પછી દક્ષિણના ચાલુક્ય રાજાની પદ્ધતિ લેઈને ત્રૈલોક્યમલ્લનું બિરુદ ધારણ કર્યું હોય એમ મારું અનુમાન છે. આ બિરુદ એના પોતાના સુનકના વિ. સં. ૧૧૪૮ ના તામ્રપત્રમાં (જુઓ એ ઇ ગ્ર. ૧ પૃ. ૩૧૭, તથા એના વંશજોના ઘણાખરા લેખોમાં મળે છે.

મીનળદેવી સાથે કર્ણનાં લગ્ન-સિદ્ધરાજના સમયથી ગુજરાતમાં જૈનોનું પ્રાબલ્ય થયું એટલે સ્વાભાવિક રીતે સિદ્ધરાજની માતાના લગ્નની બાબતને જૈન પ્રબંધ-લેખકો મહત્ત્વ આપે પણ ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો ઉપર કહેલા લાટના વિજયને લીધે ગુજરાત અને દક્ષિણનો સંબંધ વધ્યો અને દક્ષિણના-ગોઆના કદંબવંશી રાજ

જયકેશીની પુત્રી મીનળદેવી સાથે ગુજરાતના રાજાનાં લગ્ન સંભવિત થયાં.

મીનળદેવીના પિતાનું જયકેશી નામ તથા દ્વયાશ્રયમાં એની રાજધાનીનું ચંદ્રપુર નામ એય ઇતિહાસસિદ્ધ છે. (જુઓ દ્વયાશ્રય સ. ૯ શ્લો. ૮૯ થી ૧૭૦ અને પ્ર. ચિં. પૃ. ૧૧૨-૧૧૩ અને મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૭૦, દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૩૭, ફ્લીટનું કેનેરીઝ ડીનેસ્ટીઝ પૃ. ૯૧ તથા કદમ્બકુલ પૃ. ૧૬૬ અને પૃ. ૧૭૯) પણ એ લગ્ન કેવી રીતે થયાં તે બાબતનું દ્વયાશ્રય અને પ્ર. ચિં. માં જે વર્ણન મળે છે તેમાં કેટલોક તફાવત છે. પ્ર. ચિં. માં પૂર્વ જન્મના સ્મરણની જે વાત છે તેને તો ચમત્કારકોટિની ગણી વિચારક્ષેત્રમાંથી બાદ કરવી પડશે. બાકી જે વૃત્તાન્ત રહ્યો તેમાં મીનળદેવી જાતે પિતાનાં માણસો સાથે પાટણ આવે છે, કર્ણ છુપી રીતે તેને જુએ છે અને પછી કર્ણને નહિ પરણી શકે તો પોતે બળી મરશે એવી મીનળદેવીની પ્રતિજ્ઞા સાંભળીને કર્ણ તેને પરણે છે એટલી વાત દ્વયાશ્રય અને પ્ર. ચિં. માં સમાન છે. પણ આવી આકરી પ્રતિજ્ઞા મીનળદેવીને શા માટે લેવી પડી? પ્ર. ચિં.કાર કહે છે કે મીનળદેવી કુરૂપ છે એમ જોઈને કર્ણે એને પરણવાની ના પાડી; દ્વયાશ્રયમાં એ વાત નથી. અને સિદ્ધરાજના આશ્રયમાં રહીને લખનાર એવું લખી પણ શી રીતે શકે?

દંતકથા કેટલી ઓછી વિશ્વાસપાત્ર હોય છે એનો પણ એક દાખલો આ પ્રસંગમાં જોઈ લઈએ. કર્ણને મીનળદેવીથી સિદ્ધરાજ નામે પુત્ર થયો એ સર્વમાન્ય છે. પણ સિદ્ધરાજનો જન્મ પાલણપુરમાં થયો હતો એવું રાસમાળા (આ. ૩ પૃ ૧૪૫)માં સ્થાનિક દંતકથાને આધારે ફાર્બસ સાહેબે લખ્યું છે અને મુંબઈ ગેઝીટીઅર (પૃ. ૧૭૧) માં ઉતાર્યું છે. પણ એ ખોટું છે કારણ કે સિદ્ધરાજના જન્મ વખતે પાલણપુર શહેર હતું જ નહિ. સિદ્ધરાજના જન્મ પછી લગભગ સો વર્ષે આબુના પરમાર રાજા ધારાવર્ષના ભાઇ પ્રહ્લાદનદેવે પોતાના નામ ઉપરથી પ્રહ્લાદનપુર-પાલણપુર વસાવ્યું છે. (જુઓ પાર્થ પરાક્રમ વ્યાયોગનો ઉપોદ્ઘાત તથા 'ભારતકે પ્રાચીન રાજવંશ' ભા. ૧ પૃ. ૭૯).

પડોશી રાજ્યોના પ્રબંધો ઘણીવાર કસોટીનું કામ કરે છે તથાપિ પ્રબંધ કે પ્રશસ્તિનાં કથનોને ઐતિહાસિક કસોટી લગાડીને પારખું કરવાની આવશ્યકતા કેટલી છે એ એય વસ્તુ નીચેના દાખલાથી સ્પષ્ટ થશે.

વિ. સં. ૧૪૬૦ ની આસપાસમાં જૈન સાધુ નયચન્દ્રસૂરિએ હમ્મીર મહાકાવ્ય નામના કાવ્યમાં ચોહાણ હમ્મીરના એક પૂર્વજ દુઃશલે કર્ણને મારી નાખ્યો અને તેની રાજલક્ષ્મીને પોતે પરણ્યો એમ લખ્યું છે (સ. ૧ શ્લો. ૩૧) અને આ ગ્રન્થમાં તે દંતકથાનો આધાર લેવામાં આવ્યો હશે. ઘણું કરીને દંતકથાને આધારે ગુજરાતના પ્રબંધકર્તા રાજશેખરસૂરિ (વિ. સં. ૧૪૦૫) એ દુશલદેવે ગુર્જરત્રાના રાજાને બાંધીને તેની પાસે અજમેરમાં છાશ વેંચાવી એમ લખ્યું છે. (જુઓ ચતુર્વિંશતિ પ્રબંધ ફાર્બસ સભા સં. પૃ. ૨૬.) જો કે અજમેર ત્યારે સ્થાપ્યું નહોતું.

આ બેય ગ્રન્થોમાં સચવાયેલી દંતકથા બીલકુલ વિશ્વાસપાત્ર નથી. કારણ કે

(૧) હમ્મીરે મહાકાવ્યમાં દુર્લભ અને દુ.રાજ એ એક જ રાજાનાં નામ હોવા છતાં બે જુદા રાજા ગણવાની ભૂલ કરી છે.

(૨) અને ચોહાણ કુળના રાજાઓની પ્રશંસાને અર્થે અને ઉપરના બેય ગ્રન્થો કરતાં દોઢસો બસો વર્ષ જેટલા જૂના કાળમાં રચાયેલા પૃથ્વીરાજવિજયમાં એટલું લખ્યું છે કે "માળવાના રાજા ઉદયાદિત્યે ઉપર કહેલા દુર્લભ કે દુર્લભના ન્હાના ભાઇ સિદ્ધરાજની મદદથી ગુર્જર કર્ણને હરાવ્યો" (સ. ૫ શ્લો. ૭૬-૮૮) અને આ છેલ્લી વાતમાં સત્યાંશ દેખાય છે કારણ કે માળવા સાથે કર્ણને યુદ્ધ થયું હોવાની વાત જો કે ગુજરાતના ઇતિહાસના મુખ્ય સાધનરૂપ દ્વયાશ્રયમાં કે પ્ર. ચિ. માં નથી પણ સુકૃતસંકીર્તન (સ. ૨ શ્લો. ૨૩)માં તથા સુરથોત્સવપ્રશસ્તિમાં (શ્લો. ૨૦) માળવા સાથેના વિગ્રહનું થોડુંક સૂચન છે. અલબત્ત ગુજરાતનો લેખક કર્ણ હારી ગયો હતો એમ તો શેનો જ લખે! આ હકીકત ભાગ્યે વર્ષ પછી ઉપરની દંતકથા બની ગઇ. કારણ કે પ્રશસ્તિલેખકોનું એક ધોરણ બીજાની મદદમાં પોતાનો પ્રશસ્તિવિષય રાજા હોય અને તે બીજાએ વિજય મેળવ્યો હોય એ વિજયનો યશ મુખ્ય વિજેતાપાત્રનું સૂચન પણ કર્યા વગર પોતાના નાયકને આપવો એવું હતું. આ ધોરણના અનેક દાખલાઓ પ્રશસ્તિઓ અને પ્રબંધોમાં મળે છે.

## સિદ્ધરાજ જયસિંહ–વિ. સ. ૧૧૫૦ થી ૧૧૯૯.

સિદ્ધરાજનો જન્મ થયો ત્યારે એની ઉમ્મર કેવડી હતી એ વિષે પ્રબંધોમાં કાંઇક ફેરફારવાળાં કથનો છે. પણ એના રાજ્યનાં પ્રથમનાં વર્ષોમાં બાબાનોએ ઉચ્છૃંખલતા બતાવી હોવાનો સંભવ છે પણ એમાં કાંઇ વિશેષ તત્ત્વ નથી એટલે સિદ્ધરાજનાં બર્બરકજિષ્ણુબિરુદથી વિચારનો આરંભ કરવો ઠીક લાગે છે. દ્વયાશ્રયમાં (સ. ૧૨ શ્લો. ૫ થી ૮૦) આ બિરુદ મળવાનું કારણ નીચે પ્રમાણે આપ્યું છે: રાક્ષસોએ સિદ્ધપુર ભાંગીને ત્યાંના દેવાલયને તોડી નાખ્યાની ફરીઆદ ઋષિઓ પાસેથી સાંભળી સિદ્ધરાજ એ રાક્ષસો ઉપર ચઢી ગયો. અને બર્બરકને હરાવ્યો તથા હમેશ માટે પોતાનું સેવકપણું કબુલ કરાવી છૂટતો રહેવા દીધો. આ બર્બરક તે જ લોકકથાનો બાબરો ભૂત. અને ઉપર કહેલા ગ્રંથમાંથી બાબરા ભૂતને સિદ્ધરાજે રાત્રે સ્મશાનમાં શબ ઉપર બેસીને મંત્રશક્તિથી વશ કર્યાની લોકકથા સિદ્ધરાજના મરણ પછી પોણોસો એંશી વર્ષોમાં બહુ માન્ય થઇ ગઇ (જુઓ કી. કૌ. સ. ૨ શ્લો. ૩૮). એ હકીકત એ જમાનાના માનસની ચમત્કારચુંબી કલ્પનાનો આસ્વાદ દાખવે છે.

સિદ્ધરાજની કારકીર્દિમાંથી બીજો દાખલો લોકકથામાંથી ઐતિહાસિક અંશના પૃથક્કરણનો ઠીક સૂચક ગણાય એવો સોરઠવિજયનો લઇએ.

મૂળરાજના વૃત્તાન્તના પ્રસંગમાં કહ્યું જ છે કે દ્વયાશ્રયમાં વિસ્તારથી વર્ણવેલું સોરઠના ગ્રાહરિપુ ઉપર મૂળરાજે કરેલી ચઢાઇનું વર્ણન કલ્પિત માનવું પડે એવાં મજબુત ઐતિહાસિક પ્રમાણો છે, અને મૂળરાજ પછીના અને સિદ્ધરાજ પહેલાંના પાટણના કોઇ

રાજાએ પણ સોરઠ ઉપર વિજય મેળવ્યો હોય એવો પુરાવો નથી. કર્ણદેવે હાલનાં અમદાવાદની જગ્યાએ કર્ણાવતી વસાવ્યું અને એ રીતે સોરઠ જવાનો રસ્તો સરલ બનાવ્યો, અને સિદ્ધરાજે પ્ર-ચિં (પૃ-૧૩૪) કહે છે તેમ વઢવાણ વગેરે શહેરોમાં કિલ્લાઓ બંધાવી સોરઠ જીતવા પ્રયાણ કર્યું.

આ સોરઠવિજય સાથે સંકળાયેલ રાણકદેવી-રાખેંગારવાળી દંતકથા અતિ પ્રસિદ્ધ છે અને રાસમાળામાં એનું સામાન્ય રૂપ આપ્યું છે એટલે એ દંતકથા અહીં ઉતારવાની જરૂર નથી પણ એમાં ઐતિહાસિક અંશ કેટલો છે તે તપાસીએ. રાણકદેવીના જન્મની, ઉછેરની, સિધ્ધરાજે કરેલાં એનાં માગાંની અને જૂનાગઢનો રાખેંગાર એને હરી ગયાની વગેરે દંતકથા અસંભવિત છે એમ જો કે કહી શકાતું નથી પણ એ મૌખિક દંતકથાને કોઇપણ લેખી આધાર નથી. વળી પછીના બનાવો માટે દંતકથાનો એ ભાગ માનવાની આવશ્યકતા જ હોય એવું નથી.

પછી એ દંતકથાના બીજા અંશમાં જૂનાગઢના રા નવઘણને સિદ્ધરાજ સોલંકીએ પંચાળમાં ભીડવ્યો અને મોઢામાં તરણું લેવરાવી જવા દીધો, આ અપમાનનો બદલો લેવા પાટણનો દરવાજો તોડવાની પ્રતિજ્ઞા તેણે પોતાના પુત્ર ખેંગાર પાસે લેવરાવી. અને ખેંગારે એ પ્રતિજ્ઞાનું સિદ્ધરાજ પાટણમાંથી ગેરહાજર હતો ત્યારે પાટણનો દરવાજો તોડી પાલન કર્યું. આ માનભંગનો તથા રાણકદેવીને ખેંગાર હરી ગયો હતો એનો બદલો લેવા સિદ્ધરાજે સોરઠ ઉપર ચઢાઇ કરી એવો દંતકથાનો સાર છે.

જૂનાગઢના રાજાઓનાં નવઘણ, ખેંગાર, નવઘણ વગેરે નામો પાછળથી પણ મળે છે એટલે એમાં ન માનવા જેવું કશું નથી. વળી પ્ર-ચિં. (પૃ-૧૩૪) અને પ્રભાવક ચરિત (હે-સૂ-પ્રશ્લો ૪૩૦ અને ૪૬૩) માં બેય નામો મળે છે. પછી સિદ્ધરાજે સોરઠ ઉપર એક કરતાં વધારેવાર ચડાઈ કરેલી એટલું જ નહિ પણ સિદ્ધરાજના સૈન્યે પહેલાં વારંવાર હાર ખાધેલી એમ પણ ઉપરના બેય ગ્રન્થોમાં કહ્યું છે. અને આ લેખી પુરાવો જોતાં નવઘણ પાસે તરણું લેવરાવ્યાની દંતકથા માનવી મુશ્કેલ છે. આ બે ગ્રન્થો કરતાં પણ જૂના વખતમાં લખાયેલા એક કરતાં વધારે પ્રબંધોનાં આ પ્રસંગને લગતાં વર્ણનોમાંથી સિદ્ધરાજે સોરઠના રાજાને એક જ વખત હરાવ્યો હોય એમ સિદ્ધ થાય છે. પણ સિદ્ધરાજે સોરઠના જે રાજાને હરાવ્યો તેનું નામ શું ? પ્ર-ચિં-નું વર્ણન કાંઇક અસ્પષ્ટ છે. છતાં એમાંથી તો નવઘણનું બીજું નામ ખેંગાર હોય એવો ભાસ થાય છે. એ ગમે તેમ હોય પણ કીર્તિકૌમુદી (સ-૨ શ્લો-૨૫) ના તથા રેવંતગિરિરાસુનાં સ્પષ્ટ કથનો જોતાં સિદ્ધરાજે જેને હરાવ્યો તેનું નામ ખંગાર કે ખેંગાર જ હતું એ નિઃસંદેહ પછી એ નવઘણ પણ કહેવાતો હોય તો જુદી વાત.

પાટણનો દરવાજો તોડ્યાની વાત સામાન્ય દંતકથા લાગે છે. વળી જૂના વખતમાં પરાક્રમી રાજાની ઓરામાં મોટી વાસના રાજ્ય વધારવાની-દિગ્વિજયની. જમીનની ભૂખ બધાને એટલે પરોક્ષ્ણી રાજ્ય ઉપર ચડી જવા માટે કોઇ બાનના બ્હાનાની જરૂર જ નહોતી

મનાતી. અત્યારની સામાન્યરૂપ પણ કાંઈ જુદે છે? એટલે સિદ્ધરાજની અડ બહાના તરીકે તો રાણકદેવીનું હરણ થવાની કે પાટણનો દરવાજો તોડ્યો હો જરૂર જ નથી.

હવે દંતકથાના સૌથી મનોરંજક બનાવનો વિચાર કરીએ. દંતકથા પ્રમાણે સિદ્ધ ખેંગારને જૂનાગઢ આગળ જ તેના ભાણેજ દેશળવીશળના કપટનો લાભ લઈને અને રાણકદેવીને પોતે પાટણ લઈ ગયો. પણ રાણકદેવી માની નહિ અને છેવટ વઢ આગળ ભોગાવામાં સતી થઈ

આ દંતકથામાં કેટલુંક બંધબેસતું નથી. દાખલા તરીકે પતિ એક સ્થળે મરી પછી એ શબ છોડી, મુસાફરી કરે અને બીજે ઠેકાણે પત્ની સતી થાય એ જુના રિવ પ્રમાણે તેમ જ શબની સ્થિતિનો વિચાર કરતાં સંભવિત નથી.

વળી સિદ્ધરાજના સમયના વિ. સં. ૧૧૯૬ ના દોહદના જીર્ણ લેખમાં ર લખ્યું છે કે ગુર્જરમંડળના રાજા જયસિંહે સોરઠના અને માળવાના રાજાઓને કે નાખ્યાં હતા :-

श्री जयसिंह देवोस्ति भूपोगूर्जरमंडले ।
येन कारागृहे क्षिप्तौ सुराष्ट्रमालवेश्वरौ ।।

(ઇ. એ., ભા. ૧૦ પૃ. ૧૫૯)

અને એ નિર્વિવાદ પુરાવો જોતાં જેમ માળવાના રાજાને સિદ્ધરાજે કેદમાં નાખી પછી છોડી મૂક્યો હોવાનું પ્રબંધોનાં અમુક કથનોથી અનુમાન થાય છે તેમ જ સોરઠ રાજાને પણ કેદમાં નાખ્યા પછી છોડી મૂક્યો હશે એમ માનીએ તો સોરઠના રાજા રાણી પાટણ ગઈ હોય અને પાટણથી વળતાં ગમે તે કારણથી કાંઈ નવું ધીંગાણું થતાં ખેંગાર વઢવાણ આગળ મરી જતાં ત્યાં સતી થઈ હોય એ સંભવિત છે અને એ રી દંતકથાનો એ અંશ તથા 'મારું પાટણ દેશ' જેવા સોરઠા પણ સંભવિત બને છે.

અને કીર્તિકૌમુદીના 'ખેંગારને હણી નાખ્યો' विहतवानासौ શબ્દોનો અર્થ 'ખેંગારને હરાવ્યો' એટલો જ કરવામાં વાંધો નથી. પાછળથી દંતકથામાં ગડબડ થઈ જાય એમ નવાઈ નથી. દેશળવીશળની વાત બહુ મહત્ત્વની નથી, જો કે પ્ર. ચિ. માં એનું સૂચન છે એ જોતાં દંતકથાનો એ અંશ સં. ૧૩૬૧ જેટલો જુનો માનવો પડશે.

સોરઠના વિજયને પાટણના રાજાએ બહુ મહત્ત્વનો ગણ્યો હોય એમ દેખાતું નથી કારણ કે જેમ માળવાના વિજયથી સિદ્ધરાજે 'અવન્તીનાથનું' બિરુદ ધારણ કર્યું છે તેમ સોરઠના વિજયથી કોઈ બિરુદ ધારણ કર્યું નથી. દ્વયાશ્રયમાં પણ સિદ્ધરાજના વર્ણનમાં એનો બીલકુલ નિર્દેશ નથી. માત્ર વ્યાકરણમાં હેમચંદ્રે अजयज्जयसिंहः सौराष्ट्रान् એ રીતે દાખલો આપ્યો છે. પણ સોરઠમાં આ વિજય મહત્ત્વનો ગણાયો હશે. કારણ કે ત્યાં આ વિજયની તારીખથી સિંહ સંવત ચાલ્યો છે. આ સંવતની પ્રવૃત્તિ ઉપરથી સં. ૧૧૭૦ માં સિદ્ધરાજે સોરઠ જીત્યો હોવાનું અનુમાન થાય છે.

**સિધ્ધરાજનો માલવ વિજય.**

જે વિજયથી સિધ્ધરાજે અવંતીનાથનું બિરૂદ ધારણ કર્યું અને ગુજરાતે સામ્રાજ્ય મેળવ્યાનો સગર્વ સંતોષ અનુભવ્યો એ માળવાના વિજયની કથા બધા પ્રબંધોમાં ઓછા વધુ વિસ્તારથી હોય એ સ્વાભાવિક છે. પણ માળવાના વિજયથી ગુજરાતને કેટલો લાભ થયો એનો સાચો ખ્યાલ ફાર્બસ સાહેબ, મું. ગે. ના લેખક વગેરે જૂના ઇતિહાસલેખકોને નહોતો આવ્યો. પણ મૂળરાજની કારકીર્દી વર્ણવતાં વિ. સં. ૧૦૫૩ ના રાષ્ટ્રકૂટ રાજા ધવલના જે ઉત્કીર્ણ લેખનો ઉલ્લેખ કર્યો હતો તે લેખમાં મુંજે મૂળરાજને હરાવ્યો હોવાની વાત સાથે મેવાડની રાજધાની આઘાટને ભાંગ્યાની વાત પણ છે. (જુઓ એ લેખનો શ્લોક ૧૦ પ્રાચીન જૈન લેખ સંગ્રહ લેખાંક-૩૧૮) આ હારને પરિણામે મેવાડનો કેટલોક ભાગ માળવાના રાજાના હાથમાં આવ્યો તે છેક સિદ્ધરાજના સમકાલીન-અને જેને સિધ્ધરાજે હરાવીને કેદ કર્યો તે યશોવર્મા રાજાના વખત સુધી માળવાને તાબે જ રહ્યો હતો. રાજા ભોજ તો ઘણીવાર ચિતોડમાં જઇને રહેતો અને ત્યાં તેણે ત્રિભુવનનારાયણ અથવા ભોજ જગતી નામનું મંદિર બંધાવ્યું હતું. અને સિધ્ધરાજે યશોવર્માને હરાવતાં માળવાના કેટલાક ભાગ સાથે ચિતોડ, ડુંગરપૂર અને વાંસવાડાનો મુલક પણ સિધ્ધરાજને તાબે આવ્યો અને આના પુરાવામાં દંતકથા કે કોઇ પ્રબંધનું અસ્પષ્ટ કે સ્પષ્ટ કથન નથી પણ ઉજ્જૈનમાંથી સં. ૧૧૯૫ ની જેઠ વદ ૧૪ ને ગુરુવારનો ઉત્કીર્ણ લેખ મળ્યો (પુરાતત્ત્વ પુ. ૪ અં. ૧-૨ માં શ્રી ડીસ્કલકરનો લેખ) છે જેમાં અણહિલ પાટ્ટણના મહારાજાધિરાજ સિધ્ધચક્રવર્તી, અવંતીનાથ, ત્રિભુવનગંડ બર્બરકજિષ્ણુ શ્રી જયસિંહદેવે માળવાના રાજા શ્રી યશોવર્માને જીતીને તેના અવંતીમંડળ ઉપર પોતાના નાગરકુળના મહામાત્ય દાદાકના પુત્ર મહાદેવને અધિકારી (સુબો) નીમ્યો હોવાનું સ્પષ્ટ કથન છે. આ ઉપરાંત વાંસવાડા રાજ્યના તલવાડા ગામમાં ગણપતિની મૂર્તિ નીચેથી એક ત્રુટિત સાલ વગરનો સિધ્ધરાજની હકુમત સૂચવતો લેખ શ્રી ગૌ. હી. ઓઝાને મળ્યો છે. ખરી રીતે શ્રી. ગૌ. હી. ઓઝાએ જ ચિતોડ-મેવાડના આ ભાગ ઉપર ગુજરાતની સત્તા હોવાની વાત પ્હેલી પ્રસિધ્ધ કરી છે. (જુઓ પ્રસ્થાન પુ. ૯ અં. ૩ પૃ-૧૭૬)

માળવાના વિજયથી ગુજરાતમાં પુષ્કળ સમૃદ્ધિ આવી, સ્થૂળ સમૃદ્ધિ જ નહિ પણ માળવાના મુંજ-ભોજનો વિદ્યાપ્રેમ પણ ગુજરાતમાં આવ્યો અને ગુજરાતમાં સંસ્કૃતવિદ્યાના પ્રચારને ભારે ઉત્તેજન આપ્યું. (જુઓ હેમચન્દ્રની વ્યાકરણ રચનાની કથા પ્ર. ચિં. પૃ. ૧૨૬ થી ૧૨૮ તથા પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લો. ૯૬ થી ૧૧૫).

અત્યાર સુધી ઘણા ખરા દાખલાઓ દંતકથા મૌખિક અથવા પ્રબંધોકતમાંથી ઉત્કીર્ણ લેખોની મદદ વડે ઐતિહાસિક અંશ શોધવાના જોયા છે. હવે એક દાખલો એથી ઉલટો એટલે ઉત્કીર્ણ લેખનાં અતિ સંક્ષિપ્ત કથનને અન્ય લેખો કે પ્રબંધોની મદદથી ઉકેલવાનો જોઇએ

ઉપર સોરઠવિજય પ્રસંગમાં ટાંકેલા રોહદના લેખમાં લખ્યું છે કે "સિદ્ધરાજે બીજા પણ સિન્ધુરાજ વગેરે રાજાઓને ઉખેડી નાખ્યા અને ઉત્તરના રાજાઓ પાસે પોતાની આજ્ઞા શિરોધાર્ય કરાવી." (ઇં. એ. મ. પૃ. ૧૫૮).

આ લેખ સિવાય સિન્ધુરાજને હરાવી નાખ્યાની વાત ફક્ત સમકાલીન વાગ્ભટે વાગ્ભટાલંકાર (પ. ૪ શ્લો. ૧૨૯)માં તથા પાછળના પ્રબન્ધકારોમાંથી એક સોમેશ્વરે જ 'સિન્ધુપતિને બાંધ્યો' (કી. કૌ. ૨ શ્લો. ૨૫ તથા સુરથોત્સવ સ. ૧૪ શ્લો. ૨૨) એ રીતે ઉલ્લેખ કર્યો છે. આધુનિક ઇતિહાસલેખકોમાંના ઉપરાંત શ્રી. ગૌ. હી. ઓઝા આ ઉલ્લેખ ઉતારીને જ અટકી જાય છે, પણ આ સિન્ધુરાજ કોણ તેનો ખુલાસો કરતા નથી. પરંતુ પડોશી રાજ્યોના કોતરેલું લેખો જોતાં વિ. સં. ૧૨૧૮ ના કિરાડુના લેખમાં સિદ્ધરાજની કૃપાથી પરમાર સોમેશ્વરને સિદ્ધરાજપુરનું રાજ્ય પાછું મળ્યું તે સિન્ધુરાજપુરનો રાજા અહીં ઉદ્દિષ્ટ હોવો જોઇએ (જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ખ. ૧ પૃ ૧૮૩ ના ટિ. માં કિરાડુનો લેખ) પછી ઉપર ઉત્તરના રાજાઓ પાસે આજ્ઞા મનાવી એમ લખ્યું છે તે ઉત્તરના રાજાઓ ક્યા? નાડોલના ચોહાણ રાજાઓએ તો ગુજરાતના રાજાઓનું સામન્તપદ ઘણા વખતથી સ્વીકાર્યું હતું. નાડોલનો ચોહાણ આશરાજ તો સામંત તરીકે માળવા ઉપરની ચઢાઇમાં સાથે હતો. એટલે અજમેરનો ચોહાણ રાજા વિવક્ષિત હશે એમ માનવું પડશે. હવે સિદ્ધરાજના વખતમાં અજમેર વસાવનાર અજયદેવનો પુત્ર અજલદેવ અજમેરનો રાજા હતો, અને મેરુતુંગ તથા સોમેશ્વર દોહદના લેખના ઉપર ઉતારેલા વચનનો ખુલાસો કરતા કહે છે કે "સપાદલક્ષનો રાજા નમી ગયો અને તેથી સિદ્ધરાજે તેને પોતાની પુત્રી પરણાવી" (જુઓ પ્ર. ચિં. પૃ. ૧૬૧ અને કી. કૌ. સ ૨ શ્લો. ૨૭ થી ૨૯) સિદ્ધરાજે આ ચોહાણ રાજાને કાંચનદેવી નામની દીકરી આપેલી એ હકીકત ચોહાણના કુળના કાવ્ય-પૃથ્વીરાજવિજયની ટીકામાં પણ છે. વળી સાંભરના એક કુવામાંથી સિદ્ધરાજનો કોતરેલું લેખ મળી આવ્યો છે એટલે સંદેહનું કારણ રહેતું નથી. પણ સિદ્ધરાજ દીકરી આપે છે અને શાકંભરીવિજયનો ગર્વ પોતાનાં બિરુદમાં લેતો નથી–જ્યારે કુમારપાલ લે છે એ બધું જોતાં ચોહાણ સાથે સિદ્ધરાજે મૈત્રીસબંધ બાંધીને સંતોષ રાખ્યો હશે એમ લાગે છે.

## ગ્રન્થ સૂચી.

૧ દ્વયાશ્રય, ૨ પ્રબંધચિંતામણિ (પ્ર. ચિ.) ૩ રાસમાળા, ૪ મુંબઇ ગેઝીટીઅર (મું. ગે.) ગ્ર. ૧ ભા ૧., ૫ ઇન્ડીઅન એન્ટીક્વેરી (ઇ. એ.) ૬ એપીગ્રાફીઆ ઇન્ડિકા (એ. ઇ.), ૭ કીર્તિ કૌમુદી (કી. કૌ.), ૮ સુકૃતસંકીર્તન (સુ. સં.), ૯ વીએના ઓરીએન્ટલ જર્નલ (વી. ઓ. જ.), ૧૦ પ્રાચીન લેખમાળા (પ્રા લે. મા.), ૧૧ સુરતની સાહિત્ય પરિષદ્નો રિપોર્ટ, ૧૨ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ, ૧૩ ફ્લીટનું કેનેરીઝ ડીનેસ્ટીઝ, ૧૪ હંમ્બકુલ, ૧૫ પાર્શ્વપરાક્રમ વ્યાયોગ, ૧૬ ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧, ૧૭ હમ્મીર મહાકાવ્ય, ૧૮ ચતુર્વિંશતિપ્રબન્ધ, ૧૯ પૃથ્વીરાજવિજય, ૨૦ સુરથોત્સવ, ૨૧ રેવંતગિરિ રાસુ, ૨૨ કુમારપાલચરિત, ૨૩ પ્રાચીન જૈનલેખસંગ્રહ, ૨૪ પુરાતત્ત્વ પુ. ૪ અં. ૧, ૨, ૨૫ પ્રસ્થાન પુ ૮ અં. ૩, ૨૬ વાગ્ભટાલંકાર, ૨૭ રાજપૂતાનેકા ઇતિહાસ ખં. ૧.

# સાગરસુત

ડુંગરશી સંપટ

આજે નાળીએર પુનેમ હતી. ત્રણ મહિના સુધી વહાણો માંડીને ખાડે ચોમાસું મહાલતાં પડ્યાં હતાં. નવ મહિના સુધી ગોસ[1] કરી ચોમાસાના તોફાનો અને ઝંઝવાતોથી બચવા બંદરની અંદર સહિસલામત નાંગર્યાં હતાં. નવી વાટો[2] નાંખી ધુડ[3] (Caulking) કરવામાં આવી હતી. ધામત[4] (Leakage) અટકાવવામાં આવી હતી. વહાણોને ખૂબ ઘસી તે ઉપર ચોપડ[5] (Painting) કરવામાં આવી હતી. ચીકણી[6] (fish oil) અને સામ[7] (Tallow) ની ભખ[8] બનાવી વહાણોને લગાડવામાં આવી હતી. નવી આબાદ[9] કરવામાં આવી હતી. સઢોને પણ થીંગડથાગડ કરી નવાં બનાવ્યાં હતાં. શ્રાવણ સુદ ૧૫ નું સારું મુહુર્ત હતું. દરિયાઇ ચાંચીઆઓથી બચવા અને રક્ષણ મેળવવા પાંચ વહાણોનો સમૂહ ભેગો જ આફ્રિકા તરફ આજે જોશી મહારાજે કાઢેલાં શુભ મુહૂર્તમાં રવાના થયો.

અઢારમી સદીમાં હિંદનો આફ્રિકા સાથે મોટો વેપાર હતો, જંગબાર, મોંબાસા, દારેસલામ, મોઝામ્બીક, બેરા, મોગાદીશો અને ઠેઠ એબીસીનીઆં સુધી હિંદીઓ પડથા પાથર્યા હતા. નાના ગામડાઓમાં પણ તેમની દુકાનો હતી. મોટા ગામોમાં અનેક દુકાનો હતી, મોટાં શહેરોમાં અનેક ગુજરાતી વેપારી પેઢીઓ હતી. જંગબારથી લવીંગ, કોપરાં, હાથીદાંત, રાજન અને ગુલામો આવતાં. હિંદથી રેશમ, મીઠું, કપડું, કટલરી અને કાચનો સામાન ચડતો હતો. હિંદના મોટા વેપારીઓએ આફ્રિકામાં અઢારમી સદીમાં જ ધામા નાંખ્યા હતા. એમણે ત્યાં અઢળક લક્ષ્મી અને યશ મેળવ્યા હતા. સુલતાનોના સ્વતંત્ર સમયમાં એમના ઉપર રાજ્યકર્તાનાં ચારે હાથો હતા. સુલતાનોના હાથમાં મોટું સામ્રાજ્ય હતું. કસ્ટમ તથા નાણાખાતું હિંદીઓને સોંપેલું હતું.

વહાણોએ દ્વારકા બેટ તરફ પ્રથમ નાંગર નાંખ્યાં. અનુકૂળ પવન જોઈ ત્યાંથી નીકળી પડ્યાં. આ આખો અખાત દરિયાની લુટારા (ચાંચીઆઓ) થી ભરેલો હતો. વાઘેર ચાંચીઆઓનાં વહાણો ચારે તરફ દરિયામાં ઘુમતાં હતાં. પરંતુ કચ્છી વહાણો

---

૧ સફર-૨ સાંધામાં નાંખવાની રૂની-જાડી ૩ સાંધામાં પાણી ન આવે તે માટે વાટો નાંખવી. ૪ પાણી ઝરવું. ૫ તેલરંગ લગાડવા. ૬ ચીકણી-માછલીનું તેલ ૭ સામ-ચરબી ૮ ભખ-મિશ્રણ. ૯ આબાદ-રસારસી.

ઉપર કોઈ હાથ નાંખતા બે વાર વિચાર કરતું. દરેક વહાણમાં અંગ્રેજી તોપો, પુષ્કળ દારૂ (દારૂગોળો) અને સરસ હથિયારો હતાં.

નાવિકો કુશળ લડવૈયા હતા. એમના ઉપર હાથ નાખવો એ ચાંચીઆઓને જોખમકારક લાગતું હતું.

પાંચે વહાણોએ અરબી સમુદ્રમાં પ્રવેશ કર્યો. ખંભાતના પ્રસિદ્ધ ચાંચીઆ કોઈપણ વહાણને અહિં સલામત જવા દે તેમ નહોતા. પરંતુ કચ્છી વહાણોનાં પરાક્રમથી દરેક ચાંચીઓ વાકેફ હતો. એ વહાણો ઉપર ભૂતકાળમાં કરેલા હુમલાઓ પ્રાણઘાતક નીવડયા હતા. એટલે વહાણોના સમૂહને સ્પર્શ કરવા પહેલા તેઓ ઉંડો વિચાર કરતા. ખંભાતનો અખાત વટાવી વહાણો આગળ વધ્યા. હવા ખુશનુમા હતી.

વહાણ દોલતપસા નાંખવો મેઘો ખાગી મધુરો ફરી આવેલુ વહાણ હતુ. કોઈ નજર ચૂકથી અથવા અકસ્માતથી તેમા એક બાજુથી ધામન (leakage) થતું હતું. આ વાત તરફ લક્ષ ન પહોંચાયાથી ભંડારીઆમા (વહાણના અંદરના ભાગમાં) પાણી ભરાયુ. ચતુર નાવિકોએ તાત્કાલિક ઉપાય લીધા. પરંતુ ધામન (leakage) અટક્યુ નહિ. તરતજ વહાણને પોરબંદરના બંદરમાં લઈ જઈ મરામત કરાવવામાં આવી. મરામત કરવામાં આઠ દિવસો નીકળી ગયા.

બીજાં ચાર વહાણો આગળ નીકળી ગયાં હતાં. દોલતપસાએ તેમને પકડી પાડવા બધાં સઢો ચડાવ્યાં. પરંતુ અનુકૂળ પવનના અભાવે એની મુરાદ બર આવી નહિ. હવે પાછા ફરવું કે આગળ વધવુ એ મોટો સવાલ મેઘાને મન થઈ પડયો. તેણે પોતાના મદદનીશોને પૂછ્યું.

કાંઈ કરસાં વેસા!

"જતુરના બાર કેશાને દોલતપસાની સામે જોવુ માંડે! અસાં હાથમાં બવેયાં પહેર્યાં નથી." મુંછે હાથ નાંખી વેચે જવાબ આપ્યો.

મેઘો જવાંમર્દ હતો, ઉંમરે પ્રૌઢ પરંતુ હિંમત, સાહસ, ધીરજ અને અનુભવ ખૂબ મેળવ્યાં હતાં. દશ વરસની નાની ઉંમરે સમુદ્રનાં ખારા પાણી પીવાં શરૂ કર્યાં હતાં તે આજ ચાલીશની ઉંમરે અનેક સમુદ્રોને તેણે આમોદીઆંની પેઠે ખૂંદી નાખ્યાં હતાં. તેની આંખમાં ગરૂડની આંખ જેવું તેજ હતુ. તેના હાથમાં હાથીની સુંઢ જેવું બળ હતું. તેના મગજમાં દરેક બંદરે પહોંચવાના દરિયાઈ રસ્તાઓ ભર્યાં પડયા હતા. રીઝણીઓની મનવારો ઉપર નોકરી કરી ને સરસ ગોલંદાજ બન્યો હતો. ચાંચીઆઓ સાથે બન્ને હાથમાં નાગી તલવારો લઈ ને લડયો હતો. દેશપરદેશની ભાષાઓ અને લેવડદેવડ તથા વેપારથી તે વાકેફ હતો. સાગરનો સુત સાગરમાં જ પડયો પાથર્યો રહ્યો હતો. વહાણ ચલાવવાની કળામાં એક્કો હતો. અનેક વખતે તોફાની સાગર સામે તેણે બાથોડીઆં ભર્યાં હતાં.

એણે વહાણને આગળ મારી મુકયું. એકલ દોકલ વહાણને સાગરમાં અનેક શકરાઓ બેટવા તૈયાર હતાં પરંતુ મેઘાને પોતા ઉપર આત્મવિશ્વાસ હતો. તેના વહાણ ઉપર અંગ્રેજી તોપો હતી. પુષ્કળ બારૂદ (દારૂગોળો) હતો. હૃદયમાં નિડરતા અને પોતાના વીર ખલાસીઓના પરાક્રમ ઉપર ભારે શ્રધ્ધા હતાં. અનેક ચાંચીઆઓને તેણે હાથ બતાવ્યા હતા. સાગરનો સુત સાગરમાં કેનાથી બીએ ?

દોલતપસાએ એકલી સફર માંડી. અનુકુળ પવને વહાણને ઝપાટાબંધ આગળ ધપાવ્યું. આ સાગરનો વિભાગ ભારે જોખમી હતો. મરાઠા ચાંચીઆઓની કરડી આંખ ચારે ગમ ફરતી હતી. દરેક વહાણને આ સાગરમાં ભારે સાવચેતી રાખવી પડતી હતી. મેઘે પણ કાતરા[1] ઉપર બે છોકરાને સમુદ્રનિરીક્ષણ માટે બેસાડેલાં હતાં.

મધ્યાન્હે સૂર્ય તપતો હતો. સમુદ્રના પાણી સૂર્યના ચળકાટથી સોનેરી થઇ રહ્યાં હતાં. મહાસાગરમાં ચારે તરફ આભ અને પાણીની સપાટી એક થતાં હતાં. વહાણ ઝડપી ચાલે દોડતું હતું.

વહાણ હો-હો-હો-હો હો-કાતરા ઉપરથી છોકરાએ બૂમ નાંખી.

તરત જ મેઘે આથમણી દિશા તરફ મીટ માંડી ક્ષિતિજમાં સામાન્ય આંખને તેજ જડે એવું ઝાંખું ધાબું એકાદ ઇંચનું આછું આછું સહેજે નજર પડતું હતું. માત્ર અનુભવી આંખ જ પારખી શકે. મેઘે જરા વાર સુધી એની હીલચાલ જોઇ.

વહાણ હો-ઓ ઓ ઓ-કાતરીઆ ઉપર બેઠેલા બીજા છોકરાએ બુમ નાંખી.

મેઘે બીજી તરફ બીજા વહાણને આવતું જોયું. તરત જ ભંડારીઆમાંથી દુર્બીન મંગાવવામાં આવ્યું. ઘણીવાર વહાણોનાં રંગઢંગ તપાસી તેમની આકૃતિ અને બાંધણી નક્કી કરવા અનુભવી આંખ અને મગજ કામ કરવા લાગ્યાં. ભેસ્સાં વેલા, ઇ મુને ધજ લાગતાં નથી. રખેક જેવી બાંધણી લાગે. શાંવેલે દુર્બિન લઇ ઝીણી આંખે થોડીવાર આવતાં વહાણોને તપાસ્યાં. મેઘાભા ઇ તો માડકણાં સે રખે તાતીઆ હોય.

મેઘે ફરી દુર્બીન માંડયું. ત્રણ વહાણો જુદી જુદી બાજુથી ધસ્યાં આવતાં હતાં. એક વહાણ જરા આગળ હતું.

અરે વેલા, ઇ તો ચટણાં છે. એમને મેઘાનાં હાથની મજા ચાખવી છે આવી જાવો કાળમુખાઓ માટીઓ સાથે કામ છે.

મેઘો હુડ કરે તેવો નહોતો. તેણે બધાં સઢો તંગ કરવા હુકમ આપ્યો. કુવાથંભનો મુખ્ય સઢ, ગુસી સઢ, ગાભીઓ, કાતરો બધાં તંગ કરવામાં આવ્યાં. એકે એક સઢ ચડાવી દેવામાં આવ્યું. વહાણ વરાળયંત્રની પેઠે ઝડપથી દોડવા માંડયું. હવે શીકાર અને શીકારી વચ્ચે દોડની સરત થઇ. ચાંચીઆના વહાણો ઝડપમાં વેપારી વહાણોથી વધારે

[1] કુવાથંભ ઉપર ચોકી રાખવા રાખેલું ઠેકાણું.

હોય છે. ધીમે ધીમે સાંજ પડતાં આંગ્રીઆના વહાણો સ્પષ્ટ થવા માંડ્યાં.

કાન્હોજી આંગ્રીઆનો સીક્કો આ સમયે સાગરમાં ભારે પ્રમાણમાં હતો. એની સાથે કોઈ ટકી શકતું નહિ. અંગ્રેજી વહાણોને પણ તેણે મુંબઈમાં દાખલ થતાં પકડી પાડ્યાં હતાં. એ અંગ્રેજી વહાણોને તેણે શીકસ્ત આપી પકડી લીધાં હતાં. આંગ્રીઆ જગતમાં તેની નિર્દયતા, યુદ્ધ કૌશલ્ય, શૌર્યવૃત્તિ અને શક્તિ અદ્વિતીય હતાં ભલા ભલા નાવીકોને એના નામથી ધ્રુજારી છૂટતી. એનાં હૃદયમાં દયા નહોતી. વહાણો લૂટી નાવીકોને ખરીદવા કોઈ તૈયાર ન થાય તો તે આજીવન ગુલામગિરી કરાવતો. એ ભયંકર દૈત્ય હતો. સાગરનો શેતાન હતો.

રાત્રિના ચંદ્રના અજવાળામાં સરત ચાલુ રહી. દરિઆદીલખાનનુ સુકાન હાથમાં લઈ મેઘે પોતાનાં ચાપલ્ય અને નાવિકકૌશલ્યથી છટકવા માટે યુક્તિઓ વાપરવા માંડી. પવન ઓછો થઇ ગયો. એટલે એણે વારંવાર દિશાઓ બદલી વહાણની ગતિ વાંક બનાવી હાથ તાળી દેવા પ્રયત્ન કર્યો. પરંતુ મરાઠાઓ પણ સાગરનાં કીડા હતા. એઓ સહેલાઈથી પૂંઠ મુકે તેવા નહોતા.

બીજી સવારે પણ મરાઠાઓનાં વહાણો ભયાવે નજદીક આવતાં દેખાયાં. બપોરે એક વહાણ બહુ સમીપ આવી ગયું. મેઘો આવો લાગ ભૂલે તો નાવીક મેઘો ગણાય. એણે પોતાના વહાણની ગતિ મંદ કરી મુકી. સઢોની વારાફેરી કરી ને પડખે થઇ ગયો. એણે સુકાન વેલાનાં હાથમાં આપ્યુ. પોતે અંગ્રેજી તોપની મોઢી—મોઢા ઉપર બાંધેલું કપડું છોડી નાખ્યું. નીચેથી ગોળા અને બારૂદ ( દારૂ ) મંગાવ્યાં. ઠાંસી ઠાંસીને પોતાને હાથે તોપમાં દારૂગોળા ભર્યા. વહાણની ગતિ હવે તદ્દન મંદ થઇ ગઇ હતી. મેઘા માલમે બહુ જ સ્થિર દૃષ્ટિથી તોપની નેમ તાકી. દશ મીનીટો સુધી તેણે તોપની નેમને બરાબર સાધવા કોશિશ કરી. અનુભવીના હાથમાં તોપ રમકડું થઇ પડી. તેને સંતોષ થતાં જ હાથની સળગતી જામગરી તોપના વીંધમાં દારૂ ઉપરે ચાંપી દીધી. દશ સેકન્ડમાં સરરરરર કરતાં ગોળારૂપી મૃત્યુદૂત તોપે ઓકી કાઢ્યો. ક્ષણમાં વીજળીનો ગોળો આંગ્રીઆનાં વહાણનાં કુવાથંભ સાથે અથડાયો.

આ ભયંકર યમના દૂતએ કુવાથંભને હચમચાવી નાંખ્યો. કરરરરર ભુમ કરતો કુવાથંભ અંદર ગરક્યો. આંગ્રીઆઓ વાંદરાની માફક કુદી કુદી ઉપર ચડી અણીઆળાં કુહાડાઓથી જરા વારમાં રમી રમીં કાપી કુવાથંભને છૂટો કર્યો. ભારે અવાજ સાથે તે સાગરના જળમાં સરી પડ્યો. આંગ્રીઆનુ વહાણ આડું થઇ ગયું હતુ ને હવે સરખું થઇ ગયું હતું પરંતુ દોલતખાનની સન્મુખ આવવા હવે તેની તાકાત નહોતી. ઘવાયેલાં ગરૂડની પેઠે શિકારીને છોડી તેણે પોતાનાં દાંતો અસામર્થ્યતાથી કચકચાવ્યાં.

હવે બીજું વહાણ સમીપ આવી પહોંચ્યું હતું. મેઘો તેના તરફ મીટ માંડી ઉભો હતો. તેણે પોતાનાં હાથમાં લાંબી નળીવાળી આરબી બંદૂક ઠાંસી ઠાંસી ભરીને રાખી હતી તે સથા ( Deck ) ઉપર સુઇ ગયો. તેણે બંદૂકની મોઢાઆગળથી નેમ લીધી. જામગરીના

દાગથી બંદૂકની ગોળી સુસવાટ કરતાં હવામાં વીંઝાઇ. મરાઠા વહાણના સુકાનીના માથામાં ગોળીએ પ્રવેશ કર્યો. હાથ ઉંચા કરી સુકાની જમીન ઉપર પછડાયો. સુકાન ઉપર અંકુશ ગયાથી વહાણ મોજાઓનાં બળથી વિમુખ થઇ ગયું. બીજો સુકાની સુકાન પકડી વહાણને ફેરવે અને ગતિમાં મૂકે તે પહેલાં તો દરિઆદોલત ઘણે દૂર અનુકુળ પવનમાં નીકળી ગયું.

ચાંચીઆના વહાણો પછાત પડયાં પરંતુ કેડો છોડયો નહિં. એટલામાં સાંજ પડી. આકાશમાંથી ધુમસ વરસવા માંડયું. વાતાવરણ ધુમસનાં આછાં પડદાથી આવરાઇ ગયું. ધીમે ધીમે ધુમસ ઘટ બનવા માંડયું. આ ઇશ્વરી મદદ દોલતપસાને બરાબર યોગ્ય સમયે મળી. તેણે દિશા વારંવાર બદલી માર્ગ બદલ્યો. એક દિવસ ધુમસથી આવૃત વાતાવરણમાં કાંઇ દેખાતું નહોતું, બીજે દિવસે સવારે સુર્યે ધુમસ વીખેરી નાંખ્યું. ચાંચીઆઓનાં વહાણો ક્ષિતિજમાં પણ દૃસ્યમાન થતાં નહોતાં. મેઘે છૂટકારાનો દમ ખેંચ્યો.

છઠે દિવસે રાત્રે પવન તદ્દન બંધ થઇ ગયો. મેઘો માલમ સથા (deck) ઉપર સુઇ હવાને સુંઘવા માંડયો. તેના અનુભવી નાકને બીનાસની સુગંધ આવી. આકાશમાં તારાઓ દેખાતા હતા. માત્ર પવન બંધ હતો. વહાણનાં સઢો ઉતારી લેવામાં આવ્યાં. માલમ જરા અસ્વસ્થ થયો.

વેલા ભેસાં! કેડે સુકનમે વહાણ હંકાર્યો છે. રામજી લાજ રાખે. તોફાન મથે ચડયો છે. વાયડો (પવન) છૈયાં છોકરાં સાથે તુટી પડશે.

આમને આમ ચોવીસ કલાક નીકળી ગયા. હજી પવન નીકળ્યો નહોતો. મેઘો વારંવાર આકાશ ઉપર મીટ માંડતો હતો. અકસ્માત આકાશમાં એક કાળાં વાદળાંની ઝીણી નાની ટપકી દેખાઇ. થોડીવારમાં તેનો વિકાસ થઇ ચારે તરફ પ્રસરવા માંડી. તેમાં વિજળીના ચમકારા થવા માંડયા. ઇશાન ખૂણે ઉઠેલી એ વાદળીએ હવે આકાશનો એક ભાગ ઘેરી નાંખ્યો. તેમાં છુટથી આછી વીજળી થવા માંડી. પવનનો ધીમો ધીમો સુસવાટો વધવા માંડયો. આકાશ સાંજે તો ઘનઘોર થઇ ગયું.

હવે શ્રી મહાદેવનાં ભૂતાવળ છુટયાં હોય એવો દેખાવ થઇ રહ્યો. વિજળી ખુલ્લી ઘુમતી તલવારની પેઠે ચમકારા મારવા માંડી. તેની પાછળ ગર્ભિણીનાં ગાભ પાડે તેવી ગર્જના વાતાવરણને ભરી મુકવા માંડી. મેઘજી ઇંદ્રજીની સવારી પણ સાથે'જ પધારી. શાંત મોજાઓ ધીમે ધીમે રૂદ્રરૂપ ધારણ કરવાં લાગ્યાં. હજારો હાથીઓનાં વળવાળાં મોજાઓ વહાણને મગતરાંની પેઠે ઉલાળવા માંડયાં. રાક્ષસની પેઠે વહાણને આમતેમ ફગાવવા અને ફેંકવા માંડયાં. નાવીકો લાચાર થઇ પડયાં, મેઘા માલમે પોતાની મદદે વેલાને બોલાવ્યો. સુકાન તેના હાથમાં રહેતું નહી બંન્ને નાવિકોએ હવે સુકાનને પકડી રાખી વહાણને ગતિ આપવાનો પ્રયાસ કરવા માંડયો.

જરાવારમાં સાગરે માઝા મુકી. હવે પવનદેવતા વિદ્યુત ગતિથી ભારે ઝડપથી વરસ-

ળીઆનાં રૂપે ફેરવાઇ ગયો. ગર્જનાઓના ભયંકર અવાજે, વિજળીના આંજી નાખે તેવા ચમકારા, બારે મેઘોનું એક સાથે આગમન, રાક્ષસી મોજાઓથી દૈવાસુર સંગ્રામ જેવો દેખાવ સાગરમાં થઇ રહ્યો. જરાવારમાં તુફાન મુળમાંથી તરરરરર્ કરતુ તુટ્યું. વહાણ હવે ગાંડા હાથીની પેઠે અંકુશમાંથી છુટુ થઇ ગયે ત્યાં ડોલવા લાગ્યુ. મેથા માલમની આજ્ઞાથી દરેક હાથમાં આવતી ચીજ સાગરમાં હોમી વહાણને હલકુ કરવામા આવ્યું. માલના કોથળાઓ ઉપાડી ઉપાડીને ખલાસીઓ જળસમાધિ આપવા માંડયા. જરાવારમાં વાહણમાં ખોરાકીની જણસો અને મીઠાં પાણીના પીપો સિવાય કાંઇ રહ્યુ નહી. સઢો પણ જલમાં હોમી દેવામાં આવ્યાં. મેથામાલમની આજ્ઞાઓ હવે છુટવા માંડી. આવા ભયંકર સાગરમાં નાખૈદા વાંદરાની ચપળતાથી ઊંચે ચડવા માંડયાં

ખલાસીઓએ નાની નાની કુવાડીઓ મોઢામાં લઇ ઉપર રહેલી આબાદ (રસા રસીઓ) કાપી નાંખી નાના નાના લાકડાઓને છુટાં કરી સાગરમાં હોમવા માંડયા. ગુમી થંભ હલાવી થંભને મોટાં કુવાડાના આઘાતથી મેથામાલમે કાપી નાંખ્યા. તરતજ તેને જળમાં પધરાવી દેવામાં આવ્યા. મેથામાલમ હવે મોટા લાંબા કુવાથંભ પાસે આવ્યો. એણે પોતાના હાથીની સુંઢ જેવા હાથોથી કુવાડાના ભયંકર આઘાત કુવાથંભ ઉપર કરવા માંડયા જરાવારમાં કુવાથંભ એક તરફ નાખ્યો. તેને વહાણમાંથી સાગરમાં સરકી દેવાયો.

વહાણ હવે તદન હલકું થઇ ગયું. તે મોજાઓ ઉપર સ્વચ્છંદથી તરવા ને ઉછળવા લાગ્યું. નાખૈદા બધાને હવે કાંઇ કર્તવ્ય નથી રહ્યુ. રામભરોસે સાગરની દયા ઉપર વહાણ ઉછળવા લાગ્યું. ત્રણ દિવસ અને રાત્રિ સુધી નાખૈદાએ નરકપાતના જોગની ઉપર આકાશ અને નીચે સમુદ્રમાં દડાની પેઠે ઉછળતી વહાણની કુંડી (Wreck) ને મોજાઓ સ્વચ્છંદે અંડી તડી બભાવવા માંડયાં એક બીજા સામું ટગર ટગર જોતાં નાખૈદા મન્યુની વાટ જોવા લાગ્યા હમણાં કમનસીબ વહાણ કોઇ ખડકા સાથે અથડાઇ ભાંગી જશે.

ચોથે દિવસે તોફાન નરમ્યું. જેટલી ઝડપથી આવ્યું હતું એટલી જ ઝડપથી શમી ગયું. ખલાસીઓએ છુટકારાનો દમ ખેંચ્યો. મંદ મંદ વાયરો ચડતી પસાર થતાં વહાણોને આકર્ષવા તેમણે પ્રયત્ન કર્યો. જેમ તેમ અને જેવું તેવુ સુકાનને સમારી વહાણને સહેજ અંકુશમાં મુક્યું. આખો દિવસ મેથા માલમે હિસાબો કરીને સ્થાનનિર્ણય કરવા નિશ્ચય કર્યો. હોકાયંત્રની મદદથી એણે આફ્રિકાના કિનારાની દિશામાં વહાણની કુંડીને તરતી મુકી દીધી

આઠમે દિવસે કિનારો દેખાયો. આફ્રિકાના વિશાળ કિનારા નજદિક એક ખાડીની પાસે વહાણ આવી પહોંચ્યું જણાયું. સઢનાં સાધનો વગર વહાણની કુંડી આગળ જાય તેમ નહોતું. સૈ નાખૈદા બેટનાં રેતાળ કિનારા ઉપર ઉતર્યા. થોડે દુર પર્વતોની નાની ટેકરીઓ હતી ખલાસીઓએ તેના ઉપર ચડી યોગ્ય સ્થાન પસંદ કર્યું. ટેકરીઓની નીચે ભયંકર આફ્રિકન જંગલ હતુ દિવસે પણ સૂર્યનો પ્રકાશ દેખીત થાય એવી ખાડી ઝાડી હતી. હજારો વર્ષના પ્રાચીન વૃક્ષો વેલાવેલીઓથી ભરપૂર પહેરેગીરોની પેઠે ઉભાં હતાં તેના ઉપર જાત

જાતનાં પક્ષીઓ ગાન કરતાં બેઠાં હતાં. સેંકડો વાંદરાના જુથ્થો કીલકીલાટ કરતાં ડાળીઓ ઉપર નાચતાં હતાં.

ચકોર અને અનુભવી મેઘા ખાલમે આવી પરિસ્થિતિ સમજી લીધી. તેણે યોગ્ય ઊંચી જગ્યા પસંદ કરી નાવિકોને સુકી ડાળીઓનો ઢગલો કરવા જણાવ્યું. સાંજ પડતાં ડુંગર જેવો ભારે ઢગ થઇ ગયો. મોટું તાપણું કરી ખલાસીઓએ રાત્રિ પસાર કરી. ત્રણ જણને વારાફરતી ચોકી કરવા રાખ્યા. આખી રાત્રિ હિંસક પશુઓના ભયંકર અવાજથી જાગતી બની ગઇ. થાકેલા ખલાસીઓએ રાત્રિના આરામ લઇ ખુબ નિદ્રા કરી. એમને પહેલી રાત્રિના કોઇએ રંજાડયા નહિ.

બીજી સવારે તેઓએ એક ગુફા શોધી કાઢી. સાગરનાં પાણી ઓટમાં ખૂબ ઓસરી ગયાં. વહાણનું ખોખું સુકી જમીન ઉપર પડયું. તરતજ નાવિકોએ જઇ હથિયારો, દારૂગોળો, સુથારકામનાં હથિયારો અને બીજી ખાવાની વસ્તુઓના મોટા ભારા બાંધી કિનારે લાવી ગુફામાં મુકયા. તેઓ રાત્રે ગુફામાં મોટા પથ્થરો અને સીલાઓ આડાં મુકી સુઈ રહેતાં. દિવસે ઉઠી વહાણ ઉપર જઇ તેનાં અવશેષ, લાકડાં, લોઢાં વિગેરે લઇ આવતાં. તેઓએ વહાણને તોડવા માંડયું. દરરોજ તેનાં પાટીઆં, પેટીઆં ગુફામાં ભેગાં કરવા માંડયાં.

જંગલમાં અનેક જાતના જાનવરો હતાં. મેઘો પોતાના સાથીદારો સાથે ઝાડોને ઓથે છુપાઇ રહેતો. ત્યાંથી પસાર થતાં હરણ કે સાબરનો તે શિકાર કરતો. તે ઉપર તેઓ પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યાં. કયારેક જંગલમાંથી શિકાર ન મળે તો સમુદ્રમાંથી માછલીઓ પકડવાનું પણ તેમને આવડતું હતું. જંગલમાં નારીએલીના વૃક્ષો ઉપરથી નારીએલો તોડી તેનાં કોપરાંની મોજ લેતાં તેમને ગમતું હતું. ગુફામાં ચોમાસાનું પાણી ઉતરવાની પુરી ધાસ્તી હતી. અહીંથી તરત છુટકારો થાય તેવી વકી નહોતી. એટલે પોતાના આરામ માટે એમણે પાકાં ઝુંપડાં બાંધવા નિશ્ચય કર્યો.

નદી કિનારે ઉંચાણ જમીન તેઓએ પસંદ કરી. જંગલમાંથી જુનાં સુકાં લાકડાં ભેગાં કરવા માંડયાં. કેટલાંક સુકેલાં વૃક્ષોની ડાળીઓ તેમણે કાપી કાઢી. એ રીતે મોટાં લાકડાંનો સમુહ ભેગો કરી એમણે લાકડાનાં મજબુત થાંભાઓ ખોદી તે ઉપર વરંડે ખીલાથી બેસાડયાં. એના ઉપર વહાણનાં પાટીઆં જડી એમણે મજબુત બે કેબીનો બનાવી લીધી. ગુફામાંથી ઘણો ખરો સામાન કેબીનમાં ખડકી દીધો. ઉપર નારીએલીનાં પાંદડાથી ઝાવલી બનાવી છાપરું કર્યું. જંગલી જાનવરોનો ભારે ભો હતો એટલે રહેઠાણની ચારે તરફ ઉંડી ખાઇ ખોદી રહેવા લાગ્યાં. આખી રાત્રિ મોટો અગ્નિ પ્રજ્વલિત રાખવામાં આવતો. વારાફરતી ચોકીદાર પણ સૌ રહેતા. શિકાર પુષ્કળ મળતો એટલે હવે નિર્વાહની ચિંતા નહોતી.

આ બેટમાંથી કેવી રીતે નાસી છુટવું એ હવે ચિંતાનો વિષય થઇ પડયો. કોઇ વહાણ આવા અગમ્ય પ્રદેશનાં બેટમાં આવી ચડે તેવો ભરોસો નહોતો.

સિંહોએ દેખાવ દીધો. એ પ્રચંડ સિંહ ફરી તરાપ મારી વાડની અંદર આવી ગયો. તરતજ છુપાયલા ખલાસીઓએ બંદુકોનો મારો ચલાવ્યો. દશ પંદર ગોળીઓની દક્ષિણા મેળવી સિંહનું મુડદું આંગણામાં પછડાયું ત્યારથી સિંહોની મુલાકાત અટકી ગઇ.

એક દિવસ સૌ ખલાસીઓ બોટ ઉપર કામ કરતાં હતાં એમની વાસ આવવાથી દૂરથી આફ્રિકાનો ભયંકર ગેંડો એમના ઉપર ધસ્યો. આ પહાડ જેવા શરીરને આવતો જોઇ ખલાસીઓ હથીઆરો નાખી નાઠા. જોડેના મોટાં વૃક્ષો ઉપર સૌ ચડી ગયા. ગેંડો આંખથી બહુ થોડું દેખે છે. પરંતુ તેની ઘ્રાણ શક્તિ અદ્‌ભુત હોય છે, તે બહુ અલ્પ મગજ શક્તિવાળું પ્રાણિ છે, એને ધુન ચડી એટલે તોફાન કરે, બાકી બીજી રીતે નિર્દોષ પ્રાણિ છે. એના પ્રચંડ બળથી સિંહો પણ ડરે છે, ઝાડ ઉપરથી મેઘે પોતાની બંદુક તાકી તેના ઉપર ફોડી, પરંતુ જાડી ચામડી ઉપર કાંઇ અસર ન કરતાં ગોળી બહારથી લાગી નીચે પડી ગઈ. બે કલાક સુધી આમ તેમ રખડી તેણે થોડાં નાનાં ઝાડો ઉખેડી અહીંથી વિદાય લીધી. પાછો ફરી દેખાયો નહિં.

મોટી જંગલી ભેંસો, હાથીઓનાં જુથો, ચિત્તા, છીપ્રા, હરણો, મોટાં સુવરો, ઉંટથી પણ દોઢાં ઊંચા જીરાફો, મોટાં મનુષ્ય જેવાં વાંદરાઓ અને અનેક જાતનાં પ્રાણીઓ તેમના જોવામાં આવતાં. પરંતુ દિવસે કોઇપણ એમની પાસે આવતું નહિ. સૌ પોતપોતાને માર્ગે વિચરતું હતું. એક પચીસ ફીટ લાંબા અજગરે એક દિવસે તેમના આવાસની મુલાકાત લીધી. પરંતુ ખાઈ ન ઓળંગવાથી તે પાછો ગયો. આવા ભયંકર પ્રાણિના સાન્નિધ્યથી સૌ ખલાસીઓ બહુ ચોંકી ઉઠયા. તેઓ બહુ સંભાળથી રહેવા લાગ્યા.

મેઘો માલમ એક સમયે હરણના શિકારી પાછળ પડયો. હરણ એને બહુ દૂર લઇ ગયું. તે નાસી છુટયું. રસ્તામાં પાછા ફરતા એને રાત્રિ પડી ગઈ, એક મોટા વૃક્ષ ઉપર ચડી તેણે રાત્રિ ગાળવાનો નિશ્ચય કર્યો, તે સંપૂર્ણ હથિયારબંધ હતો, ઝાડ ઉપર આવતા ચિત્તાઓથી તે વાકેફ હતો. એટલે પોતાનું શરીર જાડી ડાળી સાથે બાંધીને ચોકી કરતો રાત્રિ પસાર થવાની વાટ જોવા લાગ્યો. ચંદ્રના અજવાળામાં તેણે પહેલાં મોટા અજગરને ફરતો જોયો, તેનું હૃદય ભયથી કમકમ્યું, એટલામાં એક મોટા સાબરને ચરતું જોઇ અજગરે તે તરફ વળાંક લીધો. સાબરે ભયંકર શત્રુથી બચવા દોટ મુકી. પરંતુ ગભરાયલા સાબરે પુરતી સંભાળ લીધી નહિ, તેના આડા અવળાં શીંગડા એક ઝાડીમાં સપડાઈ ગયાં નીકળવાને ફાંફાં મારતો સાબર વધારે પ્રમાણમાં ગુંચવાયો.

ભયંકર અજગરે તેની સ્થિતિ નીહાળી, આવા લાંબા શરીરવાળા અજગરે ઘોડાવેગે દોટ મુકી, પુંછડીના એક ફટકાએ સાબરને જમીન દોસ્ત કર્યો. એણે સાબરના શરીર ઉપર પોતાના શરીરના વળ દીધા, એની ભયંકર ચુડમાં સાબર તડફડવા માંડયું. એક બે કરતાં ત્રણ વળો એણે સાબરના શરીર ઉપર આપ્યા. સાબરનાં હાડકાં ભાંગી ભૂકો થઇ ગયાં.

હજારો માથુના જેટલાં જાણથી એણે સાબરના શરીરને ખૂબ ભીંસ્યુ. એક પાસેના વૃક્ષ ઉપર પુંછડીથી થડ ભરાવી બાકીના લાંબા વળોથી સાબરને દબાવવા માડયુ.

ધીમે ધીમે સાબરનું શરીર દબાઇને લાંબુ થયુ. તેના પગો ઉપર પુંછડી મારી તેણે સીધા કર્યા. એક લાંબો માંસનો લોચો થઇ પડયો, જ્યા જ્યાં ગાંઠ જેવું લાગતુ ત્યાં ત્યાં પુંછડીની ઝપાટો મારી સીધુ કરવામાં આવતુ. બે કલાકની અંદર અજગરે સાબરના શરીરને હાડકાં ભાંગી લાંબો માંસનો લોચો બનાવી દીધો.

હવે અજગર થોડું દૂર ગયુ. પાછું વળી તેણે પોતાના મોઢામાથી ચીકણો રસ પ્રવાહ કાઢવા માડયો. સાબરના શરીર ઉપર તે રસ પાથરવા માંડયો. એના યોગથી માંસનો લોચો ખારે નરમ બન્યો, પછી અજગર તેને ગળવા માડયો. પોતાનું મોઢું તેણે ખેસીને ફાડયું. તેમાં પહેલા પગો ગળ્યા, પછી શરીર ગળવા માડયુ. આ ક્રિયા બહુ ધીમી હતી. વારંવાર કોઇ સારી રીતે નહી દબાયલાં હાડકાથી તેનુ ગળુ રૂંધાતુ. પરંતુ પુષ્કળ રસ કાઢી તે એ ભાગને હળવો બનાવતો હતો. ગળવાની ક્રિયા બહુ જ ધીમી અને કષ્ટમય હતી. આખું શરીર ગળતાં એને આઠ કલાક લાગ્યા. સાબરનું શરીર પેટમાં જતાં અજગર નિશ્ચેષ્ટ થઇ ઝાડીમાં પડયો. ત્રણ ચાર દિવસે કાંઇક શુધ્ધિ આવતા પોતાની ગવ્હરમાં સરી જવાનું એને માટે શક્ય હતુ.

સવાર પડતાં મેથો માલમ વૃક્ષ નીચે ઉતરી આવ્યો. તે દોડતો પોતાને રહેઠાણે આવી પહોંચ્યો. એણે પોતાના સાથીઓને રાત્રીની વિતકવાત કહી સંભળાવી. આવા ભયંકર શત્રુને પુરો કરવાનો આવો લાભ ફરી મળવાનો નથી, માટે આપણે જ્યાં સુધી બેશુધ્ધિમાં છે, ત્યાંસુધી પુરો કરી નાખવા ત્યા જવુ જોઇયે તેણે પોતાના સાથીઓને તેડી નિશ્ચેષ્ટ અજગરને બતાવ્યો. સૌએ જંગલમાથી સુકા લાકડા અને ડાળીઓ ભેગી કરી. અજગરની આસપાસ એ સર્વે ખડકવામાં આવી. તેમા સાત ઠેકાણે આગ લગાડી ખલાસીઓ ત્યાંથી નાસી ગયા બેશુધ્ધ અજગર આ આગમા બળી ગયો.

ઘણા ખરા ખલાસીઓ જંગલના ત્રાસમા સપડાયા હતા એમને અહીં વસતાં બાર બાર માસ થયા હતા. સૌ સ્વદેશ માટે ઝંખતા હતા. એક દિવસે એમણે એક કાળા સીદીને પોતાના આવાસ પાસે ઉભેલો દીઠો. તે સીદીએ જંગલી ભાષામાં કાંઇ સવાલ જવાબો પુછ્યા. ખલાસીઓ કાંઇ સમજ્યા નહિ. જવાબ નહિ મળવાથી સીદી પોતાને માર્ગે પડયો.

જંગલના સીદીઓની ક્રૂરતા વિષે મેથામાલમ જેવા મહા પ્રવાસીએ ઘણી વાતો સાંભળી હતી. એણે પોતાનાં સાથીઓને ગભરાવ્યાં નહિ, પરંતુ એમને રવાના થવા માટે સૂચના કરી. હોડી તૈયાર હતી, તેમાં પુષ્કળ હરણનું માંસ ભરવામાં આવ્યુ, તાજા પાણીના પીપો પણ બધી હોડીમાં મુકવામાં આવ્યાં, કપાસ અને બીજા મરી પણ અંદર મુકાયાં. હોડીને સમુદ્રમાં ઉતારવામાં આવી. શિયાળાની અનુકુળ ઋતુ હતી, હોડીને પાણીમાં ઉતારી

ખલાસીઓ બીજે દિવસે તેમાં ચડી બેઠા. સઢ ચઢાવવામાં આવ્યો, સમુદ્રમાં કિનારે કિનારે હોડી ચાલવા લાગી, અંદર હલેશાંઓની સગવડ હતી. પવન બંધ થયે હલેશાંથી હોડી હંકારાતી.

ત્રીજે દિવસે કિનારા ઉપરથી દૂરથી અનેક હોડીઓ આવતી ખલાસીઓનાં જોવામાં આવી. આફ્રિકાના જંગલી સીદીઓએ એમની પુંઠ પકડી હતી. મેલા માલમે આવતા ભયને પીછાન્યો. જો રક્ષણ મેળવવું હોય તો મહા સમુદ્રને શરણે જવા વગર છૂટકો નહોતો. સાઠ સાઠ જંગલી સીદીઓની હોડીઓએ એનો કેડો પકડયો હતો, તરતજ ખલાસીઓની હોડીનું મુખડું સમુદ્ર તરફ કર્યું. પાછળ આવતી હોડીઓએ પણ પુંઠ પકડી રાખી, પરંતુ ખલાસીઓની હોડી સરળ અને સઢવાળી હતી. અનુકુળ પવનથી તેઓ ક્ષિતિજમાં અદશ્ય થઇ ગયા, ત્યારે જ સીદીઓની હોડી પાછી ફરી.

બે માસ સુધી કિનારે કિનારે હંકારતાં એઓ એક રાત્રીના મોંબાસાનાં બંદરે ઉતર્યા. અહીં એમનાં દેશબંધુઓએ તેમને આવકાર આપી મહેમાનગીરી કરી, એ સૌને પાછા વહાણોમાં ચડાવી સ્વદેશ મુકવામાં આવ્યાં. રોમનાં રસ્તાનાં સંકટોનું બ્યાન કોઇ સમયે શ્રી ગુજરાતના વાંચકોને વિદિત કરશું.

## યમુનાતટ પર

: લાવણી :

યમુનતટ પર હે સખી ! ચાલ જઈ વસિયે,
ને પ્રેમધૂણી ત્યાં ધખવી ધૂન મચવિયે, ૧

તૃણ શિરજઆંગણે હરિયાળાં લ્હેરાતાં
ફુલગુચ્છમંડિરે હો ફુલપાદ મદમાતાં
શુભ અંશુછાંયડી શીતળ હો મનશાતા

ત્યાં સ્નેહગીતડે યમુનાજલ થંભવિયે.
યમુનાતટ પર હે સખી ! ચાલ જઈ વસિયે
ને પ્રેમધૂણી ત્યાં ધખવી ધૂન મચવિયે. ૨

તુજ વેણુનાદને પાલનમાં પણ જાતી
ફુલવાડી બાગમાં મુજ પણ કૈંક વહાતી,
ઉરધૂનમહીં પુનિતે પણ અન્ય વિતાવી

ફુલસુરભિયુક્ત જલસૂર ગીતમાં ભરિયે
યમુનાતટ પર હે સખી ! ચાલ જઈ વસિયે
ને પ્રેમધૂણી ત્યાં ધખવી ધૂન મચવિયે. ૩

વાપતાં સખી ! આપણી માનસી સૃષ્ટિ
પ્રિય દિવ્ય દીપ્તિથી ફુલ્લ પામતા દૃષ્ટિ
ને સ્નેહનીરમાં થતાં ફરી ફરી વૃષ્ટિ.

ખુદ પ્રેમદેવની અકળ પુરી ત્યાં સૃજિયે.
યમુનાતટ પર હે સખી ! ચાલ જઈ વસિયે
ને પ્રેમધૂણી ત્યાં ધખવી ધૂન મચવિયે. ૪

" સરોદ "

# વ્રતભંગ
[એકાંકી નાટક]

નલિન ભટ્ટ

[ ગતાંકના પૃ. ૯૩૪ થી ચાલુ ]

## પ્રવેશ સાતમો

સ્થળ :—વિશ્વામિત્રનો આશ્રમ.

સમય :—બીજા દિવસનો પ્રાતઃકાળ.

[ ઋષિજી એકલા ]

વિશ્વામિત્ર : (પશ્ચાત્તાપ કરતા) હાય! હૃદય! આજે આમ કાં થાય છે! પૂર્વજીવનના સંસ્કારનું તરુ આજે પુનઃ સજીવન થાય છે! કંઇ વિચિત્ર જ ભાવનાઓ ઉભરે છે. વિચારોના વાવાઝોડામાં મન તૃણ સમાન સપડાય છે! સાંઠ સાંઠ હજાર વર્ષો મનને નિયમમાં રાખવામાં ગાળ્યાં. પણ હાય! છેવટે મનની સ્થિતિ તો ઉછળેલા જલધિ સમી જ રહી! ત્હેનું એકે તરંગ આજે મ્હારે વશ નથી? સંયમ! હા! તે તો આજે આકાશકુસુમવત્ થઇ પડયો છે! હજારોનાં જીવનનો ઉદ્ધાર કર્યો પરંતુ મ્હારા આત્માનો મ્હેં જ વિનાશ આદર્યો? શિવ! શિવ! અચાનક સ્પર્શ થયો! ચરણ ઉપર ત્હેની અંગુલીઓ રમી ગઇ! અચાનક ત્હોએ સ્ત્રીસ્પર્શ! હાય! મ્હારી મેળવેલી સમગ્ર શક્તિનું તેણે તો હરણ કીધું. ઇન્દ્રને એ ઇર્ષ્યા ઉપની એવા મ્હારા તપોબળનો ક્ષણમાં વિનાશ, કર્યો! શિવ! શિવ! જીવનની અપૂર્વ સાધના નષ્ટ થઇ! એક સ્પર્શે કેવા કંપ અને ધ્રુજારા અનુભવ્યા! સાંઠ સાંઠ હજાર વર્ષો પછી પણ આવી અપૂર્ણતા! નિર્બળતા! ધિક્કાર છે મ્હારા જીવનને! (કેટલીક ક્ષણો પછી)

મૂઢ સંભ્રાંત હૃદય! તું કોના ઉપર મુગ્ધ બને છે? નશ્વરને માટે આટલો તનમનાટ! દુર્બળ! ત્હેની સમક્ષમાં તો તું ત્હારો વિવેક ન્હોતું વીસર્યું.

[ પાછો વિચારપ્રવાહ જુદી દિશાએ કરે છે. ]

શું હું ખરેખર વિવેક ભ્રષ્ટ નહોતો થયો! શા માટે અંતરાત્માને એ છેતરશો! ખરેખર! મ્હેં તેના સૌંદર્યનો તિરસ્કાર કર્યો. પણ શું તે અંતરથી હતો?

મ્હેં ત્હેને ઉપદેશવચનો કહ્યાં! તે એ શું હૃદયનાં ખરા ઉદ્ગારો હતા! બધું એ વાણીમાં જ હતું! ત્હેને ધિક્કારી ત્યારે પણ મ્હારા હૃદયમાં શા ભાવો હતા! એ બધામાં યે હું મ્હારા આત્માને જ છેતરતો હતો!

[ થોડી ક્ષણો પછી ]

ક્રૂર! વિવેક ભ્રષ્ટ હૃદય! ત્હેનો વિચાર કરવાનો એ ત્હને અધિકાર નથી. આધ્યાત્મિકતાના ઉન્નત શિખરે રમતું હૃદય, આજે સ્થાન ભ્રષ્ટ થયું! અવનતિની ઊંડી ખીણમાં જઈ પડ્યું! સત્યદૃષ્ટિ ઉપર અંધકારનો ઓપ ચઢ્યો. પ્રભુની પુણ્ય વીથિ વિસર્યો, અને આસુરી માર્ગ સ્વીકાર્યો! હાય! દૈવી અને આસુરી વૃત્તિના તુમુલ યુદ્ધમાં આસુરીનો વિજય થયો! મન ભ્રમના ચકે ચઢ્યું. હાય! દુષ્ટ વિચારો દુષ્ટ કૃત્યો કરતાં એ વધુ અમંગળ છે–તિરસ્કરણીય છે! પ્રભુ! પ્રભુ! આવી નિર્બળતા! આટલું અધઃપતન! શિવ! શિવ!

[ ઋષિ આવેશના વેગમાં બેસી જાય છે. ]

પ્રવેશ સાતમો સમાપ્ત.

## પ્રવેશ આઠમો

સ્થળ :—મન્મથોદ્યાન.

સમય :—પ્રાતઃકાળ.

વાસંતી, મદન અને મેનકા.

મેનકા : ( હતાશ હૃદયે ) દેવી! મ્હેં ન્હોતું કહ્યું કે કાર્યમાં સિદ્ધિ મેળવવી સુલભ નથી! ઋષિના બ્રહ્મતેજનો પરાસ્ત કરવું કઠિન છે! ત્હેમની સ્થિરતા અંશ માત્ર પણ ખંડિત કરવી એ ચક્રમણિને વજ્રથી છિન્ન કરવા બરોબર છે!

વાસંતી : ( આશા આપતાં ) શું ત્યારે સ્ત્રીના જીવનનો હ્રાસ થયો! અશક્ય! અરે! જેના મુખમંડલના લાવણ્યે શરદ ઋતુનું કમળ પણ લાજે–જેના નેત્ર બાણે ધ્રુવની અચળતા પણ ડગે–જેની વાણીની મધુધારાના બિંદુ માત્રે સારો જલધિ પણ મધુર બને–તેનો જ પરાજય થયો! અને તે પણ એક 'રાજર્ષિ' સમક્ષ! વત્સે! એ તો તેં નિશાન બરાબર સાધ્યું ન હોય! નહિ તો લક્ષ્ય વેધ્યા વિના રહે જ નહિ. કદાચ તું લક્ષ્ય વીંધીને આવી હોય! પણ તને ખબર ન હશે. કહે તો ખરી સાયંકાળે ત્યાં શું બન્યું હતું!

મેનકા : દેવી! કાલે સાયંકાળે હું મંદાકિનીને કિનારે પહોંચી. ઋષિજી ધ્યાનમગ્ન બની ત્યાં શિલાસન સેવતા હતા. ચારે તરફ કુદરતનું કોઈ અજબ પ્રકારનું–પૃથક્કરણ ન કરી શકાય એવું–અગમ્ય છતાં એ સુંદર–માધુર્ય પ્રસરી રહ્યું હતું. ભગવાન સહસ્રરશ્મિનાં સુવર્ણાં કિરણો મંદાકિનીની જલલહરીઓમાં વિહરતાં

હતાં-વલયે-વલયમાં. જાણે હીરક કણીઓ પૂરતાં હતાં ! ધીરે ધીરે અજવાળું ઉડી ગયું અને અંધારું અવતર્યું. જાણે પુણ્ય ઓસરી પાપ પથરાયું ! એવે મદને મને કહ્યું. "દેવી ! હવે યોગ સાધવાનો સમય છે. ઋષિની સમીપે ગમન કરો અને ઇન્દ્ર દેવની આજ્ઞા પ્રમાણે વર્તો." હું ગઇ. પરંતુ સમીપે જતાં જ સ્થંભી ગઇ. જાણે પૃથ્વીએ જ મારા ચરણો ન રોકયા હોય ! હું સ્તબ્ધ બની. હજારો અનુભવ છતાં હું બાળક સમી બની ગઈ! ઋષિના લલાટમાંથી તેજના રજઃકણો-જાણે જ્યોતિના તણખાઓ ઉડતા હતા ! તે તેજપ્રભાવે મ્હારી વાસના ભસ્મીભૂત થઈ અને તેની વિભૂતિમાંથી પુણ્ય ભાવના પરિણમી. ઋષિની પ્રતિભા નિહાળી હું નિસ્તેજ બની. મ્હને ભાસ્યું કે જાણે હું હમણાં જ પીગળી જઈશ. પરંતુ મદને મ્હારામાં ચેતના રેડી અને હું સ્વસ્થ થઇ. એકવાર ફરીથી ઋષિ તરફ નિહાળ્યું અને ફરીથી ચરણો ધ્રૂજ્યા.

વાસંતી : પછી ?

મેનકા : ક્ષણવારમાં મને મ્હારા કાર્યનું ભાન થયું અને સ્ફુર્તિ આવી. હજી ઋષિ તો તેજ અવસ્થામાં હતા. મ્હારા નૂપુર અને વલયના રણકારો ત્હેની કર્ણ વિવરે ભગ્ન થઇ પાછા ફર્યા. જાણે શૂન્યત્વમાં પડયા. ત્હેમનામાં કોઈ પણ જાતની ચેતના ન રોપી શકી. ત્હેમની દૃષ્ટિ બંધ હતી. એટલે મ્હારાં નેનો પણ પાછાં પડયાં-પુનઃ ક્ષણભર ક્ષોભ ઉપન્યો અને શમ્યો. એવામાં મ્હને મ્હારા દૈવી કંઠની મધુરતાનું સ્મરણ થયું તેનો પ્રભાવ પ્રસારવા યત્ન કર્યો. સંગીત શરૂ કર્યું. તરૂઓ સ્તબ્ધ બન્યાં-પંખીઓ એક ચિત્તે સુણતાં હતાં-ગંગોત્રીની લ્હરીઓમાં સંગીત ધ્વનિ નાચી રહ્યો. પત્થરોમાં ચેતન પુરાયું. કુંજે કુંજે સંગીતની છાયાઓ તરતી હતી. ત્હેનાં આંદોલનોનો ભણકાર ઋષિહૃદયમાં એ પડયો. અને તેઓએ ચક્ષુ ઉકેલ્યાં-જાણે સૂર્યનો ઉદય થયો-પણ ચંદ્રની સ્નિગ્ધ પ્રભા ભર્યો : મ્હેં સંગીત બંધ કર્યું. ઉભી થઇ ત્હેમના ચરણોમાં નમી. ત્હેમના ચરણોનો સ્પર્શ કર્યો.

વાસંતી : અને છતાં એ કહે છે કે તું પરાજીત થઇ।

મેનકા : દેવી। તે સ્પર્શે તો જાણે મ્હારી દેહલતા સૂકવી નાંખી। ત્હેમાંથી જાણે જીવન રસ હરી લીધો ! ઋષિજી ચમકયા અને એકાએક ઉભા થયા. મ્હને પૂછયું. "સુંદરી। આપ કોણ છો." ?

હું નીરવ રહી. સંક્ષુબ્ધ બની. પરંતુ એટલામાં તો મદને મ્હને ઉત્તેજીત કરી. નયનો નચાવતાં મ્હેં જવાબ વાળ્યો, "હું કોણ છું ? તપસ્વીન્ ! હું જગતની આદ્યશક્તિ છું. અણુએ અણુમાં મ્હારી શક્તિ પ્રસરી રહેલ છે. મૃણ્મયી પાત્રમાં ભરેલી, હું સ્વર્ગની સુધા છું. જગતના શુષ્ક અરણ્યમાં આર્દ્રતા સીંચનાર હું મંદાકિની છું. સારા દિવસમાં સૂર્યના પ્રચંડકિરણે તપ્ત થયેલાં વિશ્વ, રજનિમાં સુધાવર્ષથી-શાંતિ સિંચનથી-જીવનદાયી અને આનંદકારી-કૌમુદી છું. નીરસ જીવનમાં રસની છોળો ઉછાળનાર રસસ્રોત છું.

હતાશની આશા છું. અને-અને-અંતે હું એક સહૃદય 'આર્ય રમણી' છું." છેલ્લું વેણ ઉચ્ચારતાં મ્હારી આંખોમાંથી વિદ્યુત્ સર્ગ આવી હૃદયે અથડાઈ ભંગ પામી. તેઓ તો અડગ જ હતા. મ્હેં પુનઃ બોલવું શરૂ કર્યું. "તપસ્વીન્! જગતનો હું આધાર છું, છતાં મને નિરાધાર છું. આપના હૃદયમાં જીવનરસ વર્ષાવી શકું છું. પણ મને જીવનરસ વિહોણી છું હતાશની આશા છું કિન્તુ મને નિરાશ છું. સંતાપની શાન્તિ છું પણ મને અશાન્ત છું. જીવનપંથે પ્રવાસિની છું. જગતમાં ફરું છું. આધાર શોધું છું-શાન્તિ શોધું છું-આશા ખોળું છું-જીવનરસ ખોળું છું. આપશો? આધાર! જીવન! આશા અને શાન્તિ?" આ બોલી હું શાન્ત રહી. ઋષિના નેનોમાં વિકાર શોધવા લાગ્યા પણ અપૂર્વ એવું ફક્ત એક જ વસ્તુ નિહાળી. અને તે સામાન્ય દૃષ્ટિથી ન નિહાળી શકાય એવી શાન્તિ હૃદયમાં વ્યાપી રહી.

વાસંતી : વત્સે! રાજર્ષિએ શો જવાબ વાળ્યો? તું કહે છે કે તું હારી પણ મ્હને ના ભાસે છે કે તું વિજયનું સત્ય બીજ રોપીને જ આવી છું પરંતુ ખીલતું ફળ બનતાં સુધી તહારામાં ધીરજ નહતી-હિંમત નહતી

મેનકા : દેવી! રાજર્ષિ ઘણીવાર તો અબોલ જ રહ્યા. ધીમે ધીમે હેમણે બોલવું શરૂ કર્યું. હેમના શબ્દે શબ્દમાંથી ઉપદેશ ઝરતો હતો. પરંતુ હેમાં કોઈ લાગણીનું સામર્થ્ય તો ન જ હતું. સાથે અકલ્પ્ય એવો તિરસ્કાર પણ હતો. હેમના *વાક્યોમાં કઠોરતાએ નહતી તેમ સ્વાભાવિક મધુરતાએ નહતી.* સહેજ મમતા અને મૃદુતા તો હેમાં સ્પષ્ટ તરતી હતી. હેમણે મ્હારા રૂપનો તિરસ્કાર કર્યો પણ સ્પષ્ટ રીતે નહિ. મ્હારી ભાવનાને વખોડી પણ ગંભીર શબ્દોથી. મ્હારા નેનોનો પ્રભાવ મંદ પાડ્યો પણ તેમના નેત્રોના અસ્પષ્ટ તિરસ્કારસૂચનથી જ. મ્હાને મ્હાત કરી પણ પ્રશમાભર્યાં શબ્દે અને પ્રભાવભર્યાં મુખે! દેવી! પરંતુ એ બધામાં પણ કોઈ ઉણપ તો હતી જ તે સમયે તેઓ ન નિહાળી શકાય એવી મૂંઝવણ અનુભવતા હતા. મ્હને ભાસ્યું કે વાણીદ્વારા તેઓએ મ્હારો તિરસ્કાર કર્યો પરંતુ મનમાં તો તેઓ મ્હારી જ સમાલોચના કરતા હતા. તેઓના શબ્દે શબ્દમાં સામાન્ય જનથી ન કળી શકાય-એવી આસક્તિની અપૂર્વ છટા હતી. પરંતુ એટલામાં તો તેઓ ઉઠ્યા. "શિવ-શિવ"-નો ઉચ્ચાર કરતા આશ્રમ તરફ વળ્યા. પરંતુ જતાં જતાં એકવાર મ્હારા ઉપર જ તિરસ્કાર ઉપજ્યો-ક્રોધ આવ્યો પરંતુ મ્હને મદને આશા આપી. હું પાછી ફરી. દેવી! કહો, હવે હું હારી કે નહિ!

વાસંતી : વત્સે! કોણ કહેશે કે તું હારી! ઉલટો તહારો જ વિજય થયો. તહારા એક જ કટાક્ષથી ઋષિજીમાં કંપ ઉદ્ભવ્યા! તહારા નેનબાણે જ ઋષિજી વિંધાયા. પરંતુ હેમનામાં બધું સ્પષ્ટપણે વ્યક્ત કરવાની હીમત નહોતી. આજે પુનઃ મદન સાથે સવિતારે સંચરજે. તું ત્યાં જોજે કે ઋષિજી તહારાજ નામનો જપ કરતા હશે. ચાલો અત્યારે આરામ લઈએ.

[ બધાં જાય છે. ]

પ્રવેશ ૯ મો સમાપ્ત.

## પ્રવેશ ૯ મો.

**સ્થળ :**–ગંગોત્રીનો કિનારો.

**સમય :**–સાયંકાળ પછીનો.

[ વિશ્વામિત્ર ]

વિશ્વામિત્ર : અહહ!!! નામ પણ કેટલું મધુરૂં! મુખમંડળ પણ કેટલું મનહર! જાણે ઉષાનો જ અવતાર! નેનો પણ કેવાં રસભર્યાં! જાણે રસ સાગર જ હેમાં ઉછળતો ન હોય! જાણે સમગ્ર જગતની રસિકતા જ તેમાં વસી નહોય! હેના નેનોએ તો મ્હારો હૃદયતટ ભેદયો–તેમાંથી પુન: વિકાર–રસનું ઝરણું વહતું કર્યું! અને તન્વાંગીનો ભૂભંગ! જાણે ગંગોત્રીમાં જલતરંગ! અને દેહનું સૌંદર્ય! શુષ્ક–અરણ્યમાં એ સૌંદર્ય સીંચે એવું. હા! અને કરસ્પર્શ! તેણે તો હૃદયવીણા ઝણઝણી ઉઠી. હાં! દર્શનથી એ જન્મ સફળ જાય તો તો.......... ............( ભાન આવતાં )

અરે! શિવ! શિવ! આ મેં શું વિચાર્યું! દુષ્ટ હૃદય! ત્હારી દુષ્ટતાનીએ સીમા નથી. સાંઠ સાંઠ હજાર વર્ષના યોગે સંચિત કરેલાં બ્રહ્મતેજનો આમ વિનાશ! શિવ! શિવ!

[ ક્ષણવાર પછી ]

અરે! પણ આ શું? હૃદય કેમ પ્રબળ વેગથી ઉછળી રહ્યું છે? હા! એનો તનમનાટ કેમ શમતો નથી! હેની જ કેમ લ્હે લાગી છે? હેના દર્શનની ઇચ્છા કાં પ્રબળ થતી જાય છે? પ્રભુ! પ્રભુ! વિનાશ સમીપે જણાય છે.......................

[ રાજર્ષિના અંતરાત્મામાંથી પડઘો પડે છે ]

( પુન: )

ઉદ્ધાર! ઉદ્ધાર! હા! મ્હારો આત્મા પણ મ્હને છેતરી રહ્યો છે. મ્હારો ઉદ્ધાર! અને તે પણ આવા પાર્થિવ સંયોગમાં! અવશ્ય વિવેકશક્તિનો લય થયો છે. ( ખડ ખડ હસે છે. ) હા! આત્મા એ પતનમાં જ ઉદ્ધાર બતાવે છે? મ્હારૂં બ્રહ્મતેજ પરવાર્યું,–પુણ્ય અસ્ત પામ્યું. હા! નેત્રોમાં અનગે અંધકાર આવ્યો છે! શિવ! શિવ!

[ એવામાં સંગીતનો સૂર સંભળાય છે ]

વિશ્વામિત્ર : (કર્ણે હસ્ત મૂકીને ઉન્મત્ત થઇ) હા! તે જ કંઠ! તે જ મધુરતા! તે જ સંગીતનું તલસ્પર્શીપણું!

[ સંગીતની દિશા તરફ જાય છે. )

અરે! તે જ લલિત મૂર્તિ! અંગ પ્રત્યંગમાં તેના તે જ હાવભાવો!

[ વધુ પાસે જાય છે ]

મદન : (મેનકા સિવાય કોઈથી ન સંભળાય એવા સૂરે) દેવી! સંગીતના સૂરે હરિણ મુગ્ધ બન્યો છે. રખે ચૂકતા હવે શરનિપાતમાં.

(એટલામાં વિશ્વામિત્ર મેનકાની સમીપ જઈ પહોંચે છે.)

વિશ્વામિત્ર : રમણી!

[મેનકા ચમકવાનો ઢોંગ કરે છે]

મેનકા : (શરમાતી) કોણ રાજર્ષિ!

વિશ્વામિત્ર : હા, રમણી! કાલે મ્હેં ભૂલથી તમારો તિરસ્કાર કર્યો. મને ન્હોતી માહિતી કે આપ જ અમારાં અતિથિ છો!

મેનકા : દેવ! આપનો તિરસ્કાર સ્થાને જ હતો. માન અને વિવેક તો મ્હેં વિસાર્યાં હતાં, કે મહાન ઋષિ સમક્ષ સ્ત્રીહૃદયની નિર્બળતા વ્યક્ત કરી. હવે મને પશ્ચાત્તાપ થાય છે. દેવ! ક્ષમ્ય છું. (ફરી ચરણે પડવા જાય છે)

વિશ્વામિત્ર : અરેરે!! એ શું કરો છો? ભૂલ તો મ્હારી થઈ, ક્ષમ્ય તો હું છું.

મેનકા : દેવ! આપના ઉપદેશે મ્હારા હૃદયના વિકારો શમાવ્યા. "યુવાનીના ઓરતાઓ" દૂર કર્યાં. આપની તો હું જન્મભરની ઋણી છું. આપે તો મ્હારા જીવનની જ્યોતિ પ્રગટાવી!

[મેનકાના લોચને સહસ્ર દીપકો ઝળકે છે અને ઋષિ પીગળે છે.]

વિશ્વામિત્ર : (હતાશ થઈ) (સ્વગત) હા! એ જ સ્ત્રી સ્વભાવની વિશેષતા. ન્હાનાશાં હૃદયમાં પણ ક્ષોભના ઉછળતા વારિધિને શમાવી શકે છે. એમના અમેય વચનોનો પાર પામવો એ જલધિજલની ગંભીરતા માપવા બરાબર છે (પ્રકાશ) અને તમે! તમે પણ મ્હારાં હોલવાઈ ગયેલા પૂર્વજીવનની જ્યોત પુનઃ જાગૃત કરી.

મેનકા : મ્હેં? કેવી રીતે!

વિશ્વામિત્ર : તમારાં નેનદીપકે!

મેનકા : (જાણે ઋષિનો ભાવ ત્યારે જ કળી શકી હોય તેમ સ્થિર નેને) રાજર્ષિ! આપનાં વચનો અસ્થાને છે. તમારા જ ઉપદેશોને તમો વિસારો છો! કાલે આપે શું કહ્યું હતું? સ્મરણ છે!

વિશ્વામિત્ર : પરંતુ તે તો કાલ હતી. મનુષ્યના જીવન વિષેની કલ્પનાઓ પળે પળે પરિવર્તન પામે છે.

મેનકા : (કટાક્ષમાં) ઋષિજી! ક્ષમ્ય છું. પરંતુ આજના કરતાં તમારી કાલની જીવન વિષેની કલ્પના વધુ સુસ્પષ્ટ હતી—વધુ ભાવનાશાળી હતી—ઉન્નત હતી. દેવ! ગુણને માટે કુંદનનો મોહ ક્યાં આણી રહ્યા છો? કીર્તિ માટે શાશ્વતને શું વેચો છો! શા માટે મેળવેલાનો દુર્વ્યય કરવા તત્પર થયા છો! દેવ!

"સૌંદર્ય તો ખરતા તારા જેવું છે. ક્ષણભર જીવનવ્યોમને ઉજાળશે અને ક્ષણમાં પાછું ઉપન્યું ત્યાં શમી જશે."

[વાયૂની લ્હેરે મેનકાના સ્તનપ્રદેશપરનું વસ્ત્ર સરે છે. ઋષિ વિહ્વળ બને છે.]

વિશ્વામિત્ર : સુંદરી! ત્હારા કટાક્ષપૂર્ણ વાક્યો વીંધ્યા હૃદયને છિન્ન કરે છે. ત્હેમાં ભરેલા ઉપદેશ નિસત્ત્વ ભાસે છે. કાલે તો તું જ કહેતી હતી કે નીરસના જીવનમાં એ તું રસસરિતા વહેવરાવી શકે છે?

[ હિમગિરીને લલાટે અર્ધચંદ્ર તરે છે. ]

મેનકા : અને હજી પણ એમ જ કહું છું પણ-પણ-હું તો ત્હમને...

[ મેનકાના નેનોમાં વિચિત્ર ભાવો તરે છે. ]

વિશ્વામિત્ર : મ્હને શું ?

મેનકા : હં..........? ના. ચેતાવું છું. ( મેનકા નીચું જુવે છે.)

વિશ્વામિત્ર : ( મેનકાની સીંદુર પુરિત સેંથી તરફ અનિમેષ નેને જોઇ રહે છે. ક્ષણવાર પછી.) દેવી! ચંદ્ર ચમકે છે? [ મેનકાની સમીપે સરે છે. ]

મેનકા : (સ્ત્રીસ્વભાવને અનુકૂળ ભાવો બતાવતી) દેવ! હજીએ ચેતાવું છું.

[ કહી નખવતી ભૂમિખનન કરે છે. ]

વિશ્વામિત્ર : સુંદરી! હવે બહુ થયું. સંયમની પાળો તૂટી છે. હૃદય વિવેકશૂન્ય બન્યું છે. (મેનકાનો હાથ પોતાના હાથમાં ધરે છે.)

મેનકા : (જરાએ આનાકાની કર્યા વિના-ઋષિ તરફ એક દ્રષ્ટિ જોતાં દેવ! હજી ચેતો! જે નથી તેની આશામાં જે છે તે ન ગુમાવો.

વિશ્વામિત્ર : વિવેકબુધ્ધિ તો ત્હેં હરી લીધી છે. પછી ચેતના ક્યાંથી હોય! રમણી! હૃદયભૂમિ તપે છે વર્ષાની રાહ જુવે છે.

મેનકા : (સંપૂર્ણ સ્ત્રીચારિત્ર્ય બતાવતાં) દેવ! જો જો હાં! પશ્ચાત્તાપ કરશો, હું નિર્દોષ છું.

વિશ્વામિત્ર : (મેનકાની તદ્દન સમીપે જતાં) હું ક્યાં કહું છું કે તું દોષિત છે? (મેનકાને પાસે ખેંચી કપોલ ચુંબનથી બીંજવે છે અને ચંદ્ર વાદળમાં છુપાય છે.)

પ્રવેશ નવમો સમાપ્ત.

# પ્રવેશ દશમો.

**સમય:** પ્રાતઃકાળ પછી.

વિશ્વામિત્ર : હાય ! ડુંગરો ડોલતા લાગે છે ! આકાશ ઉલટતું ભાસે છે ! તરવેલીઓ ચકર ચકર ફરતાં જણાય છે ! અરે ઓ !! શા માટે બધાં મ્હારા તરફ ક્રોધભરી નજરે નિહાળો છો ! મા ! ગંગોત્રી ! તું પણ આટલી ક્રૂર કેમ દિસે છે ! હા ! શિવ શિવ !! મ્હારા હમેશના નિસર્ગ સાથીઓ પણ મ્હારો જાણે તિરસ્કાર કરે છે ! આ વનભૂમિ પણ મ્હારા પાપે તેજવિહીન ભાસે છે પ્રભુ ! મ્હારાં કૃત્યે તો મ્હારા પૂર્વજો પણ લાજ્યા. હા ! જે જ્યાં ન હતું તે ત્યાં જોયું ! અસત્‌માં સત્યની ભ્રાંતિ થઇ ! વહ્નિમાં શાંતિ અનુભવી ! હાય ! જ્યાં શુદ્ધ જ્યોતિ વિલસતી હતી ત્યાં તો મ્હેં અંધકાર પરખ્યો અરે ! વિકલતામાં સૌંદર્યની પર્યાપ્તિ માની ! સાઠ સાઠ હજાર વર્ષોની તપશ્ચર્યા ઉપર પાણી ફેરવ્યું ! પ્રભુ ! પ્રભુ ! પણ મ્હને પાપીને એ પુણ્ય શબ્દ ઉચ્ચારવાનો એ શો અધિકાર છે. હું કેટલો મૂઢ ! તપભંગમાં જ વ્રતની સમાપ્તિ માની ! હાય ! આત્મકલ્યાણ તો ન સાધ્યું પણ જગત્‌કલ્યાણ પણ ગુમાવ્યું. હવે પણ એની આશા જ શી વળી . ....

[ એવામાં આકાશવાણી થાય છે. ]

"વત્સ ! વૃથા શોકનો ત્યાગ કર. ત્હેં જગત્‌નું કલ્યાણ સાધ્યું છે જ. અને જગત્‌હિત સાધવામાં જો સાઠ હજાર જન્મોની સાઠ સાઠ હજાર વર્ષોની તપશ્ચર્યાનો ભંગ થાય તો તે ક્ષન્તવ્ય જ છે અરે શ્રેયસ્કર છે. ત્હને નથી ખબર કે ત્હેં જગત્ ઉપર કેવો મહાન ઉપકાર કર્યો છે. ત્હારે શાપ તો ભવિષ્યમાં સૃષ્ટિના અસંખ્ય માનવીઓના સુખનું કારણ બનશે જ્યાં સુધી માનવજગતમાં સાહિત્યનો પ્રવાહ રહેશે, તેની જરૂર રહેશે ત્યાં સુધી તો ત્હારૂં કાર્ય અભિનંદનીય મનાશે. કારણ ત્હારા તપભંગમાં તો વિશ્વના ભાવિ સાહિત્યની સમ્રાજ્ઞીનો જન્મ છે.

સમાપ્ત.

# મહાન ફ્રેંચ નાટકકાર રાસિન

> "Racine is the Raphael of the drama. We find in him all the distinctive qualities of that great master, in whom the antique feeling for beauty was combined with the Christian genius," — *Lamennais.*

૧૮૩૦ માં વિક્ટર હ્યુગોનું Hernani નામનું નાટક પ્રસિદ્ધ થયું અને તેની સાથે ફ્રેંચ નાટ્ય-સાહિત્યમાં Romanticism નો પ્રવેશ થયો; ત્યાર પહેલાંના ફ્રેંચ નાટકો એરિસ્ટોટલના જમાનાનાં ગ્રીક સાહિત્યનાં નાટકો માફક સ્થળ, કાળ અને મુખ્ય પ્રસંગની ત્રણ મર્યાદાઓ જાળવીને લખાતાં. આ Classicism ની અસર તળે લખાયેલાં નાટકોમાં અરુચિકર દૃશ્યો કાઢી નાંખવામાં આવતાં અને પાત્રોના મુખેથી તેમનું ફક્ત વર્ણન જ થતું વિખ્યાત ફ્રેંચ નાટકકાર રાસિનનાં નાટકો Classicism ની અસર તળે લખાયેલાં છે. એ પ્રકારનાં નાટકોનાં લેખકોમાં Corneille અને રાસિન અગ્રપદ ભોગવે છે.

ક્લાસિકલ ફ્રેંચ નાટકના કોરનેલ અને રાસિન માતપિતા ગણાય છે. કોરનેલનું અક્કડપણું, તેનું જોમ, તેની જ્વલંત શૈલી, તેની ફ્રેંચ નાટકના પિતા તરીકે યોગ્યતા પૂરવાર કરે છે. રાસિનમાં આપણે માતૃસુલભ મનોહર છટા, માર્દવ અને માધુર્ય જોઇ તેને ફ્રેંચ નાટકનું માતૃત્વ બક્ષવા લલચાઇએ છીએ. મહાન ફ્રેંચ ટીકાકાર સેંટ બવ (Sainte Bouve) તેને વિષે લખે છે, "The most marvellous, the most accomplished, and the most venerated of all French poets.' વૉલ્ટેરને રાસિનના નાટકો પર ટીકા કરવાનું કહેવામાં આવતાં તેણે કહ્યું હતું: 'રાસિન પર નિબંધ લખવો! વારુ મારે ફક્ત તેના દરેક પૃષ્ઠની નીચે સુંદર સંપૂર્ણ, તાલબદ્ધ, ભવ્ય એટલું જ લખવું પડે!'

જૂના વખતના એથેન્સમાં પેરિક્લિસનો જમાનો સાહિત્યના ક્ષેત્રમાં અને રણસંગ્રામમાં આબાદી ભોગવતો હતો તેમ ફ્રાંસમાં લુઇ ૧૪માનું રાજ્ય પણ તેની આબાદી માટે વખણાતું. કોરનેલ, મોલિઅર અને રાસિન એ વખતના સોફોક્લિસ, એરિસ્ટોફેનીસ અને યુરિપિડીસ ગણાય છે. રાસિનને એસ્કિલિસ માટે પ્રેમ નહોતો, પણ સોફોક્લિસ અને યુરિપિડીસના નાટકોમાંથી તેને ઘણું મોઢે યાદ હતું. યુરિપિડીસનો તે ચેલો કહેવાય છે.

યુરિપિડિસે બધાં નાટકો કરુણરસપ્રધાન લખ્યાં અને એક જ 'The Cyclops' હાસ્યરસિક લખ્યું તેમ રાસિને પણ ફક્ત 'The Litigants' સિવાય બધાં નાટકો કરુણ રસ પ્રધાન લખ્યાં. યુરિપિડીસ માફક તેનાં નાટકોમાં ભયાનક, રોમાંચક, વાત્સલ્ય, કરુણતા રેસાથી ભરેલા દૃશ્યો કરતાં વિરોધી લાગણીઓના યુદ્ધનું બળ વધુ પ્રમાણમાં છે. બન્નેની એક બીજી ખાસિયત પૂર્વકથન અને દલીલો કરવાની છે. આથી નાટકોમાં ગાંભિર્યનું તત્ત્વ આવી જાય છે અને વાચકને કોઈક કંટાળો આવે છે. રાસિનના નાટકોનું વસ્તુ અટપટું કે ગુંચવણ ભરેલું નથી હોતું પણ સાદું અને સરળ હોય છે. 'Berenice'નું સરળ વસ્તુ અસહ્ય કંટાળો આપે એવું છે. Andromache માં વસ્તુ વિકાસ માટે ઠીક અવકાશ રહે છે. તેથી તેમાં છેક અંત સુધી રસ પડે છે.

જ્યાં રાસિન (Jean Racine) નો જન્મ ૨૧ મી ડિસેમ્બર ૧૬૩૯ માં લા ફેર્તે-મિલોં નામના ફ્રાંસના ઍસ્ન વિભાગમાં આવેલા નાના શહેરમાં થયો હતો. તેના પિતા સરકારના મીઠા ખાતામાં કર ઉઘરાવનાર અમલદાર હતા. તેના પિતાએ લગ્ન કર્યાબાદ પંદર મહિને રાસિનનો જન્મ થયો. તે પિતાનો એકનો એક પુત્ર હતો, પણ તેને એક મેરી નામની તેનાથી વર્ષે નાની બહેન હતી. રાસિનના માબાપ બાળપણમાં જ મરણ પામ્યા. રાસિન દાદા પાસે રહ્યો અને મેરી આયા પાસે રહી. રાસિન દસ વર્ષનો થતાં તેના દાદા મરણ પામ્યા અને દાદીને માથે તેની સંભાળ રાખવાનું કામ આવી પડ્યું.

રાસિને કોલેજ દ બોવેમાં ભણી લેટીનનું જ્ઞાન સંપાદન કર્યું. સોળમે વર્ષે તેને ધાર્મિક પાઠશાળા પોર્ટ-રૉયલની શાખામાં ભણવામાં આવ્યો. અહિં તે ત્રણ વર્ષ રહ્યો, પણ તેને આ સંસ્થાના કડક નિયમોપર અણગમો હતો. અહિં તેના હાથમાં 'ઇથીઓપિકા' નામનું વાર્તાનું પુસ્તક આવ્યું, પણ તેના ગુરુ લાન્સેલોએ તે ઝુંટવીને બાળી નાંખ્યું. પુસ્તક નિર્દોષ પ્રેમ વાર્તાનું હતું અને રાસિનને અત્યંત ગમી ગયું હતું. તેણે તેની બીજી નકલ મેળવી વાંચવા માંડ્યું, પણ આ બીજી નકલના પણ પહેલી જેવા જ હાલ થયા. રાસિન આથી ડરી ગયો નહિ, તેણે છુપી રીતે ત્રીજી નકલ મેળવી બરોબર વાંચીને ગોખી નાંખ્યું. તેનો વિચાર એ વસ્તુ પર નાટક લખવાનો હતો. તેણે પછીથી એ પુસ્તક ગુરુજીને ચરણે ધરીને કહ્યું: 'આને પણ હવે પહેલાંની માફક ખુશીથી બાળી નાખો.' તેને ધાર્મિક બાબતો કરતાં ગ્રીક કાવ્યો અને નાટકોમાં વધુ રસ પડતો. તે ગ્રીક સાહિત્યનું અનુકરણ કરી કાવ્યો ને સંવાદો રચતો અને તેના શિક્ષકો તે લાગણી જાણતા અને તેને લેટિનમાંથી પ્રાર્થનાઓનું ભાષાંતર કે એવું કાંઈક ધાર્મિક સાહિત્ય લખવા સલાહ આપતા. તેના જીવનમાં છેલ્લા વર્ષો તેણે પ્રાર્થનાઓના ભાષાંતર કરવામાં જ ગાળ્યાં હતાં.

૧૯ વર્ષની વય પહેલાં તે પેરીસમાં કોલેજ દ હારકોર્ટમાં તત્ત્વજ્ઞાન અને તર્કશાસ્ત્રનો અભ્યાસ કરવા દાખલ થયો પણ તે અભ્યાસ કરવા કરતાં મોજ ઉડાવવામાં અને જુના શિક્ષકોની મશ્કરીઓ કરવામાં વધારે રસ લેતો. ત્યાં તેને Le Vasseur અને La Fontaine જેવા અનેરી અને મશહૂર મિત્ર મળી ગયા હતા. તે પેરીસ

છોડવું ગંમતું નહિ અને જ્યારે તેના દૂરના ભાઇ સાથે તેણે ડ્યુકની નોકરી કરવા પેરીસ છોડયું ત્યારે મિત્રને કાગળમાં લખ્યું હતું કે મને બેબીલોનમાં હદપાર કરવામાં આવ્યો હોય એવું પેરીસ છોડતાં દુઃખ થાય છે. ડ્યુકની નોકરીમાંથી તે કોઇ વખત પાસેના પીઠામાં છટકી જતો અને કાવ્યો વાંચતો ને લખતો. એક સ્ત્રીએ તો પટાવાળો ધારી તેની મશ્કરી કરેલી. ૧૬૬૦ માં તેણે " Amasie " નામનું નાટક ભજવવા માટે નિષ્ફળ યત્ન કર્યો અને બીજું નાટક લખવાનું શરુ કર્યું. તેની આ પ્રવૃત્તિથી તેના ધાર્મિક શાળાના મિત્રોને તેના માટે તિરસ્કાર આવ્યો. તેની માસીએ તેને આ ધંધો છોડી દેવા વિનંતિ કરી. તેના જુના શિક્ષક નિકોલે નવલકથાકારો અને નાટકકારોને સમાજનું પતન કરનારા અને આત્માના ઘાતકો કહી ગાળો દીધી. રાસિન આથી ચીડાયો અને તેણે શાળામાં રહેલા મિત્રોપર બે કડવાશ ભર્યા પત્રો લખ્યા. એમાંથી એક છપાયો, પણ પાછળથી રાસિનને તેના આ કાર્ય માટે ખૂબ પસ્તાવો થયો અને તેને જીવનમાંનું એક કલંક ગણવા લાગ્યો. ફ્રેંચ એકેડેમીના એક સભ્યને તેણે કહ્યું હતું કે જો એ કલંકને ધોવા મારા રક્તની જરૂર પડે તો હું તે આપવા તૈયાર છું.

તેણે રાજાના ઇન્ફન્ટા મેરિયા થેરેસા સાથેના લગ્ન વખતે એક ગોડું 'સાઇન નદીની પરી' નામનું સુંદર કાવ્ય લખ્યું અને સો લુઇનું ઇનામ મેળવ્યું. તેણે કાયદાનો અભ્યાસ કરી કરવા ધારેલો વકિલાતનો ધંધો પડતો મૂક્યો અને Utes માં તેના મામા Pere Sconin ની પાદરીની જગ્યા માટે તૈયારીઓ કરવા માંડી. પણ ધર્મના અભ્યાસ કરતાં હોમર અને પીંડારનું કવિત્વ તેનું વધુ ને વધુ ધ્યાન ખેંચી રહ્યું હતું.'

૧૬૬૩ માં રાસિન ફરીથી પેરીસ આવ્યો અને મોલિયર ને બોઇલોની મૈત્રી સાધી. " The baid " નામનું તેનું નાટક ૧૬૬૪ માં પ્રસિદ્ધ થયું અને મોલિયરની કંપનીએ ભજવ્યું. તે બાર રાત્રીઓ સુધી ચાલુ રહ્યું. આ નાટકનું વસ્તુ એસ્કિલસના 'Seven Against Thebes' અને યુરિપિડીસના 'The Phoenician Women' પરથી લીધું છે. હિમોનનું પાત્ર સોફોક્લિસના 'એન્ટીગોન' પરથી લીધું છે. ઇડિપસના પુત્રો વચ્ચેની દુશ્મનાવટ નાટકનો પાયો છે. કોરનેલની અસર આ નાટકમાં સ્પષ્ટ જણાઇ આવે છે. એ જ વર્ષમાં રાજા માંદગીમાંથી સાજો થતાં ખુશામતભર્યાં કાવ્યો લખી રાસિને ૬૦૦ ફ્રાંકનું પેન્શન મેળવ્યું.

તેનું બીજું નાટક 'મહાન સીકંદર' ૧૬૬૫ માં મોલિયરે ભજવ્યું. આ નાટકના સંબંધે જ બંને મિત્રો વચ્ચે અણબનાવ થયો. કારણ આ નાટકના અભિનયથી નાખુશ થયો અને બીજા થિએટરને પણ તે ભજવવાની રજા આપી. જ્યારે મોલિયેરની કંપનીના નટોને આની ખબર પડી ત્યારે તેમણે મોલિયેરને નફામાંથી ભાગ ન આપતાં નટનટીઓ વચ્ચે તેની વહેંચણી કરી. આજ અરસામાં પેલા પત્રોનો બનાવ બન્યો હતો. 'મહાન સિકંદરનો નાયક સિકંદર નહિ પણ પોરસ છે. આ નાટકમાં કવિએ 'દુઃખને હિંમતથી સહન કરવામાં ખરી મર્દાનગી છે'-એ સેનેકાના સૂત્રનું ઉદાહરણ આપ્યું છે.

ચાર વર્ષ પછી રાસિન તેના મિત્ર બોઇલો સાથે ૨૦૦૦ ફ્રાંકના પગારે રાજાનો ઇતિહાસસંશોધક થયો. આજ વર્ષે તેનું પ્રખ્યાત 'Phidre' નામનું નાટક ભજવાયું. આ નાટકની સામે કાવતરૂં કરવામાં આવ્યું હતું. ડચેસ દ બ્યુઇલોં અને બીજાઓએ મળી હોટેલ દ બોરગોનના નાટ્યમંદિરની બધી સારી બેઠકો ખરીદી લઈ બીજા નાટ્યમંદિરમાં કોઇ અશ્લીલટપ્પુનું એજ વસ્તુ પર લખેલું નાટક ભજવવાની તરકીબ કરી. કેટલીક રાત્રિઓ સુધી નાટક ખાલી બેઠકો સમક્ષ ભજવાયું. કવિને આ બનાવથી સખત આઘાત લાગ્યો. જાણે આ ચંચળ મનોવૃત્તિના કવિને લોકોની ખુશામત કરવા કરતાં સાધુ બની જવું વધારે પસંદ હતું, પણ મિત્રોએ સમજાવવાથી તેણે આ વિચાર પડતો મૂક્યો. ૧૬૭૭ માં ૩૮ વર્ષની વયે તેણે કેથેરાઇન દ રોમાનેટ સાથે લગ્ન કર્યું. આ લગ્ન પછી બે પુત્રો અને પાંચ પુત્રીઓનો તે પિતા થયો. દસ વર્ષ પહેલાં તેણે બે કડવા પત્રો લખી જેમને દુભવેલાં તેમની માફી માગી અને મૈત્રી સંપાદન કરી. આ તૂટેલાં સંબંધને સાંધનાર તેનો મિત્ર બોઇલો હતો. રાસિનના જુના શિક્ષકોએ તેનું Phedra નાટક વાંચ્યું અને વખાણ્યું, છતાં તેમને યુરિપિડીસમાં કરેલાં ફેરફારો ન ગમ્યા. રાસિને Phedra ના આઘાતથી બાર વર્ષ સુધી એક પણ નાટક ન લખ્યું.

રાસિનનું મનોહર નાટક Phedra યુરિપિડીસના Hippolytus ને આધારે લખાયું છે. રોમન નાટકકાર સેનેકાના એજ વસ્તુ પર રચાયેલ નાટકની પણ મદદ લેવામાં આવી છે. હીપ્પોલીટસની સાવકી મા ફેડ્રા તેના પ્રેમમાં છે. નર્સ ઇનોનીની ઉશ્કેરણીથી ફેડ્રા ઇપિરસમાં કેદ થયેલા તેના પતિ થેસિયસને મરી ગયેલા માની હીપ્પોલીટસ સમક્ષ પોતાના પ્રેમની કબુલાત કરે છે. હીપ્પોલીટસ આ પ્રેમને તરછોડી કાઢે છે. થેસિયસ જીવતો કેદમાંથી છૂટી પાછો ફરે છે ત્યારે આ બનાવનો દોષ હીપ્પોલીટસ પર ઢોળી દેવામાં આવે છે. એરિસિયા, હીપ્પોલીટસની માશુક હીપ્પોલીટસને થયેલી દેશ પારની સજા મુંગા બની સહી ન લેવા અને બધું તરકટ ખુલ્લું પાડવા સમજાવે છે. આખરે એરિસિઆ જાતે જ રાજાને બધી વાત કહે છે, પણ બીજી બાજુ પોતાનું કલંક ધોવા ફેડ્રા ઝેર ખાઇ આપઘાત કરે છે.

'ફેડ્રા' રાસિનની પ્રતિભાનું અનુપમ સર્જન છે. ડૉ. આર. પી. ડાઉનેસ એની પ્રશંસા કરતાં કહે છે: 'It glows with the true Promethean flame borne from the heavenly alter.' 'ફેડ્રા' ને ફ્રેંચ રંગભૂમિનું હેમલેટ ગણવામાં આવે છે. રાસિને આ નાટકમાં રહેલી ભયાનકતા અને ફેડ્રાની ઘૃણાજનક બેહયાઇ ઓછાં કર્યાં છે. તેને નાટકનો બધો દોષ વિનસના શાપ પર અને ફેડ્રાની નર્સ ઇનોની પર લાદી દીધો છે અને ફેડ્રાને પશ્ચાતાપના અગ્નિમાં તપાવી શુદ્ધ બનાવી છે. ડૉ. ડાઉનેસ કહે છે:

In this charactar the poet has placed upon the brow of a would-be-adulteress the aureole of a saint. ફેડ્રા પસ્તાવો કરતાં કહે છે:

Heaven in my bosom lit a fatal fire;
Hateful Oen one has done all the rest.

આધુનિક સાહિત્યમાં હાર્ડીની ટેસ ફેડ્રામાં પણ સામ્ય છે, જ્યાં જ્યારે ટેસ તેના પર બળાત્કાર કરનાર પશુનો આશ્રય લે છે ત્યારે કલાકારની સંગેમરમરની મૂર્તિ કાવ્યમાં ચૂરા થઈને પડે છે.

નિ.ધામમાં જેની રસજ્ઞમહિતા લખાય એવા વિરામો ભોગવવામાં ગાળેલું જીવન કવિને ડંખ્યું હતું. આ અસાર દુનિયામાં પવિત્રતાથી બળતા તેના હૃદયને પશ્ચાત્તાપના અગ્નિમાં શાંતિનિકેતન સાંપડ્યું. તે દિવસનો ત્રીજો ભાગ અગ્નિમાં બળતા લાગ્યો. પણ ૧૪ મા લૂઈની સાથે ગુપ્ત લગ્ન કરનારી મદામ દ મેન્તેનોંએ પોતે સ્થાપેલી ગરીબ સ્ત્રીઓની પાઠશાળાની વિદ્યાર્થિનીઓને ભજવવા માટે નાટક લખવાની રાસિનને વિનંતિ કરી. તેના મિત્ર બોઇલોએ તેને વિનંતિ નકારવાની સલાહ આપી. પણ રાસિન આ મનાઈની વિનંતિ પાછી ઠેલી શક્યો નહિ. તેણે નાટક લખવાની ધાક નાખેલી કલમ બાર વર્ષે ફરીથી શાહીમાં બોળી. પહેલાં રાસિનનાં કરુણાન્તક નાટકો હૃદયની તખ્તી પર આલેખેલા લાગણીઓના ઇતિહાસ જેવાં હતાં. પણ ૧૬૮૯ માં લખેલું Esther અને ૧૬૯૧ માં લખેલું Athalie પવિત્ર બાઇબલના આધાર લઇ લખવામાં આવેલાં નાટકો છે. એમાં પ્રેમને બદલે મુખ્ય વિષય સ્વદેશપ્રેમ, ક્રૂરતા, ધૂર્તતાનું માઠું ફળ, પ્રભુમાં રાખેલી શ્રદ્ધાની ભવ્યતા છે. એમાં વણાયેલાં દૃશ્યો અને ઊર્મિગીતો સુકુમાર મધુર સંગીતથી ગુંજારવ કરતાં નૃત્ય કરે છે.

ગટેએ તેની ઇફિજિનિયા માટે કહ્યું હતું કે આ નાટકની નાયિકા કોઈ સંત ન ઉચ્ચારી શકે એવો એક પણ શબ્દ બોલશે નહિ. એ પ્રમાણે રાસિન પણ મંગળાચરણમાં જ સુણાવે છે:

And he for whom wild passions have a charm
Kindled by fictions frivolous and vain,
Who love profane and pagan spectacles,
Whose ears are not attuned to solemn words,
The sacred joys I bring are not for you,
Fly, for all here breathes God, and peace, and truth.

હામન અને તેનો સાથીદાર હિલકેરિયસ ઇરાનના રાજા આહસુરસને યહૂદી મોરદેકાઈ નામના યહૂદી પર ખાંગી વેર લેવા બધા યહૂદીઓની કતલ કરાવવાનું કાવતરું રચે છે. રાજાની રાણી એસ્થર મોરદેકાઈને ત્યાં ઉછરી છે અને તેને કાકા તરીકે માને છે. એસ્થરને આ કાવતરાંની ખબર પડે છે અને તે હામનની બાજી ધૂળમાં મેળવે છે અને યહૂદીઓને બચાવે છે. એસ્થરનો સ્વદેશપ્રેમ, પતિનો પ્રત્યે ભાવાભાવ, નમ્રતા અને નિર-

ભિમાન શરૂઆતથી જ જણાઇ આવે છે. કમનશીબીને લીધે પરદેશમાં વસતી કુસુમ સમી યહુદી કુમારિકાઓ તરફ તેની મમતા આપણામાં એસ્થર માટે માન ઉપજાવે છે. આલ્ડુસના શબ્દોમાં તેનું પાત્ર યોગ્ય રીતે વર્ણવાયું છે.

In you alone I find a certain grace,
A modesty enchanting at all times,
Nor ever wearing How soft, how powerful,
Are lovely virtue's features ! All in Esther,
Breathes only innocence and peace serene.

એસ્થરની છાયા આખા નાટક પર પડી તેને સુંદરતા અર્પે છે. રાસિનનું છેલ્લું અને શ્રેષ્ઠ ધાર્મિક નાટક 'Athaliah' છે. આ નાટક 'કૃતિનું' યોગ્ય શિખર છે. બાર વર્ષના મનનને અંતે કવિની પક્વ પ્રતિભાનાં એ અનુપમ ફળ છે.

અહાબ અને જેઝેબેલની પુત્રી અથાલિયા ડેવીડના અનુગામીઓનો નાશ કરી જેહોવાહની પૂજાને બદલે બાઅલની પૂજા દાખલ કરવા માંગે છે. પણ ઇઝરાઇલની ભવિષ્યની આશાસમો છૂપો રહેલ બાળરાજા જોશ તેની સામે થાય છે. અથાલિયા બાઅલના પૂજારી મટ્ટાન સાથે યહુદી દેવળમાં દાખલ થાય છે ત્યારે જોશ તેને રસ્તામાં મળે છે. અથાલિયા આ યુવાનીને આંગણે આવેલા કુમારથી આકર્ષિત થાય છે અને તેને પોતાના મહેલમાં આવવા આમંત્રણ આપે છે. પણ જોશ તેને જણાવે છે કે હું ત્યાં આવું તો મારા કૃપાળુ પ્રભુને ભૂલી જાઉં. આખરે અથાલિયાનું ખૂન થાય છે અને તેને જોએલું ભયંકર સ્વપ્ન ખરું પડે છે. અથાલિયાએ સ્વપ્નમાં પોતાની માતાને જોઇ હતી. તેની માતા તેને પોતાનો ધર્મ ત્યજી દીધો હોવાથી ધમકી આપે છે:

Tremble my daughter, worthy me;
The cruel God of Israel conquers thee.
I pity thee fallen into hands so stern !'

પછી જ્યારે અથાલિયા તેની માતાને ભેટવા જાય છે ત્યારે માંસ ને હાડકાંનો કાદવ અને લોહીથી ખરડાયેલો ત્રાસજનક ઢગલો જુએ છે. કૂતરાં એને માટે લડતાં દેખાય છે. આ બધું અદ્રશ્ય થાય છે ત્યારે એક સૌમ્યવદનવાળો કુમાર દેખાય છે. અથાલિયા તેની સુંદરતાથી મુગ્ધ થઇ પ્રશંસા કરતી હોય છે, એટલામાં તો એ કુમાર તેના હૈયામાં ખંજર હુલાવી દે છે. આ સ્વપ્નમાં દેખાયેલો કુમાર જોશ છે. અથાલિયાએ આ સ્વપ્ન અબ્નરને વર્ણવ્યું છે. અથાલિયા મરતાં મરતાં બોલે છે:

"ઓ ઇઝરાઇલના દેવ ! તારો વિજય છે !"

'અથાલિયા' નો રસ વિસંવાદી વાતાવરણના સાધેલા અદ્ભુત સમન્વયથી વૃદ્ધિ પામ્યો છે. મહેલની ભભક અને મંદિરનું સૌમ્ય વાતાવરણ, વિલાસનાં તોફાનો અને પ્રાર્થનાનો મંદ અવાજ વગેરે વિરોધી તત્ત્વોના પલટાથી નાટકનું આકર્ષણ જોર પકડે છે. આ વિરોધી તત્ત્વોનો સુંદર પડઘો વૃંદગાનમાંનું નીચેનું અવતરણ સ્પષ્ટ બતાવે છે:

Chorus

Where pleasure leads, laughter and song be ours,
Thus speak those impious throngs.
Care for the future to dull fools belongs;
*To passion give the reins, cull the sweet flow'rs;*
Too quickly, at the best, years take their flight.
Who knows if he shall see to-morrow's light!
Let us to-day enjoy life's fragrant bowers!

One Voice

The heart whose love is Thine,
My god who can disturb its peace!
Thy will supreme, its guiding star, doth shine
With beams that never cease.
What happiness in earth or heaven can be
Like peace that keeps in sweet tranquillity
The heart that loveth Thee!

મૂળ વાતને સંપૂર્ણપણે વફાદાર રહી રાસિને આ નાટકમાં અથાલિયાનું સ્વપ્ન, કુમાર જોસનું તેને પ્રથમ દર્શન, અબનર અને મહાનના પાત્રો વગેરે કલ્પિત પાત્રો અને દૃશ્યોનું સર્જન કરી મૂળ વાતને અનોખા રંગે રંગી તેનું લાવણ્ય ખીલાવ્યું છે.

રાસિનનાં આ બે ઉત્કૃષ્ટ અમર સર્જનો નાટ્યરૂપમાં સામાન્ય જનતા સમક્ષ તેના મૃત્યુ બાદ ઘણે વર્ષે ભજવવામાં આવ્યાં. રાસિનના જીવનનો અંત શોક અને કલેશમય હતો. સામાન્ય જનતાના પ્રશ્નોમાં અત્યંત રસ લઈ તેમને થતા અન્યાયો માટે અવાજ ઉઠાવવા બદલ લુઈ ૧૪ માની ખફગી તેના પર ઉતરી હતી. લોકો તેની સુંદર કૃતિઓની પૂરતી કદર કરવા અસમર્થ હતા. તેને રોગથી ભારે પીડા થતી હતી. આ બધું તેના લાગણીપ્રધાન સ્વભાવને આઘાતકારી બન્યું. તેના છેલ્લા દિવસો તેણે પોતાની પાઠશાળાનો ઇતિહાસ તથા બીજાં ધાર્મિક લખાણો લખવામાં અને ઈશ્વરભક્તિમાં ગાળ્યા. તે ૨૧ મી એપ્રીલ ૧૬૯૯ ને દિને દેહોત્સર્ગ પામ્યો.

કોરનેલની શૈલી માટે કહેવામાં આવ્યું છે કે તે લોખંડમાંથી ઘડવામાં આવી. રાસિનની શૈલી માટે મોરીસ બેરીંગ કહે છે: 'The most exquisite, the most delicately sensitive of all poetic diction; as full of rippling shadows and almost imperceptible changes of intonation and stress as Milton's blank verse, and as noble.' ડૉ. ડાઉનેસ એની અદ્દભુત શૈલી માટે લખે છે: 'This touch is as fine and as delicate as the tunes of a violin in the hands of a master.'

કોરનેલના સ્ત્રીપાત્રો બર્નાડ શૉની નાયિકાઓ જેવાં છે. Le Cid અને Cinna માં તેની નાયિકાઓ પોતાની ફરજ અને અન્યાય બદલ વેર લેવા માટે એટલી આગ્રહી છે કે તેમના નિશ્ચય તળે પ્રેમ પણ દબાઇ જાય છે. ફરજ અને તે અદા કરવાનો નિશ્ચય કોરનેલના નાટકોની કરુણતા માટે જવાબદાર છે. રાસિન સ્ત્રી અને પુરુષના હૃદયના પ્રેમ સાથે સંકળાએલા ભાવોના આલેખનમાં કુશળ છે. સૌમ્યતા તેનાં નાટકોનો મુખ્ય ગુણ છે. આંતરિક લાગણીઓનો મૂક વિગ્રહ રાસિનના નાટકોમાં કરુણતાને જન્મ આપે છે. રાસિનની અસર સર્વવ્યાપી છે; કારણ તે અમુક સમાજના અમુક વિષયોને ન છેડતાં સર્વ સ્ત્રીપુરુષોના હૃદયમાં જાગતા ભાવો વિષે સરળ અને શુદ્ધ શૈલીમાં જરા યે ખોટો ઉશ્કેરાટ દાખવ્યા વિના અસરકારક રીતે કહે છે. તેના આ ગુણોને લીધે તે હજુ પણ વાચકો અને પ્રેક્ષકોના હૃદયને જીતી લે છે. ખરેખર વિકટર હ્યુગો જેવા ફ્રેંચ નાટ્ય સાહિત્યમાં Ramanticism ની જ્યોત પ્રગટાવનાર તેને 'દિવ્ય રાસિન' કહે તે યોગ્ય જ છે.

'Thine the silver moon's soft ray,
The tender breaking of the day.
The planets witching light.'

-R. P. Downes.

# જો આ વાત પહેલાંથી જાણતો હોત.......

આ ખેદપૂર્ણ શબ્દો હમેશાં સંભળાય છે. અને એ પછીનો નિર્ણય જો સાચો હોય છતાં શા ખપનો? કામ પછી બુધ્ધી આવે તે શા કામની? પછી તો પશ્ચાત્તાપ જ કરવાનો કે જો આ વાત પહેલાથી જાણતો હોત તો આવી બેદરકારી બતાવી નહીં હોત.

આ વાત સાવ સાચી જ છે. નુકશાન થયા પછી બધાને ભાન આવે છે પણ ખરો પ્રસંગ આવતાં બહુ જ ઓછા માણસો સારી સમજનો ઉપયોગ કરે છે. જેઓ બુધ્ધીમાન હોય છે તેઓ નાનામાં નાની વાતને દરેક દ્રષ્ટીકોણથી તપાસી જોઇને વીચાર કરે છે. અને તેનું પરીણામ પણ અગાઉથી સમજી લે છે. અલબત્તાં બીજાં માણસો આવા માણસોને કાયર, ચંચળ મનના અને એદી તરીકે ઓળખે છે, પણ સમય વીતતાં જણાય છે કે એવા લોકો કાયર નથી, ચંચળ મનના કે એદી પણ નથી. આ માણસો વિદ્વાન હોય છે. ખુબ બાહોશ હોય છે. આ કારણસર તેઓ ભુલ કરતા નથી. તેઓ નિષ્ફળતાને જાણતાજ નથી. અને થયેલી ભુલ સુધારવામાં વિના કારણ વીલંબ પણ કરતા નથી. તેઓને ભાવી વીપત્તીઓનું અનુમાન આગળથી હોય છે. પરંતુ જેઓ ઉતાવળા અને ટુંકી નજરના હોય છે. તેઓ અનેક બાબતોને નાની વાત સમજી તે ઉપર વિચાર પણ કરતા નથી પરીણામે એ ભુલો ગભીર થતી જાય છે. અને પછી તેમાંથી છુટવું મુશ્કેલ થઇ પડે છે. આવા સંજોગોમાં બેદરકાર માણસો કહે છે "આથી મારૂં શું બગડવાનું છે.?" પણ જ્યાં નુકશાન થવા માંડે છે ત્યારે તેમની બુદ્ધી ઠેકાણે આવે છે. અને પછી તો પશ્ચાત્તાપજ તેમને આવે છે. અને ત્યારે તેઓ કહે છે "જો આ વાત પહેલાંથી જાણતો હોત."

ખાંસી, શરદી અને શ્વાસને પણ લોકો એવી જ ઉપેક્ષાની દ્રષ્ટીએ જુએ છે. અને શરદી ઋતુનો પ્રસાદ સમજી તેની અવગણના કરે છે. પણ એ જરા જેવી ખાંસી ધીમે ધીમે ઉગ્ર રૂપ ધારણ કરે છે અને એવી ગંભીર દશામાં લાવી મુકે છે કે તેના પરીણામે ક્ષય ગ્રસી લે છે. એ ક્ષય પ્રાણાન્તક હોય છે. અને હતાશ થઇને એક જ પશ્ચાત્તાપ રહે છે કે "જો પહેલાંથી જાણતો હોત..." માટે તમારે જાણી લેવું જોઇએ કે ખાંસી, શરદી કે દમની કદી પણ બેદરકારી કરવી નહીં. જો કદાચ એવો ભય હોય તો તમારે તરત જ અચૂક અને સચોટ ઇલાજ લેવો. અને દુનિયામાંનાં સર્વોત્તમ ઇલાજ **સીરોલીન રોશ** છે આવા રોગોની. આ સુપ્રસીદ્ધ દવા છે. હિન્દના મોટમોટાં ચીકીત્સકોએ એના ગુણો જોઇ વખાણ કર્યા છે. માટે સીરોલીનની એક બાટલી ખરીદ કરી રાખો અને શરદી આદિનો ભય થતાં જ ઉપયોગ કરો એટલે તમને પશ્ચાત્તાપનાં કારણ રહેશે જ નહીં.

માટે પણ ગમે તે એક વ્યાપક નીતિ અખત્યાર કરવાની અને સરકાર પાસે તે કબૂલ કરાવવાની સરળતા રહેત, અને સમસ્ત હિન્દમાં એકતંત્રતા આવી શકત. એટલે અત્યારે તો પોતાની નીતિ હિન્દની સર્વ જાતિઓ માટે અને હિન્દનાં સર્વ હિતો માટે વ્યાપક રીતે લાભકારક છે એ દર્શાવવાની તકનો કોંગ્રેસ ઉપયોગ કરે એ ઇષ્ટ છે.

## સ્વ. રણછોડભાઈનું સ્મરણ

ગુજરાતમાં ચોથી સાહિત્ય પરિષદના પ્રમુખ સ્વ. રણછોડભાઈ ઉદયરામની શતાબ્દી ઉજવવાના પ્રયત્ન શરૂ થયા છે. સ્વ. રણછોડભાઈની સાહિત્યસેવા વિવિધ અને વિપુલ છે. નાટક અને રંગભૂમિ માટે તેમની ધગશ અને તદનુસાર તેમણે કરેલા પ્રયત્નો સુપ્રસિદ્ધ છે. એમને જે મર્યાદાઓ અને ત્રુટિઓ નડી હતી તેમાંની ઘણી આજે અદૃશ્ય થઈ છે એટલે એમના પ્રયાસોનું ઓછું મૂલ્ય આંકવાની ભૂલ આપણે ન કરવી જોઈએ. ગુજરાતી સાહિત્યની સેવા કરવામાં એમણે પોતાના લાંબા જીવનનાં ઘણા વર્ષોનો ઉપયોગ કર્યો છે. એ સાહિત્યસેવાનું સ્મરણ કાયમ રહે એવું કાંઇક ગુજરાત કરશે એમ અમને આશા છે. એ દિશામાં થતા પ્રયાસોને અમે સફળતા ઇચ્છીએ છીએ.

## વિકાસગૃહ એક સ્ત્રીસંસ્થા

અમદાવાદમાંથી શ્રીમતી બહેન મૃદુલા સારાભાઈ અને બહેન પુષ્પાવતી મહેતાએ ગુજરાતી સ્ત્રીજીવનના વિકાસની આ સંસ્થા ઉઘાડી આપણા ગુજરાતી જનસમાજ ઉપર મહદુપકાર કર્યો છે. આવી બહુ જ ઉપયોગી સંસ્થાના સંચાલક આત્માઓ થવા માટે અને આવા બહુ જ કંટાળભર્યા વિકટ કાર્ય કરવાની હોંસ ધરાવવા માટે આ બંને સમાજોદ્ધારક બહેનોને અમે અમારાં હૈયાનાં અભિનંદન આપીએ છીએ. આપણા દેશની સહસ્રમુખ અવનતિ સાથે આપણી સ્ત્રીજનોના જીવનની પણ અવનતિ થઇ છે એ તો એક ઐતિહાસિક સત્ય છે. મનુઓએ કે આપણા સમસ્ત સમાજના જવાબદાર ગૃહસ્થોએ વર્ષો ઉપર સ્ત્રીજીવનના વિકાસ અર્થે કાયદાઓની વ્યવસ્થા કરી.

આ કાયદાઓ કાલાન્તરે હિતકારક થવાને બદલે અહિતકારક નીવડ્યા. તેઓએ કુરૂઢિઓ, ને મહા ત્રાસનું રૂપ ધારણ કર્યું અને અંતે આજે થોડોક જાગ્યો છે છતાં બહુધા આપણો સ્ત્રીસમાજ પરવશ, પરતંત્ર, નિરાધાર અને કિંમૂઢ થઇ ગયો છે. એમના સ્વતંત્ર કે સહિયારા જીવનવિધાન માટે એમને કાયદા બાંધતાં કે તેમનું પાલન કરવાની વ્યવસ્થા એમણે જાણી નથી. પુરુષકૃત કાયદાઓએ એમના જીવનને સ્વતંત્ર વિકાસસુખ કે સ્વાસ્થ્ય ,નથી આપ્યાં. આજે કોમળ કે કઠિન એ આપણી માનવ સંખ્યાનો અર્ધ ભાગ અનેક જાતની વિટંબનાઓ ને દુઃખ તળે કચડાઇ રહ્યા છે. એટલો બધો કચડાઇ રહેલ છે કે આપણા ગુજરાતના બ્રિટિશ કે દેશી રાજ્યોના ભાગમાં ફરીફરી એમનું કરુણ ને છિન્નભિન્ન જીવન તપાસીશું તો બાળાઓ, કન્યાઓ, યુવતીઓ, અપરિણીતાઓ કે પરિણીતાઓ, સધવાઓ કે સામાજિક પતિતો આ સૌમાંથી પ્રત્યેકને કંઇ ને કંઇ દુ.ખ ને વિના દુઃખો કરડી રહ્યા છે. બહુ જ થોડી સંખ્યાને આત્મભાન થયું છે. દેશની અનેક જાગતિ સાથે આ

જાતિએ પુરુષજાતિ આપે તો લઈને, ને નહી આપે તો લીધા વગર પણ પોતાનો ઉજ્જ્વળ વ્યવહાર અને આદર્શ મૂકસ અને સિદ્ધ કરવો જ રહ્યો એ સહૃદય પુરુષ જાતિનો તો જરૂર જ એ જાતિના આ મહાભારત આત્મોદ્ધારના કાર્યમાં સહકાર અને નમભાવ છે જ.

લગ્ન કે નહી લગ્ન એ પ્રશ્ન પણ એક મહાપ્રશ્ન છે. તેનો નીકાલ કે નિર્ણય ગમે તે આવો પણ આપણી બહેનો સ્વતંત્ર જીવન ઇચ્છે, એમની નિરાધારતા દૂર, એમના પરની સુરક્ષિતપણાની વિનાશક ચૂક છૂટે, એમનો પતિત બનેલો વર્ગ શુદ્ધ થાય એ બહુ જ વધેલું ઇચ્છવાનું છે. આવી એક સંસ્થાની જરૂર પૂરી પાડનારા અને છાત્રાલય કે આશ્રમનો લાભ સેવા આપનારી બહેનોના જીવન કર્તવ્યશીલ ને આત્માર્પણ કરવા તત્પર થનારાં શ્રી. મૃદુલા બહેન અને પુષ્પા બહેન જેવાંના આ મહાકાર્યને અમે સત્કારીએ છીએ. અને સમસ્ત ગુજરાતને તેમને પ્રત્યેક પ્રકારનું શક્ય અને સંગીન સાહાય્ય આપવા વીનવીએ છીએ.

(અનુસંધાન પૃ ૧૦૨૭નુ ચાલુ)

તા. ૧૬ : આકોલામાં હિંદી ગુજરાતી સોસાયટી સ્થપાઇ.

તા ૧૭ : રવીન્દ્ર બેનરજી-જન્મદીપની મજુ પામેલ યુવાન-યુરોપ થઇ વિદ્યાભ્યાસાર્થે લંડન ગયા. મુંબાઇ યુનીવર્સિટીએ ડા દેશમુખનો મેટ્રીકની પરિક્ષા વર્ષમાં બે વાર લેવી એ ઠરાવ પસાર કર્યો

તા. ૧૯ : મુંબાઇ વિલેપાર્લે ખાતે મુંબાઇ ધારાસભાના મહાસભાવાદી સભ્યોનું સંમેલન ભરાયું.

તા. ૨૧ : એમ એ ની અને બીજી એલએલ બી. પરીક્ષાનું પરિણામ જાહેર થયું. અમદાવાદમાં શેઠ લાલભાઈ દલપતભાઇ આર્ટ્સ કોલેજ અને રાજકોટમાં પણ આર્ટ્સ કોલેજ સ્થપાઇ ખાલસા કોલેજ મુંબાઇ-માટુંગા-ખાતે શરૂ થઈ. પેરો-દરાનદેશી એતીના ચાલુ પારનો નિમો ઉત્તગરવાની યોજના વિચારી જોઇ શકાય તો અમલમાં મુકવી તેવુ ફરમાન બહાર પાડયું. નંગા પર્બત પર ગયેલી જર્મન ટુકડીના આગેવાન અને બીજાઓ માર્યા ગયા

તા. ૨૨ : વાઇસરોયે ચાલુ ગંભીર સ્થિતિ વિષે નિવેદન કર્યું. મહાસભાએ ભય કરેલ નરિમાન પ્રકરણમાં કેટલાંક દૈનિકોએ ગંદો પ્રચાર કરવા માંડયો. અમદાવાદમાં મ૦ લલ્લુભાઇ એ શાહ લૉકોપિંગનુ મકાન પુર્ણ થયુ

તા ૨૩ : બિહારમાં જળપ્રલયથી ભારે ખુવારી થઇ. જાપાનની ઔદ્યોગિક શક્તિને ચેવડી બનાવવાની યોજના ઘડાઇ.

તા. ૨૪ : આટલાંટિક પારનો વિમાની વહેવાર પહેલા પ્રયોગ પર દુનિયાને પ્રવાસે નિકળેલા ડેનીશ એ યુવાન સાહસવીરોનુ સન્માન થયુ. નિઝામે સંપૂર્ણ આઝાદી મેળવી. નિઝામ સરકારે સૌથી વધુ પ્રાચીન હસ્તલિખિત અરબી ગ્રંથોની ભેટ રોયલ એશિયાટિક સોસાયટીને આપી. મોસ્કોમાં ઉત્તર ધ્રુવની યાત્રાના વિરલ યાત્રિકોનું જાહેર સન્માન થયુ.

તા. ૨૬ : કાઠિયાવાડના રાજકીય કાર્યકરોનું સંમેલન ભાવનગરમાં ભરાયું. મુંબાઈ મહાસભા સમિતિ મળી તેમાં મહાસભાના નેતાઓ સામે ગંદો પ્રચાર કરનારાં મુંબાઇનાં દૈનિકોને શ્રી નરીમાને સત્ય પૂરવાર કરવા આહ્વાન આપ્યું.

# નવું સાહિત્ય

જ્યોતિર્ધર: તંત્રીઓ: ધ્રુ અને પ્રાણલાલ દેસાઇ: જ્યોતિર્ધર કાર્યાલય, પ્રાર્થના સમાજ મંદિર, વલ્લભભાઇ રોડ, અમદાવાદ: સંસાર અને સમાજ સુધારણા અર્થે ચાલતું પખવાડીક: વાર્ષિક લવાજમ (ટપાલ ખર્ચ સાથે) રૂા. ૩-૮-૦

કાંઇક વર્ષો પહેલાં સંસારસુધારો અને સુધારાવાળા એ નામો ગુજરાતમાં સારી રીતે પ્રચલિત હતાં, દર વર્ષે મહાસભાની બેઠક સાથે સંસારસુધારાપરિષદ પણ ભરાતી. પણુ પ્રજાના જીવનમાં મહાત્માજીના આગમન પછી રાજ્યદ્વારી વિકાસ ખૂબ જ થયો અને આ પ્રમાણમાં સંસારસુધારામાં વિકાસ ન સાધી શકાયો એટલે એ પ્રવૃત્તિ લગભગ બંધ થઇ ગઇ જણાઇ એમ કહી શકાય. અલબત્ત, રાજ્યદ્વારી પ્રગતિ સધાતાં સામાજિક પ્રગતિ પણુ અમુક પ્રમાણમાં સાધી શકાય છે જ તેમ જ આર્થિક સંયોગોએ પણુ એ પ્રગતિના કાર્યમાં જાણ્યે અજાણ્યે સહાય આપી છતાં અત્યારે આપણે રાજ્યદ્વારી ક્ષેત્રમાં જેટલા આગળ વધી શક્યા છીએ તેની સાથે સરખાવતાં સામાજિક સુધારણાના ક્ષેત્રમાં આપણી કુચ ઘણી ઓછી છે એ તો સ્પષ્ટ છે અને જેમ પ્રત્યેક મનુષ્યના શરીરનાં અંગોની ખીલાવટ સરખી થાય તો જ શ્રેયસ્કર છે તેમ પ્રજાના જીવનમાં પણુ પ્રત્યેક અંગની સરખી ખીલવણી થવી જોઇએ- પરંતુ સંસારસુધારાના કાર્યમાં રાજ્યદ્વારી કાર્યના જેવી ઝમક નથી, ત્યાગની એવી ભભક નથી કે જેથી એમાં કાર્યકર્તાઓ ઝટ આકર્ષાય. અને એટલા પ્રમાણમાં એ કાર્ય શુષ્ક અને મુશ્કિલ છે પણુ એટલા માટે એના પ્રત્યે ઉદાસીન રહેવું એ પ્રજાજીવનનું હિત હૈડે ધરનારને પાલવે તેમ નથી.

આવી વસ્તુસ્થિતિમાં અમદાવાદમાં રા. ધ્રુ અને રા. દેસાઇએ જ્યોતિર્ધર નામનું પખવાડીક પ્રસિદ્ધ કરીને એક મોટી ખોટ પૂરી પાડી છે. અમે એના ત્રણુ અંક જોયા જે ઉપરથી વિશ્વાસપુર્વક કહી શકાય કે તંત્રીઓના લક્ષ્યને યોગ્ય સહાય આપે તેવાં તેના લખાણો છે. લેખકોએ આ પખવાડીકને લેખો વડે અને વાંચનારાઓ તેમ જ સંસારસુધારા પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારાઓએ તેના ગ્રાહક થઇ ઉત્તેજન અને સહાય આપવી એ એમની ફરજ છે એમ કહીએ તો ખોટું નથી. અમે એ પખવાડીકને સંપૂર્ણ ફ્તેહ ઇચ્છીએ છીએ.

"મ."

સ્વીકાર અને અવલોકન સ્થળસંકોચને લીધે અમારે મુલતી રાખવા પડયા છે.

તંત્રીઓ

# વર્તમાન સાર

## —રોજનોંધ:—

### જુન : ૧૯૩૭

તા. ૧ : હિંદુ-મુસ્લીમ કજીઆને લીધે મુંબઇમાં કરફ્યુ ઓર્ડર નીકળ્યો. જાહેર થયું કે મિસ એમીલી ઇયરહાર્ટ દુનિયાની વિમાની પ્રદક્ષિણાએ નીકળશે.

તા. ૨ : જાહેર થયું કે હિંદનું અપમાન કરનાર સ્કાઉટ સંસ્થાના વડા બેડન પોવેલ જુઠો બચાવ કરે છે. જાહેર થયું કે નોબેલ પ્રાઇઝના દાતાની ભાવનાનો દિવસે દિવસે ભયંકર દ્રોહ થતો જાય છે.

તા. ૩ : માજી સમ્રાટ (શ્રી. વિંડસર) ના મીસીસ સીમ્પસન સાથે લગ્ન થયાં. વડોદરા પ્રજામંડળ તરફથી અભ્યાસ સપ્તાહ શરૂ થયું. અમદાવાદ ખાતે શ્રી બાલ ગંગાધર ખેરને પ્રમુખપદે દસક્રોઇ તાલુકા ખેડુતપરિષદ મળી.

તા. ૪ : પશ્ચિમ પેસિફિક મહાસાગરમાં રાબોલ બેટમાં જ્વાળામુખી પર્વતો ફાટ્યા. લંડનમાં એક લાખ પાઉંડને ખર્ચે બંધાવાની મસ્જીદનું ખાતમુહુર્ત થયું

તા. ૫ : ડેક્કન એજ્યુકેશન સોસાયટી (પુના) તરફથી ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ ખુલ્લું મુકાયું.

તા. ૬ : મજુર મહાજનના પુસ્તકાલયમાંથી ૮૦૦ રૂ. ની કિંમતનાં કિંમતી પુસ્તકો ગુમ થયાં. ગંભીરા ( વડોદરા રાજ્ય ) માં નૂતન વિદ્યાલયનો વાર્ષિક ઉત્સવ શ્રી ચંન્દ્રવદન મહેતાના પ્રમુખપદે ઉજવાયો

તા. ૭ : ભૂમધ્ય સમુદ્રમાં મુસોલીનીએ સીત્તેર સબમરીનોનાં દર્શન વોન બ્લુમબર્ગને કરાવ્યાં. કાકા કાલેલકરના પ્રમુખપણા નીચે કરાંચીમાં હિંદી ભાષાની પરિષદ મળી. જાહેર થયું કે સીનેમા કળાના વેનીસમાં મળનારા પાંચમા આંતરરાષ્ટ્રીય પ્રદર્શનમાં 'પ્રેસીડન્ટ' અને 'સન્ત તુકારામ' એ બે ચિત્રો મોકલવાની પસંદગી થઇ.

તા. ૮ : હિંદી વજીર લોર્ડ લોથીયને સરકાર અને મહાસભા વચ્ચેના મતભેદ વિ. નિવેદન પ્રગટ કર્યું.

તા. ૯ : પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટે અમેરીકા માટે વધારે જહાજો બાંધવાની યોજના કરી. ઉત્તર ધ્રુવના પ્રદેશમાં શોધખોળ કરવા રશીયન વિમાનીઓ ગયા.

તા. ૧૦ : વેનીસમાં પાંચમી આંતરરાષ્ટ્રીય સીનેમા પરિષદ મળી.

તા. ૧૧ : હિંદની ચાલુ રાજકીય સ્થિતિ વિષે લોર્ડ ઝેટલેન્ડનું નિવેદન.

તા. ૧૪ : બર્લિનની સાતસોમી સંવત્સરીનું સપ્તાહ શરૂ થયું. આઝાદ આયર્લેન્ડનું નવું બંધારણ પસાર થયું.

તા. ૧૫ : લૉર્ડ ઝેટલેન્ડને જવાહરલાલે હિંદની ચાલુ રાજકીય સ્થિતિ અંગે જવાબ વાળ્યો. માળવામાં શ્રી વામન મુકાદમને પ્રમુખપદે ખેડુતપરિષદ મળી. સીંગાપોરમાં નવું એરપોર્ટ ખુલ્લું મુકાયું.

( અનુસંધાન પૃ. ૧૦૨૫ )

( અનુસંધાન પૃ. ૯૭૨ નું ચાલુ )

" કોણ, નન્દીદત્તજી ? અરે ત્યાં કેમ ઉભા ? હું લઇ આવું," કહી દામોદર મહેતા અને ભીમદેવના રાજગુરુ ઘોઘાગઢના વૃદ્ધ રાજગુરુને યોગ્ય સન્માન આપવા બહાર ગયા, અને નન્દીદત્તને વિનયથી અંદર લઇ આવ્યા. અંદર આવતાં તેમની આંખમાં આંસુ આવ્યાં. આ માન હવે તેને માટે દોહ્યલાં થઇ પડયાં હતાં!

" પધારો! પધારો!"

બધા બેઠા ને ભીમદેવના જવાબમાં નન્દીદત્તે બન્યા તેટલા ટુંકાણથી ઘોઘાબાપાનાં કુલની વિધ્વંસકથા કહી સંભળાવી.

" તમે હમ્મીરની સેના કયારે છોડી?" મહેતા પ્રસ્તુત વિષય પર વાત લઇ આવ્યા.

" મારવાડના સીમાડાથી થોડે દૂર, રણમાં. ત્યાંથી હું બારોબાર ગુરુદેવને ચેતાવવા પ્રભાસ ગયો. અને ત્યાંથી મારતી સાંઢણીએ અહીંઆં આવ્યો."

"હમ્મીર કેટલોએક દૂર હશે?"

"પંદરેક દહાડાની મંજલ દૂર હોય તો."

"તમે હમ્મીરની સેના જોઇ?" ભીમદેવે પુછ્યું.

"જોઇ?" મ્લાન વદને સામંતે કહ્યું, "હું એમાં ફર્યો, મેં એની શકિત માપી, ને હમ્મીરની પણ કસોટી કરી. હું તેજ ગુરુદેવને કહેવા ગયો હતો, પણ એમણે મને આજ્ઞા કરી કે જે મારે કહેવું હોય તે આપને કહેવું. આપ જ ભગવાન સોમનાથના જમણા હાથ છો."

"ગુરુદેવની આજ્ઞા મારે માથે છે," ભીમદેવે કહ્યું, "ચોહાણરાજ! કહો જે કહેવું હોય તે ખુશીથી."

"હા જરૂર. તમે વખતસર જ આવી લાગ્યા છો."

"મારે પહેલું તો એ કહેવાનું કે હમ્મીરને રણમાં સામા થવાનો વિચાર કરતા હો તો છોડી દો," સામંતના ધીમેથી ઉચ્ચારેલા શબ્દોએ આખી સભાને ચેતન આપ્યું. બધા ધ્યાનથી, અજાયબીથી સાંભળી રહ્યા. હમણાં તો એમણે જુદો જ સંકલ્પ કર્યો હતો.

"શું ? હું-પાટણનો ચાલુકય-સામે મોઢે લડું નહીં ?" ભીમદેવની વિફરેલી આંખો સામંતને જાણે બાળીને ભસ્મ કરવા મથતી હોય એવો ભાસ થયો.

સામંત શાંત બેઠો હતો; માત્ર તેના મુખપર તિરસ્કારયુકત હાસ્ય હતું. થોડા દિવસોમાં જનમોજનમનાં દુઃખનો અનુભવ કરી તે આ વયે વૃદ્ધ થઇ ગયો હતો. "મહારાજ, ક્ષમા કરો." અને એના ધીમેથી સરતા શબ્દો સાંભળવા બધા ડોક લંબાવી આતુર બેઠા. "આવી ગર્વની વાતો હું સાંભળી સાંભળી થાકી ગયો છું. ચાલુકયરાજ! ટુંક બુદ્ધિ ને કુસંપમાં મસ્ત આપણા રાજવીઓ સંહારવાને ભગવાન પિનાકપાણીએ આ હમ્મીરને મોકલ્યો લાગે છે."

જે રાજવીઓ હતા તે ક્રોધમાં અને બીજા અજાયબીમાં આ નાના છોકરાએ

ઉચ્ચારેલા ભયંકર શબ્દો સાંભળી રહ્યા. ભીમદેવથી તો ઉતાવળમાં જમણો હાથ તરવારની મૂઠ પર મુકાઈ ગયો. સામંતની તીક્ષ્ણ નજર પણ ભીમદેવના હાથ સાથે મૂઠ પર પડી. આ અધીરાઈ સામંત સમજી ગયો ને વાત ભીમદેવને સમજાઈ, અને તેણે જરા શરમિંદા થઈ હાથ મૂઠ પરથી લઈ લીધો.

"ચાલુક્યરાજ, ગર્વમાં મસ્ત આપણે બધા એમ માનીએ છીએ કે હમ્મીરને રોળવો એ રમત વાત છે. પણ જેમ અજગરના મુખમાં વનચરો જઈ પડે છે તેમ આપણે તેના મુખમાં ધસીએ છીએ. એજ ગર્વમાં ઘોઘાબાપાએ કુલનું નિકંદન કાઢ્યું. બાલદેવે, પચાસ સહસ્ર યોદ્ધાઓ હોમ્યા. ને તમે પણ એમાં જ ઝંપલાવવા તૈયાર બન્યા છો."

"શું કહો છો!" રા' રત્નાદિત્યે હાસ્યથી કહ્યું. "તમારું કહેવું એમ છે કે અમારે હવે અહીંઆંથી ઘેર પાછા જવું?"

"ના, જે કરવું હોય તે કરો, પણ કરતાં પહેલાં હમ્મીર કેવોએક છે તેનો ખ્યાલ તો કરો. મારાં વેણ કડવાં લાગશે પણ તમે ભેગું કરેલું આ સૈન્ય હમ્મીરની સેના આગળ અડધી ઘડી ટકવાનું નથી."

"એટલે શું પાટણ ને જુનાગઢ, લાટ—' રા'એ કહ્યું.

આ બધો વખત ભીમદેવ મૂછ પર તાવ દેતા સામંતને જોઈ રહ્યા હતા. શું આ ખરેખર મિત્ર છે કે કોઈ શત્રુ! એ વચ્ચે બોલી ઉઠત પણ એમણે દામોદર મહેતાને સામંતને શબ્દેશબ્દે રોકાવતી સમર્થન કરતા જોયા એટલે થોડો સંયમ કેળવ્યો.

"મહારાજ, જો હમ્મીરની શક્તિ ને વ્યવસ્થાનો તમને જરા પણ ખ્યાલ હોય તો તમે પણ હું કહું છું તેજ કહો. તમારું છે તેનાથી દશગણું સૈન્ય હોય તો પણ એને હરાવવાને તમે અસમર્થ છો, સમજ્યા?"

"અમે એમ ડરીએ તેમ નથી," અપમાનકારક ઢબનાથી ભીમદેવે કહ્યું. "અમે યોદ્ધા અને રિપુ બળ્યું એમ તો કાયરો કહે છે."

એકવાર સામંતના મુખ પર ગુસ્સો આવ્યો પણ એણે હોઠ દાબી શાંતિ રાખી. પછી એનું મુખ સખત ને ભયંકર બન્યું અને એની આંખમાં અમાનુષી તેજ આવ્યું. તે ધ્રૂજવા લાગ્યો ને હાંફ્યો, તે હાથ જોડ્યા, અને છંછેડેલા સાપના મોંમાંથી ભયંકર ફુસફાટ નીકળે તેમ તેના મોંમાંથી શબ્દો નીકળ્યા."

"ચાલુક્યરાજ," બોલ્યો "ભીમદેવ સિવાય કોઈએ મને કાયર કહ્યો હોત તો હું તેનો જીવ લેત. પણ હું આજે તમારી સાથે લડવા નથી આવ્યો. ભગવાન સોમનાથને બચાવવા યત્ન કરું છું. તમને તો તમારા રાજ ને પાટનો લોભ છે, પણ હમ્મીરને હરાવવા સિવાય મને બીજી વાસના નથી. તમે તો હજી હમ્મીરનું નામ સાંભળ્યું છે, પણ મારા ઘોઘાબાપાએ તો એને રોકવામાં આખા કુલની આહુતિ આપી છે, મારા પિતાએ એને રણમાં રઝળાવવા અણુમાંજવાં પરાક્રમ કર્યાં છે; અને એનો જીવ લેવા મેં એકલાએ એના સૈન્ય વચ્ચે એને ગળે ખંજર ધર્યું છે." અને સામંતની આંખો ને અવાજ બેઉથી ઓતપ્રોત થઈ ગયાં "અને જો ધાર્યું થયું હોત તો જે શાહો રાજપૂતો ન કરી શક્યા તે હું એકલે હાથે કરત. પણ-પણ-" અને એનો અવાજ ખરડ્યો—" પણ ભગવાન સોમનાથની મરજી હતી કે એને ન મરવા દેવો! ભીમદેવ મહારાજ, ભાગ્ય રૂઠે ને મેં કર્યું નેરવું

સમજ પડી: સાથે એની કલ્પનાએ એક નાનકડી, નાજુક નર્તિકાને પાણીમાંથી સૌંદર્યસ્નાન કરીને નીકળતી જોઇ,–અને વિપલમાં તો એ મૂર્તિ અલોપ થઈ ગઇ.

"હા. મહેતાજી! ત્યાં હું લડીશ મારા ઇષ્ટદેવની સમક્ષ. ને કોઇએ જોયું નથી, ને સાંભળ્યું નથી એવું પરાક્રમ કરી બતાવીશ. અને દાનવની સેનાને સમુદ્રમાં ભૂપીતી કરી દઇશું." તેણે ગૌરવથી કહ્યું.

"મહેતાજી," સામંતે કહ્યું, "તમારી યોજના અદ્‌ભુત છે. એ એક છેલ્લા પ્રયાસ પરજ આપણું સર્વસ્વ હોમી દઇએ તો હઝાર યુદ્ધનું સાટું એક યુદ્ધે પણ વાળી દઇએ. પણ હું તો એકલો અહીંઆ રહીશ."

"અમારે તમને એમ મરવા નથી દેવા, ચોહાણ," દામોદર મહેતાએ કહ્યું.

"ને મારે એમ મરવું પણ નથી–હમ્મીરનો પગ મારી ભૂમિ પર છે ત્યાં સુધી. અને તો થોડાં માણસો મને આપી જજો. હું તો ઘોઘાબાપાનું ભૂત મારી રીતે હું એને પુરો પડીશ, ને તમને મદદરૂપ પણ બનીશ."

"પણ તું તો મારી સાથે જ જોઇએ, સામંત," ભીમદેવે કહ્યું.

"ના, મહારાજ. એ ભલે આવ્યો, મારે એને પાછો જવા દેવો નથી."

"તારે માટે અમે એને રાખીશું તો ને," ભીમદેવે કહ્યું."

"મહારાજના મોઢામાં ગોળ."

"એ પણ ખોટું નથી," દામોદર મહેતાએ કહ્યું "અને હું ખંભાયત બંદરેથી સમુદ્રવાટે પ્રભાસને જોઇતી વસ્તુઓ પુરી પાડીશ. અને પ્રભાસ પાટણ ખાલી પણ તરત કરવું પડશેને?"

"અને વિમલ તો મારી જોડે જ હશે ને?"

"જરુર, અન્નદાતા" વિમળે કહ્યું.

(૭)

અને તેજ રાતે આ સંકલ્પનો અમલ ભીમદેવ મહારાજે કરવો માંડયો. ગામો ખાલી કરવાની આજ્ઞા લઇ ઘોડેસ્વારો ચારે તરફ નીકળી ગયા. રાતોના રાતના પાટણમાં ભરેલું અનાજ ગાડાંઓમાં ભરાઇ પ્રભાસ મોકલાવવામાં આવ્યું. પરોઢીયે આખા લશ્કરે પણ સૌરાષ્ટ્રનો રસ્તો લીધો. દામોદર મહેતાએ રાજગુરુ ને મંત્રીઓ સહિત ખંભાતનો રસ્તો લીધો. મધ્યાન્હે જ્યારે ભીમદેવ મહારાજે પાટણ છોડયું ત્યારે સામંત, નન્દીદત્ત, અને મહારાજના આપેલાં પાંચસો ઘોડેસ્વારો પાટણમાં રહ્યા.

જતાં જતાં ભીમદેવે સામંતનો સંકલ્પ ફેરવવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ તે એકનો બે ન થયો.

જ્યારે આખું સૈન્ય પાટણ છોડી ગયું ત્યારે પાટણના કોટના ઉંચામાં ઉંચા કાંગરા પર ચઢી સામંત દાંત પીસી ક્ષિતિજ નીહાળવા બેઠો.

"હમ્મીર, આવ. હવે હું છું ને તું."

— (ચાલુ)

# જય સોમનાથ!

'પાટણની પ્રભુતા' ને 'ગુજરાતના નાથ'ના પુરઃસંધાનરૂપ
ઐતિહાસિક નવલકથા

કનૈયાલાલ મુનશી

[ પૃષ્ઠ ૮૨૧થી ચાલુ ]

[ પ્રબોધિની એકાદશીને દિવસે સોમનાથના શિવાલયમાં અધિષ્ઠાત્રી ગંગાના હાથ નીચે ત્રણસો ચારસો નર્તકીનાં નૃત્ય. ગંગાની પુત્રી ચૌલાનો નૃત્યનો પ્રથમ દિન હોવાથી તે નૃત્યમાં તદાકાર થઈ જાય છે. સોમનાથ સિવાય બીજા માટે બેપરવાહ છે. ગુર્જરનરેશ ભીમદેવના આગમનની ખબર.

આરતિને વખતે ગંગસર્વજ્ઞ ભીમદેવની સાથે મંદિરમાં પ્રવેશ કરે છે. ગંગાના કીર્તન પછી ચૌલાનું નૃત્ય શરૂ થાય છે. તે પોતાનો આત્મા નૃત્યમાં રેડે છે અને ધરણી પર ઢળે છે, તેવામાં દામોદર મહેતાના આવવાના ખબર મળે છે. તે ગરજનાધિપના આક્રમણની ખબર આપે છે. ભીમદેવ રક્ષણની તૈયારી કરવા જાય છે. ચૌલાની પાછળ એક કાપાલી પડે છે. ભીમદેવ તેને બચાવે છે. બંનેનું મીલન. ભીમદેવનું હૃદય ચૌલા તરફ દોડે છે અને પગ પાટણ તરફ જાય છે. પનિહારીઓ કંકયોગેશ્વરના મુડદાથી ચમકે છે. બધાં ગભરાય છે. શિવરાશિ ગંગ સર્વજ્ઞને કહેવડાવી તેડાવે છે. તે શાંતિ ફેલાવે છે. ચૌલા ભીમના પ્રેમનાં સ્વપ્નાં જુએ છે. કંકના મરણના ખબરથી ચકિત થાય છે. કાપાલીના મુડદાથી હાહાકાર ફેલાય છે. સર્વજ્ઞ સજ્જનને ઘોઘારાણાને ચેતાવવા મોકલે છે. સજ્જનની સાંઢણીનો વિષમ રણપ્રવાસ. યવનોનો ભેટો. બીજે રસ્તેથી સજ્જનનો પુત્ર સામંત આવે છે. સામંતનો વિમળ સાથે ભેટો. વાક્પતિરાજ સાથે મળવું. તેની મદદ આપવાની ના. સામંત ઉશ્કેરાઈ જાય છે. પણ વિમળમંત્રી ઠંડો પાડે છે. અને રાત્રે ત્યાંથી વિદાય લઈ મુખીની પાછળ પડે છે પણ તેને ઝાલોરની હદ કુદાવવા દે છે. ઝપાઝપી. મુખીનું મરણ. વિમળ મારવાડ તરફ. સામન્ત ઘોઘાગઢ તરફ. રસ્તામાં સામંતને મ્લેચ્છને શોધતા બીજા યોદ્ધાઓ મળે છે જે પોતાની સાથે આવવા તેને વીનવે છે. સામંત સાંઢણી હંકારી બમ્મણીયા જાય છે. ગઢની, મંદિરની અને બાણુની ખંડિત અવસ્થા જોઈ ખિન્ન થાય છે. રાજગુરુ મળે છે અને કથા શરુ કરે છે.

ગંભીરતાથી અને મમત્વથી ગુરુ ઘોઘાબાપાની જશગાથા કહી સંભળાવે છે. સુલતાનનું કહેણ, કુમારના દૂતોનું આગમન, ઘોઘારાણાનો યવનસેનાને માર્ગ આપવાનો નકાર. રણભૂમિનું તાંડવ, ઘોઘાબાપાનો અદ્‌ભુત યુદ્ધખેલ, વીરાંગનાઓનું જૌહર વગેરે પ્રસંગો, રાજગુરુ વિગત સાથે વર્ણવે છે. સામંત બધું સાંભળી સ્તબ્ધ બની જાય છે. સોમનાથને 'ચરણે સ્વાર્પણ' કરવાનો નિર્ણય કરી એ પિતાની શોધમાં જવા તત્પર થાય છે. રાજગુરુ પણ એની સાથે જવા તૈયાર થાય છે. બને રણથંભી માતાના મંદિરને રસ્તે જવા નિર્ણય કરે છે. મહમૂદની સેનાનું પ્રયાણ ઉગ્ર આંધિનું આક્રમણ. સજ્જન એ આંધિનો નાયક બની સુલતાનના સૈન્યના એક વિભાગનો

અનુભવને અવનવીન કરી રહી. અત્યારે એ મુખનો, મુછોનો, આંખોનો ને બાહુનો ધણી–ત્રિપુરાસુરને વિનાશવા તત્પર એવા ભગવાનનો અવતાર બની આવતો હતો! તેની આંખો ક્ષિતિજ પર તેને અકથ્ય ઊર્મિઓ વડે આવકાર દેવા કરી હતી. સાગર પરથી વાતો સમીર એના વાળ ને લુગડાંને ફેં ફેં નાચ નચાવતો એની રગેરગમાં અજબ ઝણુકાર જગવતો હતો: આવ્યો, આ આવ્યો–એના રુદ્રનો અવતાર. એ નાદ તેના અંગેઅંગે સંભળાતો હતો.

બે દહાડા થયાં ભગવાન સોમનાથનું સ્વરૂપ પણ અણુજાણ્યું બદલાઈ ગયું હતું. રણે ચઢેલા રુદ્રે જટા પર મુકુટ ધર્યો હતો, અને તેના પર હતું મયૂરપિચ્છ. એમના શ્યામ મનોહર મુખ પર ભલાઇ ને ભોળાઇ દેખાતાં; એમની મૂછોના આંકડા વળ્યા હતા; દાઢી ટુંકી આછી થઈ ગઈ હતી અને તેના છેડા આમળીને કાન પાછળ લઇ ગયા હતા. તેમને શરીરે સુવર્ણનું બખ્તર હતું, અને ખભા પર ધનુષ્ય લટકતું હતું. ત્રિશુળધારી શંભુ બાણાવલિ પિનાકપાણી બન્યા હતા. અને તેના ખભાં ને હાથ એક ચંદ્રિકામાં જોએલાં ખભા ને હાથ માપે બન્યાં હતાં. હૈયામાં પંખી ફફડતું હતું, તેને શાંત રાખવાના પ્રયત્નો નિષ્ફલ જતા હતા. દૂર ને દૂર દૃષ્ટિ જ્યાં જતી ત્યાં દેલવાડાથી આવવાનો માર્ગ પડયો હતો. તેના પર સેંકડો ગાડાંઓ અનાજ વગેરે લઈ પાટણથી આવતાં હતાં અને આખરે ધુળના ગોટા ઉડ્યા, જંગલમાંથી અગણીત ઘોડેસ્વાર બહાર પડયા. તેનો તલસાટ વધ્યો. ચાર ચાર પાંચ પાંચની હારમાં ઘોડેસ્વારો આવ્યા જતા. થોડીવારે તેનાથી હર્ષની ચીસ પડાઇ ગઇ. બધા ઘોડેસ્વારને મોખરે જરકશી છત્રવાળા સફેદ મોટા ઘોડા પર, છત્ર ને ચામર ધારતા ભીમદેવ મહારાજ આવતા હતા. જેમ ઘોડો થનગનતો તેમ મુકુટના, કાનના, મુદ્રા, છત્રના મણિઓ મધ્યાન્હે ચઢતા સૂર્યના કિરણોમાં ચમકતા અને એ તેજના અંબારમાં ભીમદેવનું ભરાવદાર મોઢું, શ્યામલ પણ તેજસ્વી ને ઉગ્ર શોભતું હતું. ઘોડાઓ ઝપાટાભેર આગળ આવતા હતા. અને પાસે આવતા ભીમદેવ મહારાજના બખ્તર ને બાણ પણ એ સ્પષ્ટ રીતે જોઇ શકી. તેની અમેય શક્તિ પણ તે માપી રહી. રુદ્રાવતાર તે ઉગ્ર ને દુર્ધર્ષ હતા. ભગીરથ સમા તે ઘોડાઓ, હાથીઓ ને પાળાઓની પળેપળે વિસ્તરતી, મહાતરંગે ઉછળતી ગંગા તેમની પાછળ લાવતા હતા.

શિખરની એક ઉંચી ટુંકની અટારી પરથી તે નીચેનો કોટ જોઇ શકતી. પ્રભાસને મુખ્ય દરવાજે ગુરુદેવ પાટણના નરેશને સત્કારવા આવ્યા હતા તે પણ દેખાતા. સાથે લગભગ અઢાર દહાડાના ઉપવાસથી ક્ષીણ, હાથમાં સ્થાપેલા લિંગ સહિત શિવરાશિ ઉભો હતો. ગુરુદેવે એને ફરમાવેલી તપશ્ચર્યા હજી પુરી થઇ નહોતી. સાથે અનેક બીજા શિષ્યો હતા. નગરજનો પણ ઉભાં હતાં. આ બધો સત્કાર રુદ્રાવતાર ભીમદેવ માટે હતો.

અને ચારે દિશામાં વિજળી થઇ હોય એમ ભીમદેવ મહારાજે ઘોષણા કરી. "જય સોમનાથ"! ચીસ હજાર સૈનિકોએ પ્રતિશબ્દ કર્યો. "જય સોમનાથ!" ગુરુદેવ શિષ્યો અને નગરજનોએ પ્રત્યુત્તર વાળ્યો, "જય સોમનાથ." અને હજાર ડંકાનિશાનો ગડગડ્યાં. ભીમદેવ કોટ પાસે આવી પહોંચ્યા હતા. તેમણે ઉંચે જોયું; એમની આંખો

પરકોટના દરવાજામાંથી ગુરુદેવ અને ભીમદેવ દાખલ થયા. સાથે બીજા રાજાઓ મંત્રીઓ ને સેનાપતિઓ હતા. ચૌલાનું હૃદય જોરથી ધબકવા માંડ્યું. એના પગમાં કંપ આવ્યો ને એનો અવાજ તુટક તુટક થઇ રહ્યો. ગુરુદેવ ને બાણાવલિ ગંભીર વાતોમાં મશગુલ પાસે આવ્યા. એજ મુખ, એજ આંખો, એજ ચાલ, ને એજ ભુજા, પણ અત્યારે તે મુખ ભયંકર હતું, આંખો એકાગ્ર હતી અને ચાલ નિશ્ચયાત્મક હતી. આ તે રાતનો ભીમદેવ નહોતા, આ તો કોઇ અપરિચિત ને ઉગ્ર યોદ્ધો હતો ચૌલાના પગ નાચતા હતા ખરા પણ એનું હૈયું નિઃશબ્દ ડુસકાં ભરવા લાગ્યુ. ગંગ સર્વજ્ઞ અને બાણાવલિ બન્ને મંદિરમાં આવ્યા. ચૌલાની આશાઓ નિષ્ફલ ગઇ. ભીમદેવની એકાગ્ર બનાં ચઢેલી આંખ એના પર પલવાર પડી અને એનું હૃદય એક ધબકારો ચુકયું–ને જાણે અટકી ગયું. જાણે જડ વસ્તુ પરથી અપરિચિત માણસની દૃષ્ટિ ફરી જાય તેમ એના પરથી ફરી ગઇ... ભીમદેવે એને નહીં ઓળખી! અપરિચિતતાના હિમે એનાં ગાત્રો ગાળી નાંખ્યા.

ભીમદેવ મહારાજે અને એમની સાથના રાજવીઓએ દર્શન કર્યાં, દંડવત્ પ્રણામ કર્યાં, ચરણામૃત લીધાં, ચંદન કરાવ્યાં, શંખનાદ કર્યા. અને મરતી રાજહંસિણી છેલ્લું ગીત ગાય તેમ તે નર્તકીનો આક્રંદભર અવાજ હૃદયભેદક સંગીત ગાઇ રહ્યો.

બધા ગર્ભદ્વારની બહાર આવ્યા, અને ગુરુદેવે હાથ ઉંચો કરી બધાને શાંત રહેવા કહ્યું. બધા શાંત રહ્યા–માત્ર અસ્ખલિત નૃત્ય ને સંગીત શીરસ્તા પ્રમાણે ચાલ્યા જ કર્યું. ભીમદેવે ભ્રૂભંગ કર્યો, "સંગીત બંધ કરો." તેણે ગાનારી તરફ જોયા વગર બરાડો માર્યો, અને ગાનારીનું ગીત ને પગનો ઠેકો મરતા માણસના શબ્દની માફક અધુરાં રહ્યાં.

"વત્સો," ગુરુદેવે ધીમા, ગંભીર સ્વરે કહ્યું. 'ભગવાન્ સોમનાથે કટોકટીનો પ્રસંગ મોકલી આપ્યો છે. આઠ દશ દહાડામાં યવન અહીં આવી પહોંચશે. અને આજથી આ ભગવાનના ધામ પરનો મારો બધો અધિકાર હું ભીમદેવ મહારાજને સોંપું છું. એ ભગવાનની સેવામાં પરાયણ એવા એ મહારથી જે કહે તે જ તમારે કરવાનું છે. ભગવાનની કૃપા એમના પર ઉતરી છે." બધા ધ્યાનથી સાંભળી રહ્યા. તેમને હૈયે ઉત્સવ હતો એ થરથર કાંપવા માંડ્યો. આવી પડેલી વિપત્તિનું કંઇક ભાન બધાને તે પળે થયું.

અને ભીમદેવ પ્રૌઢ ને સત્તાવાહી અવાજે બોલ્યા. "હું તો નિમિત્ત માત્ર છું. ભગવાનની ઇચ્છાનું વાહન છું. ત્રિપુરારીપ ભયાનક વિધ્વંસક આપણે બારે આવીને ઉભો છે. અને ભગવાનની આજ્ઞા હશે તો તેને પણ આપણે પુરા પડીશું." એ જરા થોભ્યો, અને એની નજર બધા પર ફરી વળી. પહેલાંની માફક તે ચૌલા પર પડી ખરી, પણ તેમાં પરિચિતતાની ઉષ્મા નહોતી. "બે દહાડા થયાં ખંભાતથી ચોડાં વહાણો આવી પડ્યાં છે. કાલે બીજાં આવશે. બધા નગરજનો, બાળકો, સ્ત્રીઓ ને બાલકોએ પ્રભાસ ખાલી કરી જવાનું છે. પોતાની માલમતા હોય તે બધી લઇ જાય ને અનાજ પાણી અહીંઆં રહેવા દે. મારું સૈન્ય બધા ઘરોનો કબજો લેશે. વિમલ! તેણે હાથના સત્તાવાહી અભિનય સાથે મંત્રીને આજ્ઞા કરી. આખું ગામ તરત ને તરત ખાલી કરાવો. ને ગુરુદેવ! હવે આ

સંગીત ને નૃત્ય બંધ કરાવો. જ્યારે ભગવાન હમ્મીરનો વિનાશ કરશે ત્યારે દેવમંદિરમાં એ વિધિ પાછી શરૂ થશે." અને ભયંકર નયને ચૌલાને ડારતો તે ગુરુદેવ ને બીજા સાથીઓ સાથે ચાલી ગયો.

( ૪ )

લોકોમાં કોલાહલ થઈ રહ્યો. અને બેભાન અવસ્થામાં હોય એવી ચૌલા આંખે હાથ દઈ ત્યાંથી પોતાના ઘર તરફ દોડી ગઈ અને ભયંકર વિપત્તિમાં પડેલાં નરનારીઓને એના તરફ દૃષ્ટિ નાંખવાની પણ સ્વસ્થતા ન હોતી.

ઘેર જઈ વસ્ત્રાભૂષણ કાઢ્યા વિના ચૌલા પથારીમાં પડી છાતીફાટ રડવા લાગી. રુદ્રેશ એના ઘર આવ્યા હતા પણ તેને બોલાવ્યા વિના ચાલી ગયા. મહેલનાં દ્વાર ખુલ્યાં, પણ એની અંદર દૃષ્ટિ પડે તે પહેલાં બીડાઈ ગયાં.

એનું નૃત્ય ને સંગીત અપૂર્ણ રહ્યું એવી ચૌલાની ધારણા ખોટી હતી. સતત દિવસના ઉપવાસ અને હાથમાં સ્થાપેલા પાર્થિવની અખંડ સેવા છતાં શિવરાશિની નજર ચૌલા આગળથી ખસી નહોતી. બાળપણથી શિષ્યભાવે તેણે ગુરુની આજ્ઞા માથા પર ચઢાવી હતી; ન ચઢાવે તો મુક્તિપંથનું પદ ગુરુદેવ લઈ શકે એમ હતું પણ તેના હૈયામાં હોળી ચેતી હતી. ગુરુએ તેને માનભંગ કર્યો હતો અને એનો અધિકાર લઈ લીધો હતો. ત્રિપુરસુંદરીની વિધિ અટકાવી એ એમનો અક્ષમ્ય ગુનો હતો. અને આ બધું એમણે પોતાની દાસી પુત્રીને રીઝવવા કર્યું હતું. તે એના મનને ગુરુપદથી પડ્યા હતા. હવે એમને ગુરુ થવાનો અધિકાર નહોતો. આ બધા વિચારો તેના અપવાસી જીવને પહેલાં ક્ષણેક્ષણ આવતા હતા.

જેમ ઉપવાસના દિવસો વધતા ગયા અને તેની બુદ્ધિ પ્રાયશ્ચિત્તથી નિર્મળ થતી ગઈ તેમ ગુરુનો ખરેખરો અપરાધ તેણે જુદી રીતે જોયો. ચૌલામાં તે દિવસે મહામાયા ત્રિપુરસુંદરી ઊતર્યાં હતાં, અને તેની પૂજા અટકાવવાનું મહાપાપ એમણે કર્યું હતું. ખરું પ્રાયશ્ચિત્ત તો એમને કરવાનું હતું. અને એ મહાપાપને લીધે જ ત્રિપુરસુંદરીએ કોપાયમાન થઈ એ ગુરુને વિનાશવા હમ્મીરને મોકલ્યો હતો.

જેમ ઉપવાસ વધતા ગયા, અને બુદ્ધિ વધારે નિર્મળ થતી ગઈ તેમ જે બન્યું બનતું હતું તેમાં ત્રિપુરસુંદરીની મહાશક્તિનો જ પરચો જણાયો. અને હમ્મીર બહાર જીતવાનો, ગુરુને પદભ્રષ્ટ કરવાનો, અને આખરે પોતાને સર્વોચ્ચપદ મળવાનું એવી એને ટેક ખાત્રી થવા માંડી. જીવતાં જ્યોત જગજ્જનનીની મહામાયા બધું સાંખે - પણ પોતાની અવજ્ઞા કે સાંખે !

મહામાયાની શક્તિનો ખ્યાલ કરતાં એને હરેક પળે ચૌલા 'બાલ આવંતી ચૌલાનું' સ્વરૂપ જેવું એણે તે રાતે ખુલ્યું હતું તેવું એના મન આગળ રમી રહ્યું હતું. જાગતાં ને સ્વપ્નામાં એનું ને એનું મો દેખાયું, અને એ અપૂર્ણ વિધિ પૂર્ણ કરવાના અવસર

માટે ઝંખવા લાગ્યો. સ્વપ્નામાં એણે ઘણીવાર એ વિધિ પૂર્ણ પણ કરી; પણ જાગતાં એને અપૂર્ણતાનો ખ્યાલ આવતો ને તે અકળાઇ રહેતો. જેમ હમ્મીરના આક્રમણની વાતો આવતી તેમ તેના હૃદયમાં આશા ઉત્પન્ન થતી, એવા કોઇ ભૂકંપ વિના મહામાયાનો વિજય થવાનો નહોતો.

એટલામાં ભીમદેવ આવ્યા. મંદિર સુધી આવતાં એમણે ગુરુ જોડે જે વાત કરી હતી તેના થોડાક શબ્દો તેણે સાંભળ્યા હતા. બધાને અહીંઆંથી ખંભાત જવાનું હતું. જો ગુરુ ન આવે તો એ બધાને અહીંઆંથી લઇ જાય અને ખંભાતમાં લકુલેશ મતની ધજા ફરકાવે. ચૌલા એની સાથે જ હશે. અને પછી...ગુરુ સાથે નહીં હોય પણ ભીમદેવ ને ચૌલા એક રાતે મળ્યાં હતાં એવી કૈંક વાતો એણે સાંભળી હતી. પણ એ ક્યાં ખંભાત આવવાનો હતો. અને જ્યારે ભીમદેવની અલિપ્ત દૃષ્ટિ ચૌલા પર પડતી જોઇ ત્યારે એને નિરાંત વળી. આટલા દિવસના અપવાસથી તીવ્ર થયેલી વૃત્તિઓની તૃષા એણે ચૌલાનું સ્વરૂપ ને નૃત્ય જોઇને છીપાવી. અને જ્યારે ભીમદેવે ભયંકર કઠોરતાથી નૃત્ય અધવચ અટકાવ્યું ત્યારે તેના પુણ્ય પ્રકોપનો પાર રહ્યો નહીં અને જ્યારે ગુરૂદેવની સંમતિથી ભીમદેવે નૃત્યની વિધિ બંધ કરી ત્યારે એ મહાપાપ થતું જોઇ તેનાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં. ગુરૂની અધોગતિને હવે સીમા રહી નહોતી. ગુરૂદેવ અને ભીમદેવ મંદિરમાંથી બહાર નીકળ્યા ત્યારે એ પણ સાથે થયો. પગથીયાં ઉતરી ગુરુ એના તરફ ફર્યા. "શિવરાશિ ! તું પણ જઇને પારણાં કર અને પાર્થિવનું વિસર્જન કર. આ નવા આપદ્ધર્મ આગળ બધા ધર્મ ફરવા જોઇએ. અને પછી આવ." શિવરાશિએ પ્રણામ કર્યા અને પાર્થિવ વિસર્જન કરવા ગયો. તે કર્તવ્ય કરી, અપવાસ છોડતાં પહેલાં એને મહામાયાનું સ્મરણ થયું. જે દેવી માટે એને પ્રાયશ્ચિત કરવું પડ્યું હતું તેના દર્શન વિના અપવાસ છોડવો તેને ગમ્યો નહીં. ચૌલાનું દર્શન માત્ર વાસના પ્રેરતી હતી એ એની કલ્પનામાં પણ નહોતું; લકુલેશમતના અધિષ્ઠાતા પદથી બીજે પગથીયે ઉભો રહી અસાઢ દહાડાના અપવાસથી નિર્મળ થએલી બુદ્ધિથી પ્રેરાઇ, મહામાયાની ભક્તિમાં તલ્લીન તે તત્ત્વજ્ઞાની ને તપસ્વી સનાતન એવી વિધિ સાધવી રહ્યો હતો. એ ધીમે ધીમે ગંગાને ઘેર ગયો.

ઘર ઉઘાડુ હતું, તે અંદર ગયો તો ખાટલા પર ઉંધું માથું નાંખી રડી રડીને થાકેલી ચૌલા ઉંઘમાં પડી હતી. ક્યાંસુધી શિવરાશિએ ચૌલાના અંગેઅંગ જોયાં કર્યા. એ થરથર કાંપવા લાગ્યો એની આંખમાં ભયાનક તેજ આવ્યું. સુંદરી જેમાં પ્રવેસ્યાં છે એવી આ મહામાયાની વિધિપૂર્વક એને પૂજન કરવી હતી. ગુરુદેવ નહીં હોય ત્યારે એ કરશે. હમ્મીર આવે છે, થોડા દિવસમાં પણ એ અવસર આવે. અત્યારે તો માત્ર એને દેવાનો ભાર ઓછો કરવો હતો. ઉંધી સુતેલી ચૌલાનો એક પગ ખાટલાની બહાર લટકતો હતો. પગ પર ધ્યાન ચોંટાડ્યું. ગુલાબી નાજુક ફુલ લટકે તેમ તે લટકતો હતો. તેમાં ભુરી નસો પણ દેખાતી. એણે ત્યાં પ્રણિપાત કર્યો, અને ઊર્મિઓને મહામહેનતે વશ કરી પોતાનું માથું મહામાયાના ચરણકમલને અડાડ્યું. ચૌલા ઝબકીને જાગી. એણે

( અનુસંધાન પૃ. ૨૦૦૩ )

આ અભિપ્રાય પણ નરસિંહરાવને પૂરો પસંદ નથી. પરંતુ આ બીજે છેડે જનારા મતને પૂર્ણ રીતે સ્વીકારીશું તો કોઈ પણ ભાષા Analytical નહિં થાય", એમ કહી અમુક ભાષાઓને Analytical વર્ગમાં મૂકવાની કાળજી નરસિંહરાવ બતાવે છે. Analytical વર્ગ છેક જ સુનો હોય તો શું થઈ જવાનું હતું? બીમ્સ વ્યાકરણને અનુસરી સમસ્ત દશાના પ્રત્યયોની કસોટી દીવેટિયા આપે છે: [૨૨]

(૧) મૂળના કોઇ શબ્દ અથવા particle (ગૌણશબ્દ) નું સ્વતંત્ર અસ્તિત્વ લુપ્ત થયું હોય; મૂળનાં રૂપ ઘસાઇ જઇને (વ્યસ્ત દશા જેવાં અલ્પાંશે નહિ પણ ઘણે અંશે ઘસાઈ જઇને) નામાદિકમાં ભળી ગયેલાં હોય છે.

(૨) એ પ્રત્યયોના યોગે નામાદિકના અન્ત્ય સ્વરાદિકમાં ફેરફાર થાય છે. (આગળ નરસિંહરાવ ઉમેરે છે કે સમસ્ત પ્રત્યય જે શબ્દને જોડાય તેના અન્ત્ય ભાગમાં રૂપાન્તર કરવાનું સામર્થ્ય તેનામાં હોવું જોઇએ. સામર્થ્ય હોય તેટલું જ બસ; કોઇ પ્રસંગે તે કાર્ય ના થતું હોય તો બાધ નહીં.) [૨૩]

કસોટી બીમ્સની છે, પરંતુ તેનો ઉપયોગ કરતાં બીમ્સ અને રમણભાઇથી વિરુદ્ધ અનુમાનો નરસિંહરાવ તારવે છે. એમને મતે ગુજરાતીમાંની નામને લાગનારી વિભક્તિઓ વ્યસ્ત રૂપની નહીં પણ સમસ્ત રૂપની છે [૨૪], અને ક્રિયાપદોનાં રૂપો વ્યસ્ત અને સમસ્ત બન્ને પ્રકારનાં છે. [૨૫] "ગુજરાતી ભાષાના બંધારણ" માં કરેલો આગ્રહ જે "ક્રિયાપદોનાં રૂપ વધારે અંશે વ્યસ્ત દશાનાં છે." તે ભાષણોમાં તેમણે જતો કર્યો છે. [૨૬] મને લાગે છે કે સમસ્તતા કે વ્યસ્તતાની ચર્ચા નકામી છે, પણ તેના ગૌણ પરિણામ રૂપે, ગુજરાતી ભાષાના વ્યક્તિત્વનું તેમાં થતું દર્શન સરસ છે.

---

૨૨ મનોમુકુર: ગુજરાતી ભાષાનું બંધારણ: પૃ. ૫૧૩

૨૩ „ „ „ „ પૃ. ૫૧૫.

૨૪ „ „ „ „ પૃ. ૫૧૭

૨૫ Gujarati Language and Literature Vol. 2. પૃ. ૮૬

૨૬ "ખરી વાત એ છે કે તૃતીયા તથા સપ્તમીના 'એ' પ્રત્યયો જેમ સમસ્ત દશાના છે, તેમ જ ને, નો, થી, નું, માં—એ પ્રત્યયો (દ્વિતીયા, ચતુર્થી, પંચમી, ષષ્ઠી, સપ્તમીના) પણ સમસ્ત દશાના જ છે; માત્ર પેલા પ્રત્યયો સંધિકાળથી ફરકીને વાર મૂળ અંગ જોડે શબ્દરૂપ બની જાય છે, ત્યારે આ પ્રત્યયો એ રીતે ભળતા નથી, પણ અંગભૂત થઈ બેઠેલા તો રહે છે જ, પ્રથમનાને સંશ્લિષ્ટ પ્રત્યયો કહીશું અને બીજા વર્ગનાને સંયુક્ત પ્રત્યયો કહીશું તો ખરું સ્વરૂપ દર્શાવાશે".

મનોમુકુર: ગુ. ભા. બં. પૃ. ૫૨૩

*"આ રીતે 'લખે છે', 'લખ્યો છે', 'લખ્યો હતો', 'લખ્યું હોત', 'લખ્યું હશે', 'લખેલો હતો'—ઈત્યાદિ વિવિધ પ્રયોગોમાં વ્યસ્ત દશાનાં ચિહ્નો સ્પષ્ટ છે; અને તે 'લખ્યો', 'લખશે', 'લખત',—ઈત્યાદિ કરતાં વિશેષ પ્રાધાન્યવાળા પ્રયોગો છે અને વપરાશે વ્યાપક પણ છે, તેથી ક્રિયાપદમાં તો ગુજરાતીમાં વ્યસ્ત દશાનું જ સ્વરૂપ વિશેષ પ્રગટ છે—સમસ્તદશા પ્રાચીન પાછળ પડતી છે—એમ જ કહેવું એ તો વાજબી જણાય છે." મનોમુકુર: ગુ. ભા. બં. પૃ. ૫૨૩.

"ઘરમાંથી ઘણું કરી આપો", "હું ઘેરથી ચાલ્યો આવ્યો છું" આવાં વાક્યોમાં બે વિભક્તિઓનો પ્રયોગ ગુજરાતીમાં કંઈક વિલક્ષણ છે. 'ઘર' 'ઘરમાં' અને 'ઘેર' એ ત્રણ શબ્દોમાં પરસ્પરભિન્ન સ્વતંત્ર અર્થ છે. 'ઘર' તે સ્થૂલ પદાર્થ જ સૂચવે છે. 'ઘરમાં'=ઘરનો અંદરનો ભાગ અને તેને 'થી' પ્રત્યય લાગે છે. 'ઘેર'—'ઘરમાં સ્થિતિ' અને તેને 'થી' લાગી શકે. વળી સપ્તમીના 'એ' અને 'માં' પ્રત્યયો જુદા અર્થ આપે છે. 'એ' પ્રત્યયથી 'ઉપર' જેવો અર્થ સૂચવાય છે, અને 'માં' થી 'અંદર' જેવો અર્થ સૂચવાય છે. ઔપશ્લેષિક આધાર માટે 'એ' અને વૈષયિક આધાર માટે 'માં' વપરાય છે. વળી 'હું ઘેર ગયો' એવા વાક્યોમાં 'એ' પ્રત્યય ગતિ પણ સૂચવે છે. [૨૭] મને મારે, તમને તમારે, એ બે પ્રકારના રૂપોના વિનિયોગ અને અર્થમાં રૂઢિવશે ફેર હોય છે તે વસ્તુ સ્પષ્ટથી નરસિંહરાવે સમજાવી છે. 'મારે ખાવું છે; મને ભૂખ લાગી છે'—આ વાક્યથી આ ભેદ સમજાશે 'મારું' એ છઠ્ઠી પ્રત્યયવાળું સર્વનામનું રૂપ છે અને તેને સપ્તમીનો 'એ' લાગી 'મારે' બને છે.

એમના મતમુજબ બીજી અને ચતુર્થીના 'ને'ની વ્યુત્પત્તિ [નુ+એ—સપ્તમીનો] ને પુષ્ટિ મળે છે. પાછળથી 'એ'ને સપ્તમીનો ગણવાને બદલે તૃતીયાનો નરસિંહરાવ ગણે છે અને તેટલે અંશે તેમની વ્યુત્પત્તિ કેશવલાલથી ભિન્ન થાય છે. [૨૮]

સપ્તમીના *માં* પ્રત્યયને *स्मिन्>म्मि* એવી ઉપજાવવાનું વલણ, નરસિંહરાવનું એક વખત હતું, તે પાછળથી બદલાયું, અને ભાંડારકરે આપેલી વ્યુત્પત્તિ જરાક ફેરફાર કરી સ્વીકારી. मध्य>मज्झ>माझ>माह>loc.माहिं>महं>मां. [૨૯]

પંચમીનો थी પ્રત્યય સં. उत्त ઉપરથી બીમ્સ, तहि ઉપરથી ભાંડારકર, અને हुंत ઉપરથી ટેસિટરી ઉપજાવે છે, પણ ગુજરાતી વિદ્વાનો કેશવલાલને અનુસરી એ પ્રત્યયને સં. स्था સાથે જ સંબંધ છે એમ માને છે. એ પ્રત્યયની સંપૂર્ણ પૃથક્કરણવાળી ચર્ચા નરસિંહરાવે કરી છે. તેમના મતની સંક્ષિપ્ત રજુઆત પણ લઈએ: "I hold that थी (indeclinable) is derived from the conjunctive participle of थवुं, स्था sth., and थकी (indeclinable) similarly from the conjunctive participle of थक (pr.) substitute of स्था (sthr) and that थो थी थुं *adjectival* forms are to be traced to स्थितक (str.) past participial *form* of स्था, *and* थको, थकी, थकुं (*adjectival*) are derived from थकिअउ (Ap.) past participle of थक." ભાંડારકર આદિના મતનું નિરસન પણ પ્રતીતિજનક છે. [૩૦] પરંતુ थी-थो અવિકારી

૨૭ મનોમુકુર, ગુ. ભા. ભં. પૃ ૫૨૭, ૫૩૧; Guj. L. L. Vol II પૃ ૯૧,૧૫૭

અને વિકારી, સ્થિતિમાંથી અને **થકો-થકો** અવિકારી અને વિકારી; **થકિ** માંથી વ્યુત્પન્ન કરવાની ચતુરભાઈની કલ્પના કેશવલાલ અને નરસિંહરાવની વ્યુત્પત્તિઓનાં મૌલિક તત્ત્વો સ્વીકારે છે.

વ્યસ્તમાંથી સમસ્ત અને સમસ્તમાંથી વ્યસ્ત દશામાં ભાષાનાં રૂપો ફરે છે તેનું **છે** સારું ઉદાહરણ છે. **કરે** માંના પ્રત્યયની શુદ્ધ વર્તમાનકાળ સૂચન કરવાની શક્તિ ગઈ એટલે તેને **છે** ની મદદ લેવી પડી. **કરે** એ he does નું ભાષાન્તર નહીં અને; he may do અથવા એવા અનિયમિત વર્તમાનનો જ અર્થ એ રૂપમાં છે. **છે** એ **अस्** માંથી નીપજે છે: **अस्ति-अच्छइ-अ छ इ-छइ छे** [31] ગુજરાતી ભાષાના વિકાસ-દર્શનમાં **छ** ધાતુનો પ્રત્યય જેવો ઉપયોગ મહત્ત્વનું સીમાચિહ્ન છે. વિ. સં. ૧૫૦૦ લગભગ એવો ઉપયોગ શરૂ થયો અને ૧૭૦૦ લગભગ રૂઢ થઈ ગયો એમ નરસિંહરાવ બતાવે છે.

કર્મણિ ભૂતકાળની રચના જુની ગુજરાતીમાં સંસ્કૃત પ્રમાણે થતી, જેમકે, **दीठुं नहीं तेणि व्याधि हु** (બાલણની કાદંબરી), પણ અત્યારે 'તે વ્યાધે મને દીઠો નહીં' એમ લખાશે; વચગાળામાં પ્રયોગ વિશે ભ્રમ થઈ જવાથી કર્મ પ્રથમામાં ન આવતાં બીજી કે ચોથી વિભક્તિમાં આવી જાય છે. [32] "રાજા વિસ્મય પામ્યો" જેવા દૃષ્ટાંતમાં ભાવકર્તરિ અર્થ સમૂળગો લુપ્ત થયો છે ને કર્તરિ રચના વપરાઈ છે.

ભવિષ્યકાળની રચના સંબંધી કેશવલાલ અને નરસિંહરાવના નિદર્શનમાં મૂલગત ભેદ છે. કેશવલાલ કહે છે કે [33] "સંસ્કૃતમાં ભવિષ્યાર્થ ધાતુમાં **स्य** ના ઉમેરાથી બતાવાય છે; બાકી પ્રત્યયો તો વર્તમાનના જ લગાડાય છે. એ પદ્ધતિ પ્રાકૃતમાં થઈ અપભ્રંશમાં ઉતરી આવી. એમાં ભવિષ્યાર્થનો **स** ઉમેરી વર્તમાનના પ્રત્યયોથી રૂપો બનાવાય છે. x x ભવિષ્યમાં જુની ગુજરાતીમાં **हुं करीशां, अह्मी करीशुं, ते करीशि तेउ करीशिं** અનુકરણથી **हुं करीशि** કે **करीशि** એવું રૂપાખ્યાન વપરાયું; ઉપરાંત અનુકરણથી **हुं करीशि; तुं करिशां** એ રૂપ પણ નીપજ્યાં. અનુકરણનું મૂળ **हुं तुं** શબ્દના સ્વરૂપમાં તેમના સ્વરસામ્યમાં જ રહ્યું છે." શ્રી. ચતુરભાઈ પટેલ આ નિદર્શન જ સ્વીકારે છે. "હવઈ ધાતુ તણું સ્વરૂપ કહીશઈ" જેવાં જુની ગુજરાતીનાં દૃષ્ટાંતો કર્મણિ રૂપનાં છે એમ માની નરસિંહરાવ નવું નિદર્શન કરે છે કે કર્મણિ ભવિષ્યકાળ ત્રીજો પુરુષ એકવચન રૂપનો અર્થ કર્તરિ ભવિષ્યકાળ પહેલો પુરુષ એકવચનનો (તેમજ બીજો પુરુષ એકવચનનો) થયો. આને

---

31 ચતુરભાઈ પટેલે 'જુની ગુજરાતી ભાષા' માં આ વ્યુત્પત્તિ નવેસરથી ચર્ચી છે અને ભાણ્ડારકરે આપેલી **अस्ति-अच्छइ-छइ** વ્યુત્પત્તિનું તે સમર્થન કરે છે. જુઓ પ્રકરણ ૧૫ મું.

32 આને કેશવલાલ ભાવકર્તરિ રૂપ ગણે છે.

33 બાલણની કાદંબરી પ. ૨૧૨

જેવાં રૂપમાં ધાતુના ઉમેરણથી य (ચા=જવું) રહીને करायाइ-करायेइ-कराय થાય છે. કર્મણિ રૂપનો आ આગમ છે વા जा નો ज ઉડતાં રહેલો आ છે, ને य (कराय) જ કર્મણિ પ્રત્યય છે. એપથી સ્વતંત્ર રીતે આ નિર્ણય પર નરસિંહરાવ આવ્યા હતા અને પાછળથી જ તેમને એપમાં પોતાના અભિપ્રાયનું સમર્થન મળ્યું. સંસ્કૃતથી માંડી છેક આધુનિક હિંદી ભાષાઓ સુધી કોઇને કોઇ રૂપે સંસ્કૃત ધાતુ या(=to go) કે તેનો વંશજ કર્મણિ રૂપમાં દેખા દે છે. એ નરસિંહરાવના અનુદર્શનનો પાયો છે. એ या અથવા તેનું વિકૃત રૂપ જ અકર્તરિ અર્થ સૂચવતું જોવામાં આવે છે. હિંદી किया जाता है, મરાઠી केलें जाते, ગુજરાતી कर्युं जाय नहिं, એ ભારત રૂપો क्रियते (સં). करियइ (અ.પ) અને ગુજરાતી कराय ઉપર પ્રકાશ પાડે છે અને य એ या નો અવશેષ છે એ બતાવે છે. સંસ્કૃતથી માંડી ગુજરાતી कराय સુધીનો ક્રમ નરસિંહરાવનો આ પ્રમાણે છે, क्रियते (સં), करियते પાલી, किज्जइ-करिज्जइ (પ્રા.) करीजइ-करीयइ જૂ. करियइ અંતિમ અપ., कर्युं जाय ગુજ., कराय અર્વા. ગુજ.

"A priori the chaining of the final link with the preceding series can be effected reasonably and consistently by viewing the आय as य a synthetic evolving curiously come out of जाय preceded by आ as an adventitious agama. It is also possible to regard the आ as the residual vowel left after the ज in जाय got elided by the process of wearing out. If this view is accepted the agama theory must be given up."

કર્મણિ રૂપના ઇતિહાસ સંબંધી અનેક મતોમાં નરસિંહરાવનો સૌથી વાજબી લાગે છે. રા. ચતુરભાઈ પટેલ એમાં એક બે નવીન તત્ત્વો ઉમેરી એ અનુદર્શનને વધારે યુક્ત કરે છે. "અપભ્રંશમાં करिज्जइ રૂપ વપરાતું. તે ઉપરથી જુની ગુજરાતીમાં करीजइ-करीजइ રૂપ આવેલો છે. करीजइ રૂપમાં करी નારીજાતિનું મનાતાં અને जइ માં जा ધાતુનો ભ્રમ થતાં નારીજાતિનું करीजाइ રૂપ થયું. તે પ્રમાણે બીજી બે જાતિનાં રૂપ આ इज्ज પ્રા. કર્મણિ પ્રત્યય ઉપરથી જ ઉપજ્યાં. x x હિંદી लिया जाइ लिआजइ ઉપરથી ज નો य બની लिआयइ રૂપ બને. એટલે આ જાતનાં ગુજરાતી રૂપોમાં હિંદીનો સંસ્કાર માન્યા સિવાય છૂટકો નથી." ૨૯

# પ્રકૃતિ અને મનુષ્ય

ઉષા સંધ્યા શશી નભમહિં રાજતા કોઈ વેળા
રેલે વિશ્વે અમી-મધુરતા-શાંતિના ઓઘ મીઠા;
ને તારાઓ પ્રણયી જનની આંખની કીકીઓ શા,
ઝીણું ઝીણું ચમકી રહતા વિશ્વ-પ્રીતિ ભરેલા.

સંધ્યા સિંધુ-જલ વળી કદી રંગતી નિજ રંગે,
ને તે રંગોમહીં ભળવતી ચંદ્રિકા નિજ તેજે,
ને કોદી આ મધુર સમયે મેઘ આછા છવાં',
ઉડી જાતા ફરી, દઈ ઘડી રમ્યતા આ જગાડી.

ને કો વેળા ગહન ઘન હા વ્યોમમાં વ્યાપી રે'તાં,
ઘેરી લેતી ભયભરી બધું વિશ્વ કાળી તમિસ્રા!
રે રે ત્યાં તો ચમકી વીજળી! વાયુના પૂર વ્હેતાં!
ગર્જે ગર્જે ગભીર જલ દે ક્રૂર થૈ રેલી દેતા!

કો વેળાએ જલધિ સ્થિર થૈ ઉર્મિ ઝીણી નચાવે,
ધેરૂં ધીરૂં મધુર સુરીલું ગીત સૌને સુણાવે;
ને કો વેળા કરી કરી મહાઘુઘવાટો ઉછાળે
મોજાં કેરો પ્રલય કરવા જન્મનો કેમ જાણે.

ત્યાં મહિં વન સહુ થૈ શીતના રેલી રંગે
ન્હાશી રે'તું સ્મિત કરી કરી પૂર્ણ ધેરું વસંતે;
તે, હા! પાછું બળી બળી રહ્યું, બાળતું પાંથિકોને,
ગ્રીષ્મે રે'તું નિરખી નભને શુષ્ક નિસ્તેજ નેને.

જોતાં ખાતાં, મધુર હસતાં, બાગમાં પુષ્પ મીઠાં
વિલાઈ તે પણ પડી અરેરે થતાં ધૂળ જેમાં!
જેને વાયુ ફરતો ઝુલતો સુરભિ લેઈ જાતો,
તેને પાછો કરમાઈ જતાં ધૂળમાં રોળી દેતો.

દૃશ્યો આવાં નિતનિત નવા રંગથી ચિતરેલાં,
જોયાં બધું? અહિં વિચરતાં વિશ્વની વાડીમાં આ;
ને રંગાતું જીવન-ઝરણું દૃશ્યના રંગથી એ
વ્હેતું નિત્યે વિવશ લય તે સિંધુમાં પામવાને.

વ્હેતાં વિધિને વશ જીંદગી આ,
ફાસે તને મેં આ જગનાં સુખોમાં
આછી ય વા ઘેરી જ શ્યામરંગી
છાયા જગેલી કંઈ હૈ દુઃખોની.

ને તેથી થાવા દુઃખથી વિમુક્ત,
વૈરાગ્યની ચોળી વિભૂતિ અંગ.
સૌંદર્યથી અંધ કરી જ નેત્ર,
માધુર્યથી કર્ણ કરી બધિર,

રાગે રહેલું મન ખૂબ ચોંટી
ખેંચી પરાણે ય વિરાગ માંહિં,
હતાશ તારું ઉર જગતથી આ
ઇચ્છે છે કોદી દૂર નાશી જવા,

કદી વળી તાહરું ઉર માને
કે દુષ્ટ આખું જગ આ થઈને:
ઢોળે ધીડાં જીવનમાં જ તારા
સદા દુઃખોના વિષના કટોરા,

પ્રચંડ વૈરાનલ તેથી જાગે
તારે ઉરે, ને થઈ ગાંડું ઘૂમે,
તે જગ આખું કરી ભસ્મ, તેનાં
ચોળી વપુ, મોદ અનંત લેવા.

માતા કદી પ્રેમળ હાથ સાથે,
ધીમે ધીમે ફેરવતી શિશુને,
ને આર્દ્ર નેત્રે મુખ જોઈ જોઈ
દેતી શુભાશીષ જ હર્ષ-ઘેલી।

ભોળી સુધીશં વળી વ્હાલ-ઘેલાં
મીઠાં અમીશાં વચનો રસાળાં,
હસી હસી લાડતી નાથ સાથે
હૈયું રસીલી રમણી રિઝાવે.

તે વેળ લાગે જગ સ્વર્ગ જેવું,
ને જીંદગી આ ઝરણું અમીનું;
સૌ દુઃખ ભાસે ભૂતભાવિકેરાં
ભીતિ-ભર્યાં બાળકસ્વપ્ન જેવાં.

સખે! આવી રીતે સુખ મહિં હસ્યો તું કદી હશે;
અને કોદી દુઃખે ડૂબી ડૂબી રહ્યો પૂર્ણ જ હશે;
હશે ઝોલાં ખાધાં સુખદુઃખ મહિં એક સમયે
કદી રોતાં રોતાં હસી હસી, હસતાં જ રડીને.

જુદાં જુદાં પ્રકૃતિ-રૂપમાં હર્ષ ને શોક કેરી,
બંધુ! તુંએ નકી ધરવતાં ભાવનાઓ વિકારી;
માને છે આ તુજ હૃદયના હર્ષ ને શોક યોગ્ય,
ને તેથી તું સુખદુઃખ મહિં નિત્ય ડુબે જ આમ.

રે રે બંધુ! તુજ દુઃખ હવે કિંતુ સર્વે ભુલી જા,
પાઠો આજે કુદરત તને શિખવે છે નવીન;
માન્યા તેનાં ગભીર રૂપ સૌ કાલ સુધી ભરેલાં
શોકે ક્રોધે, અરૂ૨ પણ તે આજ લાગે અસત્ય

પ્રભુ કેરી પ્રભુતાની ઝાંખી કૈંક કરાવવા
ધારે છે પ્રકૃતિ દેવી સદૈવ રૂપ જુજવાં.
તેનાં ગંભીર રૂપે યે સૌંદર્ય નવ કૈં લસે,
ને સન્માર્ગે ચઢેલાને લૈ જાતો ઓપ યે દિસે.

રે તુંય છે પ્રકૃતિનો પ્રિય બાલ, બંધુ!
તારુંય તારક, શશિ, રવિ, મેઘ, સિંધુ,
પુષ્પો શું ઝરન અનંત અખંડ વ્હેતું
પીકે પ્રભુની પ્રભુતાનું જ ગાન મીઠું.

સૌંદર્યના રસિક પૂજક ! તું સદાયે
સૌંદર્ય કૈં પ્રકૃતિમાં નવલું નિહાળે,
સૌંદર્ય તેવું ય વહે તુજ જીંદગીનાં
ફૂલોથી કંટકથી વાજ ભર્યાં વને આ.

જે પ્રેમથી હરણુ તું કુદતાં નિહાળે,
જે પ્રેમથી વિહગ કિલકિલ નાદ સુણે,
જે પ્રેમથી કુસુમ તું ખીલતાં વિલોકે,
જે પ્રેમથી ક્રીડન ચંદ્રનું વ્યોમ ભાળે,

તે પ્રેમથી જ, રમણી નિજ હસ્ત ધારી,
હેરો ય, નંદન વને ફરતા સુખેથી,
લીલા લહે જગતના જનવૃંદની, ને
માધુર્ય તેનું નિજ જીવનમાં ઉતારે.

સૌંદર્ય તો તુજ તણું ય નિહાળ, વ્હાલા !
ને ગાન તે શુણ તું તારી ય જીંદગીમાં !
ઉંડા ઉંડા સુખદ હેતુ ય દુઃખ માહિં
લાગ્યા વસેલ, સહુ તે પ્રિય ! કાંઈક શોધી !

પ્રકૃતિરૂપ છે તું તેઃ તેથી જુદાઈ ભુલી હવાં
પ્રકૃતિમય તું ધીમે ધીમે થઈ, પ્રિય બંધુ ! જા !
સુખદુઃખ રમે ને દેખાડે તને રમતો નવી,
હસી હમી જ તું ક્રીડા તેની મીઠી લહે પ્રેમથી.

નથી જગતથી નાશી જાવું વિરાગી થઈ સખે !
જગત મહિં આ જે છે તેમાં સદા ક્રીડવું સુખે;
પ્રભુપ્રભુવનાં ગીતોની ને મચાવી ધુની હવે,
પ્રકૃતિ શિખવે તુંને તે આ શિખાવ તું જગતને !

# પરિષદ વ્યાખ્યાન માળા

## પ્રાચીન મિસરનું સાહિત્ય

કીકુભાઇ ર. દેસાઇ

માન્ય પ્રમુખશ્રી, અને ભાઇઓ,

પ્રાચીન મિસરના સાહિત્યનો પરિચય કરતા પ્હેલાં જે પ્રજાએ જે ભૂમિ પર એ સાહિત્ય રચ્યું અને પાંચ છ હજાર વરસ પ્હેલાં પ્રચંડ પથ્થરોથી આ ધરતી પર મારેલી જે પ્રજાની મ્હોર હજી આજે પણ દુનીઆને અજાયબીમાં ગરકાવ કરી મૂકે છે તે પ્રજા અને તે ભૂમિનો આછો પરિચય કરવો આવશ્યક છે.

મિસરની ધરતી નીલા નદીની સંતતિ છે. મધ્ય આફ્રિકાનાં મોટાં સરોવરમાંથી નીકળી પોતાની બન્ને બાજુએ આવેલા ચુનાના ખડકોને ભેદી પોતાનો માર્ગ કાપતી, એબીસીનીઆના પર્વતો પર વરસતા ધોધમાર વરસાદનાં પાણી અને પર્વતો પરની માટી પોતાની સાથે ઘસડી લાવવાના હરખથી ગાંડી બની બન્ને કિનારેથી ઉભરાઈ આસપાસનાં માઇલો સુધીનાં રેતીનાં રણમાં માટીનો થર જમાવતી નીલા ભૂમધ્ય સમુદ્રને પ્હોંચે તે પ્હેલાં સાતસો માઇલ લાંબો અને છેક દક્ષિણના બિંદુ આગળ ૨૦૦ વારની પ્હોળાઇથી માંડી વધતાં વધતાં ઉત્તરમાં ૧૫૦ માઇલની પ્હોળાઈ ધારણ કરતો પ્રદેશ પોતાનો કરી લે છે અને દક્ષિણમાં જ્યાં બિલકુલ વરસાદ વરસતો નથી તથા ઉત્તરમાં જ્યાં નહિ જેવો જ વરસાદ વરસે છે તેવી એ ભૂમિનું પાલન-પોષણ પણ એ જ કરે છે.

આ પ્રદેશમાં વસતી પ્રજાએ પૃથ્વી પર સૌથી પ્હેલી સંસ્કૃતિ સ્થાપી હતી એમ યુરોપીય ઇતિહાસકારો માને છે. એ ખરું હોય કે નહિ પણ આપણે એટલું કહી શકીએ કે સિંધુને કિનારે વસતા આર્યોએ, યુફ્રેટીસ અને ટાઇગ્રીસની ખીણમાં રહેતા બેબીલોનીઅનોએ, અને નીલ નદીની ખીણમાં રહેનારા મીસરના માનવીઓએ એકબીજાથી અલગ એવી પોતપોતાની સ્વતંત્ર સંસ્કૃતિ ઇતિહાસના પ્રભાતમાં સર્જી હતી.

મિસરની સંસ્કૃતિનો આધાર એની ખેતી હતી-નીલાનાં પાણી નવેંબર માસમાં ઓસરે એટલે મીસરનો ખેડૂત વાવેતર કરતો અને પછી માર્ચ-એપ્રીલમાં પાક ઉતરતો. શેરડી, ઘઉં, કપાસ, જવ અને તેલી બીઓ એ એનો મુખ્ય પાક. ફળઝાડો પણ એ ખુબ શોખથી ઉછેરતો. નીલાનાં પાણીનો ખેતીના કામમાં સુવ્યવસ્થિત ઉપયોગ કરવા માટે મિસરના રાજાઓએ મોટી મોટી નહેરો ખોદાવી હતી; અને નદીનાં પાણીને સંઘરી

રાખવા માટે એક રાજાએ આજથી ચાર હજાર વરસ પહેલાં સાડીઆઠના ચોરસ માઈલના વિસ્તારનું એક સરોવર બાંધી એનાં પાણીની એવી વ્યવસ્થા કરી હતી કે તેથી ૨૭ હજાર એકર જમીન ખેતીના ઉપયોગમાં આવી શકી.

જમીનની માપણી, પાકનો અંદાજ, જમીન મહેસુલની ઉઘરાણી, ન્યાયની વ્યવસ્થા, કાયદાકાનૂનોનું ઘડતર વગેરે એટલું તો વ્યવસ્થિત હતું કે પ્રજા સ્થિરચિત્તે સુખ અને સંતોષમાં પોતાનો જીવનવ્યવસાય કર્યે જતી, ખેતી આબાદ રહેતી અને વેપારઉદ્યોગ ધમધોકાર ચાલતો. અનાજ, કાપડ અને તેલના બદલામાં એશીઆમાંથી સોનું અને ચાંદી, ન્યુબીઆમાંથી હાથીદાંત અને અરબસ્તાનમાંથી અત્તરો અને કિંમતી પથ્થરો અહીં આવતાં. સાઠ સાઠ હલેસાંવાળાં મોટાં વહાણો ભૂમધ્ય સમુદ્ર તથા રાતા સમુદ્ર પર સફર કર્યાં કરતાં અને જે ભૂમધ્ય સમુદ્ર પરનાં પોતાનાં પ્રભુત્વ માટે આજે બ્રિટિશ સરકાર મગરૂરી લે છે તે ભૂમધ્ય સમુદ્ર તો મિસરના એક સરોવર જેવો હતો. રમણીય ચિત્રોથી શોભાયમાન બરણીઓ અને ઘડાઓ તથા કુલડીઓ ઘડવામાં મિસરનો કુંભાર ઘણો કુશળ ગણાતો. એના ખગોળવેત્તાઓએ ત્રીસ દિવસનો મહિનો અને બાર મહિનાનું વરસ ગણી છેવટે પાંચ દિવસ ઉત્સવના ઉમેરી કાળ ગણવાની જે પદ્ધતિ સ્થાપી તેમાં આજે ૭ હજાર વરસ પછી પણ કાંઈ ખાસ ફેરફાર નથી કરી શકાયો. લખવાની કળા પણ એ જ પ્રજાએ સૌથી પહેલાં શોધી હતી એમ વિદ્વાનો માને છે. ચિત્રોથી શરૂઆત કરી, ચિત્રસંજ્ઞાઓ પર થઈ છેવટે ૨૪ ચિહ્નવાળા મૂળાક્ષરો પર ૭ હજાર વરસ પહેલાં સ્થિર થનારી મિસરની લિપિના કરતાં કાંઈ ખાસ વધારે સરળતા આજની લિપિઓમાં આણી શકાઈ નથી. સૃષ્ટિના સર્જનહારના પ્રતિનિધિરૂપ થોથ (Thoth) દેવ આ મૂળાક્ષરોના કર્તા છે એમ મિસરની પ્રજા માનતી. એ જ દેવને તેઓ અંકશાસ્ત્રનો સ્રષ્ટા, જ્ઞાનનો સ્વામી, શિલ્પશાસ્ત્ર અને ચિત્રકળાનો ઉત્પાદક ગણતા. બધા ધર્મગ્રંથો પણ થોથદેવે અથવા એની પ્રેરણા પામેલા પવિત્ર પુરુષોએ રચેલા હતા. પ્રાચીન મિસરનું જે કાંઈ સાહિત્ય મળી આવ્યું છે તે પથ્થર કોતરેલું કે ચર્મપત્ર પર અથવા પેપીરસનાં ટીપણાં પર લખેલું છે. પેપીરસ નામના બરુના જેવા છોડના મેરુદંડ અંદરના ભાગમાંથી બારીક ચીરો કાપી તેને એક પછી એક આડી ઊભી મૂકી છેવટે એકાદ દબાવી સૂર્યના તાપમાં સુકવવામાં આવતી અને પછી એ પતાંની સપાટી લીસી બનાવી તેના ઉપર લખાણ કરવામાં આવતું. આવા એક પછી એક પતાં ચોડતાં ચોડતાં એક મોટું ટીપણું બની જતું. અને એ જ એમનો ગ્રંથ બનતો. આવું લાંબામાં લાંબું હાથ લાગેલું ટીપણું ૧૨૩ ફૂટ

પ્રાચીન મિસર એની કબરોદ્વારા પોતાના ભવ્ય અને પ્રતાપી જીવનની ઝાંખી કરાવી રહ્યું છે.

એના રાજાના મૃતદેહોની આરામગાહો આજે પણ જગતને આશ્ચર્યમાં ડુબાડી દે એવી ભવ્ય અને મહાન ઇમારતોની બનેલી છે, મિસરના એ પિરામીડોનાં પ્રચંડ પરિમાણો નિહાળીને અત્યારની સમર્થ ઇજનેરી શક્તિ પણ તાજ્જુબ થાય છે. એ દુનીયાની જુનામાં જુની ઇમારતો છે. પાંચ હજાર વરસ પ્હેલાં એ ઊભી કરવામાં આવેલી. સૌથી મોટો પિરામીડ, આપણી નજર ખેંચી રહે છે તે ખુફુ નામના સમ્રાટે બંધાવેલો હતો. ૭૫૪ ફુટ લાંબું અને એટલું જ પ્હોળું એનું તળીયું છે અને એની ઉંચાઇ ૪૮૦ ફુટ છે. એમાં અઢી અઢી ટન વજનના ૨૫ લાખ પત્થરો વપરાયા હતા અને એટલી તો હેરતભરેલી કારીગરીથી એ શિલાઓના સાંધા બેસાડેલા છે કે છરીની અંદર પણ એ સાંધા આવી શકતા નથી અને તેથી સૂક્ષ્મદર્શક યંત્રની મદદ વડે, કોલસાથી કાપી રેખા દોરીને પછી છરી ખેંચવામાં આવે છે આ બાંધવામાં એક લાખ મજુરોને ત્રણ ત્રણ માસ સુધી કામે રોકી મુક્ત કરવામાં આવતાં હતાં. અને એ રીતે એક પછી એક નવાં નવાં પણ સતત લાખ માણસોએ વીસ વર્ષને અંતે એ આરામગાહ પૂરી કરી હતી. ચણતરકલાનો જ નહિ, પણ આટલે ઉંચે જબ્બરદસ્ત પત્થરો ચઢાવવાની એમની યાંત્રિક ગોઠવણનો ખ્યાલ આપણે કરીએ છીએ ત્યારે એ પ્રજાની શક્તિ વિષે આપણને માન થયા સિવાય રહેતું નથી. પત્થરનાં આવાં બીજાં મકાન બાંધકામોમાં બીજા પિરામીડો ઉપરાંત કર્નાક તથા લકસરમાં આવેલાં ભવ્ય મંદિરો; સાઠ ફુટ ઉંચા એક હજાર ટન વજનનાં એક જ પત્થરમાંથી કોતરી કાઢેલાં રાજાનાં પુતળાંઓ; મિસરની મૂર્તીસમી મનુષ્યની મુખાકૃતિ અને સિંહણનું શરીર-ધારણ કરી અનેક યુગપલટાને પોતાની આંખ સામે પસાર થતા નિહાળી રહેતી. ઉદાસ અને વિચારમગ્ન છતાં અગાધ જ્ઞાનનાં તેજથી ચળકી રહેતી, સદા ઉઘાડી આંખવાળી, ઘડીમાં તિરસ્કારયુક્ત તો ઘડીમાં કારુણ્યયુક્ત હાસ્ય ફરકી રહેતા ચ્હેરાવાળી ૧૭૨ ફુટ લાંબી અને ૭૦ ફુટ ઉંચી, એક જ ખડકમાંથી કોતરી કાઢેલી સ્ફીન્ક્સ (Sphinix); તથા સો સો ફુટ ઉંચા સ્મરણસ્તંભો—આ બધાં હજી આજે પણ એ પ્રાચીન પ્રજાની સ્થાપત્યકલાની પ્રતીતિ કરાવે છે. આ બધાં ઉપરાંત આજે હતી નહતી થઇ ગયેલી, પણ ગ્રીક ઇતિહાસકાર હીરોડોટસે ઇતિહાસમાં અમર કરેલી એક ઇમારત ચાર હજાર વરસ પ્હેલાંના એક રાજાની ધર્મસમન્વય કરવાની વૃત્તિ અને ભક્તિનું ઉદાહરણ પુરૂં પાડે છે. આ ઇમારતને ગ્રીક લોકો ભુલભુલામણી કહેતા. એક જ છાપરા હેઠળ મિસરના બધા દેવોને એકત્ર કરવાના હેતુથી આ ઇમારત બાંધવામાં આવી હતી. દરેક દેવને માટે એક એક ઓરડો અલગ રાખતાં ત્રણ હજાર ઓરડા એમાં રાખવા પડયા હતા. આ મકાનની કારીગરી વિષે હીરોડોટસ કહે છે કે ગ્રીક કારીગરી તો એની આગળ કશી વિસાતમાં નથી.

કાળની સામે ટક્કર ઝીલી રહેલા પિરામીડો અને દેવાલયો, સ્થંભો અને સ્ફીન્કસો આ બધાં પત્થરનાં પ્રચંડ બાંધકામો બાંધનારી પ્રતિભાશાળી પ્રજાએ કઇ શ્રદ્ધાથી પ્રેરાઇને

આવાં અમર કીર્તિમંદિરો રચ્યાં હશે? મૃત્યુ પછીના જીવન વિષેની શ્રદ્ધા એ એમની પ્રેરણાનું મૂળ હોવું જોઈએ એમ લાગે છે.

### કર્મકાંડનું સાહિત્ય

જીવન પ્રત્યેનો પ્રેમ એટલો તો ગાઢ અને ઉત્કટ હોય છે કે મરણ થતાંની સાથે બધું જ લોપ થઈ જાય એ ખ્યાલ સૌ કોઈને મુંઝવણી નાખે એવો થઈ પડે છે. માણસની પચાસ પોણોસો વરસની જીંદગીની પહેલાંનો અનંત કાળ મહાસાગર અને તે પૂરી થાય તે પછીનો અનંત કાળ—એ બે અનંતતાની વચ્ચે એક બિંદુ—એક પરપોટા જેવી જ માણસની જીંદગી અને તે પછી એનો અહંભાવ, એની ચેતના વગેરે બધું લુપ્ત થઈ જાય એ ખ્યાલ માણસથી સહન થાય એવો નથી. દુનીઆની લગભગ દરેક પ્રજાએ મરણ પછીના જીવનની કાંઈ કાંઈ કલ્પનાઓ કરેલી છે. મિસરના લોકોની કલ્પના એમના કર્મકાંડનાં ધાર્મિક સાહિત્યમાંથી આપણને મળે છે. દરેક જીવના શરીરમાં શરીરની નાની પ્રતિમૂર્તિ સમો આત્મા હોય છે એમ મિસરના લોકો માનતા. મોતને તેઓ એક લાંબી નિદ્રા ગણતા અને નિદ્રા પછી જેમ જીંદગી ચાલુ જ રહે છે તેમ મોતની લાંબી નિદ્રા પછી પાછો આત્મા શરીરમાં દાખલ થવા આવે છે માટે મૃતદેહને ખૂબ જતન કરીને જેવું ને તેવું રાખી મૂકવાની કળાની શોધ તેમણે કરી હતી. મિસરના લોકો માનતા કે મૃત્યુ પછી માણસના આત્માને એક વિશાળ અને વિકટ પ્રદેશમાં થઈને મિસરના ધર્મરાજ ઓસીરીસદેવ (Osiris)ના તખ્ત આગળ હાજર થવું પડે છે. એના માર્ગમાં ઉકળતા પાણીની નદીઓ, ભૂતો, રાક્ષસો વગેરે આવે છે. આ બધાંને મંત્રોથી હઠાવી આત્મા પોતાનો માર્ગ કાપે છે. પછી એક હોડીમાં બેસી તે ઓસીરીસ (Osiris)ના ન્યાયમંદિરને દરવાજે પહોંચે છે. અંદર ઓસીરીસ બેઠા છે તેમને જોઈને તે નીચેનું સ્તોત્ર બોલે છે:—

"હે મહાન ઈશ્વર, સત્યના સ્વામી, હું તને વંદન કરું છું.
હું તારી નજીક આવી પહોંચ્યો છું અને તારા સૌંદર્યનાં દર્શન કરું છું.
હું તને અને તારા ન્યાયમંદિરમાં બેઠેલા ૪૨ દેવોને જાણું છું.
જે સત્ય છે તે કહેવા માટે હું તારી પાસે આવ્યો છું.
હે પરમેશ્વર! હું અસત્ય નહિ ઉચ્ચરું."

આ પછી તે પોતાના આચરણ વિષે એકરાર કરે છે:-

'મેં કોઈનું બુરું કર્યું નથી.
મેં હિંસા કરી નથી.
મેં નોકરો ઉપર જુલમ કર્યો નથી.
મેં મારે આંગણેથી કોઈને ભૂખ્યો જવા દીધો નથી.
મેં બીજા કોઈની જમીન પચાવી પાડી નથી.
હું પવિત્ર છું.
ખોટાં ત્રાજવાં કે ખોટા તોલનો ઉપયોગ મેં કર્યો નથી.

નહેરોનાં પાણીને મેં મારા સ્વાર્થ માટે અયોગ્ય રીતે વાળ્યાં નથી.
ગૌચરમાં ચરતાં ઢોરને મેં હાંકી મૂકયાં નથી.
હું પવિત્ર છું, હું પવિત્ર છું, હું પવિત્ર છું.'

પછી ઓસારીસ (Osiris) નો દરબાન એને તેની આગળ લઈ જાય છે. ત્યાં એક ત્રાજવું છે અને પાસે થોથદેવ ઊભા છે. થોથદેવ એ ત્રાજવામાં પેલા માણસનું હૃદય મૂકે છે અને જો બરાબર ઉતરે તો ઓસારીસ દેવ એને સ્વર્ગમાં મોકલવાની આજ્ઞા કરે છે. જેઓનાં હૃદય તોલ પ્રમાણે નથી ઉતરતાં તેમને નરકમાં ધકેલવામાં આવે છે અને ત્યાં વિકરાળ જાનવરો એને ફાડી ખાય છે. સ્વર્ગ એ મિસરની જ મોટી પ્રતિકૃતિ ગણાતી, ત્યાં પણ દરેકને કામ તો કરવાનાં હોય છે પણ દુકાળ કે દુઃખ ત્યાં હોતાં નથી. સુખ અને શાંતિ હંમેશ ત્યાં પ્રસરી રહે છે. જ્યારે પણ આત્માને પૃથ્વી પર પાછા ફરવાનું મન થાય છે ત્યારે એ પંખીનું કે પ્રાણીનું કે પછી પુષ્પનું સ્વરૂપ ધારણ કરી પાછો આવે છે. ઘણીવાર તો એ કબરમાંના પોતાના મૃતદેહમાં પ્રવેશ કરી સજીવન થઈ ફરવા નીકળે છે. આ વખતે એને જે જોઈએ તે મળી રહે તેટલા સારૂ આ પૃથ્વી પરની જરૂરીઆતની બધી ચીજો એની કબરમાં મૂકવામાં આવતી. સુખી પ્રસંગોનાં ચિત્રો પણ એની કબરની દિવાલો પર આલેખવામાં આવતાં કે તેથી આત્મા ફરી આવે ત્યારે એ બધું અનુભવી શકે. આથી જ તે વખતે જીવતાં માણસોનાં ઘરોનાં નામનિશાન આજે રહ્યાં નથી, પણ તેમના મૃતદેહોનાં ઘરો હજી આજે આપણી નજરે પડે છે. જ્યાં આજે આપણે મૃત્યુના અવશેષો જોઈએ છીએ ત્યાં મિસરના લોકો અનંત જીવન જીવવાની આશા રાખતા. કબર એ જ જીવનનું કાયમનું સ્થાન મનાતું. સ્વર્ગમાં જતી વખતે આત્માને મદદરૂપ થઈ પડે એવા મંત્રો, સ્તોત્રો કબરની દિવાલો પર કોતરવામાં આવતા અથવા પેપીરસના ટીપણાં પર લખીને તેને કબરમાં મૂકવામાં આવતા. આવા મંત્રો તથા સ્તોત્રોનો સંગ્રહ તે મિસરની પ્રજાના કર્મકાંડનું સાહિત્ય. ઉપરના બે ઉતારા એમાંથી જ આપ્યા છે. એ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે સ્વર્ગમાં સુખી જીવન ગાળવા માટે આ પૃથ્વી પર નૈતિક જીવન ગાળવું જોઇએ. કર્મ પ્રમાણે જ ફળ મળવાનું છે, જેણે સદાચારી જીવન ગાળ્યું છે તે મૃત્યુ પછી હંમેશને માટે દેવના જેવું જીવન ગાળશે એવી માન્યતાની સાથે સાથે જ મંત્રો અને સ્તોત્રોની ઉપયોગિતામાં પણ મિસરની પ્રજા માનતી હતી.

**નૈતિક તથા ધાર્મિક સાહિત્ય**

આ દુનિયાથી પરદુનીઆ સુધીનો પંથ નિર્વિઘ્ને કાપવામાં મૃત આત્માને સહાયરૂપ થાય એવું કર્મકાંડનું સાહિત્ય ધર્મગુરૂઓએ રચ્યું અને 'ફેરો'ના અધિકારીઓએ આ દુનીઆમાં માણસ સફળ અને સારૂં જીવન જીવવામાં સહાયરૂપ થાય એવું સાહિત્ય રચ્યું. દુનીઆદારી ડહાપણ અને નૈતિક સિદ્ધાન્તોથી આ સાહિત્ય તરબોળ છે.

આ જાતનો જુનામાં જુનો ગ્રંથ આસરે પાંચ હજાર વરસ પ્હેલાં મેમ્ફીસના સુબા તા-હોતેપે લખેલો મળી આવે છે. આમાં રાજા તથા અમીર વર્ગના પુત્રોને ઉપદેશ આપ્યો

છે. તા-હોતેપ ઘડપણની દુર્દશાના વર્ણનથી શરૂઆત કરે છે. રાજાને સંબોધીને તે કહે છે:–

"હે રાજા, હવે હું વૃદ્ધ થયો છું અને ઘડપણમાં આંખ નિસ્તેજ બને છે. કાન બહેરા થાય છે, શરીર અશક્ત બની જાય છે બુદ્ધિ ઓછી થાય છે, સ્મરણશક્તિ ઘટે છે, હાડકાં દુખે છે, ભોજનમાં સ્વાદ રહેતો નથી અને કશા કામમાં રસ નથી રહેતો શ્વાસ ઉતાવળો ચાલે છે. ઘડપણ એ માણસનું મોટામાં મોટું દુઃખ છે' આટલી પ્રસ્તાવના પછી તા-હોતેપ પૂછે છે-"પણ મને બોલવાનો અધિકાર કોણ આપશે? પ્રાચીન સમયના ઋષિઓએ દેવો પાસેથી સાંભળેલાં જ્ઞાનનાં વચનો રાજકુમારને સંભળાવવાનો અધિકાર મને કોણ આપશે?"

રાજા જવાબમાં કહે છે, 'મારા પુત્રને તું જૂના સમયનાં જ્ઞાનનાં વચનો સંભળાવ. આવું જ્ઞાન જ એનું ચારિત્ર્ય ઘડશે અને એની ફરજ બજાવવામાં મદદગાર થઈ પડશે."

આ પછી તા-હોતેપ જ્ઞાનનાં વચનો કહે છે. એમાનાં કેટલાંક નીચે પ્રમાણે છે:–

"જ્ઞાનનો ગર્વ કદી કરીશ નહિ-અજ્ઞાની અને અભણ બન્નેની સાથે તું વિચારની આપલે કરજે; કારણ કે જ્ઞાનની સીમા હોતી નથી અને સંપૂર્ણ જ્ઞાની પણ કોઈ હોતો નથી.

"હમેશાં ઉદ્યમી રહેજે.
વિચારો ખૂબ કરજે પણ તારું મોઢું બંધ રાખજે.
વાણીમાં હમેશ સમતોલ રહેજે. છૂરી ઉભી કરવાનું મૂળ છે, કજીઓ દુઃખનું ઘર છે.
કદીપણ ચિત્તને અસ્થિર થવા દઈશ નહિ.
તારો પ્રતિસ્પર્ધી રોષ કરે તો પણ તું શાંત રહેજે.
દુઃખમાં પણ સ્વસ્થ રહેજે.
અને જીંદગી બધી હસતો ચહેરો રાખજે.
ધનમાં જ ઓતપ્રોત ન થતો. તું તો ધનનો વહીવટદાર માત્ર છે, ધનનો સ્વામી તો ભગવાન છે.
ફરજ બજાવવામાં જ સુખ માનજે.
આશ્રિતોના તરફ માયાળુ વર્તન રાખજે.
માણસોને ભયથી વશ કરવાનો પ્રયત્ન ન કરીશ.
જે આજે મોજમજામાં પડે છે તેને કાલે વિમાસવું પડશે.
જ્યાં પણ જાય ત્યાં સ્ત્રીથી સાવધાન રહેજે, તેમનાં ચળકાટ મારતાં અંગોથી માણસ મૂર્ખ બને છે અને સ્વપ્નસમા ક્ષણિક સુખમાંથી અંતે વિનાશ પામે છે."

પાંચ હજાર વરસ ઉપર મિસરની ભૂમિમાં ઉચ્ચારાએલાં આ વાક્યો જાણે હજી કે જ આપણા કાન ઉપર અથડાયાં હતાં એવો અનુભવ આપણને નથી થતો?

તા-હોતેપ પછી કોઈ હજાર વરસે સામાન્ય જનતાને બોધ આપનારાં વચનોનો સંગ્રહ થયેલો છે. એને અનિ (Ani) નાં વચનામૃતો કહે છે. એમાંનાં કેટલાંક નીચે પ્રમાણે છેઃ–

"ગયેલી તક પાછી આવતી નથી.
દારૂના પીઠામાં કદી જઇશ નહિ.
સ્ત્રીના મોહમાં સપડાઇશ નહિ.
લુલી જીભ માણસના દુ:ખનું મૂળ છે;
તું એને કાબુમાં રાખજે
તારી જોડે ગુસ્સાથી બોલનારની સાથે પણ નમ્રતાથી વાત કરજે. મીઠા શબ્દો તેના હૃદયને સ્વસ્થ બનાવશે.
એકાંત અને મૌનનુ સેવન કરતો રહેજે.
તારા માબાપને તું અંજલિ આપજે, તારો પુત્ર તને અંજલિ આપશે;
અપુત્ર મરનારની દુર્દશા થાય છે; કારણ કે તેનું સ્મરણ કરનાર કોઈ પાછળ રહેતું નથી.
મૃત્યુ ઘરડાને જ ઉપાડી જાય છે તેમ નથી, ધાવતાં બાળકને પણ એ ઝડપી લે છે; માટે જ્યારે પણ જમદૂત તને લેવા આવે ત્યારે તું તૈયાર જ રહેજે."

ઇ. પૂ. ૨૦૦૦ના અરસામાં થએલો એક પ્રતાપી રાજા પોતાના પુત્રને શિખામણ દેતાં કહે છે:—

"તું બધાથી અલગ રહેજે. ભય ઉત્પન્ન કરે તેવા રાજાને લોકો વશ રહે છે. તું કદી તેમની જોડે બળીશ નહિ. કોઇને તારો મિત્ર બનાવીશ નહિ. કોઇને તારો ખાસ કૃપાપાત્ર કરીશ નહિ. એઓ કશા કામમાં આવતા નથી. રાત્રે સૂતાં પ્હેલાં તારી સલામતીની ચોકસાઇ કરજે. જેઓને પોતાનું સુખ શેમાં રહેલું છે તેનું ભાન નથી તેમને સ્વતંત્રતા આપવાનો કશો અર્થ નથી."

એક બાપ પોતાના દીકરાને ભણવા મોકલતી વખતે શિખામણ આપે છે:—
"જ્ઞાનથી ચઢીયાતું બીજું કાંઇ જ નથી, તેથી નદીમાં જેમ ડુબકી મારે તેમ જ્ઞાનસાગરમાં ડુબકી મારજે. અને તારી માતા ઉપર તું જેટલું વ્હાલ રાખે છે તેટલું જ તું ભણતર પર રાખજે."

આ તો દુન્યવી ડહાપણ અને જ્ઞાનનાં વચનો થયાં. પણ એથી વધારે મૃદુ અને માણસના અંતરની વ્યથા બતાવતું એક કાવ્ય ચાર હજાર વરસ પ્હેલાં લખાએલું આપણને મળી આવે છે. એમાં જીવનથી કંટાળેલો એક માણસ પોતાના આત્મા જોડે વાતચીત કરે છે અને પોતાના જીવનનો અંત આણવા નિશ્ચય જાહેર કરી પોતાના આત્માને મૃત્યુ પછી પણ પોતાના સાથી તરીકે રહેવાની વિનંતિ કરે છે. (મિસરના લોકો આત્માને પોતાથી જુદું વ્યક્તિત્વ આપતા.) તેનો આત્મા એને આપઘાત કરતો રોકતાં કહે છે કે એમ કરવામાં તારી અવગતિ થશે કારણ કે તારી પાછળ તને દાટવાની તથા બીજી ઉત્તર ક્રિયા કરનાર કોઇ જ નથી. આ વિચારથી માણસ જરા ખંચાય છે. પછી તે પોતાના આત્માની સલાહ પ્રમાણે બળી મરવા તૈયાર થાય છે. કારણ કે બળેલા દેહની રાખને માટે પછી કોઈ ક્રિયાની જરૂર નથી. એ પોતાના આત્માને પોતાને મારેની છેલ્લી ક્રિયા કરી

મેવાનું કહે છે. પણ આ વખતે આત્મા પોતે એનો સાથી થવા તૈયાર નથી થતો. એ જાણે છે કે શરીર તો બળી જશે, પણ પોતાને મૃત્યુ પછી સ્વર્ગમાં ભૂખ, ગરમ, ઠંડી, તરસ વેઠવાં પડશે કારણ કે એ બધાંથી બચવાની જોગવાઈ કરનાર આ પુત્ર ને એની પાછળ કોઈ રહેશે નહિ. આથી એ તેને કહે છે, 'મારો તો કોઈપણ પ્રકારના મૃત્યુ સામે વિરોધ છે. મૃત્યુનો વિચાર જ દુઃખથી ભરેલો છે. હું અત્યારે તારી ક્રિયા કરું તો પણ મૃત્યુ પછીના જીવનને માટે જોઈતાં સાધનો અને ક્રિયાઓ આપણી પાછળ કોણ કરશે? માટે જીંદગી છે ત્યાં સુધી ચિંતા અને નિરાશા તજી આનંદ કર.'

પણ આ મહાન માણસ માન્ય નથી રાખતો. તે કહે છે,

"હું જીવું તે શી રીતે? ભાઈઓ મારા રહ્યા નથી; મિત્રોમાં પ્રેમ નથી રહ્યો. નમ્રતા ક્યાંયે દેખાતી નથી, અંધકાર જ્યાંત્યાં નજરે પડે છે. માણસના હૃદય કઠોર અને ક્રૂર બન્યાં છે. સજ્જનોની ચહેરો ક્યાંયે નજરે પડતો નથી. બધે ધનનો લોભ પ્રવર્તી રહ્યો છે. ભૂતકાળનું કોઈ સ્મરણ નથી કરતું અને ભલું કરનાર પણ ભૂલી જવાય છે. બળવાનનો ડંકો બજે છે અને નમ્ર માણસોનો કોઈ ભાવ પૂછતું નથી. ભલાં માણસોનો સૌ તિરસ્કાર કરે છે. દુષ્ટોને સૌ સત્કારે છે અને તેથી દુનીઆ જીવવા જેવી રહી નથી."

પછી તે પોતાના આત્માને કહે છે.—

"માંદાને જેવું ઔષધ અને માંદગીમાંથી ઉઠેલાને જેવી બહારની હવા ખુલ્લી હવા લાગે છે તેવું મને મૃત્યુ લાગે છે.

મૃત્યુ મને ચંદનના જેવું ખુશબોદાર અને બરફીના પાણીમાં તરતી હોડીનું જેવું તરલ લાગે છે.

કમળના જેવું સુવાસું અને નદીને કિનારે આવેલા મયખાના જેવું મધુર મને મૃત્યુ લાગે છે

વાવાઝોડા પછી ઉઘડેલા સ્વચ્છ આકાશના જેવું, લડાઈમાંથી પાછા ફરતા સૈનિકના-ઘર જેવું, લાંબો દેશવટો ભોગવી પાછા ફરનારની માતૃભૂમિ જેવું મૃત્યુ જ મને પ્રિય છે."

આ પછી તે મૃત્યુ પછીની સ્થિતિનું વર્ણન કરે છે:—

"જે ત્યાં જાય છે તે દેવ જેવો બને છે.

ત્યાં પાપની સજા અવશ્ય થાય છે.

ત્યાં જનાર સૂર્યદેવનો સાથી બને છે અને પુણ્યશાળીની એને ત્યાં કોઈ ખોટ નથી પડતી.

ત્યાં જનાર જ્ઞાન પામે છે. એને કોઈ વિઘ્ન નડતાં નથી, અને એની વાણીમાં સૂર્યદેવની પ્રાર્થના રેલી રહે છે."

આટલું સાંભળ્યા પછી એના આત્માનું હૃદયપરિવર્તન થાય છે અને એનો સાથી

થવા એ કબુલ થાય છે. તે કહે છે, "તારૂં શરીર પૃથ્વીપર રહેશે, પણ હું તારી સાથે આવીશ-આપણે એ છૂટાં નહિ પડીએ."

જીવન, મૃત્યુ અને મૃત્યુ પછીની સ્થિતિ વર્ણવતું આ કાવ્ય ઈ. સ. પૂ. ૨૫૦૦ થી ઈ. સ. પૂ. ૨૦૦૦ સુધીનાં મિસરની પડતી અને અંધાધુંધીના સમયની પ્રજાના માનસનું દર્શન કરાવે છે.

મિસરની પ્રજા અનેક દેવોમાં માનતી, પણ એ પ્રજામાં એક એવો રાજા પાક્યો હતો કે તેણે ઈશ્વર એક જ છે એવી પોતાની માન્યતા જાહેર કરી અને ઈશ્વરની ઉપાસનાનો પ્રચાર કરવાનો પ્રયત્ન કર્યો આ રાજા ઇતિહાસમાં ચોથા આમેન હોતેપ અથવા આંખનાટોનના નામથી વિખ્યાત છે. એ ઇ. પૂ. ૧૩૦૦ના અરસામાં થઇ ગયો. જુના વિચારના ધર્મગુરૂઓએ એનો વિરોધ કર્યો, એટલે એમની લાગવગથી પર ૩૦૦ માઇલ દક્ષિણે એલ-અમર્નામાં એણે નવું શહેર વસાવ્યું અને પોતે રાજધાની થીબ્સનો ત્યાગ કરી ત્યાં રહેવા લાગ્યો. અહીંથી એણે પોતાના નવા ધર્મનો પ્રચાર કર્યો. આ નવા શહેરની બ્હાર પગ નહિ મૂકવાની એણે પ્રતિજ્ઞા લીધી હતી. નાનપણથી જ એના ભક્તિભર્યાં

તું દૂર-અતિ દૂર છે, પણ તારાં કિરણો પૃથ્વી પર ફેલાય છે.
અને તેના પ્રદેશ ઉપર તારું નૂર ઝળકી રહે છે
તું જ્યારે પશ્ચિમ ક્ષિતિજની પાર આરામ લે છે ત્યારે પૃથ્વીપર અંધાર ફરી વળે છે
અને તે પણ નિદ્રાધીન થાય છે.
તું ઉદય પામે છે ત્યારે ધરતી પણ જાગી ઊઠી જાય છે
અને તારી ઉપાસનામાં તે પોતાના હાથ ઉંચા કરે છે.
ગોચરમાં ઢોર કુદાકુદ કરી રહે છે.
ઝાડપાન લીલો શણગાર સજે છે.
માળામાંથી બહાર નીકળી પોતાની પાંખ પસારી પક્ષીઓ તારું સ્તવન કરી રહે છે.
અને પાણીમાંની માછલીઓ તારી આગળ નૃત્ય કરે છે.
હે ભગવાન! સ્ત્રીને સંતાન તું આપે છે,
પુરુષમાં પ્રાણદાના બીજ તું પૂરે છે
જીવનમાં શ્વાસ તું ફૂંકે છે
ઇંડાના કોટલામાં પુરાયેલું પંખીનું બચ્ચું રડે છે
ત્યારે તેને જીવતું રાખવા માટે શ્વાસ મોકલનાર તું જ છે
કોટલામાંથી બહાર નીકળવાનું બળ પણ તું જ આપે છે.
હે અનુપમ! તારી સૃષ્ટિનું વૈવિધ્ય અપાર છે
માણસ, પશુ, પંખીઓ તારી કૃતિ છે
અને જેની ખબર પણ નથી એવું કેટલું યે તેં સર્જ્યું હશે!
એ બધાની જરૂરીઆતો પણ તું જ પૂરી પાડે છે
તું એક છે અને કે નજરે પડે છે જુદી જુદી અવસ્થામાં.
તું ઉદય પામે છે, તપે છે, આથમે છે અને ફરી પ્રગટ થાય છે.
તારા ઉત્કર્ષને હું મારો શ્વાસ બનાવીશ.
તારા સૌંદર્યનું પાન હું હમેશ કર્યા કરીશ
તારા પ્રેમથી હું નવજીવન પામીશ

હે સ્વામિ! અનંતકાળ મહાસાગરને કોઈ પણ ઓવારેથી
તું મારું નામ દેશે ત્યારે હું તારી સેવામાં હાજર થઈશ."

કેટલી કડીમાં સુંદરની કેટલી ઉત્કટતા અને ભક્તિ ઝરી રહે છે!
આખ્નાટોનની પછી ભક્તિ અને સમર્પણનું સ્તવન સાહિત્ય દાખલ થયું.
એક ભક્ત ગાય છે —
"દેખાવની અને ડહાપણની ભક્તિ ઈશ્વરને પસંદ નથી.
પ્રેમાળ હૃદયે તું ઈશ્વરનું સ્મરણ કરજે;
શબ્દોની તેને જરૂર નથી."
બીજો એક ભક્ત પ્રાર્થના કરે છે —
-"મને અધિક લોભ એવું કશું આપતો ન થજે, પાપ કરતા તું મને રોકજે."

એક કવિ ઇશ્વરને દીનાનાથ તરીકે સંબોધે છેઃ--

"હે દીનાનાથ ! તું કેદમાં પડેલાની પ્રાર્થના પણ સાંભળે છે.
દીન થઇને તારી પાસે આવનારના પર તું દયા દાખવે છે.
નિર્બળનો તું રક્ષક છે, ગરીબની તું ભીડ ભાંગે છે."

આ ધર્મ સાહિત્ય પરથી હવે આપણે વાર્તા સાહિત્ય તરફ વળીએ.

**વાર્તાસાહિત્ય**

વાર્તા સાંભળવાનો રસ કોને નથી હોતો ? મિસરની પ્રજાને પણ વાર્તા સાંભળવાનો ખૂબ શોખ હતો એ તે વખતના મળી આવતા વાર્તાસાહિત્ય પરથી માલમ પડે છે. આજે આપણને તેમની વાર્તાઓમાં બહુ રસ નહિ પડે કારણ કે ટૂંકી વાર્તાઓના શાસ્ત્રમાં આપણે ખૂબ જ આગળ વધ્યા છે, પણ તે વખતના લોકોને તો એમાં ખૂબ રસ પડતો કારણ કે એમની માન્યતાઓ, વ્હેમો, રીતરીવાજોનું એમાં આનંદ આપે એવી રીતનું દર્શન તેમને થતું હતું-ઢોરો અને પશુપંખીઓ માણસો જોડે વાતચીત કરી શકે, દેવો એવી તો સુંદર કન્યા એક ખેડુતના છોકરા માટે બનાવે કે તેની જોડે સમુદ્ર પણ પ્રેમમાં પડે અને તેના વાળની લટની સુવાસ નદીના પાણીમાં ઘસડાઇ આવી રાજાનાં ધોએલાં વસ્ત્રોમાં બેસે અને એ સુગંધથી રાજા એના પ્રેમમાં પડે અને એને લેવા માટે લશ્કર મોકલે-આવાં તત્ત્વોથી ભરપુર એ વાર્તાસાહિત્ય છે. આનંદ તેમ જ બોધ આપવા માટે આ વાર્તાઓ લખાએલી છે. એમાં જાદુની વાર્તાઓ પણ ઘણી છે: પોતાની બેવફા પત્નીના આશકને જાદુઇ મગર ગળી જાય એવી યોજના કરવાની, પંખી તથા પ્રાણીઓનાં માથાં ધડથી જુદાં કરી પાછાં સાંધી દેવાની, એક જાદુગર આગ લગાડે ત્યારે બીજો વરસાદ વરસાવી એને હોલવી નાંખે, એક બધે અંધારૂં કરી નાંખે ત્યારે બીજો એ અંધારૂં વિખેરી નાંખી પ્રકાશ રેલાવે-આવી જાદુગરોની કારિસાની, એક કન્યાનું નદીમાં પડેલું એરીંગ પાણીને ઉલેચી બીજી બાજુએ કરી કાઢી આપવાની-વગેરે જાદુની વાર્તાઓ લોકોનાં મનરંજનાર્થે કરેલી જણાય છે. 'બે ભાઇઓ"ની એક વાર્તા છે તે પ્રાચીન સમયમાં જુદા જુદા દેશોમાં થોડાઘણા ફેરફાર સાથે પ્રચલિત હતી. પણ એ બધીમાં મિસરની એ વાર્તા સૌથી જુની હતી એમ વિદ્વાનો માને છે. આ વાર્તાને લેખી સ્વરૂપ ઇ-સ-૧૩૦૦ માં અપાયું હતું. એનો સાર નીચે પ્રમાણે છે:-

ખબર માનીતીને પડે છે. એટલે એને તોડાવી ઉકરડામાં ફેંકાવી દે છે ત્યાં ઝાડ થાય છે. આમ પરંપરા આગળ ચાલે છે. છેવટે એનો જડમૂળથી નાશ કરવા એના છેલ્લા રૂપ દાડમને બાળી નાંખી તેની રાખ પોતે પાણી જોડે પી જાય છે. પણ બને છે એવું કે એ તો એના પેટમાંથી પણ બોલે છે અને પોતાની યાદ આપે છે; ને પછી પોતે માનીતીનું પેટ ફાડી નાંખી પોતાના અસલ સ્વરૂપમાં પાછી દેખા દે છે, રાજાને વાત કહે છે અને સુખચેનમાં દિવસો ગુજારે છે.

બે ભાઇઓની વાત પછી લગભગ એક હજાર વરસે લખાએલી બીજી એક વાત નીચે પ્રમાણે છે. એમાં એક રાજકુમારના તંત્રવિદ્યા પરના અને પોતાના સ્રીપુત્ર પરના પ્રેમની કથા આલેખાયેલી છે. સાથે સાથે તંત્રવિદ્યામાં પડનારનો વિનાશ થાય છે એવો બોધ આપવાનો પણ હેતુ હશે એમ લાગે છે. આ વાર્તાના સંબંધમાં એટલું યાદ રાખવાની જરૂર છે કે તે સમયે મિસરમાં અને ખાસ કરીને ત્યાંનાં રાજકુટુંબોમાં ભાઇ-બ્હેનને એક બીજા જોડે પરણાવવાનો રિવાજ હતો. ક્લીયોપેટ્રા પણ વારાફરતી પોતાના બે ભાઇઓને પરણેલી એની ઇતિહાસજ્ઞોને ખબર છે.

અને નેફર-કા-તાને એક બીજા પ્રધાનની છોકરી જોડે પરણાવવાની હતી. એક દિવસ, ઉત્સવને પ્રસંગે હું ઉદાસ થઈને બેઠી ત્યારે રાજાએ મને પુછ્યું, 'તારા મોટાભાઈ જોડે પરણવાની તારી ઇચ્છા છે એમ તેં કહેવડાવ્યું હતું?' મેં ભરદરબારમાં કહ્યું, 'ના મને એક પ્રધાનના છોકરા જોડે પરણાવી દો અને મારા ભાઈને બીજા પ્રધાનની છોકરી જોડે પરણાવી દો એટલે પત્યું.' આ સાંભળીને મારા પિતા હસી પડ્યા. તેણે મારા લગ્ન નેફર-કા-તા જોડે કર્યાં. અમે બંને એકબીજાને ચહાતાં હતાં એટલે અમારા સુખનો પાર ન રહ્યો. વખત જતાં મને પુત્ર અવતર્યો એનું નામ પાડ્યું મેરાબ.

આ પછી કોણ જાણે શું થયું તે નેફર-કા-તા રાજાઓની કબરો તથા સ્મારકો ઉપર લખેલાં લખાણો વાંચવામાં જ મશગુલ રહેવા લાગ્યો. બીજા કશામાં એનું ચિત્ત ચોંટતું નહિ. એક દિવસ એક દેવમંદિરમાં આવું કંઈ લખાણ એ વાંચતો હતો તે જોઈને એક બુઢ્ઢો ધર્મગુરુ હસ્યો. હસવાનું કારણ પૂછતાં તેણે જવાબ આપ્યો 'આ નકામાં લખાણ વાંચવામાં તું વખત ગાળે છે તે જોઈ મને હસવું આવે છે. જો તારે વાંચવું જ હોય તો મને પૂછ. થોથ દેવે જાતે લખેલો તંત્રશાસ્ત્રનો ગ્રંથ ક્યાં છે તે હું તને બતાવી શકીશ. એમાંનો એક મંત્ર તું પ્રાપ્ત કરશે તો ધરતી અને આકાશ, સ્વર્ગ અને નરક એ બધાંને તું વશ કરી શકશે; પશુપંખીઓની વાચા તને આવડી જશે. બીજા મંત્રને લીધે તારા મરી ગયા પછી તું પાછો પહેલાંનું શરીર ધારણ કરી શકશે અને સ્વર્ગમાંના બધા દેવોનું તું દર્શન કરી શકશે.

નેફર-કા-તાએ તે ધર્મગુરુને કહ્યું, 'ભગવાન તારું ભલું કરે. તારે જે જોઈએ તે માંગ પણ એ ગ્રંથ ક્યાં છે તે તું મને કહે.' ધર્મગુરુએ કહ્યું, 'મારી ઉત્તર ક્રિયાને માટે સો રૂપીઆ મને મળે તો બસ છે કે તેથી સારી રીતે મારી ક્રિયા થાય.' નેફર-કા-તાએ તેને સો રૂપીઆ આપ્યા ને ધર્મગુરુએ તેને કહ્યું, 'કોપ્ટોસ શહેર પાસે નીલ નદીના મધ્યમાં લોઢાની પેટીમાં આ ગ્રંથ છે. લોઢાની પેટીમાં એક તાંબાની પેટી છે, અને તેમાં પાછી એક હાથીદાંતની પેટી છે. એની અંદર એક ચાંદીની પેટી છે અને તેમાં એક સોનાની પેટી છે. આ સોનાની પેટીમાં તે ગ્રંથ છે. આ પેટી ફરતા વિંછુઓ અને સાપો વિંટળાએલા રહે છે અને તેઓ તેની રક્ષા કરે છે.' ગ્રંથનો પત્તો મળતાં નેફર-કા-તા ખૂબ રાજી થઈ ગયો.

એણે આ વાતની મને વાત કરી મેં એને બહુએ ના કહી. 'આ વિદ્યામાં પડનારનો વિનાશ થાય છે.' એ પણ મેં એને સમજાવ્યું પણ એણે મારું માન્યું નહિ. એ રાજા પાસે પહોંચી ગયો, રાજાને પોતાના ઇરાદાની વાત કરી અને રાજ્યની નૌકાની માગણી કરી કે જેથી પોતે કોપ્ટોસ જઈ શકે. રાજાએ પોતાની સમ્મતિ આપી અને પછી અમે વહાણમાં બેસીને કોપ્ટોસ ગયાં. કોપ્ટોસમાં અમને ત્યાંના ધર્મગુરુઓએ આવકાર આપ્યો. અમે ત્યાંના ઈસિસ ના મંદિરમાં પૂજા કરી. ચાર દિવસ અમે કોપ્ટોસમાં રહ્યાં. પાંચમે દિવસે નેફર-કા-તાએ મીણનું એક નાનું વહાણ બનાવ્યું. મીણનાં હલેસાં અને મીણના ખારવા બનાવ્યા, અને પછી એક મંત્રનો જાપ કર્યો એટલે ખારવાઓમાં જીવ આવ્યો

અને વહાણ તથા હલેસાં પણ ખરેખરાં થઇ ગયાં. રાજાએ આપેલા વહાણને કિનારે લાંગર્યું અને તેને આ નવા જાદુઇ વ્હાણની જોડે લાંબી દોરીથી બાંધ્યું. હું તથા મેરાબ કિનારા ઉપરનાં વહાણમાં બેઠાં રહ્યાં અને નેફર-કા-તાએ જાદુઇ વહાણમાં બેસી ખારવાઓને કહ્યું, 'જ્યાં થોથનો ગ્રંથ છે ત્યાં વ્હાણને હંકારો.' ત્રણ દિવસ અને ત્રણ રાત પછી તેઓ આ જગ્યાએ પહોંચ્યા પછી નેફર-કા-તાએ મંત્રેલી રેતી નદીમાં ફેંકી એટલે નદીનાં પાણી બાજુએ ખસી ગયાં અને પેટી નજરે પડી. પેટીની ફરતે વીંછુઓ અને સાપો હતા. આ બધાને તેણે પોતાના મંત્રબળથી નિશ્ચેષ્ટ બનાવી દીધાં પણ જે ભયંકર કાળો નાગ હતો તે મંત્રને વશ ન થયો તેની સાથે નેફર-કા-તાને યુદ્ધ કરવું પડ્યું. કેટલીએ વાર એણે તેના કાપી કટકા કરી નાંખ્યા. પણ દરેક વખત તે પાછો સંધાઇ જતો અને સામો હુમલો કરતો. આખરે એણે તેના બે કટકા કરી વચ્ચે રેતીનો ઢગલો કરી દીધો. (ભીમે જરાસંઘને માટે કર્યું હતું તેમ.) એટલે તે ટુકડા સંધાઇ ન શકવા અને નાગ મરી ગયો. પછી એણે એક પછી એક પેટી ઉઘાડી અંદરથી તંત્રવિદ્યાનો ગ્રંથ કાઢ્યો. એણે તેમાંથી એક પાનું વાંચ્યું એટલે સ્વર્ગ અને પૃથ્વી, પર્વત અને પાણી એને વશ થયાં. આકાશમાં ઉડતાં પંખીઓ, સમુદ્રમાં તરતી માછલીઓ અને પર્વતોની ગુફાઓમાં ફરતાં જનાવરોની વાચાઓ એ સમજવા લાગ્યો. બીજું પાનું વાંચ્યું એટલે સૂર્ય ચંદ્ર અને તારાનું તેમનાં યથાર્થ સ્વરૂપમાં એને દર્શન થયું. પછી તેણે એક મંત્રનો ઉચ્ચાર કર્યો એટલે નદીનાં પાણી ખસી ગયેલાં હતાં તે પાછાં પોતાને સ્થાને આવી ગયાં; છ દિવસ અને રાત સુધી ખાધાપીધા સિવાય એકી નજરે એના આવવાની રાહ જોતી હું કિનારા પરના વહાણમાં બેઠી હતી ત્યાં એ પોતાના જાદુઇ વહાણમાં બેસીને આવી પહોંચ્યો. મેં એને કહ્યું, 'જેને માટે આટલી બધી મહેનત તેં ઉઠાવી તે ગ્રંથ મને તો જોવા દે.' એણે મને તે આપ્યો. મેં એનાં બે પાનાં વાંચ્યાં અને મેં પણ નેફર-કા-તાના જેવી શક્તિ પ્રાપ્ત કરી. પછી નેફર-કા-તાએ એ ગ્રંથમાં જે કંઇ લખેલું હતું તે બધું એક કાગળપર ઉતારી લીધું અને તેને દારૂમાં બોળી રાખ્યું. જ્યારે એમાંના બધા અક્ષરો એમાં ઓગળી ગયા ત્યારે એ દારૂ તે પી ગયો. કે તેથી તેમાંનું બધું જ્ઞાન એનામાં આવી જાય.

"પછી અમે કોપ્ટોસ શહેરમાં પાછાં આવ્યાં અને આઇસીસના દેવળમાં ઉત્સવ ઉજવ્યો. ત્યાંથી અમે ઘર તરફ આવવા નીકળ્યાં પણ આ બાજુ સ્વર્ગમાં થોથ દેવને પોતાના ગ્રંથનું શું થયું તેની ખબર પડી હતી એટલે તેણે સૂર્ય-દેવ પાસે જઇને ફરિયાદ કરી. સૂર્ય-દેવે એને કહ્યું, 'નેફર-કા-તા અને એના કુટુંબને તારે આધીન સોંપું છું તેનું જે કરવું હોય તે તું કરી શકે છે.' બરાબર આ જ વખતે મેરાબ વ્હાણમાંથી ઉછળી પડ્યો અને નદીમાં ડુબી ગયો. નેફર-કા-તાએ મંત્રના બળથી એનું શબ પાણી ઉપર આણ્યું અને વ્હાણમાં લીધું અને બીજા મંત્રથી તેની પાસેથી થોથે સૂર્ય-ભગવાનને કરેલી ફરિયાદ વિષે જાણી લીધું. પછી અમે કોપ્ટોસમાં પાછાં ફર્યાં અને મેરાબના શબ-દેહને સુગંધી ઔષધિઓથી સ્નાન કરાવી અંદર ઔષધિઓ ભરી કોપ્ટોસના કબ્રસ્તાનમાં ભારે દબદબા સાથે દફનાવ્યું. પાછાં અમે રાજધાની તરફ આવવા નીકળ્યાં અને મેરાબ નદીમાં

ઉપરથી પડયો હતો ત્યાં આવી પહોંચ્યાં એટલે હું નદીમાં ઉપરથી પડી અને ડુબી ગઈ. નેફ્રર-કા-તાએ મંત્રના બળથી મારા શબને વ્હાણમાં લીધું અને કોપ્ટોસમાં પાછા આવી મારા મૃત દેહને ઔષધિઓથી ભરી મેરાબની કબરમાં જ મેરાબની જોડે મુકયો. પછી નેફ્રર-કા-તા વ્હાણમાં બેસીને રાજધાની તરફ જવા નીકળ્યો. અમે ડુબી ગયાં હતાં ત્યાં વ્હાણ આવ્યું એટલે એણે વિચાર કર્યો, 'અહુરી અને મેરાબ મરી ગયાં અને હું કેમ જીવતો પાછો ફરું ? પાછાં કોપ્ટોસ જઈને જેમ જીવનમાં તેમ મૃત્યુમાં પણ તેમની ભેગાં કેમ ન રહેવું'? એવો પોતાનો નિશ્ચય કરી લીધો અને તત્ત્વવિદ્યાના પેલા ગ્રંથને પોતાની છાતી સાથે બાંધી નદીમાં પડતું નાખ્યું. વ્હાણમાંના પ્રવાસીઓ અને અધિકારીઓ શોકમાં ડુબી ગયા. એનું શબ પણ કોઈને હાથ લાગ્યું નહિ. વ્હાણ જ્યારે રાજધાનીમાં આવ્યું ત્યારે શોકમાં ડુબેલા રાજા અને પ્રજાજન બંદરપર આવ્યાં અને જુએ છે તો નેફ્રર કા તાનું શબ તેની વિદ્યાના પ્રભાવથી વ્હાણના પાછલા ભાગમાં વળગીને ભાગી રહેલું હતું. શબને બ્હાર કાઢયું ત્યારે પેલો ગ્રંથ પણ રાજાએ જોયો. આ ગ્રંથને નેફ્રર-કા-તાના શબ જોડે જ દાટી દેવાનો રાજાએ નિર્ણય કર્યો. એનાં શબને સુગંધી દ્રવ્યોથી ભરી અહીં આ કબરમાં મુકયું.

"આ ગ્રન્થને લીધે અમારે કેટલું સહન કરવું પડયું તેની વાત મેં તને કહી. તારો આના ઉપર કશો હક્ક નથી. હમે તો હમારી જીંદગી એને માટે આપી છે."

પણ સેટનાએ કહ્યું, "અહુરી તું મને એ ગ્રન્થ નહિ આપશે તો હું બળાત્કારથી ખુંચવી લઈશ." આ સાંભળીને નેફ્રર-કા-તા બેઠો થયો અને તેણે સેટનાને પૂછ્યું, શું લાગી મંત્ર વિદ્યાને બળે એ લઈ જવા ઈચ્છતો હોય તો ચાલ આપણે એકબીજાની મંત્ર વિદ્યા અજમાવીએ અથવા તો આપણે સોગટાં બાજી રમીએ અને તેમાં જે જીતે તે એને રાખે એવી હોડ કરીએ.' સેટના સોગટાં રમવા કબૂલ થયો. પહેલી બાજીમાં એ હારી ગયો અને નેફ્રર-કા-તાએ મંત્ર ભણીને એને ઘુંટણ સુધી જમીનમાં દાટી દીધો. બીજી બાજી રમ્યા તેમાં પણ તે હાર્યો. આ વખતે નેફ્રર-કા-તાએ બીજો મંત્ર ભણીને એને કમર સુધી જમીનમાં દાટી દીધો. ત્રીજી બાજીમાં પણ એ હાર્યો અને નેફ્રર-કા-તા એ એને ગળા સુધી જમીનમાં દાટી દીધો સેટના હવે ગભરાયો અને એણે આગળ રમવાની ના પાડી. પછી તેણે પોતાના પોતરાઈ ભાઈ ઇના રોસને હાક મારી 'મા' દેવનું મંત્રેલું માદળીયું લઈ આવવાનું કહ્યું. ઇનારોસ માદળીયું લઈ આવ્યો અને સેટનાએ તે હાથે પહેર્યું એટલે તરતજ તે જમીનમાંથી બ્હાર નીકળી આવ્યો. પછી તેણે હાથ લંબાવીને પેલો ગ્રંથ ઝુંટવી લીધો અને તે કબરની બ્હાર નીકળી ગયો અને એ બ્હાર ગયો એટલે કબરમાં અંધારૂં જ્યાપ્ત થયું કારણ કે પ્રકાશ આપતો તે ગ્રંથ સાથે બ્હાર આવી ગયો હતો. અહુરી વિલાપ કરવા લાગી કે તેમની બધી શક્તિ ચાલી ગઈ ત્યારે નેફ્રર-કા-તા એ તેને કહ્યું, "શોક ના કર માથા પર બળતી સગડી અને હાથમાં પરાણી સાથે એને એ પાછો લાવવાની ફરજ પાડીશ."

સેટનાએ રાજા પાસે જઈને બધી વાત કરી ત્યારે રાજાએ એને ગ્રંથ પાછો કબરમાં મુકી આવવાની સલાહ આપી અને કહ્યું કે જો એમ ના કરીશ તો માથે બળતી

સગડી લઇને પાછળથી મૂકવા જવું પડશે પણ સેટનાએ માન્યું નહિ અને એ તો ગ્રંથ વાંચવામાં જ મશગુલ થયો.

થોડાં દિવસ પછી એક દિવસ સેટના મંદિરના ચોગાનમાં ફરતો ત્યારે તેણે એક ઘણી જ ખુબસુરત સ્ત્રીને ત્યાંથી જતાં જોઇ. એણે સોનાનાં ઘરેણાં પહેર્યાં હતાં અને એની સાથે બીજી કુમારિકાઓ પણ હતી. અને એની પાછળ બાવન સેવકો ચાલતા હતા. સેટના એના સૌંદર્યથી એટલો તો મુગ્ધ બની ગયો કે એણે પોતાના નોકરને એની પાછળ મોકલી તેની દાસી પાસેથી એ કોણ છે તેની ખબર કઢાવી. એને માલૂમ પડ્યું કે એ એક ધર્મગુરુની પુત્રી હતી અને અહીં તે દેવનાં દર્શન કરવા આવી હતી. એનું નામ તબુબા હતું. સેટનાએ પોતાના માણસ જોડે તબુબા પરનો પ્રેમ તબુબાને જણાવ્યો. તબુબાએ એને પોતાને ઘેર આવવાનું આમંત્રણ આપ્યું. અહીં તબુબાએ એને દારૂ પાયો. બીજા માદક પદાર્થોથી એનું ચિત્ત વિહ્વળ બનાવ્યું પણ એની લાલસાને તૃપ્ત કરી નહિ. જેમ જેમ સેટનાની વિહ્વળતા વધતી ગઇ તેમ તેમ તબુબાએ એની પાસે ન કરવાનાં કામો કરાવ્યાં. પહેલાં તો એની બધી મિલકત પોતાને નામે કરાવી. એનાં છોકરાંને પોતાને ત્યાં બોલાવી મંગાવી તેઓ પણ કદી આ મિલકત વિષે વાંધો ન ઉઠાવે તેટલા માટે તેમના અંગુઠાનું નિશાન પણ આ ખત ઉપર કરાવ્યું. આટલાથી પણ સંતોષ ન પામતાં તબુબાએ સેટનાને કહ્યું, "મારા પછી મારાં છોકરાંને મિલકત જાય અને ભવિષ્યમાં તેઓની સામે પણ તારાં છોકરાં વાંધો ન ઉઠાવી શકે એટલા માટે તું એમને મારી નંખાવે તો તારી કામના હું તૃપ્ત કરૂં." સેટના તો ભાન ભૂલેલો હતો. એણે એનાં છોકરાંને મારી નંખાવ્યાં અને પછી જેવો તે તબુબાને આલિંગન દેવા જાય છે કે તરત જ તબુબા એક ચીસ પાડીને અદૃશ્ય થઇ જાય છે. અને સેટના બેભાન બની જાય છે*. જ્યારે સેટનાને ભાન આવે છે ત્યારે તે એક લુહારની ભઠ્ઠી આગળ પોતાને પડેલો જુએ છે. તેનાં વસ્ત્રનું ઠેકાણું નથી. તેની આગળ થઇને એક સુબો પસાર થાય છે. તે સેટનાને રાજા પાસે જવાનું કહે છે. અને એને ખબર આપે છે કે તારાં છોકરાં જીવે છે અને તારી રાહ જુએ છે. સેટના રાજા પાસે જાય છે. રાજા પૂછે છે, "તેં દારૂ પીધો હતો?" સેટના પોતાની બધી હકીકત રાજાને કહે છે. રાજાએ સેટનાને કહ્યું; "મેં તો તને કહ્યું જ હતું કે તું એ ગ્રંથ પાછો મૂકી આવ નહિ તો તારા પર આફત આવી પડશે. તેં મારૂં માન્યું નહિ અને આખરે દારૂ પીને રસ્તા પર પડવાની સ્થિતિ આવી. માટે હવે માથે બળતી સગડી મૂકીને હાથમાં પરાણી સાથે તું નેફર-કા-તાની કબરમાં જા અને આ ગ્રંથને પાછો મૂકી આવ. સેટના એટલો ગભરાઇ ગયો હતો કે તે કબુલ થયો. અને નેફર-કા-તાની કબરમાં જઇને તેણે તે ગ્રન્થ પાછો મૂકયો.

---

* સેટનાને અપવિત્ર થઈ તંત્રવિદ્યાને માટે નાલાયક બનવાની બ્હીક પેસાડવા સારૂ જ નેફર-કા-તા એ પોતાની શક્તિથી એને આ બધું સ્વપ્નમાં વીતાડ્યું હતું કે જેથી એટલાથી જ ચેતીને એ તંત્રવિદ્યાનો ગ્રંથ પાછો મૂકી જાય. વળી અહુરી તથા મેરાબનાં મૃતદેહોને કોપ્ટોસથી મેમ્ફીસ લાવી પોતાની કબરમાં મૂકાવવામાં સેટનાનો ઉપયોગ કરવો હતો એટલે એને ખરેખર અપવિત્ર કરવાનો નેફર-કા-તાનો ઈરાદો ન્હોતો.

જ્ઞાનીઓના બોધવચનોનું રટણ થાય છે,
પણ તેમની કબરો ક્યાં?
તે કઇ જગ્યાએ હતી તે પણ કોણ જાણે છે?
જાણે તેઓ કદી જન્મ્યા જ ન્હોતા એમ લાગે છે.
મોત પછી ક્યાં જવાનું છે અને ત્યાં શું છે તેની ખબર આપવ
પણ ત્યાં ગયેલામાંથી કોઇ આવતું નથી.
તો પછી એ બધું ભૂલીને જીંદગીની જ સંભાળ લે
જીવો ત્યાં સુધી મોજમજાહ માણી લો.
શરીરે ચંદનનો લેપ કરો.
સુશોભિત, સુગંધિત વસ્ત્રો પ્હેરો,
બધી વાસનાઓને સંતોષવામાં પાછા ના પડો.
મોતનો દિવસ આવી પ્હોંચ્યો સમજી લેઇ,
હ્રદયની બધી વાંછનાઓને તૃપ્ત કરી લો.
પછી હ્રદય ધમકતું બંધ થઇ જશે,
આસપાસ રુદનનો અવાજ પણ નહિ સંભળાય,
સંભળાય તો પણ હ્રદય ફરી ધડકતું નહિ થાય.
એટલે મજા કરી લો, થાય તેટલી મજા કરી લો.
ધનદોલત સાથે નથી લઇ જવાના;
અહીંથી ગયા પછી કદી પાછા નથી ફરવાના."

આ ગીત તો મજા કરવાના ઉપદેશનું હતું. પણ જેઓ જીંદગીમાં ખરેખરો ઉલ્લાસ અનુભવતાં હતાં તેમનાં ગીતો તરફ આપણે નજર કરીએ. એ ગીતોના પ્રાણસ્વરૂપ પ્રેમના જેવાં જ આ કાવ્યો પ્રાચીન છતાં નિત્યનૂતન છે. એમાં કોઈ અપૂર્વ મધુરતા અને મૃદુતા તમે જોઇ શકશો; આ રહ્યાં એ કાવ્યો:-

પંખી પકડવા ગયેલી એક કન્યા પોતાનું કામ ભૂલી જાય છે અને ગાય છે:-

### પ્રેમજાળ

"પંખી પકડવા પાથરેલી મારી જાળમાં પંખી સંપડાયું,
પણ એટલામાં તારી આંખોની પ્રેમજાળમાં હું જ ફસાઇ;
મારા હાથ ધ્રુજવા લાગ્યા અને જાળમાંથી પંખી ઉડી ગયું.
મારી મા આજે મને શું કહેશે?
રોજ તો હું કરંડીઓ ભરીને પંખી લઇ જતી.
પણ આજે તારી જાળમાં ઝલાયા પછી
પંખીઓને માટે જાળ પાથરવાનું હું ભૂલી જ ગઇ."

બીજી એક કન્યાના હ્રદયમાં પ્રેમ પંખીઓ સામે દયા ઉપજાવે છે, તે કહે છે:-

### પ્રેમાર્દ્ર

પંખીઓ ઝાડની ડાળ ઉપર કલ્લોલ કરી રહ્યાં છે,
મારા હાથમાં જાળ ઝુલી રહી છે,
પણ આજે આ પારધીનું મન જ થતું નથી.
મારા હૃદયમાં આજે પ્રેમ ઉભરાઈ રહ્યો છે,
આજે પંખીઓને મારાથી કેમ ઈજા થાય ?"

એક જુવાન માંદગીને બિછાને પડ્યો પડ્યો બોલે છે:–

### પ્રેમરોગ

આખો દિવસ હું માંદગીને બિછાને પડી રહું છું.
પડોશીઓ તથા મિત્રો મારી ખબર લેવા આવે છે.
હકીમો મારી નાડ જોઈ જાય છે.
પણ જો મારી પ્રિયતમા આવે તો પછી હકીમોની જરૂર નહિ રહે.
કારણ કે એ મારા રોગનું મૂળ જાણે છે

આ પછી એક દાડમડીનું ગીત લઈએ:–

### દાડમડીનું ગીત

મધઝરતા મીઠા શબ્દોમાં દાડમડી એક સુંદરીને સંબોધે છે
"લાલ માણેકનાં જેવાં દાડમ તારે માટે મેં રાખ્યાં છે,
લીલાંછમ પાંદડાંનો મેં શણગાર સજ્યો છે.
મારી ડાળીઓ નીલમના જેવી શોભી રહી છે.
તું આવ, મારા શીતળ છાંયડામાં બેસ,
અને તારા હૈયાના મધુર સ્વપ્નમાં લીન થા.
પછી તારા પ્રિયતમને તું પ્રેમપત્ર લખજે.
તે ખૂબ ખુશ થશે. પણ તું લખીશ શું ?
જો, આમ લખજે:—
'મારા અનુપમ બગીચામાં તું આવ,
દાડમડીના શીતળ છાંયામાં તું મારી જોડે બેસ.
તારે માટે જાતજાતનાં હું ફૂલો લાવીશ.
દારૂની પ્યાલી હું તને મારે હાથે ભરી આપીશ.
તારા મિલન-ઉત્સવના એ દિવસને
ફૂલોથી હું મધમધાવી મૂકીશ.'
પછી તું અને તારો પ્રિયતમ બે એકલાં
મારી હેઠળ બેસી આનંદ કરજો.
તારા પ્રિયતમનો અવાજ કેટલો મીઠો હશે !

સાકરલાલ : લક્ષ્મીદાસભાઇ, અમે તો આ રણજીતને સીધો કરવાનો વિચાર કર્યો છે.
લક્ષ્મીદાસ : એમાં કંઈ શક છે! નાપાસ થઇને તો આવ્યો છે, તો યે રોફ કેટલો છે.
મોહનલાલ : વાહ, ભાઇસાહેબ કલેક્ટર થવા ગયા હતા!
લક્ષ્મીદાસ : કલેક્ટર થનારા જુદા. મારા ચીમનનો છોકરો કહેતો હતો કે રણજીત તદ્દન ડોડ છે,
રણછોડદાસ: મને તો એના મોં પર અક્કલનો છાંટો દેખાતો ન હતો.
લક્ષ્મીદાસ : માણેકલાલને થયું કે દીકરો કલેક્ટર થઇ આવે તો બંગલામાં રહેવા મળે. પણ દીકરો તો એવો રતન જેવો નીકળ્યો કે નાપાસ થઇને આવ્યો.
કેશવલાલ : એ બધી વાત પડતી મૂકો ને રણજીત પ્રાયશ્ચિત કરવાની ના કહે છે તે વાત પર આવો ને!
લક્ષ્મીદાસ : ન શું કરે, પ્રાયશ્ચિત? (ચપટી વગાડી) ફટ દઇને માણેકલાલને ન્યાતબ્હાર મૂકશું એટલે બધું સીધુંપાર ઉતરી જશે,
રણછોડદાસ: એ અધુરો ઘડો છલકાય છે તેને સીધો કરવો જ જોઇએ.
કેશવલાલ : અધુરો નહિ ત્યારે શું પૂરો? પેલા પુનમચંદ, લાખ રૂપિયાનાં આસામી, પારિસ જઇ આવ્યા પછી તરત કાશી જઇ પ્રાયશ્ચિત્ત કરી આવ્યા.
મોહનલાલ : ચાલો, હવે વાત છોડો. ન્યાતશેઠ આવી પહોંચ્યા.
લક્ષ્મીદાસ : ઓહો, માણેકલાલ અને રણજીત પણ આવ્યા ને!

(ન્યાતશેઠ મોતીરામ, રણજીત અને માણેકલાલ આવે છે. મોતીરામ ગાદી પર બેસે છે અને માણેકલાલ તથા રણજીત એક બાજુપર સ્થાન લે છે)

મોતીરામ : આજે શું કામ છે?
ન્યાતગોર : શેઠ માણેકલાલના પુત્ર પરદેશ જઇ આવ્યા પછી પ્રાયશ્ચિત કરવાની ના કહે છે તે બાબતપર વિચાર કરવા.
મોતીરામ : માણેકલાલ, તમારે શું કહેવું છે?
માણેકલાલ : મારે કંઇ કહેવાનું નથી. મને એમ લાગે છે કે, આની બાબતમાં બધાને સ્વતંત્રતા આપવી અને ન્યાતે વચમાં ન પડવું.
લક્ષ્મીદાસ : વચ્ચે ન કેમ પડે! આ કંઇ ન્યાત છે કે રમત?
રણછોડદાસ: મોતીરામભાઇ, એમ નરમ કેમ થઇ જાઓ છો? માણેકલાલને એમ જ પૂછી જુઓની કે પ્રાયશ્ચિત્ત કરવું છે કે ન્યાતબ્હાર રહેવું છે.
રણજીત : મારી વાત સાંભળી લ્યો. હું તો મારી બહેનના લગ્નમાં હાજરી આપવા વિલાયતથી આવ્યો છું. હું પ્રાયશ્ચિત્તમાં માનતો નથી. પ્રાયશ્ચિત્ત તો પાપનું હોય. મેં કંઈ પાપ કર્યું નથી. ખાવાપીવામાં કે વર્તનમાં હું તમારા કરતાં શુદ્ધ રહ્યો છું.
બધાં : શું કહ્યું, અમે અશુદ્ધ?
મોહનલાલ : મૂકી દો ન્યાતબહાર કે એની જીભ કપાઇ જાય.
રણજીત : મારે પંચનો કે પંચની એક પણ વ્યક્તિનો અનાદર કરવો નથી. પણ જો

પંચ મારી લાગણી અને મારા સિદ્ધાંતનો અનાદર કરી મારી પાસે પ્રાયશ્ચિત્ત કરાવવા માંગતી હોય તો તે બની શકે એમ નથી.

મોતીરામ : બની ન શકે તો રહો ન્યાતબહાર અને સાથે રહેજો કુંવારા.

લક્ષ્મીદાસ : એટલું જ નહિ પણ તારા બહેન માટે પણ વિલાયતથી જ વર શોધી લાવજે.

(માણેકલાલ : રણજીતને નિશાની કરી બાજુએ બોલાવે છે. પશ્ચાદ્ભૂમિમાં પંચ ઉશ્કેરાઈને વાત કરે છે.)

માણેકલાલ : રણજીત, આટલી વાર માની જા, તું જીદ કરશે તો કુસુમનાં બારણે આવેલાં લગ્ન અટકાવવા પડશે.

રણજીત : બાપુ, એ વાત અશક્ય છે. હું કોઈપણ સંજોગોમાં પ્રાયશ્ચિત્ત કરવાનો નથી.

માણેકલાલ : ત્યારે કુસુમ માટે બીજો વર શોધું એમ ને ?

રણજીત : હું એમ કહેતો નથી, પણ મારો એવો મત છે કે જો આ પંચ બળજબરીથી મારી પાસે પ્રાયશ્ચિત્ત કરાવવા માગતું હો: તો ન્યાતબહાર રહેવાનું પસંદ કરવું. કુસુમ માટે મુરતિયો તો મળી રહેશે.

માણેકલાલ : તારે તો બોલવાનું છે. મારે તો બાપદાદાની કીર્તિ સંભાળવાની છે

રણજીત : બાપુ, તમારી લાગણી સમજું છું. પણ હું દિલગીર છું. મારાથી તમારી લાગણી સંતોષી શકાય એમ નથી બનતું તો હું પાછો વિલાયત ચાલ્યો જવા તૈયાર છું.

માણેકલાલ : કુસુમનાં લગ્ન માટે આવ્યો અને તે જોયા વિના જશે !

રણજીત : કુસુમને મારા આશીર્વાદ છે. એને જોઈ એટલે મને સંતોષ છે.

માણેકલાલ : પણ રણજીત, પ્રાયશ્ચિત્ત કરે તો તને પાપ તો નથી લાગવાનું ને !

રણજીત : મારા અંતરની માન્યતા વિરુદ્ધ કંઈ કામ કરવું એ પણ પાપ છે.

માણેકલાલ : રણજીત, તું સમજતો નથી. આ પંચને તું ઓળખતો નથી. તું ચાલ્યો જશે તો પણ શું કરશે તે જોવાનું, તારે માટે છોકરી શોધવી પણ...

રણજીત : (હસીને) તેની ચિંતા ન કરશો. દિલ્હી બહુ દૂર છે.

(રણજીત જાય છે.)

લક્ષ્મીદાસ : કેમ માણેકલાલ, શું વિચાર કર્યો ?

માણેકલાલ : મારે શું વિચાર કરવાનો છે ? વિચાર તો પંચે કરવાનો છે.

મોતીરામ : પંચે તો ક્યારનો વિચાર કરી દીધો છે.

રણછોડદાસ : પંચ તો કહે છે કે રણજીતે પ્રાયશ્ચિત્ત કરવું જ જોઈએ.

માણેકલાલ : (મૂંઝવણમાં પડી) રણજીત પ્રાયશ્ચિત્ત કરે એમાં મને કાંઈ વાંધો દેખાતો નથી પણ મને એમ લાગે છે કે પ્રાયશ્ચિત્ત માટે આટલો આગ્રહ કરવા કારણ નથી.

મોતીરામ : કારણ નથી ! માણેકલાલ આ પંચ છે કંઈ બેંક નથી અમારે પણ ન્યાતનો કારભાર ચલાવવાનો છે, પંચ તો ન્યાતની સરકાર છે.

માણેકલાલ : એ બધી વાત હું સ્વીકારું છું. પણ રણજીત ન માને તો હું શું કરી શકું !

રણછોડદાસ: કેમ સાકરલાલ, તારે પગે-કેમ છે? પગ દુઃખવીને શું કામ આવ્યો?

સાકરલાલ : હું જ ન આવું! મારા માણેકલાલનો છોકરો કલેકટર થઇને આવે અને મને જ હરખ ન થાય! રણછોડકાકા મારે ને માણેકલાલને કંઇ આજનો સંબંધ નથી. ના, ના કરતાં યે પંદર વરસ થયાં.

રણછોડદાસ: હું તે કયાં નથી જાણતો! મારા અને માણેકલાલના કુટુમ્બને ત્રણ પેઢીનો ઘરવટ જેવો સંબંધ છે. કંઇક દુઃખમાં મેં અને માણેકલાલે એકમેકને દિલસોજી આપી છે.

સાકરલાલ : દુઃખમાં પડખે ન ઊભા રહીશું ત્યારે શું સુખમાં! મારી પાસે તો એવી વાત કે ભલે સુખમાં કોઈ પાસે ન જઇએ પણ દુઃખની વેળાએ તો ફરજ ન જ ચૂકવી.

દામોદરદાસ: સો વાતની એ એક વાત.

લક્ષ્મીદાસ : કેમ માણેકલાલ દેખાતા નથી?

મોહનલાલ : આવી પહોંચશે, ટ્રેનને થોડી વાર છે.

રણછોડદાસ: વાર તો કંઇ એ નથી પણ વખતસર ગાડી આવે તો એ ગાડી શાની!

સાકરલાલ : તેમાં યે વળી હમણાં કેરીની મોસમ છે એટલે ગાડી કલાકેક મોડી જ આવવાની.

મોતીરામ : આજે તો આખું ગામ સ્ટેશન પર આવ્યું છે.

કેશવલાલ : ન આવે? માણેકલાલની કંઇ ઓછી લાગવગ છે?

મોહનલાલ : જુવાનીઆઓ પણ બોલબેટ મૂકી સ્ટેશન પર આવ્યા છે.

રણછોડદાસ: આવે જ ને પણ! આ બધા રણજીતની સાથે જ ભણનારા.

મોતીરામ : હોંશ તો સૌને થાય. મારો શાંતિ ત્રણ દિવસથી કહે છે કે શનીવારે રણજીત-ભાઇને તેડવા જવાનો.

કેશવલાલ : ટ્રેન આવતી હોય એવું લાગે છે.

મોતીરામ : આ માણેકલાલ પણ આવી લાગ્યા. કેમ માણેકલાલ તબિયત સારી છે ને? તારી છોકરી કેમ છે?

માણેકલાલ : હવે તો તાવ નથી આવતો.

મોતીરામ : બિચારી ઘાતમાંથી બચી.

(ચંદુ ઘાંચી મેલે કપડે બૂમ પાડે છે.)

ચંદુ : કેમ મોતીરામકાકા તમારે કંઇ સ્ટેશન પર આવવું પડયું?

મોતીરામ : તને ખબર નથી? માણેકલાલનો રણજીત કલેકટર થઇને આવે છે.

ચંદુ : મને તો ખબર જ ન પડી. હા; વાણિયાની આખી ન્યાત સ્ટેશન પર આવી ગઇ છે ને?

લક્ષ્મીદાસ : આવે જ ને! એ તો અમારો ન્યાતીલો થાય!

કેશવલાલ : ચાલો, ચાલો ગાડી આવી.

# તંત્રીસ્થાનેથી

## રાજ્યાધિકારનો સ્વીકાર

અનેક દિશાઓમાંથી અનેક પ્રકારની ચર્ચા થયા પછી જુલાઈની પાંચમી તારીખે કોંગ્રેસે અધિકાર સ્વીકારનો નિર્ણય કર્યો અને પરિણામે આજે જે પ્રાન્તોમાં કોંગ્રેસની બહુમતી છે તે પ્રાન્તોમાં કોંગ્રેસે નિયુક્ત કરેલા પ્રધાનોએ રાજ્યનું તંત્ર હાથમાં લીધું છે. અત્યારસુધીમાં પણ આ રાજ્યપરિવર્તનના કેટલાક ચિન્હો સ્પષ્ટ થઈ ગયાં છે. જૂની તંત્રપ્રણાલીમાં જે અધિકારો દાબી દેવામાં આવ્યા હતા તેમાંના કેટલાક અત્યારસુધીમાં મુક્ત થઈ ગયા છે અને ધીમેધીમે જેટલા પ્રમાણમાં બંધારણમાં અવકાશ છે તેટલા પ્રમાણમાં પ્રજાશાસનની પ્રવૃત્તિ અને પ્રગતિ થવા માંડશે. આ શાસનની શુભ શરૂઆત થઈ ગઈ છે અને જે સંયમ અને કાર્યનિષ્ઠાની પ્રજા પાસેથી અપેક્ષા રાખવામાં આવે તે પ્રજા પૂરતા પ્રમાણમાં આપશે તો કોંગ્રેસનું રાજ્ય સફળ નીવડશે એવી સંપૂર્ણ આશા અમને છે. મહારાષ્ટ્ર તરફથી પણ નવા તંત્રને અંગે સૂચનાઓની શરૂઆત થઈ છે અને જે એકાગ્રતાથી પ્રધાનમંડળો કામ કરી રહ્યાં છે તેમાં વિક્ષેપ કરનારા પ્રસંગો નહિં આવે તો સમસ્ત પ્રજાની પ્રગતિ પણ નવા રાજ્યતંત્ર નીચે થોડા સમયમાં અનેકગણી થઈ જશે. આ પ્રસંગે જે સેવાભાવી મહંતોએ અને સન્નારીઓએ પોતાનો વ્યવસાય તજીને સ્વાર્થત્યાગની વૃત્તિથી દેશના કાર્યમાં ઝંપલાવ્યું છે તેમને અમારા અભિનન્દન છે.

આપણી કાર્યશક્તિ, આપણી બુદ્ધિમત્તા, અને આપણી નીતિકુશળતાની કસોટીનો આ સમય છે અને આ પ્રસંગે પોતાની શક્તિનું જેમને પૂરું ભાન છે એવી વ્યક્તિઓએ સ્વેચ્છાથી સેવા સ્વીકારીને કોંગ્રેસને મદદ કરવી ઘટે છે. મ્હાનાન્હાના વર્ગોને દૂર કરીને એક અને અખંડ હિન્દુસ્તાનનું આપણું સ્વપ્ન સિદ્ધ કરવાનો સમય આવ્યો છે અને એ સ્વપ્ન સિદ્ધ થશે એવું કાળબળ જણાય છે.

## ક. મા. મુનશી

શ્રી મુનશીનો ક. મા. મુનશી તરીકે ઉલ્લેખ કરવા જેવો સંબંધ ગુજરાતનો એમની જોડે નથી. પણ એ જાતના ઉલ્લેખથી શ્રી મુનશીના જીવનની એક નવી દિશા પ્રગટ થાય છે. ગુજરાતની અસ્મિતા ગાનાર મુનશી ધીમેધીમે ગુજરાતના મટી સમસ્ત હિન્દના બનતા ગયા છે એ જીવનક્રમ પણ ગુજરાતમાં બધાને પ્રત્યક્ષ જ છે. પોતાના વ્યવસાયનો ત્યાગ કરીને શ્રી મુનશીએ સત્યાગ્રહમાં ઝંપલાવ્યું હતું અને એમની શારીરિક પ્રકૃતિને બહુ પ્રતિકૂળ એવો જેલવાસ પણ સ્વીકાર્યો હતો. પણ શ્રી મુનશીની પ્રકૃતિમાં જે દેશભક્તિ અને સ્વાતંત્ર્યભાવના છે તે જોતાં હિન્દના ઉદ્ધાર માટે ગમે તેવો ભોગ આપવા એ તત્પર થાય એ જ આપણને સ્વાભાવિક લાગે છે, એટલે આ પ્રસંગે મુંબાઈના પ્રધાનમંડળમાં હજારોની કમાણીનો પરિત્યાગ કરીને એમણે જે પ્રધાનપદ-સેવકપદ-સ્વીકાર્યું છે તે માટે અમે તેમને અભિનન્દન આપીએ છીએ. શ્રી મુનશીમાં જે કાર્યશક્તિ અને બુદ્ધિમત્તા છે તે તેમને આ નવા અધિકારમાં સર્વાંગે સફળતા અપાવશે એમાં સહેજ પણ શંકાને અવકાશ નથી. ગુજરાતની ખોટમાં સમસ્ત હિન્દનો લાભ છે એ આપણે માટે ઓછું આશ્વાસન નથી. ચાલુક્ય, મુંજાલ અને કાકના સર્જનાર એ સ્વપ્ન સિદ્ધ કરવામાં સહાયરૂપ નીવડે એવી અમારી શુભેચ્છા છે.

રહી તોફાની ટોળીના એ સાહિત્યના કહેવાતા આશકો સાહિત્યની ઊંડી ને નિર્મળ સરિતામાં ચંચુપાન કર્યા વગર સાહિત્યના પ્રદેશોના ગુપ્તચરો બનવા બેસી જાય છે. એ બને છે અને સાહિત્યવિમુખ જગત આગળ લેખોનાં ભૂખ્યાં ફરફરિયાંમાં એક સુન્દર સવારે કે સાંઝે સારાં બીબાંમાં એમની નિઃસત્ત્વ મહાશોધોની જાહેરાત કરે છે. ફલાણો લેખક તો ચોરશિરોમણિ છે, એનામાં કંઇ માલ ન મળે, એણે તો ફુમામાંથી, કોઇ અંગ્રેજી પેની મેગેઝિનમાંથી કે કોઇ બંગાળી મહાશયની અમરામર કૃતિમાંની આબાદ ઊઠાવ્યું છે ને ગુજરાતી સાહિત્યની ભોટ દુનિયાને છેતરી છે. સત્ય કરતાં પણ માત્ર હોહાથી ચોંકતી ને ચમકતી ગુજરાતી પ્રજા માટે આવો ગબડાવેલો ગોળો કેટલીક વાર આબાદ અસર કરતો જણાય છે. પણ આ મહાશયના અધિકાર વિષે, તેમણે સૂચવેલી અસલ કૃતિ વિષે, પ્રતિષ્ઠિત લેખકને પૂછ્યા વગર તેના ઉપર 'ચોર' ના નાંખેલા મિથ્યારોપણ વિષે–ટૂંકામાં કહેવાતી અસલની કે ચોરકૃતિ વિષે આ બંદૂકના ખાલી બાર કરનાર જેટલી જ દુનિયા અજ્ઞાન રહે છે. પણ શ્રી. ચંદ્રવદન મહેતા તો જરા નસીબદાર હોઇ માત્ર આવા આરોપણને એકલા જ પાત્ર થયા છે. બીજાઓને તો આવાં આરોપણ સાથે એમના ટીકાખોરોએ અસભ્ય બનીને બૈરાંછોકરાં સાથે વગોવી ગાલિપ્રદાન પણ કર્યાં છે. આપણા ગુજરાતી સાહિત્યમાં આમ આવા ટીકાખોરોમાં ખેલાડીઓનું દીલદરિયાવ દીલ નથી ને આરોપણને સિદ્ધ કરવાની જરા તાકાત પણ નથી કે રચનાત્મક વિવેચન આપવાની આવડત નથી. 'આગગાડી' ના લેખકે નથી બંગાળીમાંથી ચોર્યું. બેએક પેઢીથી એમના કુટુંબમાં આગગાડી ને તેનું વાતાવરણ સજીવ જીવનસંગાથી હતાં. નાટકના લેખકે પછી એમાં એની પ્રતિભા પૂરી એને સ્વતંત્રતાથી ગુજરાતી સાહિત્યને નઝર કર્યું. આપણી વચ્ચે કેવા અનુદાર ને અજબ ગોળા ગબડાવનારી વ્યક્તિઓ છે તે આપણે આ પહેલી વાર જાણીએ છીએ!

× × × ×

'અખો, વરવહુ, અને બીજાં નાટકો'ના સંગ્રહદ્વારા આશરે દસકાથી લખાયેલું અને ભજવાયેલું 'અખો' નાટક તેના છેવટના સુઘડ સ્વરૂપમાં આપણે જોઇએ છીએ.' શીરોહીના માંડણ બંધારા કવિને પગલે ચાલનાર અમદાવાદી વેદાન્તી સોની અખાકવિનું તાદૃશ જીવન આ સફલ કૃતિદ્વારા તે કાળના જ્વલંત ને સજીવ વાતાવરણ સાથે અહીં ખડું થાય છે. અમદાવાદની સલ્તનતનો એ ઐતિહાસિક કાળ અને તે વખતનું ગુજરાતી લોકજીવન નાટ્યકૃતિમાં નિર્મળતાથી પ્રતિબિમ્બિત થઇ રહેલું જણાય છે. વેદાન્તની અટપટી અંખોશાહી કવિતાથી ભડકેલા વાચકો આ નાટ્યકૃતિદ્વારા એ અદ્‌ભુત સુવર્ણકાર કવિ અને તેના સુધારક જ્ઞાની આત્મા સાથે ગાઢ પરિચય કરે એટલી આખા યે નાટકની 'અસરકારક' અસર આ નાટ્યકારે મારા માનસ ઉપર ઉત્પન્ન કરી છે.

આ કૃતિ પછી 'આરાધના' નામનું કલાની ચર્ચા ઊકેલતું નાટક આવે છે. પછી 'આણલદે' એ શ્રી. ઝવેરચંદ મેઘાણીની લોકવાર્તા 'શેત્રુંજીને કાંઠે' ની નાયિકા આણલદેની અદ્‌ભુત પ્રેમકથા છે. કાઠિયાવાડના આયરો–ચારણો–ની એ એક અમર કથા છે. પોતાની પરણેતર આણલદેને આત્માર્પણથી ને ઉદારતાથી ઢોલરો તેના હૈયાના સ્વામી દેવરાને અર્પણ કરે છે. નાટ્યકારે આવી નાજુક કૃતિ સજીવ ને સફલ કરી આલેખી જાણી છે.

આ પછી 'સંઘાકાળ' એ ગુજરાતના છેલ્લા વાઘેલા વીર ને દેશપ્રેમી કરણદેવના કરુણ જીવનના સંધ્યાકાળનો મનહર આલેખતું નાટક આવે છે. ગુજરાતના આ કાળનો સાચો ઇતિહાસ 'કરણઘેલો' વાર્તાના લેખકે સંશોધનના અભાવે વિકૃત રૂપમાં આપણી આગળ મૂક્યો હતો તે સાચા સ્વરૂપમાં આપણને શ્રી ચંદ્રવદન મહેતા અહીં આપે છે. પેલી દેવળ-આપણા ગુજરાતની એ છેલ્લી વીરાંગના-રાજકુમારી બિચારી કેટલીએક ને કેટલાએક કોઠથી ભરી ભરેલ ,બલિ બને છે! આ રોમાંચક નાટ્યકૃતિ જો કોઇ ગુજરાતી કુમારકુમારીઓ ભજવે-ભજવી શકે-તો એનો જન્મ અમર ને ખૂબી આપણે સર્જોડે જરૂર જોવા જઇશું.

'ઘડીભર', 'દાંપત્ય-દર્શન' ને 'વરવહુ' એ ત્રણે નાટિકાઓ કઇ બેઠી વાતાવરણ ઊભું કરતી શ્રી. ચંદ્રવદનના બેઠી છતા નિર્મળ હાસ્યરસના પ્રતિબિંબમાંથી નાનીનાની છતાં સફળ કૃતિઓ છે-અતિ ભૂલોની યાદી આપતી એ ખોટની હકીકતો છે.

'નાગાબાવા' એ નાટક તો અમલતાની દ્રષ્ટિએ આપણા વિચારપ્રદેશની એક અમલ ને સરસ કૃતિ હું ગણું છું. અર્ધા કરોડ ભીખારીઓથી ભરેલી આપણી હિન્દી વસતિના ગૃહસ્થાશ્રમ ઉપર બોજારૂપે સ્વચ્છંદ વિહરતા આ બાવાઓ તેમના ભીખવાના, લૂટવાના ને ધારકા ધનથી તાગડધિન્ના કરતા રહ્યાં મધેલી આપણી ઘેલી હિન્દી માનવતાના નમના ફરી ફરી એ નાટક વાંચીને નહીં જ ભૂલે. હજી શ્રી. ચંદ્રવદન મહેતા આવા બીજા આપણાં અહીંતહીં તરવરતા સંપ્રદાય ધર્મના 'બહાના નીચે બીખતાં બહેનભાઇઓને પકડી લાવી તેમનું નાટક લખે એમ હું તો ઇચ્છું છું.

નાટ્યકારની છેલ્લી કૃતિ 'રમકડાંની દુકાન'. તેં કે મેં આજસુધીમાં રમકડાંની દુકાનો તો કેટલી કેટલી જોઇ છે! પણ જડ ને ચેતન બને જાતના રમકડાંની મનોહર નાટ્યસૃષ્ટિ તો આ દુનિયાદુકાનના નાટ્યકારે જે લખી છે તે તો જુદા જ પ્રકારની છે, વિરલ છે, આવાં સુંદર રમકડાં મને તો અહીં જગતાં ને ઊઘતાં જડે, સભ્યાળય આવી પડી ઘેરી વળે છે. એમને જોતાં ને જાણતાં એ હમણાં તો અહીં તમારાથી દૂર પડયા છતાં મને તમારો વિયોગ પણ વિસરાવે છે. તેમનામાં તને, બાબુને, બેબીને ને બકાને બધાંને જાણે હું પ્રત્યક્ષ હાજરાહજૂર જોઇ રહ્યો છું.

આજે બહુ વખત નથી. કાગળ પણ ખૂટ્યા છે ને હવે બરીદીશ ત્યારે તને કે કોઇને લખાશે.

લિ
તારો કુમાર

સાર્થ ગુજરાતી જોડણીકોશ:—પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઇ દેસાઇ, નવજીવન પ્રકાશનમંદિર. ગાંધી રસ્તો, અમદાવાદ-ત્રીજી આવૃત્તિ. ૧૯૩૭; મૂલ્ય: ચાર રૂપીઆ.

આપણા વિદ્યાર્થીઓ માટે ઉપયોગીમાં ઉપયોગી જો જે કાર્ય વિદ્યાપીઠ અને તેના સાહિત્યકાર સંપાદકોએ કર્યું કરાવ્યું છે તેમાં જોડણીકોશ એ એક બહુ જ મહત્ત્વનું કાર્ય છે. એ શબ્દકોશની આ ત્રીજી આવૃત્તિ છે અને ગઇ આવૃત્તિ કરતાં એમાં ૧૦૨૧૪ શબ્દોનો

વધારો કરવામાં આવ્યો છે છતાં વિદ્યાર્થીની સરેરાશ સ્થિતિ એને પહોંચી વળે એટલી તેની કિંમત રૂપીઆ ચારની જ રાખવામાં આવી છે. શ્રી મગનભાઇ દેસાઇ આ આવૃત્તિના પ્રકાશન માટે ધન્યવાદને પાત્ર છે.

આ અને આવા જ પ્રયાસોથી ગુજરાતી જોડણીમાં શુદ્ધિને માર્ગે પ્રગતિને અવકાશ છે. હજી આપણાં દૈનિક વર્તમાનપત્રોમાં, કેટલાંક સાપ્તાહિકોમાં, કેટલાંક પુસ્તકોમાં જ માત્ર નહીં પણ શાળાથી માંડી યુનિવર્સિટિ સુધીનાં આપણાં પાઠ્યપુસ્તકોમાં જોડણીની અરાજકતા પ્રવર્તે છે અને એ મીટાડવા માટે હાલ સુધીમાં જેજે પ્રયત્નો સરકાર તરફથી, વિદ્યાપીઠ તરફથી ને સાહિત્ય પરિષદ વગેરે સંસ્થાઓ તરફથી થઇ ચૂકયા છે તેનું સરવૈયું કાઢી હવે નવેસરથી એ પ્રયાસો સર્વવ્યાપક નીવડે એવો પ્રબંધ કરવાની જરૂર છે. કોઇપણ જવાબદાર સંસ્થા કે વ્યકિતનો આ પ્રબંધમાં સહકાર સાધવો. મુદ્રણાલયો, પ્રકાશનમંદિરોના પ્રતિનિધિઓ, પ્રતિષ્ઠિત લેખકો અને પ્રકાશકો જોડણી માટેની જ એક પરિષદમાં મળે અને

'હવે પછી કોઇને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી'

એ મહાત્માજીનો સંદેશ બધે અસરકારક રીતે પહોંચાડવાનો પ્રબંધ કરે. આવા પ્રમાણભૂત કોશ પછી જોડણીના પ્રેમીઓ જોડણીના મહાપ્રશ્નને સુગમ કરશે તો આ કોશની તેમ જ વિદ્યાર્થીઓની ખરી મુસ્કેલીઓની યોગ્ય કદર કરાશે.

પ્રકાશકને પુનઃ ધન્યવાદ આપી આ આવૃત્તિ જલદી ખપી જાય અને એનું અભિવૃદ્ધ સ્વરૂપ આપણને હવે પછી મળે એમ અમે ઇચ્છીશું.

**સોરઠ, તારાં વહેતાં પાણી:**—લેખક: ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક: શંભુલાલ જગશી શાહ, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; મૂલ્ય: અઢી રૂપીઆ.

ગુર્જર ગ્રંથમાલાનું આ છઠ્ઠું પુસ્તક છે. સાહસિક પ્રકાશકને ગુજરાતી સાહિત્યનાં કેટલાંક અંગોને જવાબદારીથી ખીલવનાર શ્રી ઝવેરચંદ મેઘાણી જેવાની આ સર્જનાત્મક સાહિત્ય કૃતિ મળી છે. સોરઠના જનમંડળમાંથી—નગર અને જનપદના—લેખક એમની આ કૃતિની પાત્રસૃષ્ટિ ઊપજાવી ઇસુની વીસમી સદીના આરંભથી માંડી એકાદ વીશીનું સોરઠનું માનવજીવન અહીં આપે છે. લેખકના જીવનનાં વહેતાં પાણી સાથે તેમની જન્મભૂમિ પરનાં સહચારીઓનો પણ આ કૃતિ એક ઝાંખો ઇતિહાસ રજૂ કરે છે અને તે રસથી વાંચી જવા આપણે પ્રેરાઇએ છીએ. દૈનિક પત્રનાં ઊતાવળિયાં સાહિત્યસર્જન કરતાંકરતાં આવી મુખ્ય નાયક નાયિકા કે પ્રેમત્રિકોણ વગરની સરસ સર્જનકૃતિ કરી તેને રસપ્રદ કરવા માટે શ્રી મેઘાણીને અમે ધન્યવાદ આપીએ છીએ. સોરઠના માનવઇતિહાસના રસિકોને આ સ્વતંત્ર સાહિત્યકૃતિ વાંચવાની ને વિચારવાની અમે ભલામણ કરીએ છીએ.

**કિસ્મતનો સીતારો, દિક્‌પાલ, અકકલનો ચમત્કાર:**—(ત્રણ નાટિકાઓ)—લેખક અને પ્રકાશક: ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા; મૂલ્ય: ૭ આના.

શ્રી પંડયાની ઉદ્યોગી અને કસાયલી કલમની આ ત્રણ નાટિકાઓ છે. એમની

–સોમાભાઇ પટેલ: કિં. ૦–૮–૦: મુખ્ય વેચનાર: આર. આર. શેઠની કં., પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ.

વિજ્ઞાનની અટપટી અને શુષ્ક લાગે તેવી વાતો બાલકોને આનંદ પડે તેવી રીતે આપવામાં પશ્ચિમના લોકો ઘણા પારંગત છે પણ હજી અહિં તો એની શુભ શરૂઆત થાય છે. પુસ્તકમાં એવી શરૂઆત સિદ્ધ હસ્તે થઇ ચૂકી છે એમ કહેવામાં સંકોચ લાગતો નથી. ન્યુ ઇરા સ્કૂલના 'સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર' તરફથી અત્યાર સુધીમાં 'ચાંદરણાં', 'પતંગિયાં' અને 'સંગીત મંજરી' એ ત્રણ બાલકોને બહુ પ્રિય થઈ પડે તેવાં નાનકડાં પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે. "વિજ્ઞાન પાઠાવલિ"થી એક સુંદર અને ઉપયોગી પુસ્તકનો તેમાં ઉમેરો થાય છે. એને માટે બાલમાનસશાસ્ત્રી જમુભાઇ દાણીને અભિનંદન.

**કિલકિલાટ:**—સંપાદક: જમુ દાણી અને સોમાભાઇ પટેલ: પ્રકાશક: સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, ન્યુ ઇરા સ્કૂલ, મુંબાઇ: કિં. રૂ. ૦–૬–૦

બહુ નાનાં બાલકોને ઘણી ગમ્મત આવે તેવું અને સાથે સાથે તેમનામાં જ્ઞાનનો વિકાસ થાય તેવું આ 'કિલકિલાટ' પુસ્તક છે. ફળફળાદિ, વાહનો, રમકડાં, જાનવરો વગેરે સંબંધી બહુ સહેલાં અને સરસ જોડકણાં એમાં આપ્યાં છે. છોકરાં જરૂર એ પોતાના માબાપ પાસે ખરીદાવે, જો કે કિંમત સહેજ વધુ પડતી કહેવાય.

**બાળ જોડકણાં:**--લેખક: ગિજુભાઇ; પ્રકાશક: ગોપાળરાવ વિદ્વાંસ; શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; મૂલ્ય: પાંચ આના.

**સન્નારીઓને બે બોલ:**—લેખક: રામમોહનરાય દેસાઇ; વિ. સં. ૧૯૯૩: શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, મુંબઇ.

શ્રી રામમોહનરાયે એક કાળે એમના 'સુન્દરી સુબોધ'દ્વારા ગુજરાતનાં સ્ત્રીજનોની સંગીન સેવા કરી છે. મુંબઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે એમના જેવા જૂના મિત્રને બે બોલ કહેવા સંભાર્યા એ એક નોંધવા જેવી બાબત છે. હાલના ખૂબ જ વિકાસપંથે વિચરતા સ્ત્રીજીવનને એમના વિચારો જરા જૂના તો લાગશે જ.

**સ્વાતંત્ર્યનો પ્રયોગ:**—લેખક: હરભાઇ ત્રિવેદી; મૂલ્ય: આઠ આના.

શ્રી હરભાઇએ આપણા શિક્ષણક્ષેત્રને સઘન ને પ્રેરક કરવાને ઘણાએક સુન્દર પ્રયત્નો કર્યા છે. આ નાનું પુસ્તક તેવો એક સરસ પ્રયત્ન છે. શિક્ષણને વૈજ્ઞાનિક દૃષ્ટિથી વિચારતા આપણા શિક્ષકસમાજને આમાંથી ઘણું જ જાણવાનું મળશે.

**છેલ્લો પાવાપતિ:**—લેખક: અને પ્રકાશક: ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા; દેવગઢ બારીઆ; મૂલ્ય: પાંચ આના.

**ન્યાતનાં નખરાં યાને જુવાનીની જ્યોત:**--લેખક-પ્રકાશક: શ્રી ગજેન્દ્રશંકર પંડ્યા; મૂલ્ય ૭ આના.

**કલમ ચાબુક:**--લેખક: બેકાર; પ્રકાશક: વદથી સાહિત્ય કાર્યાલય, રાંદેર; મૂલ્ય: રૂ. ૧-૪-૦

**ભજનામૃત:**—પુસ્તક ૧ લું—લેખક-પ્રકાશક: શ્રમિક્રમ ભગવાનદાસ ભાવિક, પાટણ. આવૃત્તિ બીજી; મૂલ્ય: રૂ. ૦–૧૪–૦

**જોસેફ પિલસુદ્સ્કી:**—લેખક: હરિશ્ચન્દ્ર ભટ્ટ, પ્રકાશક: કુમાર કાર્યાલય, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ.

**હાથીનું નાક:**—સંપાદક. નાગરદાસ ઇ. પટેલ; ચિત્રકાર. જગમોહન મીસ્ત્રી, પ્રકાશક: બાલવિનોદ કાર્યાલય. મલાડ (મુંબઈ). સોલ એજન્ટસ: ધી જનરલ બુક ડેપો, પ્રિન્સેસ સ્ટ્રીટ: મુંબઈ ૨. મૂલ્ય નથી આપ્યું

બાલવિનોદ પ્રકાશનનું આ પહેલું પુસ્તક છે. સંપાદકે પુસ્તકના બાહ્ય અને આંતર વિભાગને સુશોભિત કરી બાળક વાંચનારાને પૂરા પણ મોટા અક્ષરો વડે છાપી બહુ જ આકર્ષક બનાવ્યા છે. ૭ થી આઠ વર્ષના બાળકો માટે આ પુસ્તકની યોજના છે અને એને સર્વાંગસુન્દર બનાવવામાં એટલી બધી કાળજી લેવાઈ છે કે બાળકો અને તેમનાં વડીલો આ નવીન ઢબછબના બાલપુસ્તકથી આકર્ષાયા વગર નહિ જ રહે. શ્રી પટેલને તેમના આ નવીન સાહસ માટે ધન્યવાદ આપવા જોઈએ.

**પિનાકીન:**—અનુવાદક. મુગટલાલ ન. તલાટી, પ્ર. રસિક ગ્રન્થમાળા, મુંબઈ ૨ કિંમત: ૩–૦–૦

પ્રસિદ્ધ રશિયન સાહિત્યકાર ફ્યોદર ડૉસ્ટૉવસ્કીના Crime and Punishment નું આ ગુજરાતી સંયોજન છે. મૂળ વાર્તાને સ્વદેશી પોશાક પહેરાવવાનો પ્રયાસ ઉચિત લાગ્યા તે ફેરફારો કરીને કર્તાએ કર્યો છે એમ એમનું પોતાનું નિવેદન છે.

આ પ્રયાસમાં એકંદરે કર્તાને ઠીક સફળતા મળી છે એ પ્રથમ કહેવાની જરૂર છે. પણ મોટી નવલકથા લખનારને ભાષા ઉપર જે પ્રભુત્વ જોઈએ તે મેળવતાં કર્તાને હજૂ સમય લાગશે એ કહેવાની જરૂર છે. આ અપૂર્ણતાની અસર પાત્રો અને પ્રસંગોનાં આલેખન પર પણ થવા પામે છે માટે શ્રી તલાટીને આલેખનની સિદ્ધિ માટે લખવાનો વિશેષ મહાવરો રાખવાની જરૂર છે.

છતાં ધીમેધીમે શ્રી તલાટી સારા સારા અનુવાદો ગુજરાતને આપવા સમર્થ થશે એમ એમનો આ પ્રયાસ જોતાં લાગે છે. મૂળ વાર્તાનો રસ અખંડ રીતે જળવાઈ રહ્યો છે અને અનેક પ્રસંગો એવી રીતે આલેખાયા છે કે પરદેશના જીવનમાંથી નહિં પણ આપણાં જીવનમાંથી જ લેવાયાં હોય એવું આપણને લાગે છે. શ્રી તલાટીને એમના સાહિત્યજીવનમાં અમે સફળતા ઇચ્છીએ છીએ.

"જ."

**અશ્રુહાર:**—લેખક: સ્વપ્નસ્થ; પ્રકાશક: મનુભાઈ ર. વ્યાસ, વિલે પાર્લે; મૂલ્ય ત્રણ આના.

શ્રી સ્વપ્નસ્થ ગુજરાતના આધુનિક કવિમંડળખચિત આકાશમાં પ્રસંગે પ્રસંગે દર્શન દે છે. કાવ્યની દેવીના એ નવીન ને પ્રેરિત ભક્ત છે. એમની આ નાનીશી કાવ્ય-કૃતિનો અમે સત્કાર કરીએ છીએ.

**ઘર ભણી:**—લેખક: ઇન્દ્ર વસાવડા; પ્રકાશક: જમનાદાસ રવાણી. રસકડાં માર્કેટ, અમદાવાદ; પ્રાપ્તિસ્થાન: નૂતન સાહિત્ય ભંડાર; અમદાવાદ; મૂલ્ય: છૂટક આવૃત્તિ: દોઢ રૂપીઓ.

**રામદૂત રતન:**—(મરાઠી): બાલવિનોદમાલા: પુસ્તક પહિલે-સંપાદક: ગુજરાતી વિભાગ: નાગરદાસ પટેલ; મરાઠી વિભાગ: ગ. મ. વૈદ્ય; પ્રકાશક: બાલકૃષ્ણ લક્ષ્મણ પાઠક; મોતી બાજાર, મુંબઈ ૨; મૂલ્ય: ૩ આના.

અનુરરાવ બાલવિનોદમાલા: પુસ્તક દુસરે: બાકીનું ઉપર મુજબ.

શ્રી નાગરદાસ પટેલનાં બાલ સાહિત્યનાં ઉત્સાહ અને સાહસ ગુજરાતી ક્ષેત્ર મૂકી મહારાષ્ટ્રીય ક્ષેત્રમાં આ બે પુસ્તિકાઓ સાથે ઊતરે છે. એમના પ્રયાસને અમે વિજય ઇચ્છીએ છીએ.

**વિજ્ઞાનની રમતો:**—ભાષાંતરકાર: શ્રી. મોંઘીબહેન; પ્રકાશક: ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ; સંપાદક: ગિજુભાઈ; શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; મૂલ્ય: પાંચ આના.

**બીટીની પરી:** લેખક: ચંદ્રશંકર ભટ્ટ; ઉપર મુજબ.

**વિજ્ઞાનના દૃષ્ટાંઓ ભાગ-૧** ભાષાંતરકાર: શ્રી. મોંઘીબહેન: ઉપર મુજબ.

ભાવનગરના શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરના બાલસાહિત્ય વૃક્ષાવલિનાં પલ્લવ, પુષ્પો અને ફળો વખતો વખત સંખ્યામાં તેમ જ ગુણવત્તામાં વધતાં જ રહે છે. ગુજરાતનાં બાલકોના જીવનવિકાસની સર્વસંગ્રાહક દૃષ્ટિ એના લેખકમંડળનો પ્રિય દૃષ્ટિકોણ છે. એમનાં પ્રકાશનો ગુજરાતી બાલકોની વધુ ને વધુ સેવા કરે એમ અમે ઇચ્છીએ છીએ.

**શ્રાવણી મેળો:**—લેખક: ઉમાશંકર જોષી; પ્રકાશક: વોરા અને કંપની, ૮, રાઉંડ બિલ્ડિંગ, કાલબાદેવી મુંબાઈ, ૨; મૂલ્ય: રૂપીઓ દોઢ.

'વાસુકિ'ના ઉપનામથી ભાઇ ઉમાશંકર જોષીએ ઘણીએક નવલિકાઓ છૂટક છૂટક લખી ઘણા રસનોનું ધ્યાન ખેંચ્યું હતું. આ પુસ્તકદ્વારા નવલિકાકાર 'વાસુકિ' એમનું નામ પ્રગટ કરે છે. વાસ્તવિકતાનું ઔચિત્યભર્યું આલેખન કરી શ્રી. ઉમાશંકર જોષી નવલિકાઓને સાંધતા પ્રસંગોનું પૂરું અને આકર્ષક વર્ણન કરી કલાની જમાવટ કરવા પ્રયત્નો કરે છે. છતાં એમની નવલિકાઓ આ દૃષ્ટિએ સંપૂર્ણ કલામય ન કહેવાય. એમનો પ્રયત્ન એ ચાલુ રાખશે તો અમને તો શ્રદ્ધા છે કે કાવ્યકલા અને નાટ્યકલા જેમ એમને વરી છે તેમ આ નવલિકાઓની કલા પણ એમના પર તુષ્ટ થશે જ.

**વસુંધરાનાં વ્હાલાં દવલાં:**—લેખક: શ્રી. ઝવેરચંદ મેઘાણી.

ભાઇ મેઘાણીનું આ પુસ્તક ફૂલછાબના ભેટપુસ્તક તરીકે પ્રગટ થાય છે. કર્તા જણાવે છે તે પ્રમાણે વીક્ટર હ્યુગોના "The Laughing man" માંથી ત્રણ પાત્રો સર્જવાના વિચારથી આ પુસ્તક લખાયું છે. ભાઇ મેઘાણી ગ્રામ્ય જીવનના અભ્યાસી છે, ગ્રામ્ય વાતાવરણ એમની લેખીનીમાંથી સુંદર રીતે સર્જાય છે. વાસ્તવદર્શનના પણ એ

(અનુસંધાન પૃ. ૨૦૧૨)

# વર્તમાન સાર

## —: રોજનોંધ :—

### જુલાઈ : ૧૯૩૭

તા. ૧ : બે કરોડ રૂપીઆના ખર્ચે વડોદરા રાજ્યના સોનગઢ મહાલમાં અંભરી નદીના મુખ આગળ બંધ બાંધી નહેરનું બાંધકામ શરૂ કરવાની યોજના વિચારાય છે. શ્રી મનહરરામ મહેતા ૩૭ વર્ષ સરકારની સેવા કરી મુંબાઈ હાઈકોર્ટના મુખ્ય ભાષાંતરકાર અને ઈંટરપ્રિટરના પદથી મુક્ત થઈ રજા પર ગયા.

તા. ૪ : સેન્ટ્રલ બેંકના સંચાલક ને નાણાંશાસ્ત્રી સર સોરાબ પોચખાનાવાળાનું અવસાન. કાનપુરના શેઠ પદમપત સિંઘાનિયાએ હિન્દી ભાષાના પ્રચાર માટે શ્રી જમનાલાલ બજાજ મારફત કાર્ય કરાવવા પાંચ વર્ષ સુધી દરેક વર્ષે રૂપીઆ પંદર હજાર આપવા કહ્યું છે.

તા. ૬ : પૂના ખાતે ડૉ. રામકૃષ્ણ ભાંડારકરની જન્મશતાબ્દી ઊજવાઈ.

તા. ૭ : ગુજરાતી સાહિત્ય પરિષદના ઉપપ્રમુખપદ પરથી શ્રી કનૈયાલાલ મુનશીએ નિવૃત્તિ લીધી અને તે સ્થાને લેડી વિદ્યાબ્હેન નીલકંઠની વરણી થઈ.

તા. ૮ : વર્તમાનપત્રો છાપવાના કાગળો પરની જકાતમાં ઘટાડો થયો.

તા. ૯ : અમદાવાદ મ્યુનિસિપાલિટીએ પોતાની હદમાં થતાં જન્મોની નોંધ લેવાનો ઠરાવ કર્યો છે.

તા. ૧૦ : મુંબાઈ યુનિવર્સિટીની સિન્ડિકેટના મોટા ભાગના સભ્યો અને વાઈસ-ચાન્સેલર શ્રી અંગારકર વિરુદ્ધ હોવાથી મેટ્રીકની પરીક્ષા વર્ષમાં બે વાર લેવી એ સેનેટનો ઠરાવ ઊડી પડ્યો. કરાંચી ખાતે ભરાનાર તેરમી ગુજરાતી સાહિત્ય પરિષદની પહેલી પ્રચાર પત્રિકા અને 'સુદિશા' માસિક પ્રસિદ્ધ થયાં.

તા. ૧૨ : શ્રી લલિતજીને એમની ૬૧ મી જન્મજયન્તીપ્રસંગે વિરમગામની પ્રજાએ શ્રી રામનારાયણ પાઠકને પ્રમુખપદે અભિનંદન આપ્યાં.

તા. ૧૪ : આર્યસમાજે રાવળ જાતિના સાત હજાર અછૂતોને ખ્રિસ્તી ધર્મમાંથી મંજૂરી કરી હિન્દુધર્મમાં લીધા.

સિનોર ઇણ્ડિયન કલ્ચરલ સોસાઇટીએ ચિનના એકત્રીસ લેખકોના પુસ્તક ભંડારની ભેટ રવિબાબુના શાંતિનિકેતનને કરી.

મુંબાઇના પ્રધાનમંડળ તરીકે મહાસભા નિયુક્ત પ્રધાનોનો મુંબાઇ સરકારે સ્વીકાર કર્યો.

શ્રી ગુજરાતી ફાર્બસ સભામંદિરમાં દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીને પ્રમુખપદે શ્રી બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા અંગે શ્રી ભગવાનલાલ માંકડે 'આપણી ઊજવિયાત તથા ઊતરતા વર્ણોનાં લોકગીતો ને તેમની સમીક્ષા' એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું.

મુંબાઇની નવી ધારાસભા મળી.

વાયરલેસના સંશોધક સિનોર માર્કોનીનું રોમ ખાતે ત્રેસઠ વર્ષને વયે હૃદયસ્તંભનથી અવસાન થયું. ગુજરાતમાં અતિવૃષ્ટિને લીધે જાનમાલ ને ખેતીને બહુ જ નુકશાન થયું. જાહેર થયું કે વડોદરારાજ્યની ધારાસભા શ્રી છોટાભાઇ સુતરીયા અને શ્રી મગનભાઇ પટેલ વરકન્યાની ઉમ્મરના કજોડા સામે ઠરાવ આણવાના છે.

શ્રી ઝવેરચંદ મેઘાણીસંપાદિત ગીતોને મુંબાઈ હાઇકોર્ટમાં ચાલેલા એક મુકદ્દમાના નિર્ણયમાં કાયદાનું રક્ષણ મળ્યું છે ને તેમના તે હકનો ભંગ કરવા માટે એમને રૂ. ૩૦૦૦ ને દાવાનું ખર્ચ મળ્યાં.

જાહેર થયું કે સુપ્રસિદ્ધ વિમાની અને વૈજ્ઞાનિકો કર્નલ લિણ્ડબર્ગ અને નોબલ ઇનામના વિજેતા ડૉ. એલેક્સિસ કારેલ મૃત્યુનું રહસ્ય ઊકેલવાનો પ્રયોગ કરી રહ્યા છે હિન્દી સરકારે નીમેલા બે નિષ્ણાત મિ. એબટ ને મિ. વુડનો હિન્દની કેળવણી સંબંધેનો અહેવાલ તૈયાર થવા આવ્યો છે તે બહાર પડશે. બંગાળામાં નજરકેદી દિનની ઊજવણી. સ્કાઉટ પ્રવૃત્તિ રાષ્ટ્રીય બનાવવી એનાં પગરણ શ્રી ભુલાભાઇ દેસાઇને હાથે મુંબાઇમાં થયાં.

: વડોદરારાજ્યની ધારાસભાનું સત્ર શરૂ થયું. હિન્દી પુનર્લગ્નના કાયદાની જયંતી મુંબાઇ ખાતે બ્લેવેટસ્કીલૉજમાં ઊજવાઇ. શ્રી. સુધારકવીર કરસનદાસ મુલજીની ૧૦૬ જન્મજયંતી શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિરમાં દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીને પ્રમુખપદે ઊજવાઇ તેમાં શ્રી કરસનદાસનાં જીવન અને પ્રવૃત્તિઓ ઉપરાંત 'સાંપ્રત સ્ત્રી કેળવણી' નામે ઇનામી નિબંધનું વાચન શ્રી સુશીલ મુનશીએ કર્યું, સુરત જીલ્લાના માંડવી પાસેનું પંદરસો વર્ષોનુ મ્હેવાનું એક તામ્રપત્ર મળી આવ્યું.

: સાહિત્ય સસદની કાર્યવાહક સમિતિએ તેની સભામાં 'ગુજરાત'નું ચાલુ પ્રકાશન બંધ કરવાનો ઠરાવ કર્યો.

(અનુસંધાન પૃ. ૧૦૪૦ નું ચાલુ)

આટલા નીચે અપવાસથી કરફોર ને વિકરાળ આંખે અચાનક શિવરાશિને જોયો. અને "ઓ મારી મા રે" ની બૂમ મારી, તે એક છલંગે મઢની બહાર ગઈ, અને રાશિ ખાવા ધાતો હોય તેમ ત્યાંથી નાઠી.

શિવરાશિ ત્યાંથી ઉઠ્યો. અપમાનિત ત્રિપુરસુંદરી એની પૂજા ગણુ કર્યાથી સ્વીકારે વ્યાકુળ તે પોતાને મુકામે ગયો સિધ્ધેશ્વર ને હરદત્તને બોલાવી લાવવાની આજ્ઞા કરી અને અપવાસ મૂકયો.

હરદત્ત તરત આવ્યો. ત્રિપુરસુંદરીના વિધિભંગથી એ જનની પૂજારીના હૃદય પર ક્રૂરપણે આઘાત થયો. પચાસ વર્ષ થયાં, ગંગસર્વજ્ઞ ગાદી પર આવ્યા તે પહેલાંથી એ ત્રિપુરસુંદરીના મંદિરનો ભક્ત હતો. એણે અગાઉના ઉત્સવો જોયા હતા ને કરાવ્યા હતા. આજે એ ઉત્સવ અધૂરો રહ્યો. મંદિર વિધિવિચ્છિન્ન થયું. અને મહામાયાની પૂજા એના હાથમાંથી ગઈ. એની તો પૃથ્વી રસાતાળ ચાલી ગઈ. એ બોલતો બંધ થઈ ગયો. અડધો ગાંડા જેવો એ મહામાયાના મંદિરની આસપાસ ભમ્યા કરતો. કોઈવાર કોઈ અંધારા ખૂણામાં કોઈ વામમાર્ગીય દિક્ષીતોની સાથે મળી એ કૈક વિધિઓ કરાવતો.

"હરદત્ત, આપણા પર ભયંકર વિપત્તિ આવી પડી છે."

"હું" હરદત્તે કહ્યું.

"તું શું ધારે છે? જગદંબાની મહાશક્તિની પૂજા અધૂરી રહી તેથી આ દૈવકોપ થયો છે."

હરદત્તની આંખો સ્થીર થઈ, "ખરી વાત."

"અધૂરી પૂજા પૂરી કરવી જોઈએ ને કરેલાં પાપનું પ્રાયશ્ચિત કરવું જોઈએ તે વગર આ વિપત્તિ દૂર નહી થાય. શિવરાશિએ કહ્યું.

"મહામાયાના કોપમાંથી કોઈ બચ્યું નથી." હરદત્ત બોલ્યો.

"આપણે મહામાયા આરાધવાં જ જોઈએ, કાલે આપણે પ્રભાસ જવું પડશે. તું મારી સાથે રહેજે ત્યાં આપણે જગદંબાની પૂજા કરીશું."

"ઠીક, હું અહીંઆં જ રહીશ."

"ખબર છે! સાથે ચૌલા પણ હશે."

"શશિજી, મહામાયાના કોપથી કોણ બચે શું ધરો પણ એમની પૂજામાં સ્ખલન કરનાર કદી બચવાનો નથી." હરદત્તે કહ્યું.

"ઠીક ઠીક" શિવરાશિએ કહ્યું. "તું હવે અહીંઆં જ રહે. હું જાઉં છું." કહી ગંગસર્વજ્ઞનો પટ્ટશિષ્ય વિપત્તિ દૂર કરવાની પોતાની યોજના અમલમાં મૂકી શરૂ પામે ગયો.

૫

ચૌલા નાહી અને મંદિરમાં એની મા નિત્ય સાફ કરતી હતી ત્યાં ગઈ.

"મા, મા! પેલો મારી પાછળ પડ્યો હતો ?"

"કોણ ? ભીમદેવ ?"

"શું બકે છે ? શશિકા."

"તું તો ગાંડી છે. ભીમદેવ મહારાજ જોયા."

"બા, મને પુછ નહીં," ને ચૌલાની આંખમાં આંસું ભરાઇ આવ્યાં. "હું તો ણી છું. મારા નસીબમાં સુખ જ નથી." અને તે રડી પડી. ગંગાએ એને કેમે ત્વન આપ્યું.

"બા, કાલે આપણે ખંભાત જવું પડશે."

"જેવી સર્વજ્ઞની મરજી."

"આપણે જઇને પુછી આવવું તો જોઇએ"

"કેમ અહીંઆંથી જવાને બહુ આકરી બની છે ?" ગંગાએ પુછ્યું.

"મારા શંભુ મારા નથી. હવે હું એમને નૃત્યે રીઝાવી નહી શકું. હું છતી તોય મોત તોય શું ?" અને પાછી તે ધ્રુસકાં ભરી રડવા લાગી,

"ચાલ, ચાલ, આપણે તપાસ કરીએ." કહી ગંગા ચૌલાને લઇ ગુરુદેવના આવાસ ઇ. ગુરુદેવ એકાંતમાં મંત્રણા કરતા હતા એમ ખબર મળી એટલે એ ત્યાં ગઇ. ગમે ત્યારે ગમે ત્યાં જવાની રજા હતી એટલે તે ઉમરા આગળ ભીંત આડે બેઠી. પણ એની પાસે બેઠી. બને ખંડમાં બરોબર જોઇ ન શકતાં, પણ બધું શકતાં.

"ગુરુદેવ ! અમે પણ એ જ નિશ્ચય કરી બેઠા છીએ. અમારા જીવતાં અમારા ભગવાનની એક ધજા પડવા ન દઈએ, પણ અમે ન હોઈએ તો !" રા'એ કહ્યું.

"કોણ કોને રાખી શક્યું છે, રા', તમારું કહેવું વ્યર્થ છે. મારા દેવ અહીંઆંથી નહીં ખસે. તમારા જેવા બત્રીસ લક્ષણા પ્રાણ આપવા તત્પર છે ત્યાં પરાજયની વાત શાની કરો છો. લડો ને વિજય કરો. ભગવાન તમારી સહાયમાં છે."

"હું જાણું છું, હું એ જાણું છું." ભીમદેવે કહ્યું. "મારા અંતરમાં પણ એ જ અવાજ ઊઠે છે. મારો ભોળોનાથ ત્રિશૂળ લઈને બેઠો છે, પછી વિજય આપણો જ છે. પણ યુદ્ધ વખતે આપને લઈ જઈ શકાય"--

"ન લઈ જઈ શકાય, મારા બાપ." ગુરુદેવે કહ્યું. "એ તો સર્જનકાળે અહીંઆં પ્રગટવા ને પ્રલયકાળે અહીંઆં જ રહેવાના."

"તો પછી આપ ખંભાત જાઓ. આપના ઉપર તો આખા પાશુપત મતનો આધાર છે."

"વત્સ" ગુરુદેવે ધીમેથી પણ દૃઢતાથી જવાબ દીધો, "તમે મને ક્યારે ઓળખશો. મને આ ગુરુપદ નથી પ્રિય, ને નથી પ્રિય લકુલેશ મતનું સર્વોપદ. હું તો મારા ભગવાનનો દાસાનુદાસ છું. જ્યાં એ ત્યાં હું. એમનાથી વિખૂટું જીવન હું કલ્પી શકતો નથી."

"પણ આ તે કંઈ તપસ્વીઓનું કામ છે? અમારાં કામ છે!"

"તપસ્વીઓનું કામ કયું નથી, ભીમદેવ?" ગુરુદેવે પૂછ્યું, "જ્યાં તપસ્વી નથી ત્યાં પુણ્ય નથી ને જ્યાં પુણ્ય નથી ત્યાં વિજય નથી."

"પણ આપ હશો તો"--

"એ પણ વાત પડતી મૂકો." સર્વજ્ઞે કહ્યું. "આમ ન પણ એ જ જીદ લઈ બેઠો હતો, પણ મેં તો મારો નિશ્ચય ક્યારનો કર્યો છે. જ્યાં ભગવાનનું લિંગ ત્યાં હું. જેને જે કરવું હોય તે કરે. દેવ ને મ્લેચ્છ વચ્ચે કોઈ આડિખીલો નહીં હોય તોય હું એકલો ઊભો રહીશ. મારે ભટ્ટારકે શાં પરાક્રમ સખાયાં હોય તે તમે કેમ જાણશો?"

સર્વજ્ઞનો ધીરો પણ નિશ્ચલ અવાજ સાંભળી સઘળાએ આંસુ લૂછ્યાં. ભીમદેવ આદિ વીરો પણ આ વૃદ્ધની અડગતા આગળ અવાક્ બની ગયા.

છેવટે સર્વજ્ઞે કહ્યું. "બધા મારા શિષ્યોને લઈ જાઓ. લકુલેશમતના એ રત્નો છે. એમની વિદ્યા ને તપનું સંરક્ષણ જરૂરનું છે. શિવરાશિ તું અને ગગનરાશિ બધાને લઈને ખંભાત જા."

"જેવી આજ્ઞા" શિવરાશિએ કહ્યું. ગગનરાશિ તે શિવરાશિ પછી બીજો મુખ્ય શિષ્ય હતો, તેણે વગર શબ્દે આજ્ઞા માથે ચડાવી.

"વૃદ્ધોને તો હું આજે રાતે જ મોકલી દઉં છું" ભીમે કહ્યું. "સવારે

ભીમદેવે મૃદુતાથી ચૌલાને ઉચકી ગંગાના ખોળામાં સુવાડી. ગંગસર્વજ્ઞ હસ્યા.

"જ્યાં શ્રદ્ધા હોય ત્યાં જીવ વહાલો ન હોય" તેમણે કહ્યું. "જેને શ્રદ્ધા હોય તે ભલે રહે. ભક્તોને ભગવાનથી જુદા કરવામાં મહાપાતક છે."

"હા," કચવાઈને ભીમદેવ બોલ્યા "હું જેટલું કરવા માગું તેથી વિરુદ્ધ કોઈ સિદ્ધાંત હોય હોય ને હોય. પણ ગુરુદેવ, હવે મારું ધાર્યું તો કરવા દેશો?"

"હા હા, હવે નહીં બોલું." ખડખડ હસીને ગુરુદેવે કહ્યું. "શા માટે? આખો અધિકાર તો મેં તમને આપી દીધો છે, હવે શું?"

૬

પણ ભીમદેવે ધાર્યું હતું એટલું સહેલું આ કામ નહોતું. જેમ તેમ કરી દામોદર મહેતાએ આઠ વહાણો તરત મોકલ્યાં હતાં. હવે બીજાં અગિયાર વહાણો આવશે એવો સંદેશો આવ્યો હતો. ભરૂચ બંદરેથી પણ થોડાં આવશે એવી આશા પણ દર્શાવી હતી. નાના વહાણમાં બહુ તો પચાસ માણસ માય, મોટામાં બસેંનો સમાવેશ થાય, અને આટલાં વહાણોમાં દશ પંદર હજાર માણસ મોકલવાં રહ્યાં, એટલે મુશ્કેલીનો પાર નહતો.

દિવસ અને રાત એ કામ આગળ ધપાવવાનું હતું એટલે મશાલોની પણ વ્યવસ્થા કરવાની હતી.

આખું પ્રભાસ થોડા વખતમાં કીડીના દરની માફક પ્રવૃત્તિથી ઉભરાઇ ગયું. અને એના પ્રેરક ભીમદેવ હતા. પગે કે ઘોડા પર તે આમથી તેમ મંત્રીઓ ને સેનાપતિઓ સાથે દોડતા. દરેક વસ્તુ પર એમની નજર પડતી. પલેપલે એમના હુકમ નીકળતા. એમની આંખોમાંથી જ્વાલા નીકળતી; એમના મોઢામાંથી વાગ્બાણ છુટતાં. અને એક બે અવજ્ઞા કરનારે એમના બાહુબળનો સ્વાદ પણ ચાખ્યો. એક ધૃષ્ટ નાયક. જેણે ખાઇ ખોદવા જવાની સાફ ન પાડી તેણે તરવારને એક ઝટકે જમણો હાથ ખોયો. ગામનો ધણી આવ્યો હતો એમ બધાને પ્રતીતિ થઈ. ભીમદેવ છેલ્લીવાર નગરમાં ચાલતી પ્રવૃત્તિઓ પર નજર નાંખી આવ્યા ત્યારે લગભગ મધ્યરાત્રી થઇ હતી. બધું કામ રસ્તે પડયું હતું, અને સવાર સુધીમાં તો ઘણું, ઉકેલાઇ પણ જશે જોઇ એમને સંતોષ થયો. આખરે પરકોટમાં ભગવાનના મંદિરની એક ઓસરીમાંની એક મેડી પર જ્યાં એમનો ઉતારો હતો ત્યાં એ આવ્યા. વિરો ચાવડો ત્યાં એમની વાટ જોતો હતો. એણે નાવાનું પાણી ને ખાવાનું તૈયાર રાખ્યાં હતાં. વિરો મહારાજનો અનુચર, મિત્ર ને મા ત્રણુની ગરજ સારતો. એણે ભીમદેવને એમના બાલપણમાં ખભાપર બેસાડી ઘોડો ઘોડો રમાડયા. મોટા થયા ત્યારે એણે તરવાર ફેરવતાં ને બાણ મારતાં શીખવ્યું હતું. ભીમદેવ કુંવર હતા ત્યારથી તે તેમની સાથે રહેતો, પોતે ચાખી પછી ખાવાનું પોતાના ધણીને ખવાડતો; અને રોજ તેમના સુવાના ખંડને બારણે નાગી તરવાર લઇ સુતો. વીરો રાતના પગ ન દાબે તો ભીમદેવને ઉંઘ ન આવે. અને ભીમદેવ રાતે આવી વીરાને થોડી વધતી વાત ન કરે ત્યાં સુધી વીરો સુવે નહીં.

આજે પણ વીરાએ ભીમદેવને નવાડયા ને જમાડયા, "બાપુ, હવે સુઇ જાઓ. બેચાર ઘડી નિંદર લીધા વિના તબીએત નહીં ટકે."

"અરે હમ્મીરને ન નસાડું ત્યાં સુધી મારે તો ઉંઘવું હરામ છે." કહી તેમણે કેડે તરવાર બાંધવા માંડી.

"પણ બાપુ, જરા તો પગ વાળો. કાલરાતના તમે જંપીને બેઠા નથી. હજી તો યુદ્ધનું કામ બહુ દિવસ ચાલવાનું છે."

"વીરા, આ યુદ્ધનું કામ નથી, તું પણ ચાલ, તૈયાર થા."

"એવું શું છે?" કહી વીરાએ પણ શસ્ત્રો સજવા માંડયા "તું ઘરડો થયો, તું શું જાણે?" અને બંને મેડી પરથી નીચે ઉતર્યા.

"વીરા, કાલે આ સામેની મેડીપર ગુરુદેવ રહેવા આવવાના છે. સભાળીને રહેજે."

"એમનો આવાસ છોડી અહીંઆં?"

"હા." ભીમદેવે કહ્યું, એમના ઘણા શિષ્યો કાલે ચાલી જશે. ને એ પરકોટમાં આપણી સાથે રહે તો જરૂર પડે ત્યારે આપણી પણ તરત મળી શકાય.

બને નીચે આવ્યા એટલે સભામંડપ આગળ ચોકી કરતા સૈનિકે નમસ્કાર કર્યા.

ભીમદેવ સંતોષ પામ્યા.

"દેવધામ લશ્કરી સ્વરૂપ ધારણ કરવા લાગ્યું છે." તેમણે ધીમેથી વીગના કાનમાં કહ્યું.

"બાપુ, તમારા જેવા કાર્તિકેયના અવતાર હોય ત્યાં બીજું શું થાય ?"

બંનેએ ભગવાનનાં દર્શન કર્યાં અને પછી ભીમદેવ નર્તકીઓના આવાસમાં ગયો. મોડી રાત છતાં ઘણા ઘરોમાં ધમાલ ચાલી રહી હતી, કારણ કે ઘણીખરી નર્તકીઓ કાલે ખંભાત જવાની હતી. થોડીએકે અહીંઆં રહેવાનો વિચાર દેખાડ્યો હતો પણ એટલી સ્ત્રીઓને પણ અહીંઆં રહેવા દેવી કે કેમ તેનો વિમળમંત્રીએ નિશ્ચય નહોતો કર્યો.

ભીમદેવ ગંગાના ઘર તરફ ગયા. એનું બારણું બંધ હતું, અને માળ ઉપર એક ઝાંખો દીવો બળતો હતો. તેણે કડું ઠોક્યું અને જવાબમાં તરત ગંગાનો અવાજ આવ્યો. "કોણ છે, અત્યારે ?"

એ મહીના પહેલાંનો ભીમદેવ હવે સર્વસત્તાધિકારીના સ્વરૂપમાં અહીંઆં હતો. હવે એને જરા ય ક્ષોભ નહોતો થતો. "એ તો હું, ભીમદેવ. ચૌલાની ખબર લેવા આવ્યો છું."

"ભીમદેવ મહારાજ," ક્ષુબ્ધ ગંગાથી બોલાઇ ગયું. માએ દીકરીને ઉઠાડી બે જણ વચ્ચે કંઈ ધીમે ધીમે વાત થઈ. દીવો મોટો થયો, અને ગંગાએ આવી બારણું ઉઘાડ્યું. "પધારો, પધારો ચાલુક્યરાજ."

"વિશ, અંદર આવ ને બારણું ભીડજે." કહી ભીમદેવ ગંગા જોડે ઉપર ગયા.

"ચૌલા સારી થઈ ગઈ. એનો સ્વભાવ એવો છે કે જરા જરામાં થઈ જાય છે. અને પછી એ બેભાન થાય છે, ને મારી ચિંતાનો પાર રહેતો નથી. પધારો, બેસો." કહી ગંગાએ બાણાવળિને આસન આપ્યું. ભીમદેવે ચારેતરફ જોયું "ચૌલા કપડાં બદલવા ગઇ છે હમણાં આવશે."

અને બારણાની તડમાંથી જરાક ડોકિયે,-ચૌલા એના રણે ચડેલા રુદ્રને જોઇ રહી હતી, તેના કાનમાં દેવનાં દુદુભી ગડગડતાં એના દેવે—એના પ્રભુએ એની તપશ્ચર્યા સ્વીકારી ને સદેહે હમ્મીરના મદનું મર્દન કરવા આવી પહોંચ્યા. ને તેના મનમાં આ વિચાર આવતો ત્યારે તેની ચપળ આંગળીઓ લુગડું બદલવામાં પરોવાઈ હતી. તેણે કપડાં બદલ્યાં, પણ તેનો પગ ન ઉપડ્યો.

"ચૌલા, આવની." ગંગાએ કહ્યું.

"ચૌલા દીવન કરી મહારાજના ખંડમાં આવી અને શરમની મારી નીચેથી ઉંચું ન જોઇ શકી.

"આવ," ગંગાએ કહ્યું.

તે આવી. અદ્ભુત છટા નીતરતી—શરમાતી બાલ અપ્સરાની લઘુવેશ મોહિનીથી ભીમદેવને આંજતી. એનાં ઝાંઝર કૈંક ઝણક્યાં, ને તે ભીમદેવને પગે પડી, તેના ચરણની રજ માથે ચડાવી.

"ચૌલા, તેં રાતે કહ્યું હતું કે વિજય કરીને વહેલા વળજો તે હું ભૂલ્યો નથી. નીચા નમેલા મુખમાંથી, એ ભાવભીની આંખોએ ઉંચું ભાળી જુના ભીમદેવનો મૂક ઉપકાર માન્યો. "હું તે ભૂલ્યો નથી" એણે ઉમેર્યું.

"આપ મંદિરમાં આવ્યા અને નૃત્ય બંધ કર્યું ત્યારે હું જ નાચતી હતી મહારાજ" મધુર અવાજમાં ઠપકો હતો.

"અને મેં જોઇ નહીં, હું એકદર્શી છું. તે વખતે હું પ્રભાસને લડાયક કરવાની ધૂનમાં હતો" અને તે હસ્યા, "પણ મારી ભુલ થઇ. રાજ, થોડો વખત નૃત્યથી ભગવાન આરાધવાની તને છુટ છે, હું એ જ કહેવા આવ્યો છું."

"અને કાલમુખાથી ચૌલાને બચાવી તે માટે આપનો કેટલો ઉપકાર માનું?"

"સ્ત્રી વિપ્ર ને ગાય ક્ષત્રિય નહીં રક્ષે તો કોણ રક્ષશે?" ભીમદેવે કહ્યું. ચૌલાની આંખમાંથી ઠપકાનાં તીર ફરી છુટયાં. "મને ક્ષત્રી હના તેમાં ઉગારી?" એમ એ આંખો કહેતી હતી.

ભીમદેવના હૃદયના તાર એકદમ ઝણઝણી ઉઠયા, પણ એને લાગ્યું કે આ સમય પ્રણયગોષ્ઠિનો નહોતો. તે એકદમ ઉભા થઇ ગયા. "હજી મારે ઘણું કામ છે. હું જાઉં છું."

ગંગા પણ ઉભી થઇ ગઈ. "મહારાજ કોઇવાર દર્શન દેજો."

ભીમદેવ ઠમક્યો, તેણે ઉર્વશીને શરમાવે એવી લાવણ્યમૂર્તિ સામે ઉભેલી જોઇ ને તેને દૂર ઠેલવાની તેની હીંમત ચાલી નહીં.

"પ્રભાસમાં કાલ પછી ભાગ્યે જ બીજી કોઇ સ્ત્રીઓ હશે. કાલથી તમારે બંનેને ગુરુદેવ ને હું જ્યાં રહેવાના છીએ ત્યાં આવવું પડશે. અમારી સારવાર તમારે કરવાની છે."

ગંગાના હર્ષનો પાર ન રહ્યો. "જેવી કૃપાનાથની મરજી." તેણે કહ્યું.

ચૌલાને તો દશેદિશ નૃત્ય કરતી દેખાઇ. ભીમદેવની કર્તવ્યપરાયણતાએ નવું કારણ ઉમેર્યું. "કાલે સવારે આ આખા નર્તકીઓના આવાસમાં મારા સૈનિકો આવી પડાવ નાંખવાના છે."

બપોર સુધી ભગવાનની સેવા અને ગુરુભક્તિ એક પલ્લામાં હતાં, બીજા પલ્લામાં હતાં ગુરુની ગેરહાજરીમાં પાશુપત મતનો વિજય અને ત્રિપુરસુંદરી જેમાં ઉતર્યાં હતાં એવી ચૌલાનું સાન્નિધ્ય. હવે તો ચૌલા પણ પહેલા પલ્લામાં જઈ બેઠી. ગુરુએ પાપ કર્યું હતું. એની પાસે ખોટી રીતે પ્રાયશ્ચિત્ત કરાવ્યું હતું અને વિધિભંગ કર્યો હતો એટલે ગુરુભક્તિનું વજન ઓછું થયું હતું એ ખરું, અને વખત છે ને હમ્મીર છતે ને પ્રભાસ લે તો પાશુપતમતનો ઉદ્ધાર એના પર જ અવલંબે તેથી બીજા પલ્લામાં ભાર પણ વધ્યો. ગુરુ વૃદ્ધ થઈ અહીંઆ રહે, હમ્મીર બધાનો વિનાશ કરે અને તેથી જો એ ખંભાત હોય તો એને સર્વજ્ઞપદ તરત મળે એ વિચાર એણે મનમાંથી કાઢી નાંખ્યો. એક તપસ્વીની દૃષ્ટિએ જ એણે આ પ્રશ્નનો ઉકેલ આણવાનો હતો. પોતે અહીંઆં રહે ને ગુરુ પણ ન હોય અને એ પણ ન હોય તો પાશુપત વિદ્યાનો લોપ થઈ જાય. ચૌલા અહીંઆં રહે ને પોતે જાય અને ત્રિપુરસુંદરીની પૂજા અધુરી રહેવાથી દૈવી કોપ વધે આમ સંકલ્પવિકલ્પ કરતા તે પરકોટમાં દાખલ થયા. આ પવિત્ર ધામમાં સૈનિકોની ચોકી અને ભક્તોનો અભાવ જોઈ તે ખિન્ન થયા. એમની તપશ્ચર્યા જો પુરી કરાય, જો મહામાયાની પૂજા પુરી થાય તો હમ્મીર આપોઆપ બળીને ભસ્મ થઈ જાય. પણ એ બધું શી રીતે કરવું ?

એ એક તરફથી આવ્યા ત્યારે ભીમદેવ અને વીરો ચાવડો તેમના ઉતારા તરફ જતા હતા તે એમણે ઓળખ્યા. ભીમદેવ જબરો હતો, હોંશીઆર હતો; એને ગાદી પર આણવા એણે પણ થોડી મદદ કરી હતી, જો હમ્મીર હારે, અને ભીમદેવ ગુર્જરેશ થઈ રાજ્ય ભોગવે તો પોતાનું સર્વજ્ઞપદ શોભે એ વાત પણ ખરી ....વિચારમાલા તુટી ગઈ ને તે જ કાને ભીમદેવના શબ્દો સંભળાયા.

"વીરા, ચૌલા અદ્ભુત સુંદરી છે. કાલે તું મળશે ત્યારે તને ખાત્રી થશે."

· ચૌલા અદ્ભુત સુંદરી! સુંદરી! આ ક્ષુદ્ર સંસારી જીવને ખબર નથી કે એનામાં ત્રિપુરસુંદરીનો અંશ છે અને એની પૂજા અધુરી રહી તેથી તો આ બધી પીડા આવીને પડી છે પણ ભીમના અવાજમાં સંભળાયેલો ભાવ એમને ન ગમ્યો. એ કાલે વીરાને મળવાની! ક્યાં! કેવી રીતે! બપોરે ભીમે એને ઓળખી પણ ન હોતી અને અત્યારે આ વાત ક્યાંથી! ભીમદેવ અને ચૌલા પહેલાં મળ્યાં હતાં એ ગપ્પાં ખરાં!

અત્યારે ભીમદેવ એમના મનથી ઉતરી ગયો. ચૌલામાં રહેલી મહામાયાનું એ કોઈ રીતે અપમાન કરતો હતો એવો એમને સ્પષ્ટ ખ્યાલ આવ્યો.

ભીમદેવ અને વીરો પોતાની મેડીએ ચઢી ગયા એકદમ તે અટકીને ઉભા. એમના માર્ગ પર પ્રકાશ પડ્યો, જ્યાં સુધી ચૌલામાં ઉતરેલાં મહામાયા રીઝે નહીં ત્યાં સુધી આ વિપત્તિ દૂર થવાની નથી. એ વિપત્તિ દૂર કરવામાં એમના તપની કસોટી હતી. એમનો નિશ્ચય સ્પષ્ટ થયો; પ્રભાસમાં જ રહેવું.

(અનુસંધાન પૃ. ૧૧૦૦ નું ચાલુ)

પક્ષપાની છે. આ પુસ્તકમાં આત્મદર્શન અને વાસ્તવદર્શન સુંદર રીતે રજુ થયાં છે. પણ એ કરવા જતાં ભાઈ મેઘાણી કેટલેક ઠેકાણે બિભત્સ રસનાં બારણાં ઠોકે છે એ વાતનો દિલગીરી સાથે નિર્દેશ કરવો પડે છે. કલાનું ધ્યેય ચુકીને માત્ર વાસ્તવદર્શન ઉપર જ સમય ધ્યાન રોકવામાં આવા દોષો સાહિત્યકૃતિમાં ઘુસી જતા હશે? વિજયગઢની અદાલતમાં "વાળું પ્રકરણ ઘણી જ સચોટ અને ધાર્મિક ભાષામાં આલેખાયું છે. સફળતા મેઘાણીની કલમને વરેલી છે એટલે આ પુસ્તકની સફળતા વિષે બે મત છે જ નહિ.

**બંગાળની લોકકથાઓ:**—આલેખનકાર શ્રી. મોંઘીબેન : પ્રકાશક દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર. કીં. પાંચ આના

વધતા જતા બાલસાહિત્યમાં આ કથાઓ સુંદર ઉમેરો કરે છે.

**નવો આચાર-નવો વિચાર:**—લેખક : હરભાઇ ત્રીવેદી : પ્રકાશક દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર. કીંમત બાર આના

કેળવણીના ક્ષેત્રમાં આજે જે નવું ચિંતન અને મનન ચાલી રહ્યું છે તેમાં આ પુસ્તક સુંદર માર્ગદર્શન કરશે. માનસિક દૃષ્ટિએ કેળવણીનો વિચાર કરવાનું માન ગુજરાતમાં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનને ઘટે છે. એનાં પ્રકાશનો એ ભાવિ ગુજરાતનું જ્ઞાન-ધન છે.

**રસરંજન ભાગ-૨**—અનુવાદક: શંકર શાહ—દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર. જેનો પ્રથમ ભાગ બાળકોમાં પ્રિય થઇ ચૂક્યો છે તેના બીજા ભાગ માટે અભિપ્રાયની જરૂર રહેતી નથી. પહેલા ભાગે ઉત્પન્ન કરેલી રસવૃત્તિ બીજા ભાગમાં ચાલુ છે એ જ એની સફળતાનો પુરાવો છે.

બ.

---

## ગયા અંકની શુદ્ધિ

'મદ્યન રેંચ નાટકકાર ચસિન' એ લેખના લેખકનું નામ રહી ગયું હતું તે આ પ્રમાણે છે: કૃષ્ણવદન જેતલી

## ૨ નવલકથા



## ૩ નવલિકા

## ૧૧ તંત્રીસ્થાનેથી



## અનુક્રમણિકા : લેખકવાર

## ૨ નવલકથા



## ૩ નવલિકા



## ૪ નાટક

## ૧૧ તંત્રીસ્થાનેથી